

# સમર્પણ

સંસારની ૮૪ લાખ શેરીઓમાં રખડનારો
મોહ રાજાના સૈનિકોની ઝપટમાં ઝપટાયેલો
માટે જ સર્વથા અનાથ બનેલો એવો
હું શિક્ષિત થવા માટે
આપશ્રીનાં ચરણોમાં દીક્ષિત થયો
અને શિલ્પીના હાથે પડેલો પત્થર
ટાકણા તથા હથોડાનો માર ખાઇને
પૂજ્યતમ આકારને પામે તેમ
હું પણ કાંઈક બની શક્યો છું.
તેથી આપશ્રીના
અનંત ઉપકારનો લાભ મેળવી
કૃતકૃત્ય થયેલો એવો હું
ભગવતી સૂત્ર સાર સંગ્રહનો
બીજો આગમીય ગ્રંથ
આપશ્રીના કરકમળોમાં અર્પણ કરીને
ધન્ય બનું છું.

ભવદીય,
—પં. પૂર્ણાનંદવિજય
(કુમારશ્રમણ)



# "जैनी वाणी स्तुति"



जीयात् जीयात् सदा जीयात्, जैनी वाणी जगत्त्रये ।
संसारतापदग्धानां, जीवानां सौख्यदायिनी ॥१॥

महाधीरा च गंभीरा, त्रिलोकीद्रव्यसाधिका ।
वाणी तीर्थकृतां मान्या, देवदानवमानवैः ॥२॥

अर्हद्वक्त्रप्रसूता या कर्मौघदाहने क्षमा ।
मोहक्रोधशमे मुख्या, मोक्षमार्गविधायिका ॥३॥

सन्मतिज्ञानलाभार्थे, भाषानुवादगुम्फिता ।
व्याख्याप्रज्ञप्तिः पूज्या सा पूर्णानन्दं ददातु मे ॥४॥

जैनीवाणी प्रथयतु सुख मादृशेभ्यो जनेभ्यः,
"पूर्णानन्दा" जिनवरमुखे शोभमाना सदैव ।
पापासक्तैर्विनयरहितैः क्रोधमायासुबद्धैः,
सेव्या पूज्या नहि भवति या दुर्जनैः सा सतीव ॥५॥

—पं॰ पूर्णानन्दविजय (कुमारश्रमण)







મુલુન્ડ દેરાસરમાં બિરાજમાન મૂળ નાયક
**શ્રી વાસુપૂજ્ય ભગવાન**

विश्वोपकारकीभूत तीर्थंकृत्कर्मनिर्मितिः ।
सुरासुरनरै पूज्यो वासुपूज्यः पुनातु वः ॥

# પ્રકાશકીય નિવેદન

પરમ પૂજ્ય પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી (કુમારશ્રમણ) તથા વયોવૃદ્ધ મુનિરાજ શ્રી દેવવિજયજી મહારાજના વરદ હસ્તે સ્થાપિત 'શ્રી વિદ્યાવિજયજી સ્મારક ગ્રંથમાળા' નામની સંસ્થા અમારા સાઠંબાના સઘને ગૌરવ લેવા જેવી છે

શાસનદીપક, અજોડ વક્તા, પૂજ્યપાદ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ એટલે પ્રભાવશાળી મુખમંડળ, હાસ્યયુક્ત મુખાકૃતિ, મસ્તક પર વિરલ–ધવલ કેશરાશિ, મહાવીરસ્વામીના અહિંસાધર્મના સૂચક, શુદ્ધ, પવિત્ર ખાદીના વસ્ત્રોથી આવૃત્ત શરીર, મંદ અને વિનમ્ર ચાલ, શાંત અને ક્યારેક સમાજની વિષમતાઓથી વ્યથિત થઈ પ્રલયકારી તોફાન અને પ્રતિવાદી માટે અજેય વ્યક્તિત્વના માલિક હતા.

"आखोंमे हो तेज, तेजमे सत्य, सत्यमे ऋजुता ।
वाणीमे हो ओज, ओजमे विनय, विनयमे मृदुता ।। "

પૂજ્ય ગુરુદેવની આંખોમાં તેજ હતું, તેજમાં પણ સત્યતા હતી અને તેમાં પણ સરળતાનો વાસ હતો. તેમની વાણી ઓજસ્વિની હતી અને ઓજમાં વિનય હતો અને તે પણ માર્દવ ગુણયુક્ત હતો.

તેમની શાસન અને સમાજની સેવા, અહિંસા અને સત્ય ધર્મનો પ્રચાર સર્વથા અજોડ હતો. સાઠંબાની ભૂમિમાં જન્મેલા અને પોતાની સદ્વૃત્તિ અને સત્પ્રવૃત્તિ દ્વારા જગત્પ્રસિદ્ધ થયેલા ગુરુદેવની સ્મૃતિ અમારા સંઘને કાયમ રહે તે માટે આ સંસ્થા સ્થાપન કરેલી છે. ફંડ–ફાળા તથા પ્રચાર વિનાની આ સંસ્થાનો

ઉદ્દેશ સમ્યગ્જ્ઞાનના પ્રચારનો રહ્યો છે અને એ જ અમારો મુદ્રાલેખ છે

પૂજ્ય પંન્યાસજી મહારાજ ભગવતીસૂત્રના અધિકારી છે ઘણા સ્થળોમાં આ સૂત્રનો પ્રસાદ ચતુર્વિધ સંઘને આપ્યો છે. હજી થોડા જ સમય પહેલાં તેમના વરદ્ હસ્તે લખાયેલ-સંપાદિત ભગવતીસૂત્ર સાર-સંગ્રહનો પહેલો ભાગ પ્રકાશિત થયો હતો. હવે તેમના હાથે જ લખાયેલો આ બીજો ભાગ પ્રકાશિત કરતાં અમને ઘણો જ આનંદ થઈ રહ્યો છે પહેલા ભાગની માંગણીઓ ઘણી આવી હતી, પણ પુસ્તકો ખલાસ થઈ ગયેલા હોવાથી અમે ઘણાની માંગણી સંતોષી શક્યા નથી. આજે પહેલા ભાગની પણ બીજી આવૃત્તિ પ્રેસમા છપાય છે આશા છે કે તેનુ પ્રકાશન પણ શીઘ્રતાથી થવા પામશે.

ભાવનગર સાધના પ્રેસના માલિક શાહ ગિરધરલાલ ફૂલચંદના અમે ઋણી છીએ કે પુસ્તકનું છાપકામ શીઘ્રતાથી કર્યું છે. અને પોતાનું કામ સમજીને પુસ્તકને સર્વાંગ સુંદર બનાવ્યું છે

આ આખોયે ગ્રંથ મુલુંડ સંઘના જ્ઞાનખાતામાંથી પ્રકાશિત થઈ રહ્યો છે તે માટે અમે મુલુંડ સંઘના આભારી છીએ

ગ્રંથ લેખક પૂ. પંન્યાસજીના અમે અને અમારો સાઠંબાનો સંઘ અત્યંત ઋણી છીએ કે અમારા ગામડાના સંઘને શ્રુત ભક્તિનો અપૂર્વ લાભ આપી રહ્યા છે. ભવિષ્યમાં પણ આશા રાખીએ કે ઉપરા ઉપરી અમને આવો લાભ મળતો રહે.

લિ. સંઘસેવક,
જગજીવનદાસ કસ્તુરચંદ શાહ
C/o શ્રી વિદ્યાવિજયજી સ્મારક ગ્રંથમાળા
મુ૦ સાઠંબા (સાબરકાંઠા)
વાયા : ધનસૂરા, A P Ry.

સં ૨૦૩૩
અષાઢ સુદ



શાસ્ત્રવિશારદ જૈનાચાર્યશ્રી

વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

સ્વર્ગવાસ સં. ૧૯૭૮ : શિવપુરી ( મધ્યપ્રદેશ )

# श्री विजयधर्मसूरि–गुरुवन्दना



ख्याता ये वसुधातले यतिगुणैः सत्सयमाराधकाः,
विद्वद्वृन्दसुपूजितांघ्रिकमलाः काश्यांपुरि सर्वदा ।
कृत्वाऽहर्निशमुद्यमं जिनवृष येऽस्थापयन् सर्वत,
स्ते पूज्या गुरुवर्य्यधर्मविजयाः कुर्वन्तु नो मंगलम् ॥१॥

ये जैनागमवारिधिपारगमिनश्चारित्ररत्नाकराः,
ये कारुण्यसुधाप्रपूर्णहृदया लोकोपकारोद्यताः ।
सद्विद्याः सकला मुदा प्रतिदिनं येऽध्यापयन् सेवकाँ,
स्ते पूज्या गुरुसूरिधर्मविजया जीयासुरुर्वीतले ॥२॥

वाराणसी विबुधसेवितपादपद्माः
सज्ज्ञानदानपरितोषित शिष्यसघाः ।
यज्जीवित सततमेव परोपकृत्यै,
तत्सूरि धर्मविजयांघ्रियुगनमामः ॥३॥

संस्थाप्य काश्यां शुभज्ञानशाला,
मध्यापयन् शिष्यगणान् सुविद्याः ।
परोपकाराय यदीयजीवित,
तद्धर्मपादाब्जयुगं स्मरामः ॥४॥

—प. पूर्णानन्दविजय (कुमारश्रमण)



# લેખકીય નિવેદન

પાચ શતક સુધીના વિસ્તૃત અને વિશદ વર્ણનથી ભરપુર ભગવતીસૂત્ર સારસ ગ્રહનો પહેલો ભાગ બોરીવલી સઘના ટ્રસ્ટીઓની ઉદારતાથી ખૂબ જ ઉત્સાહ અને શ્રદ્ધા સાથે પ્રકાશિત થયો હતો. તે સમયે સ્વપ્નમા પણ મને ખ્યાલ ન હતો કે બીજો ભાગ પણ આટલી શીઘ્રતાથી તૈયાર થઇ જશે. અને થયું પણ તેવું જ કે બોરીવલીમાં પાંચ મહિનાની સ્થિરતા દરમ્યાન મારાથી એકેય અક્ષર લખાયો નથી.

પાર્લા (વેસ્ટ) વેલાભાઈ કરમચંદ સેનેટેરિયમ સંઘના ટ્રસ્ટીઓની ભાવભરી વિનંતીને માન્ય કરીને આયોજિત ઉપધાન-તપની આરાધના કરાવવા અર્થે હુ પાર્લા આવ્યો. આત્મશક્તિના વિકાસમાં તેમ જ જૈનત્વને પ્રાપ્ત કરવામા ઉપધાનતપ મૌલિક કારણ હોવા છતાં પણ તેની પવિત્રતા જળવાઈ રહે ક્રિયાકાંડમાં કોઈની પણ દખલગિરિ થવા ન પામે સાથોસાથ વિધિવિધાનમાં એક મિનિટ માટે પણ મારાથી પ્રમાદ ન સેવાય તે માટે હું પૂર્ણ જાગૃત હતો. તેમ જ મારી સાથેના મુનિરાજ શ્રી કંચનસાગરજી મ તથા તપસ્વીજી શ્રી ભાવસાગરજી મ. પણ બહુ જ ઉદાર અને ઉદાત્ત મનના હોઇને ઉપધાનમાં સારી મઝા રહી હતી. તે માટે આરાધકોને તેમ જ સંઘના ટ્રસ્ટીઓને પણ પૂર્ણ સંતોષ રહેવા પામ્યો છે.

પરંતુ ઠંડીના દિવસોમાં રાત્રીનો ઉપયોગ શી રીતે કરવો ? કેમકે પ્રતિક્રમણ કર્યા પછી કે કરાવ્યા પછી ગૃહસ્થો સાથેની ગપ્પા ગોષ્ઠી સાથે મારી કટ્ટર શત્રુતા રહેલી હોવાના કારણે

અમુક અપવાદ સિવાય મેં લેખનકાર્યનો પ્રારંભ કર્યો જેમાં પાર્લાના સંઘનો સહકાર મળ્યો અને ભગવતીસૂત્ર સારસંગ્રહના બીજા ભાગ માટેની તૈયારીના શ્રી ગણેશ મંડાયા. બે મહિનાની સ્થિતિ દરમ્યાન મનને સંતોષ થાય તેટલાં પ્રકરણો લખાઈ ગયા અને સાતાક્રુઝ સંઘની વિનંતીથી હું ત્યાંના ઉપાશ્રયે આવ્યો. પરિસ્થિતિવશ મારે ૧૧૦ દિવસની સ્થિરતા કરવી પડી. વિશાળ ઉપાશ્રય. એકાંત વાતાવરણ અને સાથેસાથ સંઘના ટ્રસ્ટીઓની સજ્જનતા, ઉદારતા અને પ્રેમાળદૃષ્ટિને લઈ લેખનકાર્ય આગળ ચાલ્યું. આઠમું અને નવમું શતક ત્યાં જ લખાયું અને પ્રેસકોપી પણ તૈયાર થતી ગઈ તે દરમ્યાન મુલુંડ સંઘની વિનંતીથી ચાતુર્માસ માટે મુલુંડ આવ્યો. જૈનાચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મ.ના પ્રશિષ્ય મુનિશ્રી ભદ્રસેનવિજયજી મ.ની સેવાએ મને ખૂબ જ રાહત આપી. ગોચરી પાણીથી લઈને બીજી બધી સેવાનો ભાર તેમણે સ્વીકારી લીધો અને છુટા પડ્યાં ત્યાં સુધી તેમની સેવા મારા માટે ઘણી જ આનંદદાયક રહેવા પામી છે. મુલુંડના ચાતુર્માસમાં મારા લેખન કાર્યમાં શીઘ્રતા આવી અને દસમું તથા અગ્યારમું શતક અપવાદ સિવાય પૂર્ણ લખાઈ ગયા.

ચાતુર્માસાન્તર પનવેલનગરથી સંઘના ટ્રસ્ટીઓ સાથે શેઠ ખીમરાજ લાલચંદજી પરમાર પોતાના ગામમા જ ઉપધાન કરાવવા માટેની વિનંતિ કરવા મુલુંડ મુકામે આવ્યા અને લાભાલાભનો પ્રસંગ જોઈને અમારે પનવેલ જવું પડયું ત્યાં પૂનાથી પધારેલા મુનિશ્રી ભાનુચંદ્રવિજયજી આદિ ઠાણા ચાર અને સાધ્વીજી મહારાજ શ્રી વિદ્યુત્પ્રભાશ્રીજી તથા કનકપ્રભાશ્રીજી અને સૂર્યપ્રભાશ્રીજી આદિ ઠાણા ૩૦ સાથે વાજતે ગાજતે ગામમાં પ્રવેશ કર્યો. અને ઉપધાનતપનો મંગળમય પ્રારંભ થયો અને ફાગણ સુદિ ૪નો માળારોપણ મહોત્સવ પતાવીને અમે કોટના ઉપાશ્રયે આયંબિલની ઓળી આરાધના પૂર્ણ કરાવી.

આ પ્રસ્તુત ગ્રંથમાં છઠ્ઠા શતક ઉપર મારા પરમ આદરણીય, સ્વપ્નમાં પણ શ્રદ્ધેય, ધ્યેય, પૂજ્ય અને સ્મરણીય સ્વ. ગુરુદેવ શ્રી વિદ્યાવિજયજી મહારાજનું લખાણ મોટા ટાઇપમા છે, છપાઈ ગયેલા પહેલા ભાગમાં તેનું સમાપન નહીં કરવાનુ કારણ એટલું જ હતું કે, મારા જેવા દ્રવ્ય અને ભાવના પ્રમાદીને ફરીથી આગળ લખવાની પ્રેરણા મળે સ્વર્ગમાં બિરાજમાન ગુરુદેવની મોટી કૃપા અને પ્રેરણાનો હું ભાગીદાર છું કે લખવામાં મારો ક્ષયોપશમ વધતો જ ગયો, અને ભગવતીસૂત્રના ઘણા જ ગહન વિષયોનું સ્પષ્ટીકરણ કરવા માટે ભાગ્યશાળી બનવા પામ્યો છું.

ગમે તેવા ગ્રંથ લેખકને પૂર્વવર્તી લેખકોનો આશ્રય લેવો અનિવાર્ય છે. મેં પણ રાયચંદ્ર ગ્રંથમાળામાંથી પ્રકાશિત ભગવતીસૂત્રના બીજા અને ત્રીજા ભાગનો તથા ઘાસીરામજી મહારાજના ભગવતી સૂત્રનો પણ આશ્રય લીધો છે, તે માટે હું તેમનો ઋણી છુ.

પહેલા ભાગના પ્રકાશન સમયે મને શંકા હતી કે, કદાચ 'આ ગ્રંથનો ક્યાંયથી પ્રતિકાર થશે' પરંતુ સારા ભાગ્યે કયાયથી પણ પ્રતિકાર થયો નથી. પ્રસ્તુત ગ્રંથ માટેના સારા અભિપ્રાયો મળતા જ રહ્યાં અને માંગણીના કાગળો પણ ઉપરા ઉપરી આવતા રહ્યાં પણ આખના પલકારે જ નકલો સમાપ્ત થઈ જવાના કારણે ઘણાઓની માંગણીઓ પૂરી કરી શકયા નથી. હવે પહેલો ભાગ પણ બીજી આવૃત્તિ માટે પ્રેસમાં છે અને થોડા સમયમા જ પ્રકાશિત થશે.

આ પ્રસ્તુત ગ્રંથમાં પણ ઘણા જ તાત્ત્વિક પ્રશ્નો ચર્ચાયા છે મારી યથામતિએ તે વિષયોને ન્યાય આપવામાં આવ્યો છે, છતાં પણ છદ્મસ્થ હોવાના કારણે કયાય ક્ષતિઓ કે હકિકત

દોષો રહી ગયા હોય તે બદલ હું મિચ્છામિ દુક્કડં માંગી લઉં છું. સાથોસાથ રહેલી ભૂલો તરફ મારૂં ધ્યાન દોરવામાં આવશે તો હુ ઘણો જ ઉપકૃત થઇશ

ભાવનગરમા ચાતુર્માસ માટે બિરાજમાન પૂજ્ય આચાર્યદેવ ૧૦૦૮ શ્રી વિજયસૂર્યોદયસૂરીશ્વરજી મ. નો હુ બહુ જ ઋણી છુ કે તેમણે પોતાના અમૂલ્ય સમયનો ભોગ દઈને પણ કાળજીપૂર્વક પ્રુફો તપાસી લેવા માટે કૃપા કરી છે, તે માટે તેમનો ઉપકાર ભૂલાય તેમ નથી.

તે ઉપરાંત સાધના પ્રેસ ભાવનગરવાળા ગિરધરલાલ ફુલચંદ શાહે આ કામ પોતાનું જ સમજીને ઘણી જ કાળજીપૂર્વક અને પ્રમાદ કર્યા વિના ઝડપથી પૂર્ણ કર્યું છે અને પુસ્તક જેમ શોભી ઉઠે તે પ્રમાણે જ કાળજી લીધી છે; તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

મુલુંડ સઘની ભક્તિ, પ્રેમ અને શ્રદ્ધાને જો ભૂલી જાઉં તો હું જરૂર કૃતઘ્ન જ કહેવાઉં. સર્વથા અપરિચિત હોવા છતાં પણ આ ગ્રન્થનો તમામ ખર્ચ પોતાના જ્ઞાનખાતામાંથી કર્યો છે. તે માટે સઘના બધાએ ટ્રસ્ટીઓ તેમ જ બીજા પણ ઘણા ભાઇઓનો હુ ઋણી છું.

સ્વ. મનસુખભાઈ તારાચંદ મહેતા અમરેલીવાળા તો મારા જીવનને માટે પાવર-ઓજ અને કલ્યાણમિત્ર હતાં. તેમના સહવાસથી મારા જેવા મુનિને પણ ઘણું ઘણું જાણવાનું-આચરવાનું મળ્યું છે. અથવા એમ કહું તો પણ અતિશયોક્તિ નથી, "મારા જીવન ઉપર તેમની અમિટ છાપ હતી." તેમનો આત્મા સ્વર્ગલોકના ગમે તે સ્વર્ગમાં હોય. ત્યાથી પણ પ્રકાશ આપતા રહે એ જ માંગણી છે.

આ પ્રકાશનમાં પ્રકટ કે અપ્રકટ રૂપે જેમનો સહકાર મળ્યો છે તે સૌનો ઋણી છું.

શાસનદેવને પ્રાર્થના છે કે 'ત્રીજો ભાગ પણ તૈયાર કરવા માટે મને સદ્બુદ્ધિ અને સત્પ્રકાશ આપે અને હું પ્રવૃત્તિશીલ બન્યો રહું'

પ્રસ્તાવના લખવા માટે પરમપૂજ્ય, શાંત અને સરળ, પ્રભાવશાળી વ્યાખ્યાતા, જૈનાચાર્ય ૧૦૦૮ શ્રી વિજયકીર્તિચંદ્ર-સૂરીશ્વરજી મ. સા.નો હું અત્યંત ઉપકૃત છું કે પોતાના અમૂલ્ય સમયનો ભોગ દઈને પણ સારામાં સારી પ્રસ્તાવના લખી આપી છે. તે માટે તેમનો ઋણી છુ.

પરમપૂજ્ય વિપુલ સાહિત્ય સર્જક, યોગીશ્વર, જૈનાચાર્ય ૧૦૦૮ શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી મ ના લેખિત સંપૂર્ણ સાહિત્યના પૂર્ણ રક્ષક અને પ્રકાશિત કરવાની ભાવનાવાળા, શાતમૂર્તિ જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીદુર્લભસાગરજીમ.શ્રીએ સમવસરણ શ્લોકો મોકલાવીને મને ઋણી કર્યો છે. તે માટે તેમને યાદ કર્યા વિના રહી શકાય નહી

કરાચીમાં દીક્ષિત અવસ્થાના પ્રારંભ કાળેજ વ્યાકરણ, કાવ્ય, દ્વયાશ્રયકાવ્ય તેમજ બીજા પણ કાવ્યોનો અભ્યાસ કરાવીને મારામા સ્થૈર્ય ઉત્પન્ન કરાવનાર પં. અમૃતલાલ તારાચંદ દોશી (વ્યાકરણતીર્થ)નો પણ હું ઉપકૃત છું. આ બંને ભાગોમાં પ્રેસ કોપીથી લઈ બીજી પણ મદદ તેમના તરફથી સમયે સમયે મળતી રહી છે.

નિવેદક
પં. પૂર્ણાનંદવિજય (કુમારશ્રમણ)
C/o ચિંતામણી પાર્શ્વનાથ મંદિર પેઢી
૪૭ મહાત્માગાંધી રોડ,
પાર્લા (ઈસ્ટ) મુંબઈ-૫૬

૨૦૩૨
[illegible] સુદિ ૬

ગ્રન્થલેખક મુનિરાજના ગુરુદેવ



સ્વ. મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ



# शासनदीपक श्री विद्याविजय गुरुवन्दना



आबाल्यं ब्रह्मचर्यं जिनवचनबलात् पालयन्तस्त्रिधाये,
निष्णाता आगमाब्धौ जनिमृतिभयदं मोहशत्रु जयन्तः ।
त्यक्त्वा स्वार्थं परार्थे सुविमलहृदये धर्मध्यान दधाना,
जीयासुस्ते हि विद्याविजय गुरुवराः भूतले ज्ञानपूर्णाः ।।१।।

यद्वाचामृतपानलुब्धमनसः प्राज्ञाः सदोपासते,
ये भव्यान् प्रतिबोधयन्ति वचनैः सद्धर्मतत्त्वं मुदा ।
तत्त्वातत्त्व विचारणैकपटवो विद्याब्धिपारं गताः,
ते विद्याविजया जयन्तु भुवने चारित्ररत्नाकराः ।।२।।

येऽजस्रं परित्यज्य स्वार्थमखिलं लोकोपकारोद्यताः,
येषा नो हृदये सदा स्वपरता येषां कुटुम्ब जगत् ।
हेयादेय समस्त वस्तु निवहं ये बोधयन्तो जनान्,
तद्विद्याविजयाँघ्रिपद्मयुगल ध्यायामि मे मानसे ।।३।।

—पं. पूर्णानंदविजय (कुमार श्रमण)



નવયુગ પ્રવર્તક શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય

# શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

## જૈન સમાજની કાયાપલટ કરવા તેમણે ખેલેલો

# ત્રિપાંખીઓ ધર્મજંગ

વીસમી સદીના પ્રખર સુધારક શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના નામથી ભાગ્યે જ કોઇ વિદ્વાન અજાણ્યો હશે.

વીસ વર્ષની ભરયુવાનીમાં સંસારની અસારતા પારખી પારસમણિ સરખા પ્રશાંતમૂર્તિ મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ પાસે તેમણે દીક્ષા અંગીકાર કરી હતી. ગુરુકૃપાથી જૈન શાસ્ત્રોનુ અવગાહન કરી ત્યાગ, તપ અને ઉત્કૃષ્ટ સંયમની આરાધનાથી તેઓશ્રીએ પોતાના જીવનને ઉન્નત બનાવ્યુ હતું. તેમના ગુરુદેવના સ્વર્ગગમન બાદ એક દિવસ તેમના હૃદયમાં જૈન સમાજના કલ્યાણની મહાન્ ભાવના ઉત્પન્ન થઇ. તેમને લાગ્યું કે જૈન સમાજ આર્થિક રીતે સાધન-સંપન્ન હોવા છતાં જ્ઞાનના વિષયમાં ઘણો જ પછાત છે અને ખોટી રુઢિઓથી જકડાયેલો છે આ અજ્ઞાનતા દૂર કરવા તેમણે ખૂબ જહેમત લઈ બનારસમાં શ્રી યશોવિજય જૈન પાઠશાળાની સ્થાપના કરી, અને જૈન વિદ્વાનો તૈયાર કરવા કટિબદ્ધ બન્યા વિષમ વાતાવરણમાં પણ પોતાના હૃદયની ઉદાત્ત ભાવનાથી અને પોતાના ચારિત્ર બળથી તેમણે કાશીના વિદ્વાનોનો અને નરેશનો પણ પ્રેમ અને ભક્તિ સંપાદન કર્યાં. મોટા મોટા પંડિતો રાખી જૈન બાળકોને ધાર્મિક જ્ઞાન તેમજ ન્યાય, વ્યાકરણ અને સાહિત્ય

આદિ વિષયોનું તલસ્પર્શી જ્ઞાન કરાવવા માંડ્યું. પ્રાકૃત આદિ ભાષાઓનું પણ જ્ઞાન આપવું શરૂ કર્યું. પરિણામે તેમાંથી પંડિત સુખલાલજી, પંડિત બેચરદાસજી, પંડિત હરગોવિંદદાસ, પંડિત લાલચંદભાઇ, પંડિત ભગવાનદાસભાઈ, પં. વેલજીભાઇ જેવા મહાન્ પંડિતો પાકયા. જેમણે ભારત વર્ષમાં જૈન ધર્મને ગાજતો કર્યો

સાથે સાથે તેમને એમ પણ લાગ્યું કે જૈન ધર્મ જેવા મહાન્ ધર્મને જૈનોની સંકુચિત મનોવૃત્તિને લીધે કોઇ જાણતું નથી. તેમનું સર્વશ્રેષ્ઠ તત્ત્વજ્ઞાન આજે ભંડારોમા જ ભર્યું પડ્યું છે. તેમને પ્રકાશમાં લાવવા માટે બનારસમાં જ વિવિધ શાસ્ત્ર ગ્રંથમાળા નામની એક પ્રકાશક સંસ્થા ખોલી. જે આગળ જતાં શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા ભાવનગરના નામે પ્રસિદ્ધ થઈ તે દ્વારા જૈનોના અપ્રકાશિત સંસ્કૃત ભાષાના ઉચ્ચ કોટિના ગ્રંથોનું પ્રકાશન કાર્ય શરૂ કર્યું અને ત ગ્રંથો ભારત વર્ષના મોટા મોટા વિદ્વાનોને મોકલવા શરૂ કર્યા. એટલું જ નહિ પરંતુ પાશ્ચાત્ય દેશોમાં પણ ત્યાંના વિદ્વાનોને તે ઉત્તમ ગ્રંથો મોકલાવી તેમને અભ્યાસ કરવા પ્રેર્યા, અને પત્ર દ્વારા તેમને માર્ગ-દર્શન આપવા લાગ્યા, અને તેમની શંકાઓનું સમાધાન કરવાં લાગ્યા. જેથી તે વિદ્વાનો તે ગ્રંથો પ્રત્યે એટલા બધા આકર્ષાયા કે યુરોપની ભાષાઓમાં પણ તે ગ્રંથોનો અનુવાદ કરવા લાગ્યા. કાંઇ પણ શંકા પડતી તો તેનુ સમાધાન ગુરુદેવ શ્રી વિજય ધર્મસૂરી મહારાજ પાસે મેળવતાં. જેથી ડૉ. હર્ટલ, હર્મન જેકોબી, ડૉ. શુબ્રીંગ, થોમસ, ટેસીટોરી, ડૉ. કાઉલે (સુભદ્રાદેવી) અને મીસ જોનસન આદિ ૪૦–૫૦ મોટા મોટા વિદ્વાનો તેમના ભક્ત બની ગયા હતા. હર્મન જેકોબીએ તો અંગ્રેજીમાં એક મોટો નિબંધ લખી જૈન ધર્મ એ ભારત વર્ષનો સર્વોત્તમ

ધર્મ છે, સ્વતંત્ર ધર્મ છે અનેકાંત, અહિંસા, કર્મસિદ્ધાંત આદિ તેના મૌલીક સિદ્ધાંતો અનુપમ છે. આજ સુધી અમે જૈન ધર્મને બૌદ્ધધર્મની કે વૈદિક ધર્મની શાખા સમજતા હતા. તે ભ્રમણા આ ગુરુદેવની કૃપાથી ચાલી ગઇ છે આમ તેઓએ જૈન ધર્મને પ્રકાશમાં લાવવા સાથે જૈન ધર્મની મૌલિકતા જગતના વિદ્વાનોને સમજાવી.

તે વખતે ભારત વર્ષમાં અંગ્રેજી રાજ્ય હતું અને અંગ્રેજોનું વાક્ય બ્રહ્મવાક્ય મનાતું હતું. તેથી આ નિબંધના પરિણામે ભારત વર્ષના વિદ્વાનો પણ જૈનધર્મ પ્રત્યે આકર્ષાયા અને તેનો અભ્યાસ કરવા લાગ્યા.

ગુજરાતના મહાન્ સાક્ષર સ્વ આનંદશંકર બાપુભાઇ ધ્રુવે કલિકાલ સર્વજ્ઞ આચાર્ય હેમચંદ્રાચાર્ય વિરચિત 'સ્યાદ્વાદ મંજરી' ગ્રંથને અગ્રેજીમાં સંપાદન કરવા સાથે તે ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું કે, શ્રી શંકરાચાર્ય જેવા પણ અનેકાન્તના સિદ્ધાતને સમજવામાં થાપ ખાઈ ગયા છે. વાસ્તવમાં અનેકાન્ત વસ્તુને સમજવા માટે એક સાચી દૃષ્ટિ આપે છે. જેથી અનેક કલેશો શાત થઈ જાય છે.

આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજ સાહેબે જોધપુરમાં ત્યાંના મહારાજાની સંરક્ષતામાં એક જૈન સાહિત્ય સમેલન ભર્યું હતુ. જેમાં જૈન ધર્મના ઉત્તમ હસ્તલિખિત, પ્રતાકાર તેમજ પુસ્તકાકાર મહાન્ ગ્રંથોને પ્રકાશમાં મૂકયા હતા. યુરોપથી ડૉ. હર્ટલ અને હર્મન જેકોબી આ સંમેલનમાં પધાર્યા હતા. કલકત્તા સંસ્કૃત એસોસીએશનના પ્રિન્સીપાલ બહુશ્રુત વિદ્વાન્ શ્રી સતીશચંદ્ર વિદ્યાભૂષણ પણ આ સંમેલનમાં ઉપસ્થિત હતા.

ભાવનગરથી શેઠશ્રી કુંવરજી આણંદજી વગેરે આગેવાન શ્રાવકો પણ પધાર્યા હતા આ મહાન્ જૈન સાહિત્યના દર્શન કરી વિદ્વાનો ખૂબ જ પ્રભાવિત થયા હતા અને ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણે આચાર્યશ્રી વિજયધર્મસૂરિ મહારાજના ઉપદેશથી ન્યાય–વ્યાકરણ, કાવ્ય સાહિત્યના ઉત્તમ ગ્રંથોને જૈન ધર્મની સ્વતંત્ર પરીક્ષા તરીકે કલકત્તા સંસ્કૃત એસોસીએશનમાં દાખલ કર્યા હતા તેથી જૈન ગ્રંથોનુ પઠન–પાઠન જૈન સાધુઓમાં અને વિદ્વાનોમાં શરૂ થયું હતુ. આ પ્રમાણે જૈન દર્શનના મહાન્ ગ્રંથોને પ્રકાશિત કરી જૈન ધર્મની મહાન્ સેવા કરી હતી

તેઓશ્રીનું શિષ્ય મંડળ પણ એટલું જ શક્તિશાળી અને ચારિત્રસંપન્ન હતું ઇતિહાસજ્ઞ આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિજી મહારાજ, સત્ક્રિયાભિરૂચિ આચાર્યશ્રી વિજયભક્તિસૂરિજી મહારાજ, ન્યાય–વ્યાકરણતીર્થ ઉપાધ્યાય શ્રી મંગળવિજયજી મહારાજ, શાસનદીપક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ, ન્યાય વિશારદ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી મહારાજ, શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજ આદિ તેઓના શિષ્યો મહાન્ પંડિતો અને શાસ્ત્રજ્ઞ હતા જેઓએ જૈન શાસનની અનેક રીતે મહાન્ પ્રભાવના કરી છે

આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજે સ્થળે સ્થળે જૈન બાળાશ્રમો સ્થાપન કરી સમાજમા જ્ઞાનની જ્યોતિ પ્રગટાવી છે. રાજા મહારાજાઓને પ્રતિબોધિત કરી જૈનધર્મના રાગી બનાવ્યા છે જાહેરમા ઉપદેશ આપવાની પ્રથા શરૂ કરી આમ જનતાને જૈનધર્મની મહત્તા સમજાવી છે. અનેક તીર્થોનો ઉદ્ધાર કરી આબૂતીર્થની મહાન્ આશાતના ટાળી જૈનશાસનની મહાન્ સેવા કરી છે. દ્રવ્ય–ક્ષેત્ર–કાલ અને ભાવ જોઇને સમયાનુસાર બધી વસ્તુઓનો વિચાર કરવંનુ સમજાવી સમાજને સાચી દૃષ્ટિ આપી છે આવી મહાન્ વિભૂતિને ભાવભરી વંદના હો.

પ્રસ્તુત ગ્રંથના વિવેચક ન્યાય–વ્યાકરણ–કાવ્યતીર્થ પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ શાસનદીપક પરમપૂજ્ય મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજના શિષ્ય છે મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબની જીવનરેખા અમે પહેલા ભાગમાં આપી ચૂકયા છીએ એટલે વિશેષ કાંઇ અહીં લખતા નથી.

સ્વ પરમપૂજ્ય મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે ભગવતી સૂત્રના છ શતકનો અનુવાદ કરેલો. તેમાંના પાંચ શતકના અનુવાદ ઉપર તેઓશ્રીના વિદ્વાન્ શિષ્ય રત્ન પં. શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ સાહેબે વિસ્તૃત વિવેચન કર્યું છે, જે ભગવતીસૂત્ર સાર સંગ્રહ ભા. ૧ ગ્રંથરૂપે ગત વર્ષે બહાર પડી ચૂકેલ છે. જે લોકોમા એટલો આદરને પામ્યો હતો કે તેની પ્રથમ આવૃત્તિ તરત જ ખલાસ થઈ ગઈ હતી તેની બીજી આવૃત્તિ છપાઈ રહી છે.

પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજની વિદ્વત્તા વિશે લખવું એ 'હાથ કંગનકો આયનેકી કયા જરૂરત' એના જેવું છે તેઓશ્રીએ પોતાના જીવનને દીક્ષા લીધી ત્યારથી જ અધ્યયનમય બનાવ્યું છે પરિણામે તેઓ કલકત્તા યુનિવરસીટીના ત્રણ તીર્થ હોવા ઉપરાંત જૈન શાસ્ત્રોના મહાન્ અભ્યાસી છે. અને તેથી જ ભગવતીસૂત્ર જેવા પોતાના ગુરુના અનુવાદ ઉપર તેઓશ્રીએ અભ્યાસપૂર્ણ અને સર્વજનગમ્ય માર્મિક વિવેચન લખ્યુ છે, જેની વિદ્વાનોએ મુક્તકંઠે પ્રશંસા કરી છે.

एकेनापि सुपुत्रेण सिंही स्वपिति निर्भयम् । એકજ સારા પુત્રથી સિંહણ નિર્ભય બનીને સુવે છે. આજે જોકે સ્વ. આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના સંઘાડામાં સાધુઓ ઘણા જ ઓછા છે પરંતુ શક્તિશાળી પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ જેવા એક જ શિષ્યથી આ સંઘાડો ચમકી રહ્યો છે.

અને પોતાના વિશાલજ્ઞાન અને ચારિત્રથી આજે મુંબઈમાં પણ આદરણીય બન્યા છે

ભગવતીસૂત્ર સાર સંગ્રહ ભાગ-૨ તો તેમનો સ્વતંત્ર ગ્રંથ છે અને તે તેમણે ખૂબ પરિશ્રમ લઈને તૈયાર કર્યો છે.

તેમની વિદ્વત્તાની ઝાંખી કરાવનારો એક-ફકરો અહીં ટાંકું છું નવમા શતકના ૩૧મા ઉદ્દેશામાં ગૌતમસ્વામીએ ભ૦ મહાવીરસ્વામીને પૂછેલા બોધિલાભની પ્રાપ્તિના સંબંધમાં સ્વતંત્ર વિવેચન કરતાં પંન્યાસજી મહારાજ લખે છે કે—

"અનાદિ અનંત સંસારમાં ચક્રવર્તીપદ કે ઈન્દ્રપદ પણ ઉત્કૃષ્ટતમ પુણ્યના યોગે પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ બોધિલાભ માટે પુણ્યબળ કામ નથી આવતું, પણ પોતાની મોક્ષાભિલાષિણી પુરુષાર્થશક્તિ જ કામમાં આવે છે કારણકે સંખ્યાતા-અસંખ્યાતા ભવમાં ઉપાર્જિત કરેલી અને અનંતાનંત કર્મોના કારણે ભેગી થયેલી અનંતાનુબંધી કષાયોની મોહમાયાને ભગાડી મૂકવા માટે કે દબાવી દેવા માટે આત્માનું અનિવૃત્તકરણ જ મુખ્ય કારણ-રૂપે હોય છે

પુરુષાર્થી બનેલો આત્મા અનંતાનુબંધી કષાયોની માયા સાથે જ્યારે જબરદસ્ત રણમેદાન ખેલીને કાળી નાગણ કરતાં પણ ભયંકર આ માયાનાગણને દબાવી દે છે, ત્યારે તે માયાની શક્તિ લગભગ મોટા ભાગે ક્ષીણ થતાં એક કોડાકોડી જેટલાં કર્મો શેષ રહે છે, અને શેષ ક્ષીણ થાય છે તે સમયે આત્મામાં જ્ઞાનનો પ્રકાશ પ્રગટે છે જે અભૂતપૂર્વ હોય છે આવો પ્રકાશ પામેલો આત્મા જ બોધિલાભનો માલિક બને છે."

ગૃહસ્થાશ્રમની પૂર્વભૂમિકા રૂપ શ્રાવકે શ્રાવકધર્મના ૨૧ ગુણો અને માર્ગાનુસારીના ૩૫ ગુણોને જીવનમાં ઉતારવા જોઈએ તે માટે તેઓશ્રી અગ્યારમા શતકના બારમા ઉદ્દેશકમાં માર્મિક વિવેચન કરતાં લખે છે કે :-

"અનાદિકાળથી મિથ્યાત્વની ઉપાસનામાં મસ્ત બનેલો જીવાત્મા મોહનીયકર્મના ઘેનમાં અત્યાર સુધી ક્ષુદ્ર, મિથ્યાભિમાની, લંપટ, લોભી, ક્રોધી, તુચ્છ, વક્ર, ઈર્ષ્યાળુ, રાગાંધ તથા દ્વેષાંધ આદિ આત્મઘાતક દૂષણોનો સ્વામી બનેલો હોવાથી માંડેલો ગૃહસ્થાશ્રમ દીપાવી શક્યો નથી, જીવનધન શોભાવી શક્યો નથી. આત્મિક તથા આધ્યાત્મિક જીવનમા સત્ય અને સદાચાર વસાવી શક્યો નથી. માટે જ દયાના સાગર ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે, ઓ માનવ! તારે અનાદિ કાળના ફેરા ટાળવા હોય, સંસારને ટૂંકો કરવો હોય, તથા ભાવલબ્ધિનો પરિપાક સાધવો હોય તો સૌથી પ્રથમ શ્રાવકધર્મના ૨૧ ગુણોને તથા માર્ગાનુસારીના ૩૫ ગુણોને કેળવવા માટે જ પ્રયત્ન કરવો જોઈએ. જેથી મિથ્યાત્વનો જુનો પુરાણો રંગ, કષાયનો મેલ, તથા મોહનો ચીકણો કાદવ સાફ થશે અને તે ભાગ્યશાળીનું જીવન ગૃહસ્થધર્મની પૂર્વભૂમિકા બનવા પામશે"

પાયાના ગુણો જીવનમાં આવ્યા પછી જ શ્રાવક બાર વ્રતને યોગ્ય બને છે.

આમ આખો ગ્રંથ ઉત્તમ વિવેચનાથી ભરેલો છે. પ્રાંતે પરમ પૂજ્ય પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ આવું સુંદર સાહિત્ય સમાજને આપતા રહે અને પોતાના ગુરુદેવના અધૂરા પડેલા કાર્યોને પણ ફરીથી સજીવન કરવા તે તરફ લક્ષ્ય આપે એટલી વિનતિ કરી હું મારું વક્તવ્ય સમાપ્ત કરું છું.

ભાંડુપ
મુંબઈ—૭૮
જેઠ સુદ ૧૫

અમૃતલાલ તારાચંદ દોશી
(વ્યાકરણ તીર્થ)

# સ્વ. શ્રી મનસુખલાલભાઇનો આમુખ

( પ્રથમ ભાગમાંથી ઉદ્ધૃત )

'શ્રી ભગવતી સૂત્ર સાર-સંગ્રહ'ના આ ગ્રંથમાં જગત્-પ્રસિદ્ધ, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય સ્વ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબના સુપ્રસિદ્ધ સ્વ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે ભગવતી સૂત્રના શતકો પર જે વિવેચન કર્યું છે, તે પૈકીના પાંચ શતકોનું વિવેચન આપવામાં આવ્યું છે. આ વિવેચન પર વિસ્તૃત નોંધ તેમના સુશિષ્ય પંન્યાસ શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ સાહેબે કરેલ છે. બાળ, યુવાન અને વૃદ્ધ સૌ કોઈ સહેલાઇથી સમજી શકે એ દૃષ્ટિપૂર્વક આ નોંધો કરવામાં આવી છે, જે ખરેખર પ્રશંસાને પાત્ર છે આ રીતે સોનામાં સુગંધ મળે એવો સુભગ યોગ પ્રસ્તુત ગ્રંથમાં થયેલો છે. પૂજ્ય શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ સાહેબે આ રીતે પોતાના ગુરુદેવનું અધૂરૂં કાર્ય પૂર્ણ કર્યું છે અને આ જ સાચી ગુરુભક્તિ કહેવાય. પૂજ્ય મહારાજ શ્રી વિદ્યાવિજયજીનું વિવેચન મૂળમાં આપવામા આવ્યું છે અને ફૂટનોટમાં નીચે પૂજ્ય પં. શ્રી પૂર્ણાનંદવિજયજીની વિસ્તૃત નોંધ આપવામાં આવી છે લખાણની નીચે વિસ્તૃત નોધ આપવામાં આવેલી હોય, વાચકવર્ગને વિવેચન સમજવું સહેલું થઈ પડે છે પ્રસ્તુત ગ્રંથમા ભગવતી સૂત્રના પ્રથમ પાચ શતકો પર વિવેચન અને વિસ્તૃત નોધ આપવામાં આવેલ છે. છઠ્ઠા શતકનું લખાણ તૈયાર હોવા છતા, ગ્રંથ બહુ મોટો થઈ જાય એ દૃષ્ટિએ પ્રસ્તુત ગ્રંથમાં સામેલ નથી કર્યું, પણ ટૂંક સમયમાં તે બહાર પાડ-

વામાં આવશે મહારાજશ્રીની વિસ્તૃત નોંધ વાંચતા તેઓશ્રીએ સાગરને ગાગરમાં સમાવવા જેવું ભગીરથ કાર્ય કર્યું છે એમ સ્પષ્ટ સમજી શકાય છે મુશ્કેલ અને કઠિન બાબતોને એમણે સરળ અને સહેલી બનાવવા સ્તુત્ય પ્રયાસો કર્યા છે, જે માટે ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે ....

"શ્રી ભગવતી સૂત્ર સાર–સંગ્રહ"ની પ્રસ્તાવના લખવાનો મને મુદ્દલ અધિકાર નથી, એ વાત હું સારી રીતે સમજુ છું. આ એક પ્રકારની અનધિકાર ચેષ્ટા કરવાનો ટૂંકો ખુલાસો પણ કરી દઉં. આજથી પચીસ વર્ષ પહેલા ઈ. સ. ૧૯૫૦માં શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડની 'આગમ વિભાગ'ની પરીક્ષામાં હું બેઠેલો અને પાસ થયેલો એ વખતે આ વિભાગના અભ્યાસ-ક્રમમાં પાઠ્ય પુસ્તક તરીકે (૧) શ્રી ભગવતી સાર, (૨) ઉત્તરા-ધ્યયન સૂત્ર, (૩) કલ્પસૂત્ર એમ ત્રણ ગ્રંથો હતા ભગવતી સાર એ તો ભગવતી સૂત્રનો માત્ર છાયાનુવાદ હતો, એટલે એ બળ વડે આ ગ્રંથની પ્રસ્તાવના લખવી, એ તો સૂંઠના ગાંઠીયે ગાંધી થઇ જવા જેવી બાલિશતા છે. હકીકત એ છે કે આઠ વર્ષની વયે જીવનમા પ્રથમ વાર હું શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય સ્વ આચાર્ય વિજયધર્મસૂરીશ્વરજી, જેમણે વિશ્વમા જ્ઞાનની ગંગા વહાવી અનેક શ્રેષ્ઠ કોટિના સાધુ ભગવતો અને પંડિતરત્નો જૈન સમાજને આપ્યા, તેમના તથા એ સંઘાડાના સાધુઓના પરિ-ચયમાં આવ્યો. ઈ. સ. ૧૯૧૬મા તેઓ સૌ અમરેલીમાં ચોમાસુ હતા, તે પછી તેમના શિષ્યરત્નો આ. ઈન્દ્રસૂરિજી; તથા શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાથે મારો સતત સંપર્ક રહ્યો.

પચીસેક વર્ષ પહેલાં પૂ. વિદ્યાવિજયજી મહારાજને વાંદવા

શિવપુરી ગયેલો, ત્યારે તેમના પ્રશાંત શિષ્ય પૂ. પં શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ સાહેબ સાથે પરિચય થયો. તેઓ તે વખતે ન્યાય, વ્યાકરણ અને કાવ્યતીર્થની પરીક્ષા માટે તૈયારી કરી રહ્યા હતા. તે પછી દિન પ્રતિદિન અમારો સબંધ વધતો ગયો અને સંપર્ક ચાલુ જ રહ્યો. પ્રસ્તુત ગ્રંથની પ્રસ્તાવના લખવા પ્રેમભાવે તેમણે મને આજ્ઞા કરી અને તેનું ઉલ્લંઘન ન કરી શકવાના કારણે, પ્રસ્તાવના લખવાની આ અનધિકાર ચેષ્ટા મારાથી થઈ ગઇ છે. સંભવ છે કે આ પ્રસ્તાવના લખવામાં શાસ્ત્રવિરુદ્ધ કે અન્ય કોઈ દોષો મારાથી થઇ જવા પામ્યા હોય તો તે માટે વાચકો મોટું દિલ રાખી મને ક્ષમા કરે એવી નમ્ર પ્રાર્થના સાથે વિરમું છુ.

**નોંધ :-**

સ્વ. મનસુખલાલભાઇએ 'ભગવતી સૂત્ર સાર સંગ્રહ'ના પહેલા ભાગમાં લખેલી વિસ્તૃત પ્રસ્તાવનાને ટૂંકી કરી ઉપર આપી છે. તે ભાગનું પ્રકાશન ખૂબજ શાનદાર રીતે બોરીવલી જામલી ગલીના ટ્રસ્ટીઓની સહૃદયતાથી સંપન્ન થયું. ત્યાર પછી આ બીજો ભાગ પ્રસ્તુત છે. તેમની હૈયાતી સુધીમા ૧૨ ફર્મા છપાઈ ચૂકયા હતાં, તેનાથી તેમને ઘણી જ ખુશી હતી અને મુલુંડ સંઘના ઉપક્રમે જ આનું પ્રકાશન થાય તે માટેની તેમની માનસિક યોજના હતી પરંતુ અફસોસ છે કે, તેઓ હવે હયાત નથી.

ગત વર્ષ હું સાંતાક્રુજના ઉપાશ્રયે હતો, ત્યારે તેમનો એક કાગળ મારા કાગળના જવાબમા આવ્યો હતો આ પ્રસ્તુત પુસ્તકને અનુસંધાનરૂપ હોવાથી તેની નોધ અક્ષરશઃ લીધી છે

*

## ગ્રંથલેખક અને ગ્રંથના પ્રેરક ગુરુ-શિષ્યનો મહત્ત્વપૂર્ણ

# પત્રવ્યવહાર

શાંતાક્રુજ

સં ૨૦૩૨ ફાગણ વદિ ૪

દર્શનજ્ઞાન ચારિત્રોપાસક, કલ્યાણમિત્ર,
ભાઈ મનસુખલાલ મહેતા !

ધર્મલાભ સાથે જણાવતાં ઘણો જ આનંદ થાય છે કે—મારાથી વિવેચિત ભગવતીસૂત્ર સાર સંગ્રહ ભાગ પહેલાનું પ્રકાશન બોરીવલી મુકામે જે થયું તે માટે તમારો સક્રિય સહકાર મેળવીને મને ઘણી જ પ્રસન્નતા થઈ છે.

હવે બીજો ભાગ તૈયાર થઈ રહ્યો છે, આઠમુ શતક લખાઈ રહ્યું છે. જ્યારે શાંતાક્રુજ આવશો ત્યારે પ્રકાશન માટેની વાતો કરીશું.........

—પં. પૂર્ણાનંદવિજય

*

આદરણીય અને વંદનીય
પૂ પં. પૂર્ણાનંદવિજયજી મહારાજ !

સાદર વંદના સાથે લખવાનું કે—પાર્લાના ઉપધાન પતાવીને આપશ્રી શાંતાક્રુઝ આવ્યા છો તેથી આનંદ થયો. કંઈક અસ્વસ્થ હોવાના કારણે તમને મળવા માટે ૨–૩ દિવસનો વિલંબ થશે. તો ક્ષમા ...

તમારા જીવન માટે હું કલ્યાણમિત્ર બન્યો હોઉં કે ભવિષ્યમાં બનવા પામું તે વાત મારા જેવા ગૃહસ્થને માટે ગૌરવ

લેવા જેવી છે તમારી મારી મિત્રતા ભવાંતરમાં પણ ઉદિત થાય તે સિવાય મારે બીજું કંઈપણ જોઈતુ નથી

ભગવતીસૂત્ર સાર સંગ્રહનો પ્રથમ ભાગ સમાપ્ત થઈ ગયો છે આશા છે કે તેની બીજી આવૃત્તિ પણ છપાવીએ. મળીશું ત્યારે વિચારીશું........

તમે બીજો ભાગ પણ તૈયાર કર્યો તે જાણીને ઘણો જ આનંદ થયો છે આટલા ટૂંકા સમયમાં તમે બીજો ભાગ તૈયાર કરી રહ્યા છો, તે ગૌરવ લેવા જેવું છે.

મુંબઈ (મોહમયી) જેવી પ્રવૃત્તિપ્રધાન નગરીમાં આપશ્રી પોતાનો સ્વાધ્યાય-પ્રેમ ટકાવી શકયા છો અને ભક્તોની વચ્ચે પણ સમાજને સાહિત્યિક અમૂલ્ય ભેટ આપી રહ્યા છો, તે માટે સમાજ તમારો ઋણી છે. અગાધ અને અગમ્ય એવા ભગવતી સૂત્ર ઉપરનુ વિવેચન તમારામાં રહેલી શ્રુતભક્તિ અને વિશાળ-જ્ઞાનનો પરિચય આપે છે.

પ્રશ્નોત્તરોથી પ્રારંભ કરીને તમે દ્વાદશાગીમાં સર્વશ્રેષ્ઠ ભગવતી સૂત્રના ૧૧ શતક સુધીનું જે વિવરણ અને ઘણા સ્થળે તે તે વિષયોને સ્પષ્ટ કરવા માટે જે વિવેચન કર્યું છે તે જોયા પછી મને અનુમાન છે કે મંદિરમાર્ગી સમાજમાં આપશ્રીનો પરિશ્રમ સૌથી પ્રથમ છે. મારી સલાહ છે કે આ ત્રીજા ભાગમાં હવે આગળ વધશો નહીં. કેમકે લગભગ ૫૦૦-૬૦૦ પેજથી વધારે પેજ ન થાય તે ઈચ્છનીય છે.

"માનો ન માનો તમારી આંખોમાં કંઈક ફેરફાર દેખાઇ રહ્યો છે." આ શબ્દો આપશ્રીએ મને ઘણી જ લાગણીપૂર્વક

કહ્યા હતા. પણ જવાબમાં આપશ્રીને હું શું લખી શકું ? કેમકે મારા જીવનનો મને વિશ્વાસ છે, સંતોષ છે. જેવો હું આજે છું, તેવો જ જુવાન વયમાં હતો. પ્રેમાળ પત્ની, પ્રેમાળ કુટુંબ અને સાથીઓ ઉપરાંત તમારા જેવા ભદ્રિક મુનિનું સાન્નિધ્ય મળ્યું છે. મારે હવે શું જોઇએ ! બસ, એટલું જ કે જૈન શાસન એ જ મારા પ્રાણ છે. અંતિમ ઘડીની પણ તૈયારી કરી લીધી છે.

આપશ્રી જેવા આચાર્યો ઉપાધ્યાયો અને સાધુઓના આશીર્વાદ જ મારી મૂડી છે અને તે મેળવી શક્યો છું.

છેવટ બીજા ભાગનું પ્રકાશન પણ હું જોઈ શકું તે માટે આશા રાખતો........

સં. ૨૦૩૨ લી.
ફાગણ વદ ૮ મનસુખલાલ તારાચંદ મહેતા
ઋષભદેવ જન્મ કલ્યાણક ની વંદના



પ્રસ્તુત ગ્રન્થના લેખક



પંન્યાસશ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ
( કુમારશ્રમણ )

# પ્રસ્તાવના

ત્રિકાલાબાધિત, અવિચ્છિન્ન પ્રભાવશાળી શ્રી જૈન શાસન સર્વત્ર સર્વથા જયવંતુ વર્તી રહ્યું છે.

શ્રી તીર્થંકર દેવો :—

દરેક તીર્થંકર દેવો પોતાના પૂર્વના ત્રીજા ભવે વીસ સ્થાનક તપની આરાધના કરતાં એ ભાવના ભાવે છે કે—

"સવિ જીવ કરું શાસન રસી,
ઇસી ભાવદયા મન ઉલ્લસી."

જ્યારે જગતના સઘળાય જીવો પ્રત્યે હૃદયમાં આવી ઉદાર, ઉત્તમ, ઉન્નત અને ઉમદા કરૂણાભાવના અને ભાવદયાનો સ્રોત વહેવા માડે છે, ત્યારે તીર્થંકરદેવના આત્માઓ તીર્થંકર નામ-કર્મની મહાન પુણ્ય પ્રકૃતિનો નિકાચિત બંધ કરે છે, જેના પ્રભાવે ત્રીજા ભવે તેઓશ્રી તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે. માતાની કુક્ષિમાં આવતાં જ દેવો અને દેવેન્દ્રોના અચલ સિંહાસનો પણ ડોલી ઉઠે છે તેમના ચ્યવન કલ્યાણક, જન્મ કલ્યાણક અને દીક્ષા કલ્યાણકને ભક્તિભાવભર્યા હૈયે ભવ્ય રીતે કરોડો દેવો અને ચોસઠ ઈન્દ્રો ઉજવે છે. દીક્ષા ગ્રહણ કરતાં જ ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે, ઘોર તપ તપે છે, ઉગ્ર વિહાર કરે છે, ઘોર પરિષહો અને ઉપસર્ગોને અદીન મને સમતાભાવે સહન કરે છે અને ધ્યાનમાં લીન બને છે. અંતે ઘનઘાતિ કર્મનો વિનાશ કરી કેવળજ્ઞાન અને કેવળ દર્શનને વરે છે. દેવતાઓ કેવળજ્ઞાન મહોત્સવને ઉજવે છે, સમવસરણ રચાય છે, બાર

પર્ષદામાં બિરાજમાન પ્રભુ ચતુર્મુખે માલકોષમાં દેશના આપે છે, સૌ પ્રાણીઓ વેરઝેરને ભૂલીને, ખભેખભા મીલાવીને તેમની અમીસમી દેશનાનું પાન કરે છે.

એ અમોઘ અને અમૃતમયી દેશનાનું શ્રવણ કરી કઈક આત્માઓ પોતાના જીવનને અજવાળે છે, અને ભવસાગરથી પાર પામી જાય છે.

એમાં ગણધર થવા યોગ્ય આત્માઓ પણ હોય છે. પરમાત્મા તેમને ગણધરપદથી વિભૂષિત કરે છે અને તેમ કરીને તીર્થ સ્થાપના સંઘ સ્થાપના અને ગણધરપદની પ્રતિષ્ઠા કરે છે શ્રી તીર્થંકરદેવો ગણધર ભગવંતના મસ્તક પર હાથ મૂકે છે, ત્યારે એ બીજબુદ્ધિના ધણી ગણધર ભગવંતોમાં પૂર્વધરની લબ્ધિ પ્રગટ થાય છે અને જ્ઞાનાવરણીય કર્મનો અનેરો ક્ષયોપશમ થાય છે, જેથી કાચી બે ઘડીમાં દ્વાદશાંગીની રચના કરવામા સમર્થ બને છે

अत्थं भासई अरहा सुत्त गुंथति गणहरा निउण ।
सासणस्स हियट्ठाए तओ सुत्त पवत्तई ।।

અર્થનું કથન શ્રી તીર્થંકરદેવો કરે છે, અને ગણધર ભગવતો તે અર્થ શ્રવણ કરી સૂત્રની ગુથણી કરે છે શ્રી તીર્થંકર દેવોની અપેક્ષાએ "અર્થ" એ આત્માગમ અને ગણધરદેવની અપેક્ષાએ "સૂત્ર" એ આત્માગમ અને અર્થ એ અનંતરાગમ ગણાય છે, અને એમના શિષ્ય માટે અર્થ એ પર પરાગમ અને સૂત્ર એ અનંતરાગમ ગણાય છે. જ્યારે ત્યાર પછીની શિષ્ય સંતતિ માટે સૂત્ર અને અર્થ એ બંને પરંપરાગમ ગણાય છે. માટે જ કહ્યું છે કે 'आगमस्त्रिविध. आत्मांतरपरंपर भेदात्'

પ્રભુની વાણી ચાર અનુયોગમાં વિભક્ત થયેલી છે. ૧. દ્રવ્યાનુયોગ, ૨ ગણિતાનુયોગ, ૩ ચરણુકરણાનુયોગ અને ૪ ધર્મકથાનુયોગ. દ્રવ્યાનુયોગાદિની સફળતાનો આધાર ચરણુકરણાનુયોગ પર નિર્ભર છે.

આગમ ગ્રથોનો અપૂર્વ વારસો :

પ્રથમ એક એક સૂત્રમાંથી ચારે અનુયોગો નીકળતા હતા. પરંતુ કાળબળે મતિમદતાના કારણે એ ચારે અનુયોગોને, મહાવિદ્વાન્ સૂરિ પુરંદર શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજી મહારાજે પૃથક્ કર્યા

દશવૈકાલિક સૂત્રની પ્રથમ ગાથા 'धम्मो मंगलमुक्किट्ठं....' વગેરે એક ગાથા પર ચારે અનુયોગ કેવી રીતે ઉતારવામાં આવ્યા છે એની પ્રાચીન પ્રત થોડા વખત પહેલાં જ સ્વ ગુરુદેવ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના હાથમાં આવી હતી અને તેઓશ્રીએ તે પ્રત મને પણ બતાવી હતી. એક જ ગાથામાં દ્રવ્યાનુયોગ પણ નીકળે અને ધર્મકથાનુયોગ પણ નીકળે, ગણિતાનુયોગ પણ નીકળે અને ચરણુકરણાનુયોગ પણ નીકળે. એ વસ્તુનું સુદર ઉદાહરણ દ્વારા વિદ્વત્તાપૂર્વકનું વિવરણ જોતા પૂર્વ મહાપુરુષોના અગાધ જ્ઞાન આગળ હૈયુ ઝુકી પડે છે. આ પ્રમાણે આપણા પરમ ઉપકારી પરમાત્માએ જાન્હવીના નિર્મલ પ્રવાહની જેમ અસ્ખલિત વાણીપ્રવાહ વહેવડાવ્યો અને શ્રી ગણધર ભગવતોએ વાણીપ્રવાહને ઝીલી તેની ગુંથણી કરી વાચના દ્વારા શિષ્ય પ્રશિષ્યાદિ સતતિમાં અવિચ્છિન્ન રીતે વહેતો મૂક્યો આજે જે કઈ આગમોના દર્શન થઇ રહ્યા છે તે પરપરાથી આવેલો અમૂલ્ય વારસો છે. જેસલમેર, પાટણ, ખભાત અને લીંબડી જેવા સ્થાનોમા એ દીર્ઘદષ્ટા સૂરિ પુરદરોએ હસ્ત

લિખિત પ્રતે'માં, તાડપત્રોમાં સુચારુરૂપે સાચવી રાખ્યો, જેનો લાભ આજે આપણે ઉઠાવી રહ્યા છીએ. વર્તમાનમાં પણ પૂ. આગમોદ્ધારક જેવા મહાપુરુષોએ એ વારસાને પેઢી પરંપરાને અવિચ્છિન્ન મળતો રહે તે માટે અગાધ પ્રયાસ આદર્યો હતો.

શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના પછી ૯૮૦ વર્ષના કાળ દરમ્યાન સાધુઓને સૂત્રો કંઠસ્થ હતા, પરંતુ કાળબળે બુદ્ધિ-સ્મૃતિ અને શક્તિમાં ઓટ આવી, બાર-બાર વર્ષના ભયંકર દુષ્કાળો પડ્યા. આવા પ્રસંગે આપણા દીર્ઘદ્રષ્ટા મહાપુરુષ શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ, જેઓને એક પૂર્વનું જ્ઞાન હતું, તેમણે આ તરફ ૫૦૦-૫૦૦ શ્રમણ ભગવંતોને, સૂરિવર્યોને વલ્લભીપુર (વળા-સૌરાષ્ટ્ર)માં ભેગા કર્યા, અને બીજી તરફ શ્રમણ ભગવંતો અને સૂરિ પુરંદરોને મથુરામા શ્રી સ્કંદિલાચાર્ય મહારાજે ભેગા કર્યા સૌએ એકત્રિત થઈ આજ સુધી જે જ્ઞાન કંઠસ્થ હતું તે બધું જ તેમણે ગ્રંથસ્થ કર્યું અને આપણા ઉપર અસીમ ઉપકાર કર્યો છે પૂર્વકાલીન પૂર્વાચાર્યો પાપભીરુ હતાં જેથી જ્યાં જ્યાં શંકા પડી, ત્યાં ત્યા 'तत्त्व तु केवलिगम्यम्....' કહીને વાત રજુ કરી છે સૂત્ર સિદ્ધાંત વિરુદ્ધ એક પણ શબ્દ કે અક્ષરને જે ઉથાપે તેને સંઘ બહાર મૂકવામા આવતા હતા. એટલે આ વિષયમાં લાગવગ કે શરમ ચલાવતા ન હતાં આની અવિચ્છિન્ન પ્રણાલિકા હોવાના કારણે સૂત્ર સિદ્ધાંતોમા કોઈ ભેળસેળ કરી શક્યુ નથી.

આજે જે વિદ્યમાન આગમગ્રંથો છે તે જિનેશ્વર ભગવંતના કથન કરેલા જ છે એ નિઃસંદેહ હકીકત છે માટે જ બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલા એક વખતના જૈનધર્મના કટ્ટર દ્વેષી શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા બ્રાહ્મણ અવસ્થામાં બોલી ઉઠ્યા હતા કે—

" हस्तिना ताड्यमानेऽपि न गच्छेज्जैनमंदिरे "
" वपुरेव तवाऽऽचष्टे स्पष्टं मिष्टान्नभोजनम् "

કહીને ભગવાનની મૂર્તિની મશ્કરી કરનારા પણ સાચું તે મારું અને તત્ત્વરુચિ તથા તત્ત્વજિજ્ઞાસાના કારણે મારું તે સાચુ નહીં પણ સાચું તે મારુ, આ વાતને સમજનારા હતા. જેથી સાધ્વીજી મહારાજે ઉચ્ચારેલી "चक्की दुग हरिपणग...." ની ગાથા તેમના કર્ણગોચર થતાં નવું જાણુવાની તાલાવેલી અને જિજ્ઞાસાના કારણે છેવટે જૈનમુનિ બન્યા છતાંય કેવી વફાદારી હતી? મહાન આચાર્ય થવા છતાં પણ પોતાને "याकिनी महत्तरासूनु...." ગણાવતા હતા. એવા ૧૪૪૪ ગ્રંથના નિર્માતા શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી જેવા મહાન વિદ્વાન સૂરિ પુંગવ પણ ઉચ્ચારે છે કે—

"कत्थ अम्हारिसाजीवा, दुसमदोसदुसिया ।
हा ! हा ! अणाहा कह हुंता जइण हुंतो जिणागमो ।।

દૂષમ કાળના દોષથી દૂષિત થયેલા એવા અમોને જો જિનાગમ ન મળ્યા હોત તો અમારી શી દશા થાત !

पण्णविज्जा भावा अणंत भागो उ अणभिलप्पाण ।
पण्णविज्जाण पुण अणंत भागो उ सुयनिबद्धो ।।

જગતમાં અભિલાપ્ય એટલે કથન કરવા લાયક પદાર્થો કરતાં અનભિલાપ્ય પદાર્થો અનંતા છે, અને કથન કરી શકાય તેવા અભિલાપ્ય પદાર્થનો પણ અનંતમો ભાગ જ પ્રરૂપણા કરી શકાય તેવો છે, કારણ કે વાચા દ્વારા કથન કરવાનું હોય છે, અને એ તો પારે પરાર્ધ્ય આયુષ્ય હોય તો પણ પરિમિત જ કથન કરી શકાય અને તેનો પણ અનંતમો ભાગ જ શ્રુત નિબદ્ધ

છે આથી સમજી શકાય છે કે જ્ઞાન કેટલું વિશાળ છે! જ્યાં સાગર અને આકાશની ઉપમા પણ ઓછી પડે છે, તે જ્ઞાનનો મહિમા અગમ્ય, અગોચર, અકળ અને અનુપમ છે, તથા જ્ઞેય પદાર્થ અનંત હોવાથી જ્ઞાન પણ અનંત છે. તેના એક અક્ષરના પણ અનંત-અનંત અર્થો થઇ શકે છે, કેમ કે વ્યંજન અને સ્વરોની સંખ્યા પરની છે તેને જુદા જુદા અક્ષરો સાથે સંયોજન કરતા તેના જુદા જુદા અર્થો થાય છે. થોડા સૈકાઓ પૂર્વે થયેલા ઉપાધ્યાય શ્રી સમયસુંદરજી ગણીવરે "राजानो दद्यात् सौख्यम्...." માત્ર આ એક જ ચરણના આઠ લાખ અર્થો કરી બતાવ્યા છે, જે પુસ્તક આજે પણ મોજુદ છે, જે અષ્ટલક્ષીના નામે પ્રસિદ્ધ છે. ન્યાયના રત્નાકરાવતારિકા નામના ગ્રંથના મંગળાચરણના એક જ શ્લોકના એક વિદ્વાન આચાર્યવર્યે ૧૧૧ અર્થ કરી બતાવ્યા છે જ્યારે સૈકાઓ પૂર્વેના આચાર્યો અને પાઠક પ્રવરો યદી આટલુ વિશાળ અને અગાધ જ્ઞાન ધરાવતા હતા ત્યારે ત્રિકાળવેત્તા શ્રી તીર્થંકરદેવો તો એક એક અક્ષરના અનંતા અર્થો કરી બતાવે તેમા શી નવાઈ? ખરેખર આગમ એ આરિસો છે જેના દ્વારા હુ કેવો છું? મારૂં સ્વરૂપ શું? આ બધું સારી રીતે જાણી શકે છે. આગમ આરિસા દ્વારા આત્મદર્શન કરી શકાય છે

પ્રસ્તુત ગ્રંથના લેખક:-

શ્રી ભગવતી સૂત્ર સાર સંગ્રહ ભાગ બીજાના ફર્માઓ વિદ્વાન્ પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી ગણિવર દ્વારા મને વાંચવા મળ્યા જેમ જેમ હું એ ફર્માઓનું વાચન કરતો ગયો, તેમ તેમ આત્માને અનેરો આનંદ થયો અને હૃદય હર્ષ વિભોર બન્યું. પ્રત્યેક પૃષ્ઠનું સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કર્યું. અને જેમ જેમ

તેનું અવલોકન થતું ગયું તેમ તેમ પન્યાસજી શ્રી પૂર્ણાનંદ-વિજયજી ગણી ઉપર મને અનેરો સદ્‌ભાવ જાગ્યો. આવા ગહન અને ગંભીર વિષય પર તેમણે શાસ્ત્રસિદ્ધાંતને વફાદાર રહી વિશદ અને વિસ્તૃત ચર્ચા કરી છે. પ્રત્યેક વિષયનું પોતાની આગવી શૈલીએ સાદી-સરળ અને લોકભોગ્ય ભાષામાં વિશદ સ્પષ્ટીકરણ કર્યું છે. જેથી અજ્ઞ કે સુજ્ઞ સૌ કોઇને એક સરખી રીતે આ ગ્રંથ ઉપયોગી થઇ પડશે એ હકીકત છે.

રજૂઆતમાં ક્યાંય ભાષાની ખોટી ભભક નથી પણ ભાવની ચમક છે, ઝીણવટપૂર્વકની સુંદર છણાવટ છે, વિશદ વિવેચન છે, ભાષા અત્યંત સૌમ્ય-સરળ અને સુંદર છે, રજૂઆત કરવાની અદ્‌ભુત કળા છે, જેથી વાચકને ઉદ્‌ભવતી શંકાઓનુ સહજ નિરાકરણ થતું જાય છે. વાચતાં હૈયામાં ઉલ્લાસ પ્રગટે છે, રસદાર રસવતી આરોગતા જમનાર જે આનંદનો અનુભવ કરે તેના કરતાં કંઈ ગણો આનંદ આ ગ્રંથના વાંચન-મનન દ્વારા પ્રાપ્ત થાય છે. વાંચક ક્યાંય પણ અટકયા વગર પ્રવાહબદ્ધ રીતે વાંચતો જાય અને નિજમાં ખોવાઈ જાય એવો આનંદ અનુભવાય છે

ગ્રંથના પાને પાને, વાક્યે વાક્યે અને શબ્દે શબ્દે હૃદયની ઉર્મીનાં દર્શન થાય છે, ભાવની ભવ્યતાનાં અને ભવ્યાત્માઓને કૈંક પમાડવાની અનોખી તાલાવેલી અને તમન્નાનાં સ્પષ્ટ દર્શન થાય છે

'સવિ જીવ કરું શાસન રસી, ઈસી ભાવદયા મન ઉલ્લસી.'

આ પંક્તિઓ જયારે જીવનમાં તાણાવાણાની જેમ વણાઈ ગઈ હોય ત્યારે જ હૃદયના ઊંડાણમાંથી અંતર્નાદ પ્રગટ થાય છે દ્રવ્યાનુયોગના જટિલ, કઠિન અને કપરા વિષયનું વિશદ વર્ણન કરવું અને પ્રત્યેક વિષય પર પ્રકાશ પાડવો એ ત્યારે જ બને કે, લેખકને ઊંડો અનુભવ હોય, બુદ્ધિ કુશાગ્ર હોય, શાસ્ત્રોનું તલસ્પર્શી જ્ઞાન હોય, સતત–અવિરત પરિશ્રમ હોય, હૈયામાં હિતબુદ્ધિ હોય, માતા શારદાની કૃપા (મિઠી નજર) હોય અને ગુરુકૃપા (આશીર્વાદ) હોય ત્યારે જ લેખક સફળ થાય છે. સામાન્ય લેખો લખવા એ એક જૂદી વસ્તુ છે, પણ તત્ત્વજ્ઞાન જેવા જટિલ અને ગંભીર વિષય પર અને તે પણ સિદ્ધાંતને અનુરુપ તથા તેના હાર્દ સુધી પહોંચીને લોકભોગ્ય શૈલીમાં રજૂઆત કરવી બહુ જ કઠીન અને કપરું કાર્ય છે, માટે જ અનુભવીઓ કહે છે કે—

"विद्वान् एव हि जानाति, विद्वज्जनपरिश्रमम् ।
नहि वन्ध्या विजानाति गुर्वीप्रसववेदनाम् ॥

સાચે જ સરળહૃદયી પંન્યાસજી મહારાજે આ ગ્રંથ નિર્માણમાં અનેરો ભોગ આપ્યો છે, ખૂબ જ ઝીણવટ, ચીવટ અને વિદ્વત્તાપૂર્વક દત્તચિત્તે અથાગ પરિશ્રમ લઈને વિવેચન કર્યું છે આ વિષયના રસીયા મહાનુભાવો માટે આ પ્રસ્તુત ગ્રંથ આશીર્વાદરૂપ નીવડશે, જિજ્ઞાસુઓ માટે અત્યંત ઉપયોગી પૂરવાર થશે અને જૈન–અજૈન જગતમાં લોકપ્રિય બનશે એટલું જ નહીં પણ કંઈક આત્માઓના સમકિતને નિર્મળ કરવામાં

તથા શ્રદ્ધાને દૃઢ કરવામાં અનેરો ભાગ ભજવશે, ઉપરાંત કર્મ-નિર્જરાનું મહાન કારણભૂત બનશે.

આવા સુંદર વિવેચનાત્મક દ્રવ્યાનુયોગના ખજાનારૂપ ગ્રંથ નિર્માણ કરવા બદલ વિદ્વાન પંન્યાસજીશ્રી આપણા સૌનાં અભિનંદનના અધિકારી બને છે. પુનઃ પુનઃ હું તેમને અભિનંદુ છું અને એમની શક્તિઓની કદર કરૂં છું.

લેખકશ્રી પંન્યાસજી મહારાજ આ ગ્રંથનું નિર્માણ કરીને યશસ્વી અને પૂર્ણ સફળ બન્યા છે. ક્યાંક તેમણે લાલબત્તી પણ ધરી છે, અને ન સમજાય તેવા વિષયને શક્ય તેટલો પ્રયત્ન કરી સરળ બનાવવાની કોશિશ કરી છે.

વર્ષ દોઢ વર્ષ પહેલાં ભગવતીસૂત્ર સાર–સંગ્રહનો પહેલો ભાગ જ્યારે તેમણે મને સાદર ભેટ કર્યો, ત્યારે મેં તેનું ઉપર-છલ્લી દૃષ્ટિએ જ માત્ર નિરીક્ષણ કર્યું હતું. પરંતુ જ્યારે મને બીજા ભાગની પ્રસ્તાવના લખવાનો સુઅવસર પ્રાપ્ત થયો ત્યારે તો મારે તેને સાદ્યંત વાંચવો જ રહ્યો. તો જ તેના ઉપર બે શબ્દો હું લખી શકું. પણ આ બીજો ભાગ વાચ્યા પછી મને થયું કે, મેં પ્રથમ ભાગ વાંચ્યો નહીં તે ઠીક ન કર્યું હવે તરતમાં જ પ્રથમ ભાગનું વાચન કરવા માટે આ બીજા ભાગે મને મૂક પ્રેરણા આપી છે

શ્રી ભગવતી સૂત્ર અને તેની વ્યાખ્યાઓ :—

દ્વાદશાંગીમાં પાંચમું અંગ શ્રી ભગવતીજી સૂત્ર, જેનું મુખ્ય

નામ 'વિવાહુપન્નત્તી' છે, તેના પ્રથમ ૪૧ શતક અને દશ હજાર ઉદ્દેશાઓ હતા અને બે લાખ અઠ્યાસી હજાર પદો છે અહીં પદ એટલે 'વિભક્ત્યન્તં પદં' સમજવું નહીં, પણ અહીંઆ એક પદમાં લગભગ એકાવન કરોડ શ્લોકનો સમાવેશ થાય છે, આવા બે લાખ અઠ્યાવીસ હજાર પદ છે. અત્યારે પણ ત્રણ ભાગમા ૧૨૦૦-૧૩૦૦ પૃષ્ઠ જેટલું છે. જેમા લબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામીજી, અન્ય સાધુ-સાધ્વીજી, શ્રાવક-શ્રાવિકા અને અન્ય તીર્થિંકોએ પૂછેલા ૩૬ હજાર પ્રશ્નોના ઉત્તર ભગવાન મહાવીરસ્વામીએ શ્રીમુખે ફરમાવ્યા છે, જેમાં છત્રીસ-છત્રીસ હજાર વાર ભગવાન મહાવીર અને ગૌતમસ્વામી ભગવાનનું પુણ્ય નામ આવતુ હોવાથી જગતમા અત્યંત પૂજનીય બન્યું છે અને તેથી તેનું પ્રસિદ્ધ નામ ભગવતીજી છે

વર્તમાનમાં પણ જ્યાં જ્યાં જયારે જ્યારે વિદ્વાન ગુરુદેવો શ્રી ભગવતી સૂત્ર ઉપર વાચના આપે છે ત્યારે ભાવિકો અત્યંત ભક્તિ અને બહુમાનપૂર્વક તથા શ્રેષ્ઠ વિધિ વિધાન સાથે ભગવતી-સૂત્રનુ શ્રવણ કરે છે.

શ્રી ભગવતીજી સૂત્ર પરનાં વ્યાખ્યાનોમા વિવેચનાત્મક અનેક ગ્રથો પ્રગટ થયા છે, તેમાં પૂજ્ય આગમોદ્ધારક સાગરા-નંદસૂરીશ્વરજી મહારાજે ખૂબ જ ઝીણવટ અને વિદ્વત્તાપૂર્વક સૂત્રની વિશદ ચર્ચા કરી છે.

પરમ ગુરુદેવ, પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના ભગવતીસૂત્ર પરનો વ્યાખ્યાનગ્રંથ બે ભાગમાં પ્રગટ

થયો છે. પ્રથમ ભાગમાં મંગળાચરણના ફકત એક જ શ્લોક ઉપર વિસ્તારથી ચર્ચા કરી છે જ્યારે બીજા ભાગમાં ભગવતીસૂત્રને જયકુંજર હાથીની સાથે સરખામણી કરતાં જ ૫૦૦ પૃષ્ઠ પૂરા થાય છે. તેમજ પૂજ્ય વિદ્વદ્વર્ય જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મ-સૂરીશ્વરજી મહારાજે આપેલા ભગવતીજી પરના વ્યાખ્યાનનો એક દળદાર ગ્રંથ છે. અત્યંત સુવાચ્ય અને રસીલી ભાષામાં તત્ત્વજ્ઞાનથી ભરપુર તે ગ્રંથ બનવા પામ્યો છે.

જ્યારે વિદ્વદ્વર્ય સરળાશયી પંન્યાસજી શ્રી પૂર્ણાનંદવિજયજી ગણી (કુમારશ્રમણ) દ્વારા પ્રગટ થયેલા પ્રથમ ભાગમાં તત્ત્વ-જ્ઞાનનો ખજાનો ઠાલવી દેવામા આવ્યો છે. જેમાં પાંચ શતકના અનેક ઉદ્દેશાઓનું વિશદ અને વિસ્તૃત વિવેચન છે જ્યારે આ પ્રસ્તુત બીજા ભાગમાં ૬ઠ્ઠા શતકથી ૧૧મા શતક સુધીના અનેક ઉદ્દેશાઓનું વિષયને વળગી રહી સુંદર સરળ અને સુવાચ્ય શૈલીએ વિવેચન કર્યુ છે. આ એક આકર ગ્રંથ છે આ ગ્રંથ જિજ્ઞાસુઓ તથા તત્ત્વપિપાસુ ભવ્યાત્માઓ માટે એક આશી-ર્વાદ રૂપ છે.

સાચે જ આ બન્ને ભાગો અત્યંત ઉપયોગી અને અતીવ જ્ઞાનપ્રદ નીવડશે, એમાં મને લેશ પણ શંકા નથી.

આવા પ્રકારની શૈલીને અનુસરીને આગળના શતકો પરનું વિવરણ તૈયાર કરી પ્રગટ કરવામાં આવશે તો ખૂબ જ ઉપયોગી નીવડશે.

ભગવતી સૂત્રના ૧૧ શતક સુધીના બે ભાગોની ભેટ સમાજને આપીને પંન્યાસજીએ સાહિત્યની સારામાં સારી સેવા કરી છે મારા ફરી ફરીથી આશીર્વાદ છે કે તેઓ પોતાના ધ્યેયને વળગી રહીને આગળના ભાગો પણ તૈયાર કરે

અંતે સૌ કોઇ મનનપૂર્વક આ પ્રસ્તુત પુસ્તકનું વાંચન કરીને જૈન શાસનના હાર્દને સમજે અને પોતાનું કલ્યાણ સાધે એ જ અભિલાષા.

સં ૨૦૩૩
જેઠ સુદિ ૧૩
સાંતાક્રુઝ

પૂ. ગુરુદેવ વિજયલક્ષ્મણસૂરિ
શિષ્યાણુ
કીર્તિચન્દ્રસૂરિ

ભગવતીસૂત્ર સાર-સંગ્રહ : ભાગ બીજાની

# વિષયાનુક્રમણિકા

શતક–૭

卐

# શુદ્ધિ–પત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૭ | ૧૦ | નણુ | નણું |
| ૧૦ | ૧૩ | ગં | ગૂડા |
| ૧૭ | ૧૦ | ફ્રતા | ફરતા |
| ૧૭ | ૧૪ | તન | તંન |
| ૩૯ | ૭ | બાધે | બાંધે |
| ૪૦ | ૫ | ભય | ભયં |
| ૪૦ | ૨૦ | થતુ | થતું |
| ૫૩ | ૩ | સ્રીયં | સ્ત્રિયં |
| ૫૫ | ૫ | ત | તે |
| ૬૦ | ૩ | નર– | નૈર– |
| ૬૫ | ૧૮ | અધ | અંધ |
| ૭૬ | ૨૨ | વાળા | વાળો |
| ૮૨ | ૧૪ | ભાગ | ગભા |
| ૮૭ | ૧૬ | વમા– | વૈમા– |
| ૯૧ | ૧૧ | ઐર– | ઐરા– |
| ૯૩ | ૫ | મારી | મારા |
| ૯૬ | ૨૦ | ક | કા |
| ૧૦૦ | ૨૦ | સચો– | સંચો– |
| ૧૦૦ | ૨૦ | વિના | વિનાના |
| ૧૦૧ | ૨ | તે | તેનું |
| ૧૦૫ | ૧૭ | ન | ૦ |
| ૧૦૭ | ૮ | પૌસ | પોષ |
| ૧૦૭ | ૧૭ | વોસ– | વોસિ– |
| ૧૧૩ | ૨૦ | વના | વિના |
| ૧૨૯ | ૭ | બને | અને |
| ૧૨૯ | ૭ | તિર્થ | તીર્થ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૦ | ૧૬ | સવર– | સંવર– |
| ૧૪૬ | ૧૩ | આહાર | આકાર |
| ૧૫૫ | ૨૩ | બધા | બંધા |
| ૧૬૩ | ૨૪ | દેખાતે | દેખાતો |
| ૧૬૫ | ૧૦ | ત | તે |
| ૧૬૭ | ૧૧ | –ધન | –ચિંત |
| ૧૮૪ | ૮ | પણે | તથા |
| ૧૮૯ | ૧૯ | દશ | દર્શ |
| ૧૯૧ | ૭ | ય | યા |
| ,, | ૧૫ | કરતા | કરાતા |
| ૧૯૨ | ૧૧ | જવાય | ન જવાય |
| ,, | ૨૦ | ત | તે |
| ૧૯૩ | ૭ | આમાં મનપર્યવ જ્ઞાન છે. | ૦ |
| ,, | ૯ | સત્યની | સત્ય, શુદ્ધ અને |
| ૧૯૫ | ૨૨ | અજ્ઞાત | અજ્ઞાન |
| ૧૯૭ | ૫ | ,, | ,, |
| ,, | ૧૫ | ,, | ,, |
| ,, | ૨૧ | –નાઓ | –નાએ |
| ૧૯૮ | ૪ | મતિજ્ઞાનના | ગતિ આદિના |
| ૧૯૯ | ૮ | પરંતુ | ૦ |
| ૨૦૧ | ૮ | મોહનીય | ૦ |
| ૨૦૮ | ૧ | વૃદ્ધિ | બુદ્ધિ |
| ૨૦૯ | ૨૪ | પ્રકા– | પ્રક– |
| ૨૧૧ | ૨ | ત તે | તે તે |
| ૨૧૭ | ૧૧ | સપી | સંપી |
| ૨૧૯ | ૨ | મથ | થમ |
| ૨૨૮ | ૧૦ | મુર્ચ્છા | મૂર્ચ્છા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૭ | ૧૮ | ના | ૦ |
| ૨૩૮ | ૪ | શ્વસો | શ્વાસો |
| ૨૩૮ | ૧૯ | यिस | विस |
| ,, | ૨૦ | –जत | जत |
| ૨૪૨ | ૧૭ | –શબ્દો | –શબ્દોને |
| ૨૭૮ | ૮ | દિવા | દીવા |
| ૩૦૪ | ૧૯ | તિર્થ– | તીર્થ |
| ૩૦૮ | ૯ | આવ | આપ |
| ૩૩૩ | ૮ | કુર | દુર |
| ૩૪૦ | ૧૬ | ૦૦ | જાગૃત થયો |
| ૩૫૧ | ૩ | द्र | द |
| ૩૫૧ | ૩ | व्यो | व्वो |
| ૩૫૧ | ૧૫ | કુ | દુ |
| ૩૬૪ | ૩ | દર્શ | દર્થ |
| ૩૬૬ | ૧૦ | અશ્ર | અશ્રુ |
| ૩૬૮ | ૧૩ | કરી | કહી |
| ૩૮૬ | ૧૪ | ગાર | ગાઢ |
| ૪૧૭ | ૧૫ | सव– | सर्व– |
| ૪૧૮ | ૪ | ससा– | समा– |
| ૪૨૪ | ૧૪ | છતા | છતો |
| ૪૨૯ | ૨૩ | કુભી | કુંભી |
| ૪૩૩ | ૧૨ | –મત– | –મન– |
| ૪૩૩ | ૧૩ | જીવે ને | જીવોને |
| ૪૩૩ | ૧૪ | –મત– | –મન– |
| ૪૩૮ | ૧૪ | –એનું | –ઓનું |
| ૪૪૩ | ૩ | કર્યો | કાર્યો |
| ૪૪૫ | ૪ | વીન | વીને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪૫ | ૧૭ | દત | દિત |
| ૪૪૫ | ૨૦ | સચ | સંચ |
| ૪૪૫ | ૨૧ | –દચી | –દાચી |
| ૪૪૬ | ૧૯ | પણ | ૦ |
| ૪૫૭ | ૧૬ | વ્યાકૃતા | વ્યક્તા |
| ૪૫૭ | ૧૭ | અવ્યાક્તા | અવ્યક્તા |
| ૪૬૪ | ૬ | પષદા | પર્ષદા |
| ૪૬૪ | ૧૨ | અમ | ચમ |
| ૪૬૪ | ૨૦ | અમ | ચમ |
| ૪૭૨ | ૨૧ | –રણો | –રગા |
| ૪૭૨ | ૨૩ | ચેલા | ચેલો |
| ૪૮૯ | ૧૪ | ક્ષાને | ક્ષાની |
| ૪૯૦ | ૮ | તેમ | જેમ |
| ૫૦૨ | ૧૪ | પૂજા | પ્રજા |
| ૫૨૯ | ૨૦ | તેના | તેનો |
| ૫૪૫ | ૩ | છતા | છતો |
| ૫૫૦ | ૨ | દ્ર્વ્ય | દ્રવ્ય |
| ૫૫૦ | ૪ | વલે | વલો |
| ૫૫૫ | ૧૬ | નિવ્યા | નિર્વ્યા |
| ૫૫૮ | ૨૨ | તવી | તેવી |
| ૫૬૦ | ૧ | ગ્ય | ગ |
| ૫૬૭ | ૪ | એ | એક |
| ૫૬૭ | ૧૫ | હોય છે | ૦ |
| ૫૬૭ | ૨૨ | શી | શા |
| ૫૭૪ | ૨૦ | કહી | કરી |



ॐ ह्रीं अर्हं नमः
नमोत्थुण समणस्स भगवओ महावीरस्स ।
नमो नमः श्री प्रभु धर्मसूरये ।

# શ્રી ભગવતી સૂત્ર સાર સંગ્રહ

## ભાગ—૨

## શતક ૬ઠું : ઉદ્દેશક—૧

### વેદના, નિર્જરા અને કરણ :

આ ઉદ્દેશકમાં વેદના, નિર્જરા અને કરણો વગેરેનું વર્ણન છે. સાર આ છે :—

જે જીવ મહાવેદનાવાળો હોય, તે મહાનિર્જરાવાળો હોય છે. અને જે મહાનિર્જરાવાળો હોય તે મહાવેદનાવાળો હોય છે. આમાં જે જીવ પ્રશસ્ત નિર્જરાવાળો હોય તે ઉત્તમ છે.

છઠ્ઠી અને સાતમી પૃથ્વીમાં નૈરયિકો મોટી વેદનાવાળા હોય છે. એ છઠ્ઠી અને સાતમી પૃથ્વીમાં રહેનારા નૈરયિકો શ્રમણ નિર્ગ્રંથો કરતાં મોટી નિર્જરાવાળા નથી હોતા.卐૧

---

卐૧ ભગવતીસૂત્રનું આ છઠ્ઠું શતક પ્રારંભ થાય છે. જેમાં ૧૦ ઉદ્દેશકો છે. જગતના જીવોને સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થાય તે

માટે ગણધર શ્રી ગૌતમસ્વામીએ પૂછેલા પ્રશ્નોના જવાબ ભગવાન શ્રી મહાવીરસ્વામી સ્વમુખે આપે છે. પ્રશ્નો આ પ્રમાણે છે:–

૧. શું જે મહાવેદના ભોગવનારો હોય તે મહાનિર્જરાવાળો હોય છે?

૨. જે મહાનિર્જરાવાળો હોય તે મહાવેદનાવાળો હોય છે?

૩. મહાવેદના અને અલ્પવેદનાના સ્વામીઓમાથી જે પ્રશસ્ત નિર્જરાવાળો હોય તે શું ઉત્તમ છે?

જીવાત્મા પોતાના કરેલા કર્મોને કારણે રોગ, શોક, સતાપ તથા આધિ–વ્યાધિ અને ઉપાધિઓની ભયકરમા ભયંકર વેદના ભોગવે છે, તે મહાવેદનાવાળો કહેવાય છે. જેમાં નિર્જરાની અલ્પતા–અતિઅલ્પતા પણ હોઈ શકે છે. અને તીવ્ર વેદના પણ હોઈ શકે છે.

પોતાની આત્મશક્તિ વડે કર્મોનો વિશેષ પ્રકારે ક્ષય કરનાર મહાનિર્જરક કહેવાય છે. મતલબ કે અહીં વેદનાની અલ્પતા પણ સભવી શકે છે અને તીવ્રતા પણ હોઈ શકે છે. જ્યાં મહાવેદના હોય ત્યાં મહાનિર્જરા પણ હોય છે. આ પ્રશ્નનો હાર્દ છે.

અત્યત દુર્ભેદ્ય કર્મોની બેડીમા ફસાયેલા જીવાત્માને અતિ તીવ્રતમ મિથ્યાત્વનો ઉદયકાળ વર્તતો હોવાથી તેના પ્રત્યેક પ્રદેશમાં ઘોરાતિઘોર મોહ વાસનાનું પ્રાચુર્ય હોય છે. જેથી તે આત્માના પ્રદેશોમાં જીવનના છેલ્લા શ્વાસ સુધી ક્રોધ, માન, માયા, લોભની પ્રગાઢ અવસ્થા બની રહે છે. જેને લઇને જીવાત્માના અધ્યવસાયો–માનસિક પરિણામો ઘણા જ ક્રૂર, નિર્દયી, હિંસક અને નિર્ધ્વંસ હોય છે. સ્વાર્થાન્ધતાના કારણે તેની

લેશ્યાઓમાં કૃષ્ણલેશ્યા સીમાતીતરૂપે હોય છે જ્ઞાન અને વિવેકના દીપક લગભગ ઓલવાઈ ગયા હોય છે. આવી પરિસ્થિતિમાં આ જીવ જે ક્રિયા કરે છે તેમાં પૂર્ણરૂપે તલ્લીન હોવાથી તેને આગળ-પાછળનું કોઈ ભાન નથી હોતું. તેવો અજ્ઞાની જીવ વૈરના ઝેરમાં બેભાન બની નિર્દયપણે બીજાની હત્યા કરશે મારા જૂઠા બોલવાથી બીજાને પારાવાર નુકશાન થશે, ભૂખે મરવું પડશે, કે કમોતે મરવું પડશે, તેની પણ તેને મુદ્દલ પરવાહ હોતી નથી.

ચોરી કરનારાઓમાં પણ કેટલાક તો મહાક્રૂર અને નિર્દયી હોય છે.

એક ગામમાંથી છ માણસો ચોરી કરવા નીકળ્યા છે બધાનો ઈરાદો ચોરી કરવાનો છે તે સાચી વાત છે, પરંતુ બધાના મનનાં પરિણામો સરખા હોતા નથી તેમાં એક માણસ તો એવો ક્રૂર પરિણામી છે. તે કહે છે કે—આપણે આખા ગામની ચારે બાજુએ સુકાં કાંટા, ઘાસ, લાકડા વગેરે ગોઠવી આગ લગાડી દઈએ જેથી કોઈ બચવા ન પામે અને બધાઓનું ધન લઈ જઈએ અને જે શ્રીમંતો બચી ગયા હોય તેમના ઘરે જઈ તેમના બાલ-બચ્ચાઓને, સ્ત્રીઓને અને વૃદ્ધોને બંદુકની ગોળીથી વીંધી નાખીએ અને તેમનું સર્વસ્વ હરણ કરી લઈએ, જુવાન સ્ત્રીઓને ઉપાડી જઈએ.

આ પ્રમાણે આ ભાઈના વિચારોમાં અત્યંત ક્રૂરતા, નિર્દયતા રહેલી છે તેની આ ક્રૂરતા કેટલાય જીવોની નિર્દય હત્યા કરશે, મૂક પ્રાણીઓને મારશે, સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરશે

પોતાના શોખની ખાતર જ ચોરી કરવાના ઈરાદે હજારો-લાખો અને ક્રોડો જીવો સાથે ભયંકરમાં ભયંકર વૈરઝેરની ગાંઠ

બાંધશે. કારણ કે ગમે તે નિમિત્તે મરનારો જીવ મારનારનો કટ્ટર વૈરી બને છે અને આ વૈરની પરંપરા કેટલાય સમય સુધી ચાલ્યા કરે છે.

મૈથુન કર્મમાં આસક્ત જીવના પરિણામો પણ જોવા જેવા હોય છે. તે વિચારે છે: "મારી પાસે અઢળક ધન છે, સત્તા છે, હુ નવયુવાન છું, રૂપવાન છું, પરમાત્માએ મને ભોગો ભોગવવા માટે જ જન્મ આપ્યો છે. ભોગમાં મસ્ત બની હુ સ્ત્રીઓની માંદગી કે તેના બીજા દુઃખોની જરા પણ પરવાહ કરીશ નહીં એક મરશે તો બીજી પરણીશ, ત્રીજી પરણીશ. મારે માટે સ્ત્રીઓની કમીના નથી. કેમકે હુ ભોક્તા છું. ખૂબ ભોગો ભોગવવા માટે જ હું જન્મ્યો છું."

સ્ત્રીઓના શરીરની સુંદરતા ટકાવવા માટે ગર્ભહત્યા કરવી પડે તો તે પણ મારે માટે અશક્ય નથી બાળકોને પણ બાટલીના દૂધ ઉપર રાખીશ. પરંતુ સ્ત્રીની જુવાની અને સ્તનોની કઠિનતા–સુંદરતા કાયમ બની રહેવી જોઈએ. મૈથુનાસક્ત જીવ હજુ તો પહેલાનું બાળક સ્તનપાન કરતું હશે તેની પણ પરવા કર્યા વિના સ્ત્રીસંભોગમાં લીન બની ફરી ગર્ભધારણ કરાવશે અને તે માટે માંસાહાર, ઈંડાનું સેવન, શરાબપાન વગેરે અભક્ષ્યનું સેવન કરશે અને બાળકોની લાઈન લગાડશે.

આ પ્રમાણે મૈથુન કર્મમાં આંધળો બનેલો આ ભાઈ અગણિત જીવોનો તથા પોતાના સંતાનોનો, સ્ત્રીનો અને છેવટે પોતાના બધાએ સત્કર્મોનો નાશ કરવા તૈયાર થાય છે.

અને જે માણુસ પરિગ્રહને વધારવામાં જ અંધ બનેલો છે, તે માણુસ પાસે માનવતાનો એક અંશ સરખો પણ રહેતો નથી.

કહ્યું છે કે-लोभाविष्टो नरो हति मातरं पितरं તથા લોભમાં આસક્ત બનેલો માણસ માત પિતાની હત્યા કરતાં પણ અચકાતો નથી. આખી યે જીંદગી મોહરાજાના સામ્રાજ્યમાં સમાપ્ત કરે છે. અને તીવ્રાતિતીવ્ર કર્મોને ઉપાર્જન કરે છે આવા જીવોને પોતાના કર્મોનું ફળ કયારેક દશગણું, સોગણું, હજારગણુ અને કોઈક જીવને તો કરોડોગણું પણ વધારે ભોગવવું પડે છે જ્યારે તેમના કર્મોની નિર્જરા ઘણી જ અલ્પ હોય છે.

એટલે જે જીવાત્માએ અત્યંત મલિનભાવે કર્મો બાંધ્યા છે તે એટલા બધા પ્રગાઢ અને ચીકણા હોય છે જે ઘણીવાર ભોગવવા છતાં પણ નાશ થતાં નથી જેમ રેશમની દોરીને બે ચાર ગાંઠ લગાવી બન્ને છેડા જોરથી ખેંચાય તેટલા ખેંચીને પછી તેલમા નાંખી ગંદા કાદવ સ્થાનમાં નાખી સૂકવીને પછી તે ગાંઠ ખોલવા ઘણો જ પરિશ્રમ કરતાં જેમ તે ગાઠ ખોલવી મુશ્કેલ છે, તેમ ઘણી વખત પ્રગાઢ રીતે બંધાઈ ગયેલાં કર્મો મહા મુશ્કેલીએ પણ નાશ થતાં નથી.

હલવાઇ કે તેલીના ધોતીયા એટલા બધાં ગંદા થઈ ગયેલા હોય છે કે-તેને ઉજળા કરવા માટે કે તેનો મેલ દૂર કરવા માટે સનલાઈટના ગોટાના ગોટા પણ કાંઈ કામ આવતા નથી. અને કપડું ફાટી જશે, પરંતુ ઉજળું તો થશે જ નહીં આ પ્રમાણે મહામિથ્યાત્વને લઇને બાંધેલા કર્મોની ચિકાશ પણ તેવી જ હોય છે.

૧ મિથ્યાત્વના ગાઢ રંગમાં રંગાયેલા જીવાત્માનો હિંસક પરિણામ પણ મહાક્રૂર હોય છે.

૨. અસત્ય વ્યવહાર-વ્યાપારમાં પણ તે નિર્દયી હોય છે.

૩. ચોરીનું કામ પણ સદૈવ પરઘાતક જ હોય છે.

૪. મૈથુન કર્મ ભૂંડ અને ગર્દભ કરતાં પણ મહાભયંકર હોય છે.
૫. પરિગ્રહ કર્મમાં રાક્ષસની જેમ નિર્ધ્વંસ પરિણામ હોય છે.
૬. ક્રોધની માત્રા અસુરોની જેમ સત્યાનાશી હોય છે.
૭. માન અજગરની જેમ સર્વથા ભયંકર હોય છે.
૮. માયા કાળી નાગણ જેવી અત્યંત વિકરાળ હોય છે
૯. લોભની માત્રા વનવગડાના દાવાનલની જેમ મહાદાનવ જેવી હોય છે.
૧૦. રાગ અને દ્વેષનો માલિક મધના વાટકામાં પડેલી માખીની જેમ આખી જીંદગી સુધી તેમા એટલો બધો પાગલ બની જાય છે કે તેની રાગાન્ધતા અને દ્વેષાન્ધતા ઠેઠ જીંદગીના છેલ્લા શ્વાસ સુધી મટી શકતી નથી.

રાગાન્ધ માણસ સાધુનો સ્વાંગ સજી શકે છે પણ પોતાની રાગવૃત્તિને છોડી શકતો નથી, તેમ તે છોડવાનો અભ્યાસ કે પ્રયત્ન પણ કરતો નથી. જ્યારે દ્વેષાન્ધતાની વાત તો સાવ જુદી જ છે. તમે દ્વેષાન્ધ માણસોને ક્યારેય જોયા છે? તેઓ સાત લાખ સ્થાનોમાં રહેલા પૃથ્વીકાયના જીવોને મિચ્છામિ દુક્કડમ્ દેવા તૈયાર રહેશે પણ પૈસાના અને વિષયવાસનાના લોભમાં અંધ બન્યા પછી પોતાના નાના ભાઈ, મોટા ભાઇ, બાપ, પુત્ર, સાસુ, જેઠાણી, દેરાણી કે આડોશી-પાડોશીને મિચ્છામિ દુક્કડમ્ દઈ શકતા નથી. આ પ્રમાણે ચાડી ખાવી, કલહ કરવો, માયા મૃષાવાદ સેવવો આદિ પાપો પણ તેના તીવ્ર હોય છે.

એક શેઠને ચાર પુત્રો હતા અને ચારેની ચાર પુત્રવધૂઓ હતી. એક વખત સૌથી નાની પુત્રવધૂનો સાત દિવસ માટે

રસોઈ બનાવવાનો વારો આવ્યો નાની વહુ રૂપરૂપના અંબાર જેવી હતી. થોડું ભણેલી પણ હતી. અને તેથી તે પોતાની જાતને બહુ જ હોંશિયાર માનતી હતી. ફલસ્વરૂપ તેની જીભમાં કડવાશ હતી, હાથોમા કૃપણતાએ વાસ કર્યો હતો, માથામાં ગર્વ ભરાઈ બેઠો હતો, હૃદયમાં તુચ્છતા અને પેટની છીછરી હતી. એક દિવસ પોતાની સાસુ, નણંદો અને જેઠાણીઓ સાથે ખૂબ ઉદ્ધતાઈભર્યો વર્તાવ કર્યા પછી સમયસર રસોઈ બનાવી નિવૃત્ત થઈ. એ વખતે એના મનમાં એવા વિચારો ઘોળાતા હતા કે આજની મારા હાથની રસોઈ જમ્યા પછી જેઠાણીઓના ગર્વ ગળી જશે. સાસુ અને નણંદોની જબાન બંધ થઈ જશે. સસરાજી અને જેઠો તો મારા વખાણ જ કરશે આવા વિચારોમાં ડૂબેલી તે વહુએ પોતાની રસોઈની ફરીથી પરીક્ષા કરવા માટે શાકનું એક ફોડવું પોતાની જીભ ઉપર મૂકયું. થૂ-થૂ કરતાં તે બાઈએ બધુ શાક થૂકી નાખ્યું. વિષ કરતાં પણ ભયંકર કડવાશ તે શાકમાં હતી બાઈ સમજી ગઈ કે તે શાક કડવી તૂબડીનું રંધાઈ ગયુ છે. પણ હવે કરવું શું ? ફેંકી દેવામા ખાસ કાંઈ બગડી જતું ન હતું પરંતુ મનની મલીનતા અને જીવનમાં ગર્વની માત્રા વધારે હોવાથી તેના મનમાં આવા ભાવો ઉત્પન્ન થયા :—

૧ આ શાક બધા ખાશે તો મરણને શરણ થશે જે મને જરાએ ઈષ્ટ નથી.

૨. ફેંકી દેવામાં જેઠાણીઓની મશ્કરી અને નણંદોનો ઉપાલંભ-ઠપકો સહન કરવો પડશે, જે મારા સ્વભાવથી વિરુદ્ધ છે.

૩. ઘી, હીંગ, જીરુ આદિ મસાલાનો અપવ્યય થવાથી પતિના વ્યંગ વચનો પણ સહન કરવા પડશે.

૪. મારી આવડત અને ચાલાકી ઉપર પાણી ફરી વળશે અને મારી પોલ ઉઘાડી પડી જશે.

આ પ્રમાણે આર્તધ્યાનમા લીન બનેલી તે બાઈ વિચાર કરે છે કે કોઈ તપસ્વી મુનિરાજ ફરતા ફરતા અહિ પધારે તો તેને શાક વહોરાવી દઉં, જેથી મારી ધર્મિષ્ઠતાની પ્રશંસા થશે, લોકો મારી પ્રશંસા કરશે અને જેઠાણીઓ કરતાં મારુ માન વધવા પામશે.

આવા અતિતીવ્ર અજ્ઞાનાન્ધકારમાં તે બાઈ ડૂબેલી છે તેટલામાં એક માસખમણના તપસ્વી મુનિરાજ પારણા માટે ત્યાં પધારે છે અને તે બાઈ કડવી તુંબડીનું શાક તેમને વહોરાવી દે છે. પોતાની ભૂલ છૂપાવવા સાધુના પ્રાણ લેતા પણ તે બાઈને દયા ન આવી સાધુ તો તે શાક ખાઈ કર્મોની નિર્જરા કરી મોક્ષમાં પધારે છે. પરંતુ તે બાઈના આવા ક્લિષ્ટ અધ્યવસાયો આગળ વધતા જાય છે અને ભયંકરમાં ભયકર નિકાચિત કર્મો બાંધે છે અને ફળ સ્વરૂપ દ્વાદશાંગી આગમમાં પણ આ વાતની સાક્ષી આપતાં કહે છે કે—આ બાઈનો જીવ એક એક નરકમાં બબ્બે વાર ગયો અને સાતે નરકોમાં ૧૪ વાર ફર્યા પછી પણ તેના કર્મોની નિર્જરા જેવી જોઇએ તેવી થઈ નથી અને કેટલાએ તિર્યંચ અવતારોમા અવતરિત થઈને સર્વથા અસહ્ય દુઃખો ભોગવે છે

પરદેશમાં ઘણું ધન કમાઇને બને ભાઈઓ પોતાના દેશમાં આવ્યા અને એક સ્થાનમાં જમીનમાં ધન દાટ્યું. પછી બને ભાઇઓની લેશ્યા ખરાબ થઈ અને એકબીજાને મારીને ધન પોતાના કબ્જામાં કરવાની ભાવના થઈ અને બંને ભાઈઓ ડંડાડંડી યુદ્ધથી લડ્યા અને કમોતે મર્યા. એમ નવ ભવ સુધી હિંસક અવતારો પામી મારકુટમા ભવો પૂરા કર્યા અને ધન ધનને ઠેકાણે રહ્યુ

આખી જીંદગી સુધી સત્ય બોલનારા વસુરાજાને કેવળ એક જ વાર જૂઠી સાક્ષી દેવી પડી કારણ કે તે સમય પૂરતો તેમનો વિવેકદીપ બુઝાઈ જતાં તેમને આવો વિચાર પણ ન આવ્યો કે—"હું સત્તાધારી અને પ્રભાવશાલી છું. મારો એક એક બોલ કિમતી હોય છે. મારાથી દાક્ષિણ્યવશ આવી સાક્ષી આપ્યા પછી સંસારના માંસાહારીઓ આ વાતને પ્રમાણ માનીને લાંબા કાળ સુધી અસંખ્ય બકરાંઓ, ઘેટાંઓ, કુકડાઓ આદિ જાનવરોની હત્યા કરનારા થશે." બન્યું પણ એવું કે વસુ-રાજાની ખોટી સાક્ષીથી જાનવરોને દેવી સમક્ષ કતલ કરવામાં આવે છે, જે જાનવરોની કતલની પ્રથા કરોડો વર્ષોથી આજસુધી ચાલુ છે. આમ એક જ વાર અસત્ય બોલવા માત્રથી વસુરાજા નરકોમાં ભયંકર વેદના ભોગવવાવાલા થયા છે.

કુમારી અવસ્થામાં કન્યા તત્ત્વના સંરક્ષણમાં કાળજી નહીં રાખવાથી શ્રીમંત પુત્રી રેવતી સાસરે આવ્યા પછી પોતાનો સત્ય અને સદાચાર ધર્મ સાચવી શકી નથી. તેનો પતિ શતક વ્રતધારી હોવાથી પોતાની ૧૩ સ્ત્રીઓ સાથેની મર્યાદામાં રેવતીનો વારો ૧૨ દિવસ પછી આવતો હતો. આવી મર્યાદા સાચવવામા મહાશતક મક્કમ હતો તેમજ રેવતીને છોડીને બીજી ૧૨ સ્ત્રીઓ સત્ય-સદાચાર અને શિયલને જ પોતાનું ધન અને સર્વસ્વ સમજનારી હોવાથી તેઓને પતિ પ્રત્યે કાંઈ પણ દુર્ભાવ થયો નથી. જ્યારે રેવતીને પોતાના પતિની આ શીયલ સંબંધી મર્યાદા સર્વથા અસહ્ય લાગતી. તેથી તેના માનસિક પરિણામો દિન-પ્રતિદિન બગડતા ગયા. અને આવા હલકા તથા હિંસક વિચારોને અવરોધ કરવાની એક પણ આત્મિક શક્તિ તેનામાં નહિ હોવાથી ઉચ્ચ કુળમા જન્મેલી હોવા છતાં પણ તેના વિચારોમાં પલટો આવ્યો. તે આ પ્રમાણે :—

"હું શ્રીમંતની પુત્રી છું. કરીયાવરમાં અગણિત ધનરાશિ લાવી છુ, છતાં મારે માટે વારો. પુરુષને રોજ મૈથુન સેવવું છે અને સ્ત્રી પાસે બલાત્કારે શિયલ પળાવવું છે? આ કયાંનો ન્યાય? મારો પતિ મારૂં માને કે ન માને મારે પોતાને જ મારો રસ્તો સરળ કરી લેવો જોઇએ." આમ દુર્ધ્યાન વધતું ગયું. રોમે રોમમાં હિંસક ભાવનાએ જોર કર્યું. અને ગમે તે માર્ગે પણ મારે મારી શોકયોને યમને ઘેર પહોંચાડી દેવી જોઇએ અને મારો માર્ગ નિષ્કંટક બનાવવો જોઇએ. યોગાનુયોગ એક દિવસે ચાર સ્ત્રીઓને ઉપવાસના પારણે પોતાને ત્યાં આમંત્રણ આપે છે અને પારણાની બધી વસ્તુઓ વિષમિશ્રિત કરી તેમને પારણા કરાવે છે અને તે ચારેના મૃત્યુ થાય છે. બાકીની આઠ સ્ત્રીઓને પણ મારી નાખવા પોતાના પિતાના ઘરેથી અત્યંત ખાનગીરૂપમાં ગુંડાઓને બોલાવ્યા અને આઠે શોકયોને ઘાતકી રીતે મારી નાખવામાં આવી.

મૈથુન કર્મમાં અત્યંત આસક્ત બનેલી આ રેવતીએ કેવળ પોતાના વૈષયિક સુખની તૃપ્તિ માટે પોતાની શોકયોને આવી રીતે મારી નખાવ્યા પછી સ્વચ્છંદી બનેલી રૈવતીનું જીવન અત્યંત કલુષિત અને મર્યાદાતીત થતું ગયું. અને પછી તો એક પાપ બીજા પાપને આમંત્રણ આપે તેમ રેવતીના જીવનમાં શરાબપાન અને માંસાહાર આદિના દુર્ગુણો પણ પોતાની મર્યાદા વટાવી ગયા અને અંતે મરીને નરકની મહેમાન બની.

પરિગ્રહ વધારવામાં અત્યંત લોભાન્ધ બનેલાના દૃષ્ટાંતો શાસ્ત્રોમાં ભરપૂર ભર્યા પડ્યા છે. કાળા કામોને કરનાર ધવલ શેઠ, મક્ખીચૂસ મમ્મણ શેઠ, રાજ્યસત્તાના દુરુપયોગમાં જ ધર્મને માનનારો દુર્યોધન; આખી જીંદગી સુધી બીજાઓને લૂંટવામાં, તેમના રાજ્યોને કબ્જે કરવામાં, નવી નવી સ્ત્રીઓને

પરણીને તેમની સાથે ભોગ વિલાસોમાં મસ્ત બની સીમાતીત રૌદ્રધ્યાનમાં પોતાનું જીવન પૂર્ણ કરનારા સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્તી પણ નરકના અતિથિ બન્યા છે.

મનુષ્યલોકમાં જન્મેલા એવા માણસોને પણ આપણે જોઇએ છીએ કે-જેમના શરીરો એવા ભયંકર રોગોથી પીડાતા હોય છે કે જેને જોવા માત્રથી આપણને દયા આવે. અસાધ્ય રોગોથી પીડિત થઈ વર્ષો સુધી રીબાતા, રોતા, રોવડાવતા, ભૂખે મરતાં કમોતે મરે છે અને મરતાં મરતાં પણ પોતાના જીવનમાં રહેલા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભને છોડી શકતા નથી. પરિણામે નરકમાં ગયા પછી પરમાધામીઓની અસહ્ય વેદનાઓ-હાડતોડ માર સહન કરે છે, યમદૂતોના ડંડાઓ ખાતા ખાતા-રીબાતા રીબાતા પોતાનું જીવન પૂરું કરે છે. માટે જ પ્રશ્નોત્તરોનો સરળાર્થ આ છે કે-કરેલા કર્મોના ફળરૂપે મહાવેદના ભોગવવા છતાં પણ જીવ મહા નિર્જરાનો માલિક બનતો પણ નથી અને બને પણ છે.

છઠ્ઠી અને સાતમી નરકભૂમિમાં રહેલા જીવોને મહાવેદના છે પણ મહાનિર્જરા નથી. તેવી રીતે મહાનિર્જરા કરવા છતાં પણ જીવને મહાવેદના હોય પણ છે અને નથી પણ હોતી.

ગજસુકુમાલ, ખંધક મુનિ, ઘાણીમાં પીલાતા ખંધક મુનિના પાંચસો શિષ્યો, મેતારજ મુનિ તથા મહાવીરસ્વામી પોતે પણ મહાવેદના ભોગવવા છતાં મહાનિર્જરાના માલિક બન્યા છે, જ્યારે ચંદનબાલા, રાજીમતી, મરુદેવા માતા જેવા ભાગ્યશાળી જીવોએ પોતાના જીવનમાં અલ્પ વેદના જ ભોગવી છે, છતા એ કર્મોને મૂળમાથી ઉખેડી નાંખી કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીને વર્યા છે, જે પ્રશસ્ત નિર્જરા છે

પૂર્વભવીય કર્મોની સત્તા અત્યંત વિચિત્ર હોવાના કારણે તથા વર્તમાન ભવની રાગ–દ્વેષ–મોહ વાસના તથા માયા પ્રપંચની ભાવના પણ વિચિત્રતમ હોવાને લીધે માણસ માત્રના અધ્યવસાયોમાં તીવ્રતા–તીવ્રતરતા અને તીવ્રતમતા હોય છે, અને સાધનો પણ જુદા જુદા હોય છે તેથી કર્મોના બંધનમાં તેમજ ઉદયમાં પણ ફરક પડે છે તેથી કરીને કોઈક કર્મોના ઉદયકાળમાં વેદના ઘણી જ હોય છે, પરંતુ આત્માની શક્તિ દબાઈ ગયેલી હોવાથી કર્મોની નિર્જરા બહુ જ અલ્પ હોય છે

જ્યારે અમુક કર્મોના ઉદયમાં વેદના સીમાતીત ભોગવવી પડે છે. સાથે સાથે આત્મજાગૃતિ સંયમારાધના અને જ્ઞાનમાત્રાના આધિક્યથી કર્મોની નિર્જરા પણ પુષ્કળ હોય છે.

આ પ્રમાણે ભગવાન મહાવીરસ્વામીએ ફરમાવ્યું અને સાધકો પોતાના કર્મોની નિર્જરા અર્થે વિશેષ પ્રકારે પોતાની સાધનામાં સાવધાન થયાં



## જીવ અને કરણ :

કરણ ચાર પ્રકારનાં કહેવામાં આવેલ છે: મન-કરણ, વચનકરણ, કાયકરણ અને કર્મકરણ.

નૈરયિકોને, પંચેન્દ્રિય જીવોને ચારે જાતનાં કરણો હોય છે.

એકેન્દ્રિય જીવોને બે કરણ હોય છે: કાયકરણ ને કર્મકરણ. વિકલેન્દ્રિયોને વચન, કાય અને કર્મ—એમ ત્રણ કરણ હોય છે.

નૈરયિકો કરણથી અશાતા—વેદનાને વેદે છે. અસુર-કુમારો કરણથી શાતા—વેદનાને અનુભવે છે. એ અસુર-કુમારોને ચારે પ્રકારનાં કરણ હોય છે.

એ પ્રમાણે યાવત્ સ્તનિતકુમાર સુધી જ ભુવનપતિ માટે જાણવું.

વિશેષતા એ છે કે—શુભાશુભ કરણ હોવાથી પૃથ્વી-કાયિક જીવો કદાચ સુખરૂપ અને કદાચ દુઃખરૂપ વેદનાને અનુભવે છે, પણ કરણ વિના તો નથી જ અનુભવતા.卐૨

---

卐૨ કોઈ પણ ઝાડના પાંદડા આપણે ઉપર ઉપરથી જોઇએ તો એક સરખા લાગે પણ બારીકાઈથી જો જોવામાં આવે તો

ઝાડનું એક પણ પાંદડું બીજા પાંદડા જેવું નથી હોતું. થોડો ઘણો તો ફેરફાર હોય જ છે. તે જ પ્રમાણે કર્મસત્તાની જાળમાં ફસાયેલા જીવો એક બીજાથી સર્વથા કે અંશતઃ જુદા હોય જ છે. કારણ કે જીવ માત્રના કર્મો જુદા જુદા છે. તેથી તેના ફળોમાં પણ જુદાઈ રહેવાની જ. તેથી શરીરના અમુક આકારે એક જીવ બીજાથી મળતો હોય તો પણ કાંઈક ભિન્નતા તો રહેવાની જ. છેવટે સ્વભાવમાં પણ ફેરફાર જરૂર જોવા મળશે. સ્વભાવમા એકતા જણાશે તો શરીરના અંગોમાં–અંગોપાંગમાં ફરક જોવા મળશે. બે જીવોની આંખ સરખી હશે તો નાકમાં ફરક હશે વજન અને લંબાઈ સરખા હશે તો છેવટે રંગ–રૂપમાં જુદાઇ જણાશે

આ પ્રમાણે એક બીજાથી સર્વથા જુદા અનંતાનંત જીવોની સૃષ્ટિ આપણે સૌ પ્રત્યક્ષ નિહાળીએ છીએ. તેનું કારણ કેવળ કર્મોની વિચિત્રતા જ છે

ભવ ભવાંતરમાં મોહવાસનાને વશ બની જેવાં કર્મો ઉપાર્જ્યા હોય છે, તેમનો ઉદય પણ તેવા પ્રકારનો હોવાથી પ્રત્યેક જીવોની શક્તિ જુદી જુદી હોય છે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ તથા વનસ્પતિકાયના અનંતાનંત સ્થાવર જીવોને જિહ્વેન્દ્રિય ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિયના આવરણનો ઉદય હોવાથી તે જીવોને જીભ, નાક, આખ અને કાન ઇન્દ્રિયનો સર્વથા અભાવ હોય છે. જ્યારે સંસારના બહુ થોડા જીવોને જીભ, નાક, આંખ, કાન ઈન્દ્રિયોની પટુતા જોવામા આવે છે તેમાં પણ કોઇને મન નથી મળ્યું અને બીજાને વિચારશક્તિનો અભાવ હોય છે એકને કાન અને આંખ મળી છે, ત્યારે પંચેન્દ્રિય હોવા છતાં પણ મૂંગાપણું સાથે લઇને અવતર્યો છે તે કારણે જ શુભાશુભ

કર્મોના ઉદયકાળે સુખ તથા દુઃખ ભોગવવા માટેના ઉત્કૃષ્ટતમ સાધન રૂપે 'કરણો'ની પ્રાપ્તિ સૌ જીવોને જુદી જુદી હોય છે

પૂર્વભવીય પુણ્યના પ્રભાવે તથા પાપોના કારણે જીવાત્માને આ ભવમાં જે સુખ તથા દુ.ખ ભોગવવાના છે, પણ પ્રશ્ન એ થાય છે કે તે સુખ અને દુઃખને આ જીવાત્મા કયા સાધનોથી ભોગવશે ? કેમકે આત્મા સ્વતઃ અમૂર્ત છે અર્થાત્ આકાર વિનાનો છે.

ત્યારે સંસારના સ્વરૂપને યથાર્થરૂપે જાણનારા અને તે પ્રમાણે જ કહેનારા યથાર્થવાદી ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું કે—જીવોને સુખ-દુઃખ ભોગવવા માટે ચાર કરણો હોય છે. ૧. મનઃકરણ, ૨. વચનકરણ, ૩. શરીરકરણ, ૪. કર્મકરણ. આ કરણોના માધ્યમથી જ સૂક્ષ્મનિગોદના જીવોથી લઈને ઈન્દ્ર ચક્રવર્તી અને તીર્થંકરો પણ સુખ-દુઃખના ભોક્તા બને છે. કેમકે यत्र यत्र कर्मणा कर्तृत्व तत्र तत्र कर्मणा भोक्तृत्वमपि अस्ति एव ।

અત્યન્ત પાપકર્મી પૃથ્વીકાયિક, અપ્કાયિક, અગ્નિકાયિક, વાયુકાયિક, તથા વનસ્પતિકાયિક જીવોને ચાર કરણોમાંથી કેવળ કાયકરણ અને કર્મકરણ જ હોય છે. અને બીજા કરણ એટલે વચનકરણ અને મનકરણ તો તે અનંતાનંત જીવોને નથી હોતું; માટે જ પોતાની અસહ્ય વેદનાઓને જીભના અભાવમાં બીજાઓને કહી પણ શકતા નથી, અને મન.કરણના અભાવે માનસિક વિચારણા પણ તેમની પાસે હોતી નથી. આ પ્રમાણે પોતાના જ કરેલા કર્મોને કારણે સર્વથા અસ્પષ્ટ વેદનાઓને ભોગવતા તે જીવોને ઘણા લાંબા કાળ સુધી ત્યાં જ રહેવાનું હોય છે.

બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોને નિકૃષ્ટતમ પાપના ઉદયે મનઃકરણનો અભાવ હોવાથી બાકીના ત્રણે કરણોથી

પ્રાયઃ કરીને અશુભ ફળો જ ભોગવવાના હોય છે.

નરક ભૂમિમાં બધાએ જીવોને આ ચારે કરણો અશુભ ફળને ભોગવવા માટે જ હોય છે. જ્યારે ઔદારિક શરીરને ધારણ કરનારા બધાએ મનુષ્યોને તથા તિર્યંચોને આ ચારે કરણો કદાચિત્ શુભ ફળોને ભોગવવા માટે અને કદાચિત્ અશુભ ફળોને ભોગવવા માટે હોય છે.

એટલે કે કેટલાક જીવો જ્યારે શરીર કરણ દ્વારા દુઃખ ભોગવવાના હોય છે ત્યારે તેમનાં શરીર, હાડકા, ચામડી, દાંત, આંખ, નાક અને લોહીના અસાધ્ય રોગોથી ઘેરાઈ ગયેલા તેઓ મનુષ્ય અવતારમાં પણ અસહ્ય વેદનાઓને ભોગવતા હોય છે, અને મનઃકરણ વડે ભયંકરમાં ભયંકર માનસિક પીડાઓને ભોગવતાં એવા ઘણાએ શ્રીમંતોને તથા સત્તાધારીઓને તમે જોયા છે? જાણો છો? તિજોરીમાં શ્રીમંતાઈની રેલમછેલ ઉડતી હોય છે છતાં પણ તેમને માનસિક રોગો એવા લાગુ પડ્યા હોય છે કે જેનાથી :—

૧ દિવસ અને રાતનો મોટો ભાગ લમણે હાથ દઈને જ પસાર કરતા હોય છે.

૨ માનસિક પીડા( આધિ )ના સન્નિપાતમાં ખાવા બેસે છે, છતાં ખાવાનું ભાવતું નથી. તરસ લાગે છે પણ પાણી તેમના ગળે બહુ મુશ્કેલીથી ઉતરે છે

૩. ઘરમાં ઉંદરડીઓએ ધમાચકરડી મચાવી હોય છે છતાં ઇન્કમટેક્ષના ઓફીસરોના વિચારે કે છેવટે દિલ્લી દરબારના દરોડા પાડનાર ઓફીસરોની યાદ આવતાં તે બિચારા સુખે સુઈ શકતા નથી, ઘરવાળી સાથે વાતો કરી શકતા નથી, ઘડીકમાં મદ્રાસ તો બીજી ઘડીએ કલકત્તા તરફ ભાગતા

ફરતા હોય છે ત્રીજી ક્ષણે આ બધી બલાઓથી છુટકારો મેળવવા માટે વાસક્ષેપના ક્ષેપકો પાસે માથું નીચું કરીને બેઠા હોય છે ચોથી ક્ષણે મહુડીમાં ઘંટાકર્ણની આરાધના કરતા હોય છે. પાંચમી ક્ષણે નાકોડાના ભેરુજીને મનાવતા હોય છે.

૪ માનસિક વ્યથા જ્યારે સીમાતીત હોય છે ત્યારે તેમાંથી ઉત્પન્ન થયેલા અને વધી ગયેલા રોગોના કારણે તે શ્રીમંતો અને સત્તાધારીઓ કેવળ દલીયો કે ખીચડીને પણ પચાવી શકતા નથી.

જ્યારે 'મનઃકરણ' વડે શુભ ફળ ભોગવવાનું હોય છે ત્યારે ગરીબીમાં જન્મેલા હોવા છતાં 'લુખા રોટલા' પણ પોતાના બાલ બચ્ચાઓ સાથે આનંદપૂર્વક ખાતા હોય છે.

આ પ્રમાણે કરણોના માધ્યમથી જ જીવાત્મા સુખ-દુઃખ ભોગવે છે. માટે 'भोगायतन शरीरम्' અર્થાત્ શરીર જ કર્મોને ભોગવવાનું સાધન છે. એટલું ધ્યાનમાં રાખવાનું કે-આ કરણો જડ હોવાના કારણે સ્વતઃ સુખ કે દુઃખ નથી પણ કર્મફળોને ભોગવવાના સાધનો છે

કર્મકરણની વિદ્યમાનતામાં જ આદિના ત્રણ કરણો પણ વિદ્યમાન હોય છે. આ 'કર્મકરણ' નવા કર્મોના બંધનમાં કામ આવે છે માટે મનુષ્ય અવતાર મેળવ્યા પછી પણ આ જીવાત્મા પાસે સંત સમાગમ અને આત્મોન્નતિ માટેનું પુરુષાર્થબળ નહીં હશે, તેમને અશુભ કર્મોનું જ બંધન થશે. જેથી મન-વચન અને કાયાના ત્રણે કરણો વડે અશુભ ફળ ભોગવવાનું રહેશે. જ્યારે પૂર્વ ભવનાં ગમે તેવા પાપકર્મોનો ઉદય હોય અને જીવન

મહાદુઃખદાયી હોય તો પણ તે આત્મા પોતાની જબ્બરદસ્ત આત્મશક્તિ વડે—

ભૂખના દુઃખ સમયે તપશ્ચર્યા દ્વારા, રોગના હુમલા સમયે આત્મસંયમ દ્વારા અને આર્થિક દુઃખના સમયે સંતોષભાવ ધારણ કરીને, અને કામદેવના પ્રતિકાર માટે કડકાઈ પૂર્વક આત્મ નિયંત્રણ ઈત્યાદિ શુદ્ધ આરાધનાના પ્રતાપે પોતાના અશુભ કર્મોનું શુભભાવમાં સંક્રમણ કરશે આ બધું કર્મકરણને આભારી છે.

આત્માની સંપૂર્ણ શક્તિઓને દબાવી દેનારા ઘાતી કર્મોનો સર્વથા નાશ થયા પછી કેવળજ્ઞાની ભગવાનને આ 'કર્મકરણ' સર્વથા કમજોર થઈ જવાથી બીજા કરણો પણ નબળા બને છે. અર્થાત્ તેમની સત્તા નહિવત્ રહેવા પામે છે. અને શૈલેશી અવસ્થા પછી સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થતા જ સૌથી પ્રથમ કર્મકરણના ભૂક્કા ઉડે છે. ત્યારપછી ત્રણે કર્મોની સત્તા પણ સમાપ્ત થાય છે.

અત્યંત દુઃખદાયી કર્મોના પિંજરામાંથી સર્વથા મુક્તિ મેળવવી એનું જ નામ અનંત સુખ છે. ઔદાયિક ભાવનો સંપૂર્ણ નાશ કરી ક્ષાયિક ભાવ મેળવવો આનુ નામ અનંત સુખ છે. એટલે કે દુઃખનો નાશ એ જ સુખ છે

સિદ્ધ ભગવંતો અનંત સુખી એટલા માટે છે કે તેમને એકે કરણ નથી.



## વેદના અને નિર્જરા :

જીવોમાં કેટલાક જીવો મહાવેદનાવાળા ને મહાનિર્જરાવાળા હોય છે. કેટલાક મહાવેદનાવાળા ને અલ્પ નિર્જરાવાળા હોય છે. કેટલાક અલ્પ વેદનાવાળા ને મહાનિર્જરાવાળા હોય છે. અને કેટલાક જીવો અલ્પ વેદનાવાળા અને અલ્પ નિર્જરાવાળા હોય છે.

પ્રતિમાધારી સાધુ મહાવેદનાવાળો ને મહાનિર્જરાવાળો હોય છે. છઠ્ઠી ને સાતમી પૃથ્વીમાં રહેનારા નૈરયિકો મોટી વેદનાવાળા ને અલ્પ નિર્જરાવાળા હોય; શલેશી પ્રાપ્ત અનગાર અલ્પ વેદનાવાળો અને મોટી નિર્જરાવાળો હોય છે. અને અનુત્તરોપપાતિક દેવો અલ્પ વેદનાવાળા ને અલ્પ નિર્જરાવાળા હોય છે. 卐[3]

---

卐3 **વેદના અને નિર્જરાનું સાહચર્ય :**

આ બન્નેનું સાહચર્ય એટલા માટે છે કે વેદના માત્ર નિર્જરાપૂર્વક જ હોય છે. અને નિર્જરા માત્ર વેદનાપૂર્વક હોય છે કરાયેલા કર્મો જે વેદાય છે, અનુભવાય છે તેને વેદના કહેવાય છે. અને ભોગવાઈ ગયેલા કર્મો આત્મપ્રદેશથી છૂટા પડે તેને નિર્જરા કહેવાય છે.

ભીના વસ્ત્ર પર જેમ બધી દિશાઓથી રજકણ અને મેલ લાગે છે-વધારે લાગે છે અને વસ્ત્ર તથા મેલનો અણુએ અણુ

એકાકાર થઈ જાય છે. તેમ આત્માના પ્રત્યેક પ્રદેશ ઉપર આઠે પ્રકારની કર્મવર્ગણા પ્રતિસમય લાગતી જાય છે. વધારે લાગતી જાય છે અને બન્ને દૂધ અને સાકરની માફક એકાકાર થઇ જાય છે.

મલિન વસ્ત્રને સાબુના પાણીમા નાખીએ, ધોકાથી કુટીએ તેથી મેલ છૂટો પડી જાય છે અને વસ્ત્ર પોતાના શુદ્ધ સ્વરૂપમાં આવે છે તેમ કર્મોના કારણે આત્માને પણ ભયંકર વેદના ભોગવવી પડે છે. જે મોહવાસિત આત્મા છે તે રીબાતા રીબાતા હાયપીટ કરતાં કરતાં કર્મોને ભોગવે છે. જ્યારે જ્ઞાનવાસિત આત્મા હસતે મુખે ભોગવે છે. પહેલામાં છઠ્ઠી અને સાતમી નરકના આત્માઓ છે, જે ભયંકર વેદનાઓ ભોગવવા છતાં પણ કર્મોની નિર્જરા ઓછી કરનારા હોય છે. બીજા ઉદાહરણમાં પ્રતિમા સંપન્ન મુનિરાજો છે, જેઓ પોતાના કર્મોની નિર્જરા માટે વધારે પડતું કષ્ટ જાણી બૂઝીને સહન કરે છે. માટે તેમને પણ વેદના વધારે હોય છે. સાથે સાથે કર્મોની નિર્જરા પણ વધારે હોય છે. શૈલેશી પ્રાપ્ત મુનિરાજોને વેદના બહુ જ અલ્પ હોય છે અને નિર્જરા મોટી હોય છે. જ્યારે અનુત્તરૌપપાતિક દેવોને વેદના પણ અલ્પ અને નિર્જરા પણ અલ્પ હોય છે.

**પ્રથમ ઉદ્દેશો સમાપ્ત.**

# શતક ૬ઠું : ઉદ્દેશક–૨

## જીવોનો આહાર :

આ ઉદ્દેશક આહાર સંબંધી છે. પરંતુ આ સંબંધી હકીકત 'પ્રજ્ઞાપના સૂત્ર'માં જોવાની કહી છે.

પ્રજ્ઞાપના સૂત્રના ૨૮મા આહાર પદમાં જીવમાત્રના આહાર સબંધી વિસ્તૃત હકીકત છે. દાખલા તરીકે :–

પૃથ્વી વગેરેના જીવો જે પદાર્થ ખાય છે, તે સચિત્ત છે, અચિત્ત છે કે બંને જાતનો ? જીવોને થતો આહારનો અભિલાષ, કયા જીવને કેટલા કેટલા વખતે આહારની જરૂર પડે છે ? આહાર માટે કઇ કઇ ચીજને વાપરવામાં આવે છે ? આહાર કરનારો જીવ પોતાના આખા શરીર દ્વારા આહાર લે છે કે બીજી રીતે ? ખાવા લીધેલાં પુદ્ગલોનો કેટલામો ભાગ ખવાય છે ? ખાવા માટે મુખમાં લીધેલા બધા પુદ્ગલો ખવાય છે કે એમાંના કેટલાક પડી પણ જાય છે. ખાધેલી ચીજોનાં કેવા કેવા પરિણામો થાય છે ? જે જીવો એકેન્દ્રિયાદિ જીવોનાં શરીરોનું ભક્ષણ કરે છે તે કેવી રીતે ? કેમ ? લોમાહાર ને રોમાહાર કયો ? અને કયા કયા જીવો કઇ કઈ રીતે આહાર કરે ?

અને છેવટે મન દ્વારા તૃપ્તિ પામતા એવા મનોભક્ષી દેવો સંબંધી હકીકત છે. 卐૪

---

卐૪ ચરાચર સંસારને પોતાની જ્ઞાનચક્ષુથી પ્રત્યક્ષ કરનાર, જીવ માત્રની ગતિ–આગતિ–કર્મવેદના–ખોરાક વગેરેના જ્ઞાતા, દ્રવ્યમાત્રના ગુણો તથા ભૂત–ભવિષ્ય અને વર્ત્તમાન પર્યાયોને જાણનાર, સમવસરણમાં વિરાજમાન ભગવાન મહાવીર સ્વામીને ચાર જ્ઞાનના સ્વામી ગૌતમસ્વામીજીએ નરકાદિ ગતિઓમાં વસેલા જીવોના ખોરાક (આહાર) સંબધી પ્રશ્નો પુછ્યા છે. તેને ભગવતી સૂત્રકાર સ્વય પ્રજ્ઞાપના સૂત્રથી જાણી લેવાની ભલામણ કરે છે.

આ પ્રશ્નોત્તરો રાજગૃહી નગરીમાં થયા છે. સાતે નરક ભૂમિમાં ઉત્પન્ન થયેલા નારકોનો આહાર આભોગ નિવર્તિત (ઇચ્છા પૂર્વકનો આહાર) તથા અનાભોગિક નિવર્તિત (ઇચ્છા વિનાનું ભોજન) રૂપે બે પ્રકારે છે અચિત્ત પદાર્થોનો જ આહાર કરતાં નારકોને આભોગ નિવર્તિત આહાર અસંખ્ય સમયના અન્તર્મુહૂર્ત પછી થાય છે. અને બીજા પ્રકારનો આહાર નિરંતર છે જે મોટા ભાગે અનંત પ્રદેશ પરમાણુવાળા કાળા અને નીલા વર્ણના દુર્ગંધમય તીખા અને કડવા રસવાળા, સ્પર્શમાં ભારે કર્કશ, ઠંડા અને રુક્ષ હોય છે. પોતાના સમીપે રહેલા પુદ્ગલોને આખા શરીરથી ખાય છે, જે પુદ્ગલો ખાવાનાં છે તેમાંથી અસંખ્યેય ભાગે ખાય છે અને અનંતા ભાગનો માત્ર આસ્વાદ લે છે ખાધેલા આહારના પરિણામે તેમની પાચે ઇન્દ્રિયોમાં અનિષ્ટતા, અકાંતતા અને અમનોજ્ઞતા જ પરિણમે છે.

આ પ્રમાણે નારક જીવો પાપ કર્મોથી ભારી થયેલા હોવાથી એક પણ વસ્તુનું પરિણમન તેમને માટે શુભ બનતું નથી. અસુરકુમારોથી લઈને વૈમાનિક દેવો સુધીની વાત કરતાં કહ્યું છે કે—અસુરકુમારોને એક વાર આહાર કર્યા પછી ઈચ્છા પૂર્વકનો આહાર એક અહોરાત્ર પછી હોય છે. અને વધારે એક હજાર વર્ષ વીત્યા પછીનો છે. તેમના ભોગ્ય પુદ્ગલો વર્ણે પીળા અને ધોળા હોય છે સુગંધી ગંધવાળા, ખાટા અને મધુરા રસો તથા સ્પર્શે કોમલ, હલકા, ચીકણા અને ઉષ્ણ હોય છે. ખાધેલો આહાર શરીર અને ઇન્દ્રિયોની સુંદરતામાં પરિણમે છે. અનાભોગ આહાર સદૈવ હોય છે. હવે આભોગ નિવર્તિત આહારનો જઘન્ય અને ઉત્કૃષ્ટ સમય નીચેના કોષ્ટકથી જાણવું.

| સ્વર્ગ | જઘન્ય | ઉત્કૃષ્ટ સમય |
|---|---|---|
| સૌધર્મ | ૨ થી ૯ દિવસ પછી | ૨ હજાર વર્ષ પછી |
| ઈશાન | ૨ થી ૯ કરતાં વધારે સમય | ૨ હજાર વર્ષથી વધારે |
| સનત્કુમાર | ૨ હજાર વર્ષ પછી | ૭ હજાર વર્ષ પછી |
| માહેન્દ્ર | ૨ હજાર વર્ષથી વધા | ૭ હજાર વર્ષથી વધારે |
| બ્રહ્મલોક | ૭ હજાર વર્ષ પછી | ૧૦ હજાર વર્ષ પછી |
| લાંતક | ૧૦ હજાર વર્ષ પછી | ૧૪ હજાર વર્ષ પછી |
| મહાશુક્ર | ૧૪ હજાર વર્ષ પછી | ૧૭ હજાર વર્ષ પછી |
| સહસાર | ૧૭ હજાર વર્ષ પછી | ૧૮ હજાર વર્ષ પછી |
| આનત | ૧૮ હજાર વર્ષ પછી | ૧૯ હજાર વર્ષ પછી |
| પ્રાણત | ૧૯ હજાર વર્ષ પછી | ૨૦ હજાર વર્ષ પછી |
| આરણ | ૨૦ હજાર વર્ષ પછી | ૨૧ હજાર વર્ષ પછી |
| અચ્યુત | ૨૧ હજાર વર્ષ પછી | ૨૨ હજાર વર્ષ પછી |

ઈત્યાદિક અનુત્તર વિમાનવાસીને છેલ્લામાં છેલ્લો આહાર અભિલાષ ૩૩ હજાર વર્ષ પછીનો છે. દેવોને પુણ્યકર્મ વધારે હોવાથી સ્વાભાવિક રીતે જ આહાર કરવાનો અભિલાષ ઓછો જ હોય છે

પૃથ્વીકાયિક જીવો નિરંતર આહારના અભિલાષી છે. વચમાં અંતર ન હોય તો છએ દિશાનો આહાર નારકીની જેમ યાવત્ વનસ્પતિકાય સુધી સમજવું.

બેઈન્દ્રિય જીવોને અસંખ્ય સમય અન્તર્મુહૂર્તે આભોગ નિર્વર્તિત આહાર હોય છે, જે આહાર રોમાહારે (રૂંવાટા વડે લેવાતો આહાર) કરે છે તે બધોએ ખાઈ જાય છે અને જે કવળાહારે (કોળીયારૂપે લેવાતો આહાર) લેવાતો આહાર અસંખ્યભાગે ખવાય છે અને બાકીનો નાશ પામે છે

પંચેન્દ્રિય તિર્યંચોને જઘન્યથી અન્તર્મુહૂર્ત વીત્યા પછી આભોગ નિર્વર્તિત આહાર હોય છે અને ઉત્કૃષ્ટથી બે દિવસ પછી આભોગ નિર્વર્તિત આહાર હોય છે

મનુષ્યોને ઉત્કૃષ્ટથી ત્રણ દિવસ પછી અને જઘન્યથી એક અંતર્મુહૂર્ત પછી આહાર હોય છે.

એકેન્દ્રિય જીવો, નારકો અને દેવો રોમાહારે જ ભોજન કરનારા હોય છે તેથી તેમને કવળાહાર નથી. બેઇન્દ્રિય જીવોથી લઈને મનુષ્ય સુધીના જીવો રોમાહાર અને કવળાહાર ભોજન લે છે. નારકીય જીવોને ઓજ આહાર (આખા શરીર દ્વારા જે આહાર થાય છે.) હોય છે પણ મનોભક્ષી નથી. આ પ્રમાણે બધાએ ઔદારિક જીવો માટે સમજવું, જ્યારે બધાએ દેવો ઓજ આહાર અને મનોભક્ષી પણ છે.

"અમે મનોભક્ષણ કરવા ઇચ્છીએ છીએ" આવા પ્રકારનું ઇચ્છા મન પેદા થાય છે અને તરત જ તેમને મનગમતા અણુઓ આહાર માટે તૈયાર હોય છે, અને શરીરની સુંદરતામાં તેમનું પરિણમન થાય છે. અને ભોજન કર્યા પછી ઇચ્છા મન નિવૃત્ત થાય છે.

એકેન્દ્રિય જીવો અપર્યાપ્ત અવસ્થામાં ઓજ આહાર અને પર્યાપ્ત થયા પછી રોમાહાર કરે છે. વિકલેન્દ્રિયો પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો અપર્યાપ્ત અવસ્થામાં ઓજ આહાર અને પર્યાપ્ત દશામાં રોમાહાર અને કવળાહાર કરે છે.

**બીજો ઉદ્દેશો સમાપ્ત**



# શતક ૬ઠ્ઠું : ઉદ્દેશક–૩

આ ઉદ્દેશકમાં મહાકર્મ ને અલ્પકર્મ, કર્મનો ચય અને ઉપચય, જીવોનો સાદિ–સાન્તાદિ વિચાર, કર્મની સ્થિતિ, કર્મના બાંધનાર વેદકોનું અલ્પ–બહુત્વ વગેરે બાબતો છે. સાર આ છે :–

જેમ કોઇ ધોએલા અથવા તો શાળ ઉપરથી તાજા જ લાવેલા વસ્ત્ર ઉપર ધીરે ધીરે ચારે તરફથી પુદ્ગલો ચોંટે છે, સર્વ બાજુથી પુદ્ગલોનો ચય થાય છે, યાવત્ કાલાન્તરે તે વસ્ત્ર સાવ મેલું–ગંદુ થઈ જાય છે, તેવી રીતે જે મહાક્રિયાવાળો, મહાકર્મવાળો, મહાઆશ્રવવાળો ને મહાવેદનાવાળો હોય છે, તેને સર્વ પ્રકારે પુદ્ગલોનો બંધ, સર્વથી પુદ્ગલોનો ચય, ઉપચય અને નિરંતર બંધ થાય છે. જેથી આત્મા દુરુપ, દુર્વર્ણ, દુર્ગંધ, દુરસ, દુઃસ્પર્શ, અનિષ્ટ, અકાંત, અમનોજ્ઞ ઇત્યાદિ અશુભ પરિણામે પરિણમે છે.

પણ જે આત્મા અલ્પ આશ્રવવાળો, અલ્પકર્મવાળો, અલ્પક્રિયાવાળો અને અલ્પ વેદનાવાળો છે તે ધીરે ધીરે બધી બાબતોમાં શુભને શુભ પરિણામે પરિણત થાય છે.

જેમ મેલું-ગંદું કપડું ધીરે ધીરે ધોતાં ધોતાં શુદ્ધ થાય છે, તેમ એનાં અશુભ પુદ્ગલો ભેદાઇ જાય છે-દૂર થાય છે.卐૫

---

卐૫ નવા અથવા ધોઇને પહેરેલાં વસ્ત્ર ઉપર પ્રતિસમય ચારે બાજુથી ધૂળના રજકણો લાગતાં જાય છે અને ઘણા દિવસો સુધી જો તેને ધોવામાં ન આવે તો એક દિવસ તે વસ્ત્ર સર્વથા કાળુ, દુર્ગંધ મારતું અને કોઇને પણ જોવું કે પહેરવું ન ગમે તેવું મેલુ થઈ જાય છે.

એજ પ્રમાણે અનાદિકાળથી સંસારમાં કર્મવશ પરિભ્રમણ કરતો આત્મા પણ ચાર કારણોથી પ્રતિસમય ભારી થતો જાય છે. તે ચાર કારણો આ પ્રમાણે છે:—

(૧) महाकम्मस्स-એટલે તીવ્રાતિતીવ્ર રીતે ઉદયમાં આવેલા પાપકર્મોની વાસનાથી વધી પડેલા રાગ-દ્વેષના પરિણામને કારણે બંધાએલા અને બંધાતા કર્મોમાં રસની તીવ્રતા, તીવ્રતરતા અને તીવ્રતમતા પણ વધતી જાય છે. જેમ લીંમડાના ચાર શેર રસમાં જે કડવાશ હોય છે, તેના કરતાં પણ તેને ઉકાળીને તેમાંથી એક શેર રસ બાળી નાખ્યા પછી બાકી રહેલા ત્રણ શેર રસમાં પહેલા કરતા વધારે કડવાશ હોય છે, તેવી જ રીતે ઉકાળીને બાકી રહેલા બશેર રસમાં વધારે અને એક શેર રસમાં તો સૌથી વધારે પડતી કડવાશ હોય છે. મતલબ કે ચાર શેર રસ કરતા એક શેર રસમાં ઘણી જ વધારે કડવાશ હોય છે તેમ ક્રોધ-માન-માયા અને લોભને વશ બની કરેલા પાપકર્મો પ્રત્યે મનના પરિણામો વધારે ખરાબ હોવાથી તેમજ આર્ત્તધ્યાનમાંથી રૌદ્રધ્યાનમાં પ્રવેશ કરતાં મનની ક્લિષ્ટતા

એકદમ વધી જાય છે અને તેથી આત્માના પ્રદેશો ઉપર કૃષ્ણ લેશ્યાનો પડછાયો પડતાં જ તે આત્મ પ્રદેશોમાં એકદમ કાળાશ આવી જાય છે. એટલે કર્મો બાધતી વખતે શરુઆતમાં મનના પરિણામો જે ક્લિષ્ટ હતા તે આગળ વધારે ક્લિષ્ટતર અને ક્લિષ્ટતમ થતા ગયા અને તેના પરિણામે તે કર્મોનો બંધ પણ તીવ્ર–તીવ્રતર અને તીવ્રતમ થતો જાય છે અને સ્થિતિ એટલે આત્મા સાથે કર્મોને રહેવાની મર્યાદા પણ વધે છે. તેથી તે કર્મોનો રસ એટલે ફળ પણ તેવું જ તીવ્ર–તીવ્રતર કે તીવ્રતમ ભોગવવું પડે છે.

આપણી સંસ્થાઓ, સંઘો કે મંડળો એક સામાન્ય વાતને લઇને આપસમાં અથડાઈ પડે છે પરિણામે આપસમાં વૈરની ભાવના ઉત્પન્ન થાય છે તેથી તેમાં બે પક્ષો કે ભાગલા પડી જાય છે. પરસ્પર સંઘર્ષ વધતો જાય છે. વૈર–વિરોધની ભાવના તીવ્ર–તીવ્રતર–કે તીવ્રતમ બને છે. પરિણામે સામાવાળાને મૂળ-માંથી ઉખેડીને ફેંકી દેવાની આપણી ભાવના પ્રબલ બને છે. બંને પક્ષોમાં મારામારી, ખાનાખરાબી થાય છે. કેસ કોર્ટમાં જાય છે, ફેંસલો એકતરફી આવે છે જેથી સામાવાળાની આંખોમાં ખૂનસની ભાવના વધારે તીવ્રતમ બને છે આમ બાંધેલા કર્મોને ચીકણા અને લાંબી મર્યાદાવાળા બનાવી દેવામાં આવે છે

(૨) महाकिरियस्स—એટલે કે મન–વચન અને કાયાને પાપ, પરદ્રોહ અને હિંસક માર્ગે લઇ જવામા આવે માનસિક જીવનમાં સત્ય તથા સદાચાર ન હોવાથી તેનું આખુ યે જીવન પાચે ક્રિયાઓમાં મગ્ન બની જાય છે તે પાંચે ક્રિયાઓ આ પ્રમાણે છે:–કાયિકી ક્રિયા, અધિકરણિકી ક્રિયા, પ્રાદ્વેષિકી ક્રિયા, પારિતાપનિકી ક્રિયા અને પ્રાણાતિપાતિકી ક્રિયા.

આ પાંચ ક્રિયાઓથી મહાભયકર કર્મોની ઉપર્જના થાય છે. કેમકે-પરહત્યા, આત્મહત્યા, પરવંચકતા, પરસ્ત્રીગમન, મર્યાદાતીત પરિગ્રહ અને દ્વેષ તથા વેરથી ભરેલું મન, આ બધા પાપ છે-મહાપાપ છે અને દુર્ગતિમાં લઈ જનારા ઘોર કર્મો છે.

(૩) महासवस्स—એટલે લાખો-કરોડો વર્ષો સુધી પણ ફરીથી મનુષ્ય અવતારની પ્રાપ્તિ ન થાય તેવા ભયંકર કર્મોના ઉપાર્જન કરવાના મૂળ કારણરૂપે મહા આશ્રવ છે જેને લઇને મિથ્યાત્વના નશામાં માણસ મહા હિંસક, મહા અસત્યવાદી, મહા ચોર, આજીવન મૈથુનકર્મમાં મગ્ન રહેનારો અને પરિગ્રહ પ્રત્યે અત્યંત આસક્તિ રાખનારો, હજારો-લાખો માણસો સાથે વૈર-વિરોધ-કષાય-કલેશ-મારફાટ આદિ કાર્યો કરે છે, કરાવે છે અને કરનારને આશ્રય આપે છે, અને પોતાના આત્માને કર્મોના ભારથી ઘણો જ વજનદાર બનાવી દુર્ગતિના ઊંડા ખાડામાં પાડે છે. જ્યાંથી પાછો મનુષ્ય અવતાર પ્રાપ્ત કરવો ઘણો જ દુર્લભ છે

(૪) महावेयणस्स એટલે કે ભવ ભવાતરના હિંસાત્મક કાર્યોના ફળ સ્વરૂપે મનુષ્ય અવતાર પામ્યા છતાં પણ સર્વથા અસહ્ય અસાતા વેદનીય કર્મને લઇને શરીરના ભયંકર રોગોને સહન કરતો રીબાઈ રીબાઇને જીવન પૂરું કરે છે. ઉપચાર કરીને થાકી ગયા પછી પણ વેદનાથી છૂટકારો નહીં થતા ફરીથી વેદનાવશ આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાનમાં જીવન પુરું કરે છે.

અર્થ અને કામના સાધનો મેળવવા માટે ઘણા પ્રકારે માનસિક વેદનાઓ ભોગવવી પડે છે. મેળવેલા અર્થ અને કામના ભોગવટામાં ઘણી હાડમારીઓ ભોગવવી પડે છે. અને છેવટે રૌદ્રધ્યાનમાં જ જીવનનો અંત આવે છે.

ઉપર્યુક્ત ચાર મોટા કારણોથી કર્મની બેડીમાં સપડાયેલો જીવાત્મા મનુષ્ય અવતાર પામ્યા છતાં પણ તેના શરીરની હાલત તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે નીચે મુજબ હોય છે.

दुरूवत्ताए—શરીર અત્યન્ત કદ્રુપ હોય છે.

दुवण्णत्ताए—શરીરનો વર્ણ ખરાબ હોય છે.

दुगधत्ताए—શરીરનો પરસેવો મલમૂત્ર આદિ દુર્ગંધમય હોય છે.

दूरसत्ताए—પરસેવા આદિનો રસ બહુ જ ખરાબ હોય છે

दुफासत्ताए—કોઈને પણ સ્પર્શ કરવાની ઈચ્છા ન થાય તેવો તેના શરીરનો સ્પર્શ કઠોર અને કર્કશ હોય છે.

अणिट्ठत्ताए—સ્વયં પોતાને પણ ન ગમે તેવું તેનું શરીર હોય છે.

अकतत्ताए—શરીરમાં જરા પણ સુંદરતા નથી હોતી.

अप्पियत्ताए—સૌને અપ્રિય લાગે તેવું શરીર હોય છે.

असुभत्ताए—બીજાઓને અમંગળરૂપ લાગે છે

अमणुत्ताए—આપણા શરીરથી આપણું મન પણ ખિન્ન રહે છે.

પૂર્વભવના કરેલા કર્મોના વિપાકરૂપે માનવને ઉપર કહ્યું તેવું અતિ ખરાબ શરીરની પ્રાપ્તિ થાય છે તેમાં પણ તે જીવના શરીરના અંગોપાગો, તેનુ ચાલવુ, ઉઠવું, બેસવું, સૂવું આદિ શરીર ચેષ્ટાઓ પણ એટલી બેડોળ હોય છે કે જે બીજાને જરાયે ગમતી નથી અને તેથી અમગળરૂપ લાગે છે.

શરીર રચનાનું મૂળ કારણ જૈન શાસન માન્ય નામકર્મ છે, જે શુભ અને અશુભ એમ બે પ્રકારે છે. અશુભ નામકર્મ બાંધવાના કારણો નીચે પ્રમાણે છે: હિંસા કરવી, જૂઠું બોલવું,

ચોરી કરવી, અબ્રહ્મનુ સેવન કરવુ, મહાપરિગ્રહ રાખવો, મહારંભ કરવો, કઠોર અને અઘટિત વચન બોલવુ, આક્રોશ કરવો, બીજાના સૌભાગ્યનો નાશ કરવો, મશ્કરીઓ કરવી, વેશ્યા-અસતિ આદિને વસ્ત્ર-અલંકાર આદિ આપી પોષવા, બીજાના ઘરમાં તેમજ જંગલમાં ઇર્ષ્યાથી આગ લગાડવી, જિન મંદિરની મૂર્તિઓનો નાશ કરવો, ૧૫ કર્માદાનનો વ્યાપાર કરવો ઈત્યાદિ ઘણા કારણોને લઇને અશુભ નામકર્મ બંધાય છે.

આ પ્રમાણે મહાબાશ્રવ આદિના માલિકો રસ અને સ્થિતિને લઇને નિકાચિત થયેલા ચીકણા કર્મો બાંધે છે, અને જેઓ અલ્પ ક્રિયાવાળા હોય, અલ્પ કર્મવાળા હોય, અને અલ્પ વેદનાવાળા હોય તેઓ બાંધેલા કર્મોને પણ ખસેડતાં જાય છે યાવત્ સંપૂર્ણ કર્મોનો નાશ કરવા પણ તૈયાર હોય છે.



## પુદ્ગલોનો ઉપચય પ્રયોગથી

યદ્યપિ વસ્ત્ર ઉપરના પુદ્ગલોનો ઉપચય પ્રયોગથી પણ થાય છે, ને સ્વાભાવિક પણ થાય છે, પરંતુ જીવોને જે કર્મનો ઉપચય થાય છે, તે પ્રયોગથી થાય છે, પણ સ્વાભાવિક થતો નથી. કારણ કે જીવોને ત્રણ પ્રકારના પ્રયોગો કહ્યા છે. મનઃપ્રયોગ, વચનપ્રયોગ અને કાયપ્રયોગ. એમાં બધા પંચેન્દ્રિયોને ત્રણ પ્રકારનો પ્રયોગ હોય, પૃથ્વીકાયિકોને એક પ્રકારનો પ્રયોગ હોય, (યાવત્ વનસ્પતિકાયિકો સુધી) વિકલેન્દ્રિયને બે પ્રકારના પ્રયોગ હોય, વચન અને કાય.

આમ ત્રણમાંથી કોઇ પણ એક કે બે કે ત્રણ પ્રકારના પ્રયોગો દ્વારા આત્મા પુદ્ગલોનો ઉપચય કરે છે.

વસ્ત્રને જે પુદ્ગલોનો ઉપચય થયો છે, તે સાદિસાંત છે, પરંતુ સાદિ અનંત, અનાદિ સાંત કે અનાદિ અનંત નથી, પરંતુ જીવોનું તેમ નથી. કેટલાક જીવોનો કર્મોપચય સાદિ સાંત છે, કેટલાકનો અનાદિ સાંત છે. કેટલાકનો અનાદિ અનંત છે, પણ કોઇનો કર્મોપચય સાદિ અનંત નથી. ઉદાહરણ તરીકે—ઐર્યાપંથના બંધકનો કર્મોપચય સાદિ સાંત છે, ભવસિદ્ધિકનો અનાદિ સાંત છે, અભવ સિદ્ધિકનો અનાદિ અનંત છે.

વસ્ત્ર ઉપરના પુદ્ગલના ઉપચયનું ઉદાહરણ આપીને કહ્યું, હવે ખુદ વસ્ત્રનું ઉદાહરણ આપીને કહેવામાં આવ્યું છે કે—卐 ૬

---

卐 ૬ જીવમાત્રને કર્મોનો ઉપચય મન-વચન અને શરીર પ્રયોગથી થાય છે, જો સ્વાભાવિક રીતે કર્મોનો ઉપચય સ્વીકારીએ તો સિદ્ધના જીવોને પણ કર્મોનો ઉપચય માનવો પડશે જે સર્વથા અનિષ્ટ છે. માટે કર્મોનું બંધન સ્વાભાવિક નથી પણ પ્રાયોગિક જ છે.

તે ઉપચય સાદિ સાંત, સાદિ-અનંત, અનાદિ સાંત, કે અનાદિ-અનંત છે? આ પ્રશ્ન છે.

ભગવાને ફરમાવ્યું કે-સાદિ અનંત આ બીજા ભાંગાને છોડીને શેષ ત્રણ ભાંગે કર્મોનો ઉપચય સિદ્ધાંત માન્ય છે. સાદિ-સાંત ભાંગામાં ઐર્યાપથિક આશ્રવના સ્વામી ઉપશાંતમોહ-ક્ષીણમોહ અને સયોગિકેવલી આ ત્રણેમાં વીતરાગોનો સમાવેશ હોય છે, કેમકે કષાયભાવથી સર્વથા રહિત એ મહાપુરુષોને ગમનાગમન દ્વારા જે કર્મો બંધાય છે, તે સાદિ છે, અને અયોગિ અવસ્થામાં તે કર્મોનો સર્વથા નાશ હોવાથી તે સાંત બને છે.

ભવસિદ્ધિક (ભવ્યત્વ લબ્ધિવાળા) મહાપુરુષોને પ્રવાહની અપેક્ષાએ કર્મોની અનાદિ છે અને મોક્ષ મેળવતાં તેમનો અંત હોવાથી તે અનાદિ સાંત ભાંગે છે. જ્યારે અભવિક સિદ્ધ (ભવ્યત્વ વિનાના) જીવોને કર્મો અનાદિ કાળથી અનંત કાળ સુધી રહેતા હોવાથી તેઓ અનાદિ અનંત ભાંગે કહેવાય છે.

ઐર્યાપથિક આશ્રવના માલિકોના જીવનમાં રાગ-દ્વેષ-મોહ-માયાની ચિકાશ સર્વથા સમાપ્ત થયેલી હોવાના કારણે ત્યાં રજકણુ ચોંટી શકતા નથી.

જ્યારે તે વીતરાગોને છોડીને બીજા જીવોનો જીવન-વ્યવહાર કાષાયિક ભાવના રંગમાં પૂરેપૂરો રંગાયેલો હોવાથી તેમની પ્રત્યેક ક્રિયા રાગાત્મક કે દ્વેષાત્મક જ હોય છે. માટે તેમના માટે પ્રતિસમયે સાતે કર્મોના દ્વાર ઉઘાડા જ હોય છે.

અમુક પરિસ્થિતિને લઈને કોઈક સમયે તેમનો કષાયભાવ દબાઈ ગયેલો દેખાય છે, છતાં એ આન્તર્ જીવનમાં ક્રોધ-માન-માયા અને લોભ પોતાની સત્તા જમાવી બેઠેલા હોવાથી તે ભાગ્યશાળીઓની ખાવા-પીવા, સૂવા-ઉઠવા, લખવા, હસવા-રોવા આદિની બધીએ ક્રિયાઓ કષાયભાવથી વ્યાપ્ત જ હોય છે.

માની લઈએ કે અમુક સાધક આત્માઓની ઘણી ક્રિયાઓમાં ક્રોધ-માન કે માયા નામના કષાયો દૃષ્ટિગોચર થતા નથી તો પણ ગુપ્ત વેષધારીની જેમ લોભ-સત્તા તો દેખાઈ આવે છે. જેમ કે ક્યાય ધનનો લોભ તો બીજે સત્તાનો લોભ, ત્રીજે માન-પ્રતિષ્ઠાનો લોભ, ક્યાંય પુત્ર-શિષ્યનો લોભ, જ્યારે ક્યાંય સૂક્ષ્મ પ્રકારે વિષય-વાસનાનો લોભ, આમ નાટકમંડળીમાં એક જ નટ જૂદા જૂદા રૂપે આવે છે તેમ લોભ નામનો જબ્બરદસ્ત નટ પણ જૂદા જૂદા રૂપે અવતરિત થઈને માણસને પોતાને સ્વાધીન કરે છે, એટલે કે માનવમાત્ર જે કંઈ કરે છે, તેમાં લોભનો અંશ જરૂર રહેવાનો જ છે અને જ્યા લોભ હોય છે, ત્યાં પ્રચ્છન્નપણે ક્રોધની સંભાવના પણ નકારી શકાતી નથી.

'लोभात् क्रोध: सजायते'

લોભથી ક્રોધ થાય છે. ક્રોધી માનવ માન–અહંકાર–મદયુક્ત બને છે, અને અહંકારી આત્માને માયાની જાળ ચારે બાજુથી વળગેલી જ છે.

આ પ્રમાણે ત્રણ ભાંગે કર્મોની સ્થિતિ હોય છે. સાદિ અનંત ભાંગો એટલા માટે શક્ય નથી કે જે સાદિ હોય છે તે અનંત નથી હોતો.



## જીવનો સાદિ સાંતતાનો વિચાર :

વસ્ત્ર પોતે સાદિ સાંત છે, પણ સાદિ અનંત, અનાદિ સાંત કે અનાદિ અનંત નથી. તેવી રીતે જીવો સાદિ સાંત છે, સાદિ અનંત છે, અનાદિ સાંત છે અને અનાદિ અનંત પણ છે. નૈરયિકો, તિર્યંચો, મનુષ્યો અને દેવો ગતિ–આગતિની અપેક્ષાએ સાદિ સાંત છે. સિદ્ધગતિની અપેક્ષાએ સિદ્ધો સાદિ અનંત છે. સંસારની અપેક્ષાએ અભવ સિદ્ધિકો અનાદિ અનંત છે.卐૭

---

卐 ૭ **વસ્ત્ર અને જીવનો સાદિ સાંતતાનો વિચાર:**

વસ્ત્ર અનાદિ પણ હોતું નથી અને અંત વિનાનું પણ હોતું નથી; માટે સાદિ સાંતતા વસ્ત્રની છે. જ્યારે જીવના વિષયમાં તો ચારે ભાગા સિદ્ધ થશે. તે આ પ્રમાણે—

૧. **સાદિ સાત**—ચારે ગતિના જીવો ગતિ અને આગતિની અપેક્ષાએ સાદિ સાંત છે મનુષ્ય મરીને દેવરૂપે બનેલા જીવની મનુષ્યગતિ સાંત થઇ અને દેવગતિની આદિ થઈ

૨. **અનાદિ સાંત**—ભવ સિદ્ધિકો પોતાની ભવ્યત્વ લબ્ધિના કારણે અનાદિ છે અને મોક્ષમાં જતાં તે લબ્ધિ સાંત બને છે.

૩. **અભવ સિદ્ધિકો**—સંસારની અપેક્ષાએ અનાદિ છે અને અભવ્યત્વ તેમનું કોઈ કાળે નાશ થવાનું નથી માટે અનાદિ અનંત કહેવાય છે.

૪. સાદિ અનંત—ભૂતકાળમાં સિદ્ધગતિ સિદ્ધો વિનાની હતી નહીં, તેથી જ જે ભાગ્યશાળીને સિદ્ધિ પ્રાપ્ત થઇ તે અપેક્ષાએ જ સિદ્ધોની સાદિતા માન્ય રહેશે. કદાચ કોઈ કાળે સિદ્ધ વિનાની સિદ્ધિ રહી હોય તો પ્રશ્ન થઈ શકે છે કે સિદ્ધિમાં સૌથી પહેલા સિદ્ધ કોણ થયો ?

જવાબમાં ભગવાને કહ્યું કે-સિદ્ધ અને સિદ્ધિ અનાદિ કાળના હોવાથી કોઇ કાળે પણ સિદ્ધ વિનાની સિદ્ધિ હતી નહીં

જેમ કે અનંત સંસારમાં આપણા આત્માએ સૌથી પહેલા કયો અવતાર ધારણ કર્યો હશે ? અનતાનંત અહોરાત્ર વ્યતીત થયા પણ સૌથી પહેલું કયું અહોરાત્ર ? માટે સિદ્ધ વિનાની સિદ્ધિ ક્યારેય પણ હતી જ નહીં. આ વચન પ્રમાણે સિદ્ધત્વ-પ્રાપ્તિની અપેક્ષાએ સાદિતા અને અનંતકાળની મર્યાદા હોવાથી અનંતતા. તેથી જ આનંદઘનજી મહારાજે પ્રથમ પ્રભુના સ્તવનમાં કહ્યું છે કે-

'............ ભાંગે સાદિ અનંત રે.'



## કર્મની પ્રકૃતિઓ અને તેની સ્થિતિ :

કર્મની પ્રકૃતિઓ આઠ છે: જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય. 卐૮

---

卐૮ કર્મો અને તેની સ્થિતિ :

બંધાયેલા કર્મો આત્માની સાથે કેટલા કાળ સુધી રહેશે ? આ એક પ્રશ્ન છે. તેની સ્પષ્ટતા કરતાં સૂત્રકારે કહ્યું કે નિશ્ચિત થયેલી સ્થિતિમાંથી અબાધાકાળને છોડી શેષ સ્થિતિને કર્મનિષેક કાળ કહેવાય છે. તે માટેનુ વિવેચન અને કોષ્ટક પહેલા ભાગમાં અપાયુ છે. અબાધાકાળ સુધી બંધાયેલા કર્મો સૂતેલા અજગરની જેમ કંઇ પણ લાભ–હાનિ કર્યા વિના તેમના તેમ આત્માના પ્રદેશો સાથે પડ્યા રહે છે, અને અબાધાકાળ પૂરો થતા જ તે કર્મો અનુભવ–વિપાકને યોગ્ય બનવા પામે છે. હવે પ્રતિસમયે બંધાતા તે કર્મો જેની સાથે જે પદ્ધતિએ અને જે વૈરના અધ્યવસાયોથી બાંધ્યા હોય છે જેમકે:–અમુક સમયે ચંપકલાલ સાથે જોરદાર કલેશ કર્યો, અર્ધા કલાક પછી મોતીલાલ સાથે બાથ બાથા કરી, અને થોડીવાર પછી ઘરવાળીનો પક્ષ લઇને નાનાભાઇ સાથે ડંડાડડી યુદ્ધ કર્યું. આમ એક કલાકમાં તો કેટલાઓની સાથે ગાળંગાળા, નિંદા, માર–પીટ, આક્રોશ–વિક્રોશ આદી પાપમય અને વૈરમય અધ્યવસાયો વડે સીતેર કોડાકોડીની ઉત્કૃષ્ટ મર્યાદાવાળું મોહનીય કર્મ જુદા જુદા પ્રકારે બાંધ્યું અને ત્યાર પછી તે વૈરકર્મ જેટલી અબાધાકાળની સ્થિતિએ બાંધ્યુ છે તે કાળ પૂરો કરી તે કર્મને ઉદયમાં આવવાની

પ્રક્રિયા ચાલુ થાય છે. અને જેની સાથે વૈરકર્મ બાંધ્યા છે તે વ્યક્તિ પણ પોતાના વૈરનો બદલો લેવા માટે જન્માન્તરમાં પણ આપણી સાથે જ અવતરે છે અને વૈરનો બદલે લે છે. જેમકે કમઠ અને પાર્શ્વનાથ, અગ્નિશર્મા અને ગુણુસેન, વૈરની ગાંઠમાં બંધાયા પછી પ્રત્યેક ભવમાં કમઠે પાર્શ્વનાથના જીવને અને અગ્નિશર્માએ ગુણુસેનના જીવને બેમોતે માર્યા છે. આપણા માટે પણ આપણે સમજી લઈએ કે-જોરદાર બાંધેલા વૈર કર્મના વિપાકે એક ભવનો વૈરી આ ભવમાં આપણો નાનો ભાઈ બનીને અવતર્યો અને મોટાભાઈને અનેક રીતે પજવે છે. છેવટે બીજા પાસે મોટાભાઈને મારી નાંખવાનું ષડયંત્ર પણ રચે છે. આમ નાનાભાઈના કારણે ઉપાધિ પર ઉપાધિ વધતી જાય છે અને દુઃખોની પરંપરાને ભોગવતા જ્યારે કર્મોના નિષેકનો રસોદય-કાળ પૂરો થાય છે ત્યારે નાનાભાઈના ઝનૂની હાથે મોટાભાઈનું નિર્દય રીતે મૃત્યુ થાય છે.

થોડી મર્યાદાવાળું આ કર્મ હશે તો આ ભવમાં જ પૂરું થશે અન્યથા કેટલાએ ભવો સુધી આ હાડમારીઓ ભોગવવાની પરંપરા ચાલુ રહેશે, જ્યાં સુધી તે કર્મોનો અંત નહીં આવે.

આ પ્રમાણે અનંતાનંત વૈર-કર્મોની વર્ગણાઓ જીવાત્મા સાથે વિપાકને યોગ્ય સત્તામાં પડેલી છે પરંતુ બંને જીવો સંસારમાં રખડતા જ્યારે એક સ્થળે ભેગા થાય છે ત્યારે તે કર્મનો ઉદય તીવ્રતાથી આવે છે. જેમ ત્રિપૃષ્ઠવાસુદેવે શય્યા-પાલકના કાનમાં સીસું રેડાવ્યું. ત્યારપછી બંને જીવાત્માઓ ૮૦ સાગરોપમ સમય વ્યતીત થયા પછી એક જ સ્ટેજ પર-મનુષ્યના ભવમાં ભેગા થાય છે. ત્રિપૃષ્ઠવાસુદેવનો જીવ ભગવાન મહાવીર રૂપે અવતરે છે અને શય્યાપાલકનો જીવ ગોવાળ રૂપે. અને તે

ગોવાળ ભગવાન મહાવીરસ્વામીના કાનમાં ખીલા ઠોકી પોતાનું વૈર લે છે. અહીં પણ ૮૦ સાગરોપમ સુધી આ નિષેકકાળ સમજવો કર્મોને ફળ દેવાની યોગ્યતા હતી પણ વૈરી મળ્યે જ વૈરનો બદલો લેવાય છે. માટે જ શાસ્ત્રકારો ફરમાવે છે કે-રાગ, દ્વેષ, વૈર, વિરોધ, ક્રોધ, લોભ, માયા આદિ ભયંકરમાં ભયંકર પાપસ્થાનકો છે. જેને લઇને થોડાક સમય માટે સુખ ભોગવ્યું તો ઘણા લાંબા કાળ માટે દુઃખો ભોગવવા પડ્યાં. ગૃહસ્થાશ્રમની થોડી સુખ-શાંતિ મળી ન મળી ત્યાં તો આપણા જ માંડેલા ગૃહસ્થાશ્રમના બધાએ મેમ્બરો જેમાં માતા-પિતા ભાઇ-ભાભી આદિ બધાએ આપણા દુશ્મન બનીને અસહ્ય દુઃખને આપનારા બની જાય છે

મોહરાજાના બે પુત્રો છે: રાગ અને દ્વેષ. તેમાં રાગ એ મોટો ભાઈ છે અને અનંત શક્તિનો માલિક છે. જ્યારે દ્વેષ નાનો ભાઇ છે. રાગ એ જીવાત્માનો હાડવેરી અને દુર્ભેદ્ય દુશ્મન છે. જ્યાં રાગ છે ત્યાં દ્વેષ પણ હાજર જ છે. જે જીવ આપણા આ ભવનો હાડવેરી છે તે કોઇક સમયે આપણી સાથે રાગના સબંધથી સંબંધિત થયો હશે. જે સમયે અને જે સ્થાને જે સ્વાર્થને માટે આપણે બીજા જીવ સાથે મોહ કે લોભને વશ બની સ્નેહના સંબંધથી જોડાયા પછી તે વ્યક્તિ આપણને એટલો બધો પ્યારો લાગે છે કે જાણે તેને છોડીને આપણને બીજા સાથે બોલવાનુ પણ મન થતુ નથી. માત્ર તેનો જ સહવાસ ગમે છે. વારંવાર તેને જ મળવાનું મન થાય છે અને સ્વાર્થપૂર્ણ રાગના નશામાં સારાસારનો વિવેક ભૂલીને તેની સાથે રાગનું નિયાણુ (નિદાન) બાંધી લેવા તત્પર થઇ જઇએ છીએ. તે આ પ્રમાણે: આવતા ભવમાં આપણે બન્ને મિત્ર બનીએ, પતિ-પત્ની બનીએ, તું મારી પત્ની બનજે,

હું તને મેળવવા માટે જ તપશ્ચર્યા કરીશ વગેરે વિચારોમાં આવતા ભવને સુખી બનાવવાના મૃગજલ જેવા ઈરાદે અજ્ઞાનતાથી તેની સાથે બંધાઇ જઇએ છીએ. પરંતુ આ બધાએ સંબંધોના મૂળમાં મોહવાસના, સ્વાર્થ સાધના, વિષય વાસના આદિ હોવાને લીધે તે સ્વાર્થ-સાધનામાં જરાક ખામી પડતાં જ વળી બીજો કોઈ આપણી ઈચ્છાને પૂરી કરનારો મિત્ર કે ભોગ્ય માટે રૂપાળું પાત્ર મળી જતાં પહેલાની સાથેની મિત્રતાને તિલાંજલી આપી બીજાની સાથે સંબંધ જોડવા તૈયાર થઇ જઇએ છીએ અને પહેલી વ્યક્તિ સાથે દ્વેષભાવના થતાં જ તેનો સંબંધ આપણે તોડી નાખીએ છીએ. તે વખતે સામેની વ્યક્તિ પુરુષ હોય કે સ્ત્રી હોય-આપણી સાથે દ્વેષનું નિયાણું બાધે છે. અને આપણે પણ દ્વેષ ભાવનાથી તેની સાથે દ્વેષનું નિયાણુ બાધી લઇએ છીએ. આમ એકજ સ્વાર્થવશ બધાયેલા બંને નિયાણાઓને સાથે લઈ ભવ-ભવાન્તરમા ભમતા પેલો હાડવૈરી પણ આપણા શત્રુરૂપે ક્યાંક અવતરશે. પહેલાં તો રાગ-સબધથી તે આપણી સાથે જોડાશે. પછી ગત ભવનું દ્વેષપૂર્ણ નિયાણું ઉદયમાં આવતા તે ભાઇ કે ભાભી, મા કે બાપ, પતિ કે પત્ની પરિસ્થિતિવશ આપણા વૈરી બને છે અને આપણું જીવન અસહ્ય ક્લેશમય બની જાય છે, દુઃખમય બની જાય છે. છેવટે તીવ્રતમ વૈરાનુબંધ ઉદયમાં આવતાં જ તેના હાથે આપણે રીબાઇ રીબાઇને મૃત્યુના શરણે જવું પડે છે.

હવે અસાતાવેદનીય કર્મના ઉદયકાળને પણ સમજી લઇએ જે પોતાના અબાધાકાળ પછી જ ઉદયમાં આવતા આપણા મુખમાં રહેલી દાઢ પોતાના મૂળસ્થાનથી એટલે પેઢાથી ચલિત થતાં જ ભયંકર વેદના ઉભી કરે છે, રસોદય પણ ભેગો મળતાં તે વેદના સર્વથા અસહ્ય બની જાય છે. તે સમયે ગમે તેવા પુણ્યોદયે

મળેલું ખાવાનું પણ બંધ, પીવાનું પણ બંધ અને ઊંઘ પણ ઉડી જાય છે. ગપ્પા મારવામાં પણ મજા આવતી નથી અને ઇન્દ્રિયોના વિષયો ભોગવવામાં પણ અણગમો આવી જાય છે. છતાં પણ કર્મની સ્થિતિના કારણે દાઢ કઢાવી નાખવાની સલાહ આપનાર કે દાઢ કાઢનાર ડૉકટરની અનુપસ્થિતિના કારણે તે વેદના કેટલોએક સમય સુધી ભોગવવાની રહે છે. આ પ્રમાણે ઉદયમાં પ્રવર્તતા અશાતા વેદનીય કર્મ કરતાં પણ બીજું શાતા-વેદનીય કર્મ ઉદયમાં આવતાં થોડીવારને માટે દાઢનો દુઃખાવો ધીમો પડે છે, અને તે કર્મ ખસી જતાં વિપાકોદયમાં રહેલું અશાતાવેદનીય પણ પાછું જોર પકડે છે અને આપણે સૌ હેરાન–પરેશાન થઈ જઇએ છીએ. આ પ્રમાણે જ્યારથી અશાતાનો ઉદય થયો તે કર્મનિષેક થયો તેમાં રસોદય પ્રમાણે દુઃખનું ઓછાવત્તાપણુ બનતું રહે છે અને જ્યારે તે કર્મની નિર્જરા થવાની તૈયારી હશે ત્યારે દાઢ પોતાની મેળે દુઃખતી મટી જશે અથવા ડૉકટર પાસે કઢાવ્યા પછી માણસને સાતા રહેશે. આવી રીતના બધાએ કર્મો જે અનંતા પ્રકારે બાંધેલા છે, તે પ્રકારાન્તરે ઉદયમાં આવતા રહે છે અને જીવાત્મા સુખ–દુઃખનો ભોક્તા બને છે.



### કર્મોને બાંધનારા જીવો :

જ્ઞાનાવરણીય કર્મ સ્ત્રી, પુરુષ અને નપુંસક ત્રણે બાંધે, પણ નોસ્ત્રી, નોપુરુષ, નોનપુંસક—એ કદાચ બાંધે કે કદાચ ન બાંધે, એ પ્રમાણે આયુષ્યને છોડીને સાતે કર્મપ્રકૃતિ માટે જાણવું.

આયુષ્યકર્મ સ્ત્રી બાંધે અને ન પણ બાંધે, એ પ્રમાણે પુરૂષ અને નપુંસક માટે પણ જાણવું. નોસ્ત્રી, નોપુરુષ કે નોનપુંસક તે તો આયુષ્યકર્મ ન બાંધે. સંયત જ્ઞાનાવરણીય કર્મ કદાચ બાંધે ને કદાચ ન બાંધે, અસંયત બાંધે.

સંયતાસંયત બાંધે.

નોસંયત, નોઅસંયત, નોસંયતાસંયત—તે ન બાંધે.

એ પ્રમાણે આયુષ્યકર્મને છોડી સાતે કર્મપ્રકૃતિઓ માટે જાણવું.

આયુષ્યકર્મ—સંયત, અસંયત ને સંયતાસંયત બાંધે અને ન પણ બાંધે. જ્યારે નોસંયત, નો અસંયત, નો સંયતાસંયત અર્થાત્ સિદ્ધ ન બાંધે.

સમ્યગ્દષ્ટી—જ્ઞાનાવરણીયકર્મ કદાચ બાંધે કદાચ ન બાંધે.

મિથ્યાદષ્ટિ—જ્ઞાનાવરણીય કર્મ બાંધે,

સમ્યગ્ મિથ્યાદષ્ટિ–જ્ઞાનાવરણીય કર્મ બાંધે,

આયુષ્ય સિવાયની સાતે કર્મપ્રકૃતિ માટે ( આ પ્રમાણે ) જાણવું.

આયુષ્યકર્મ–સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદષ્ટિ કદાચ બાંધે કદાચ ન બાંધે અને સમ્યગ્મિથ્યાદષ્ટિ (સમ્યગ્મિથ્યાદષ્ટીની દશામાં) ન બાંધે.

સંજ્ઞી–જ્ઞાનાવરણીયકર્મ કદાચ બાંધે, કદાચ ન બાંધે.

અસંજ્ઞી–જ્ઞાનાવરણીય કર્મ બાંધે.

નોસંજ્ઞી નોઅસંજ્ઞી જ્ઞાનાવરણીયકર્મ ન બાંધે, એ પ્રમાણે વેદનીય ને આયુષ્યને છોડી છ કર્મપ્રકૃતિઓ સંબંધી જાણવું.

વેદનીય–સંજ્ઞી અસંજ્ઞી બાંધે.

નોસંજ્ઞી નોઅસંજ્ઞી કદાચ બાંધે કદાચ ન બાંધે.

આયુષ્ય–સંજ્ઞી અસંજ્ઞી કદાચ બાંધે કદાચ નહીં. નોસંજ્ઞી નોઅસંજ્ઞી ન બાંધે.

ભવસિદ્ધિક–જ્ઞાનાવરણીય કર્મ કદાચ બાંધે કદાચ ન બાંધે.

અભવસિદ્ધિક–જ્ઞાનાવરણીયકર્મ બાંધે.

નોભવસિદ્ધિક-નોઅભવસિદ્ધિક જ્ઞાનાવરણીયકર્મ ન બાંધે.

આયુષ્ય સિવાયની સાતે પ્રકૃતિઓ માટે આ જાણવું.

આયુષ્યકર્મ-ભવસિદ્ધિક અભવસિદ્ધિક કદાચ બાંધે, કદાચ ન બાંધે.

નોભવસિદ્ધિક-નોઅભવસિદ્ધિક ન બાંધે.

ચક્ષુદર્શની, અચક્ષુદર્શની, અવધિદર્શની, કેવલદર્શનીમાંથી ચક્ષુદર્શની, અચક્ષુદર્શની અને અવધિદર્શની જ્ઞાનાવરણીયકર્મ કદાચ બાંધે કદાચ ન બાંધે. કેવલદર્શની ન બાંધે.

એ પ્રમાણે વેદનીય સિવાયની સાતે કર્મપ્રકૃતિ સંબંધી જાણવું.

વેદનીયકર્મ-ચક્ષુદર્શની, અચક્ષુદર્શની અને અવધિદર્શની બાંધે, કેવલદર્શની કદાચ બાંધે કદાચ ન બાંધે.

પર્યાપ્ત-જ્ઞાનાવરણીયકર્મ ભજનાએ બાંધે (કદાચ બાંધે, કદાચ ન બાંધે).

અપર્યાપ્ત-જ્ઞાનાવરણીયકર્મ બાંધે.

નોપર્યાપ્ત-નોઅપર્યાપ્ત એટલે સિદ્ધ ન બાંધે.

એ પ્રમાણે આયુષ્યને છોડીને સાતે કર્મપ્રકૃતિ માટે સમજવું.

આયુષ્ય–પર્યાપ્ત અપર્યાપ્ત ભજનાએ બાંધે.

નોપર્યાપ્ત–નોઅપર્યાપ્ત ન બાંધે.

ભાવક–અભાવક–જ્ઞાનાવરણીયકર્મ ભજનાએ બાંધે, એ પ્રમાણે વેદનીયને છોડી સાતે કર્મ માટે જાણવું.

વેદનીયકર્મ–ભાષક બાંધે, અભાષક ભજનાએ બાંધે.

પરિત્ત–એક શરીરવાળો એક જીવ જ્ઞાનાવરણીયકર્મ ભજનાએ બાંધે.

અપરિત્ત–જ્ઞાનાવરણીયકર્મ બાંધે.

નોપરિત્ત–નોઅપરિત્ત–સિદ્ધ જ્ઞાનાવરણીય કર્મ ન બાંધે.

આયુષ્યને છોડી સાતે કર્મપ્રકૃતિ માટે જાણવું.

આયુષ્યકર્મ પરિત્ત–અપરિત્ત બંને ભજનાએ બાંધે, નોપરિત્ત–નોઅપરિત્ત સિદ્ધ ન બાંધે.

મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની અને મનઃપર્યવજ્ઞાની જ્ઞાનાવરણીયકર્મ ભજનાએ બાંધે. કેવલજ્ઞાની ન બાંધે.

એ પ્રમાણે વેદનીયકર્મને છોડી સાતે પ્રકૃતિ માટે જાણવું. વેદનીયકર્મ-મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવજ્ઞાની બાંધે. કેવલજ્ઞાની ભજનાએ બાંધે.

મતિ અજ્ઞાની, શ્રુત અજ્ઞાની, વિભંગજ્ઞાની આયુષ્યને છોડી સાતે કર્મપ્રકૃતિ બાંધે અને આયુષ્યને ભજનાએ બાંધે.

મનોયોગી, વચનયોગી અને કાયયોગી જ્ઞાનાવરણીય કર્મ ભજનાએ બાંધે.

અયોગી ન બાંધે.

એ પ્રમાણે વેદનીય સિવાયની સાતે કર્મપ્રકૃતિ માટે જાણવું.

વેદનીયકર્મ-મનયોગી, વચનયોગી અને કાયયોગી બાંધે. અયોગી ન બાંધે.

સાકાર ઉપયોગવાળો અને અનાકાર ઉપયોગવાળો આઠે કર્મપ્રકૃતિઓને ભજનાએ બાંધે.

આહારક અને અનાહારક જીવ જ્ઞાનાવરણીયકર્મને ભજનાએ બાંધે.

એ પ્રમાણે વેદનીય અને આયુષ્ય સિવાયની છએ પ્રકૃતિ માટે જાણવું.

વેદનીય—આહારક બાંધે, અનાહારક ભજનાએ બાંધે.

આયુષ્યકર્મ—આહારક ભજનાએ બાંધે, અનાહારક ન બાંધે.

સૂક્ષ્મજીવ—જ્ઞાનાવરણીયકર્મ બાંધે.

બાદરજીવ—બાંધે કે ન બાંધે.

નોસૂક્ષ્મ—નોબાદર—ન બાંધે.

એ પ્રમાણે આયુષ્યને છોડીને સાતે કર્મપ્રકૃતિ માટે જાણવું.

આયુષ્યકર્મ—સૂક્ષ્મ અને બાદર ભજનાએ બાંધે. નોસૂક્ષ્મ નોબાદર ન બાંધે.

ચરમ જીવ કે અચરમ જીવ આઠે કર્મપ્રકૃતિઓને ભજનાએ બાંધે. વેદની દષ્ટિએ.卐૯

---

卐૯ વર્ષાઋતુમાં ઘોડાપુર આવેલી નદીઓના વહેણ બે પ્રકારનાં જોવાય છે. તેમાંથી એક નદીનું વહેણ એવું તોફાની હોય છે કે—જે જે ગામોના ભાગોળથી પસાર થાય છે, તે તે ગામોના ઝાડોને અને ભેખડોને ઉખેડતું, તોડતું, ફોડતુ પસાર થાય છે.

જ્યારે બીજી નદી શાંત—ગંભીર વહે છે અને કોઈને પણ હાનિ કર્યા વિના ઉલટા પોતાના પાણીથી સૌને પવિત્ર કરતી વહે છે.

એજ પ્રમાણે જ્ઞાનમાત્રા અને તેના માલિકો પણ બે પ્રકારના હોય છે, જે મિથ્યાજ્ઞાન અને સમ્યગ્જ્ઞાનથી ઓળખાય છે મિથ્યાજ્ઞાનધારી મનુષ્ય પંડિત–મહાપંડિત, વિદ્વાન્, વક્તા, લેખક અને કવિ પણ હોઈ શકે છે, પરંતુ તેમના જ્ઞાનમાં મિથ્યાત્વ, સ્વાર્થાન્ધતા, વિષયરાગ અને કષાયોની બહુલતા હોવાથી તેમનું જ્ઞાન સંસાર–સમાજ–કુટુંબ અને પોતાના વ્યક્તિત્વને પણ અધઃપતનના ગર્તામાં નાંખનારું હોવાથી પરિણામે હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ આ પાંચ મહાપાપોને ભેટ આપનારું બને છે, અને તેથી સમાજ કે દેશને નુકશાન જ થાય છે.

જ્યારે બીજો સમ્યક્ત્વધારી આત્મા સમ્યક્ત્વવાન્. સમતા શીલ, સંસારભીરુ, વિરુદ્ધ તત્ત્વોનો ત્યાગી અને પરમાર્થી હોવાથી સંસારને અને પોતાને અહિંસા, સત્ય, અચૌર્ય, શીલ અને સંતોષ રૂપી અમૂલ્ય પાંચ રત્નોની ભેટ આપીને શુખશાતિ અને સમાધિ આપનારો બને છે.

મિથ્યાત્વયુક્ત જ્ઞાન ગમે તેટલું હોય તો પણ તે અજ્ઞાન જ લેખાય છે. અજ્ઞાની આત્મા વારવાર જ્ઞાનાવરણીય કર્મને ઉપાર્જન કરતો રહે છે. જ્ઞાનાવરણીય કર્મ આંખો ઉપર લાગેલા પાટા જેવુ હોવાથી તે જીવને પોતાના આત્માનું–આત્મીયતાનું અને છેવટે પરમાત્મ તત્ત્વનુ યથાર્થ ભાન થવા દેતું નથી. તેવી પરિસ્થિતિમાં આજે આપણે આખા સંસારને પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ.

૧. સંસ્કૃત જેવી દેવભાષાનો ધારાવાહી વક્તા પણ માંસાહારી અને શરાબ પીનારો હોય છે, વેશ્યાગામી અને પરસ્ત્રી-લંપટ હોય છે, જુગારી અને શિકારી હોય છે

૨. વેદ અને વેદાંતની ઋચાઓ(મંત્રો)નું સ્પષ્ટ ઉચ્ચારણ કરનાર પણ મત્સ્યભોજી અને મદ્યપાયી હોય છે.

૩ અંગ્રેજી, ઉર્દૂ અને ફારસી ભાષાવિદો પણ રાજ્યનીતિ (કૂટનીતિ)માં પારંગત બની સંસારને સંઘર્ષના ચક્કરમાં લઈ જનારા હોય છે

૪. પાલી, પ્રાકૃત, અર્ધમાગધી ભાષા વિશારદો પણ પોતાની વ્યક્તિગત કુટેવો કે સમાજઘાતક પ્રવૃત્તિઓ છોડી શકતા નથી.

૫. આજના વિજ્ઞાનીઓ, કૂટનીતિજ્ઞો, અને રાજનીતિ નિપુણો એટમબોમ્બ જેવા ભયંકર અસ્ત્ર–શસ્ત્રોનું ઉત્પાદન કરી સંસારને મોતના ઘાટે ઉતારવાની પ્રવૃત્તિઓમાં રચ્યા મચ્યા છે.

આ બધાઓમાં અજ્ઞાનનો પ્રત્યક્ષ ચમત્કાર દેખાઈ આવે છે.

આ કારણે દિવ્યચક્ષુના માલિક, જગતના જીવોનું કલ્યાણ કરનારા ભગવાન ગૌતમસ્વામી દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામીને પૂછે છે કે–આવું અજ્ઞાનમૂલક જ્ઞાનાવરણીયકર્મ કોણ બાંધે ?

પુરુષ કે નોપુરુષ ?

સ્ત્રી કે નોસ્ત્રી ?

નપુંસક કે નોનપુંસક ?

આના જવાબમાં મહાવીરસ્વામીએ ફરમાવ્યું કે પુરુષ–સ્ત્રી અને નપુંસક આત્મા જ્ઞાનાવરણીયકર્મ બાંધે છે. પણ નોપુરુષ, નોસ્ત્રી અને નોનપુંસક આત્મા આ કર્મને કદાચ બાંધે છે અને કદાચ નથી પણ બાંધતો.

હવે પ્રશ્નનો હાર્દ આપણે પકડીએ તે પહેલાં પુરુષલિંગ અને પુરુષવેદ, સ્ત્રીલિંગ અને સ્ત્રીવેદ, તથા નપુંસકલિંગ અને નપુંસકવેદની મીમાંસા કરવી જરૂરી છે.

શૈલેશી પ્રાપ્ત કરી સંપૂર્ણ કર્મોનો નાશ કરીને મોક્ષ અવસ્થા પ્રાપ્ત કર્યા પછી જ આ આત્મા શરીર વિનાનો બને છે તે પહેલા તો પ્રત્યેક આત્માને શરીર ધાર્યા વિના છૂટકારો જ નથી, અને શરીરધારી આત્મા કર્મોના ભારથી વજનદાર બનેલો હોવાથી મદિરાના નશા જેવા મોહનીયકર્મમાં મસ્ત બની ભવાંતરને માટે પુરુષવેદ, સ્ત્રીવેદ કે નપુંસકવેદના કર્મોને ઉપાર્જન કરે છે તે આ પ્રમાણે :—

પુરૂષ વેદ :-

૧. સમ્યગ્જ્ઞાનની રુચિવાળો થઈને પોતાના આત્માને જીતનારો હોય

૨. પરસ્ત્રીનો ત્યાગી અને સ્વસ્ત્રી પ્રત્યે સંતોષી તેમ જ મર્યાદાવાળો હોય

૩. પારકાઓ પ્રત્યે ઈર્ષ્યા અને અદેખાઈ વિનાનો હોય

૪. કષાયોને મંદ કરવાની પ્રવૃત્તિવાળો હોય

૫ પોતાના આચાર-વિચાર અને ઉચ્ચારમાં પોતાની ખાનદાની શોભે તેવા આચરણવાળો હોય અને સર્વત્ર સરળ પરિણામી હોય છે

આ પાંચ પ્રકારના જીવો આવતા ભવને માટે પુરુષવેદકર્મને ઉપાર્જન કરી પુરૂષલિંગના શરીરને ધારણ કરે છે જ્યાં શરીરની કઠોરતા, દાઢી, મૂછ અને મેહન( જનનેન્દ્રિય )નું મહાપુરૂષોને શોભે તેવું દૈર્ધ્ય અને સ્થૌલ્ય હોય છે આ પ્રમાણે પોતાના પુરૂષવેદને ભોગવવા માટે પુરૂષલિંગ એટલે પુરુષવેદને ભોગવવા માટેના અંગોપાંગવાળું પુરુષશરીર ધારણ કરે છે. જે વડે સ્ત્રીને ભોગવવાની ઈચ્છા થાય તે પુરુષવેદ કહેવાય છે. पुरुष वेदयति-मोहयति-मूढीकरोतीति पुरुषवेदः ।

ઘાસના પુળામાં જેમ અગ્નિને લાગતા વાર લાગતી નથી, અને લાગેલી આગને બુઝાતા પણ વાર લાગતી નથી, તે પ્રમાણે પુરુષને પુરુષવેદના નશાને ચઢતા પણ વાર લાગતી નથી અને ઉતરતા પણ વાર લાગતી નથી.

સ્ત્રીવેદ. —

૧. પુરુષ શરીરધારી હોવા છતાં પણ જે અત્યંત ઇર્ષ્યાળુ હોય એટલે ગુણી કે પુણ્યશાળી જીવને જોઇને જેના મનમાં અસહિષ્ણુતા કે અદેખાઈભાવ ઉત્પન્ન થાય તેને ઈર્ષ્યાળુ કહેવાય છે.

૨. પ્રાકૃતિક કે અપ્રાકૃતિક વિષયવાસના અને ભોગવિલાસોમાં જે અત્યંત આસક્ત હોય છે

૩ સ્વાર્થ કે સ્વાર્થ વિના પણ જે મૃષાવાદી હોય

૪. મન-વચન-કાયાના વ્યાપારો કુટિલ હોય.

૫ સ્વભાવે હઠાગ્રહી અને જીદ્દી હોય.

૬ પરસ્ત્રીઓ પ્રત્યે ગમન કરવાની ભાવનાવાળો હોય.

આ છ પ્રકારે જીવ માત્ર સ્ત્રીવેદ નામના મોહકર્મને ઉપાર્જન કરી સ્ત્રીશરીરધારી બને છે. જેથી કોમળ શરીર, મૃદુ અવાજ, મંદ ગમન અને સ્ત્રી શરીરના સંપૂર્ણ અંગોપાંગ પ્રાપ્ત થાય છે સ્ત્રીપણું પાપકર્મના ઉદયે પ્રાપ્ત થાય છે. તેથી સ્ત્રીના અવાચ્ય સ્થાન, સ્તનસ્થાન અને ગાલમાં તીવ્ર, મધ્યમ અને અલ્પ શક્તિવાળા કીટાણુઓ સ્ત્રીને સ્ત્રીવેદનો ઉદય લાવનારા હોય છે છાણમાં આગ લાગતાં થોડી વાર લાગે અને બુઝાતા ઘણી વાર

લાગે, તેમ સ્ત્રીવેદને ઉદયમાં આવતાં થોડી વાર લાગે છે અને બુઝાતા ઘણી વાર લાગે છે.

स्त्रीयं वेदयति–मोहयति–मूढीकरोतीति स्त्रीवेदः। એટલે પુરુષને ભોગવવાની ઈચ્છા જેનાથી થાય તે સ્ત્રીવેદ કહેવાય.

નપુંસકવેદ :–

૧ ચાલુ ભવમાં પુરુષ કે સ્ત્રી શરીરધારી હોવા છતાં પણ બીજા પુરુષ કે સ્ત્રી, બાલક કે બાલિકાના શરીર સાથે ભોગવિલાસોમાં મલિન ભાવોને ધારી રાત–દિવસ તે બન્નેની સાથે વિષયવાસનાપૂર્વક તેમના ભોગવિલાસોમાં ભૂંડની જેમ અત્યંત આસક્ત હોય.

૨. વિના કારણે અથવા નજીવા કારણે જેમના ક્રોધ–માન–માયા અને લોભરૂપી કષાયો સર્વથા ભડકી જતા હોય.

૩ ખાતા પીતા સૂતા ઉઠતા અને ગમે તેની સાથે વાર્તાલાપ કરતાં માનસિક વિચારો કામુકી ભાવનાવાળા હોય

૪ સાધ્વી, સતી, કુલીના, કન્યા આદી પવિત્ર સ્ત્રીઓને લોભ, લાલચ આપીને અથવા પોતાની વાચાળતામાં ફસાવીને તેમના શિયળને લૂંટવાનો પ્રયત્ન કરનાર.

આ ચાર પ્રકારના જીવો આગામી ભવ માટે નપુંસકવેદને ઉપાર્જન કરે છે. અને તેવા નિઃકૃષ્ટ વેદને ભોગવવા માટે નપુંસક લિંગને ધારણ કરે છે. જેમાં થોડા અંગો પુરૂષના અને થોડા સ્ત્રીના હોવાથી પોતાના મહાપાપકર્મના ઉદયે નથી પુરૂષને નથી સ્ત્રીને ભોગવી શકતા છતાં પણ અત્યંત ગંદી ભાવનાઓ અને રાત–દિવસ ઘૃણાત્મક વિચારો બન્યા રહે છે

ભાંગ કે શરાબ પીધા પછી તેનો નશો પીનારને ધીમે ધીમે ચડે છે અને અમુક સમય ગયા પછી તેનો નશો પોતાના પૂર્ણ સ્વરૂપમાં ચડે છે અને પછી પાછો ધીમે ધીમે ઉતરવા માંડે છે અને છેવટે જીવ પાછો પોતાના મૂળ સ્વરૂપમાં આવી જાય છે

તે જ પ્રમાણે શરાબપાનના નશાને ચરિતાર્થ કરતો આ પુરૂષવેદ કે સ્ત્રીવેદ કર્મનો નશો પણ પુરૂષના કે સ્ત્રીના શરીરને અર્થાત્ બાલ્યકાળ વ્યતીત થયા પછી યુવાવસ્થાના પ્રારંભમા ધીમે ધીમે ચઢવા લાગે છે અને જ્યારે પુરૂષના કે સ્ત્રીના અંગો પૂર્ણરૂપે ભોગકર્મને લાયક બની જાય છે ત્યારે વેદકર્મનો નશો પૂર્ણરૂપે ચઢે છે. તે સમયે પુરૂષને સ્ત્રીના શરીરનો અને સ્ત્રીને પુરૂષના શરીરનો સહવાસ ગમશે. અને જ્યારે બંનેને પૂર્ણ નશો ચઢશે ત્યારે બંનેના શરીર એકમેક થઈ પોતાની વાસનાને પૂર્ણ કરતાં તેમનો નશો સમાપ્ત થશે. એટલે તેટલા જ સમય પૂરતો નશાનો વેગ ઓછો થશે. આ પ્રમાણે પુરૂષવેદનો માલિક સ્ત્રીભોગમાં આસક્ત બનીને અને સ્ત્રીવેદનો માલિક પુરૂષભોગમાં મસ્ત બનીને વારંવાર જ્ઞાનાવરણીયાદિ કર્મોને બાંધનારો થશે

પરંતુ જે ભાગ્યશાળી જીવાત્માઓને ગુરુકુળવાસ પ્રાપ્ત થયો હોય અને પોતાની અદમ્ય મોક્ષ પુરુષાર્થની શક્તિનો વિકાસ સાધી લીધો હોય તે નરરત્નો અને સ્ત્રીરત્નો પોતાની સત્તામાં પડેલા મોહકર્મ( વેદકર્મ )નો જ્ઞાનાભ્યાસ, એકાન્તવાસ, ધ્યાન-પ્રક્રિયા, લાંબી અને મોટી તપશ્ચર્યાઓ આદિ સદ્ અનુષ્ઠાનવડે ઉપશમ કરવા માટે પણ સમર્થ બની શકે છે. અર્થાત્ અપૂર્વ સમ્યગ્જ્ઞાનવડે આત્માને પુરુષાર્થી બનાવી કુક્રિયાઓનો ત્યાગ કરે છે

સમ્યગ્દર્શનથી પાપની ભાવનાઓનો પરિહાર કરે છે અને સમ્યક્ચારિત્રવડે પાપની ભાવનાઓના દ્વાર બંધ કરે છે આવી પરિસ્થિતિમાં મોહનો ઉપશમ કરેલો ભાગ્યશાળી પોતાના વેદકર્મને યથાશક્ય પોતાને આધીન કરે છે અને જેટલા અંશોમાં જેટલા સમય માટે તે વેદરહિત બને છે, તે સમયે રૂપરૂપના અંબાર જેવી સ્ત્રી અને રૂપના અવતાર સમો યુવાપુરુષ અનુકૂળ થવા છતાં પણ પોતાના જીવનમાં રતિમાત્ર પાપભાવના ઉદ્ભવતી નથી. અને જ્યારે વેદકર્મનો સર્વથા ક્ષય કરી દે છે, ત્યારે પુરુષનુ પુરુષ શરીર, સ્ત્રીનુ સ્ત્રી શરીર સર્વથા અકિંચિત્કર બનવા પામે છે તે સમયે તે નોપુરુષ નોસ્ત્રી અને નોનપુંસક કહેવાય છે. અને તેઓ જ્ઞાનાવરણીયાદિ કર્મોને બાંધતા નથી.

નવમા અને દશમા ગુણઠાણે જ્ઞાનાવરણીયકર્મ બાંધે છે, કેમકે આ સ્થાનકે જીવ છ કે સાત કર્મોનો બંધક છે. ત્યારે ૧૧-૧૨-૧૩-૧૪ ગુણસ્થાનકે જીવ જ્ઞાનાવરણીયાદિ કર્મ બાંધતો નથી કેમકે ત્યાં તેઓ એક જ શાતાવેદનીય કર્મના બંધક છે

પૂર્વભવથી નપુંસક શરીરની ઉપાર્જના કરીને નપુંસક તરીકે જન્મેલા પુરુષાર્થી જીવો પણ પોતાના કર્મોનો સર્વથા ક્ષય કરવા માટે જ્યારે ભાગ્યશાળી બને છે, ત્યારે નપુંસકવેદ વિનાના તે નોનપુંસકો પણ જ્ઞાનાવરણીયાદિ કર્મોને બાંધતા નથી.

આયુષ્યકર્મને પણ નોપુરુષ, નોસ્ત્રી અને નોનપુંસકો બાંધતા નથી અને બીજાઓ બાંધવાના કાળ દરમિયાન બાંધે છે કેમકે આ કર્મ જીંદગીમાં એક જ વાર બંધાય છે.

નોસંયત, નોઅસંયત અને નોસંયતાસંયત એટલે કેવળજ્ઞાનીને જ્ઞાનાવરણીયાદિ કર્મ બાંધવાનું એકે કારણ નથી. જ્યારે

સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ અને સૂક્ષ્મસંપરાય આ ચારે સંયતો કદાચ જ્ઞાનાવરણીયકર્મ બાંધે છે અને યથાખ્યાત સંયત ઉપશાંત અને ક્ષીણ મોહવાળો હોવાથી આ કર્મને બાંધતો નથી આ અપેક્ષાએ પહેલાના ચાર સંયમને આશ્રીને સંયમધારીઓ પણ કદાચ બાંધે છે અને પાંચમા સંયમ આશ્રીને કર્મ નથી બાંધતા.

અસંયમી અને દેશવિરત સંયમી કર્મો બાંધે છે, અને આયુષ્ય પણ બાંધવાના સમયે બાંધે છે.

મન:પર્યાપ્તિનો સ્વામી વીતરાગ હોય તો કર્મબંધન નથી કરતો, જ્યારે સરાગી કર્મબંધન કરે છે.

મન:પર્યાપ્તિ વિનાના અસંજ્ઞી જીવો તો નિયમા કર્મોને બાંધનારા જ હોય છે

અયોગી અને સિદ્ધ જીવોને છોડી બાકી બધાએ વેદનીયકર્મને બાંધે છે

ભવસિદ્ધિક યદિ છદ્મસ્થ હશે તો કર્મબંધન છે. ચક્ષુદર્શન અચક્ષુદર્શન અને અવધિદર્શનના સ્વામીઓ છદ્મસ્થ હોય તો કર્મબંધન છે અને વીતરાગ હોય તો સાતાવેદનીયને છોડી બીજા કર્મોનું બંધન નથી.

ભાષાલબ્ધિના માલિકો ભાષક વીતરાગ હોય તો કર્મો બાંધતા નથી. બીજા બાંધે છે.

નહીં બોલવાવાળા અભાષક સિદ્ધો કર્મ બાંધતા નથી, પણ પૃથ્વીકાયિકો અભાષક હોવા છતાં પણ કર્મોને બાંધે છે.

સૌથી થોડા પુરુષવેદક જીવ છે. તેનાથી સંખ્યેય-ગુણ સ્ત્રીવેદક છે. અવેદક અનંતગુણ છે, અને નપુંસક-વેદક અનંતગુણ છે.

એ પ્રમાણે બધા ભેદોમાં વિચારવું. 卐 ૧૦

---

卐 ૧૦ **વેદકોનુ અલ્પબહુત્વ**—સંસારભરના અનંતાનંત જીવોમાં પુરૂષવેદમાં રહેલા જીવો સૌથી થોડા છે. તેનાથી સ્ત્રીવેદનાં જીવો સંખ્યાત ગુણ વધારે છે અવેદક એટલે સિદ્ધના જીવો તેનાથી અનંતગુણ વધારે છે, અને સિદ્ધના જીવો કરતા પણ નપુંસકવેદના જીવો અનંતગુણા વધારે છે

દેવગતિના બધાએ દેવો કરતાં દેવીઓ બત્રીસગુણા વધારે છે. મનુષ્યો કરતાં મનુષ્ય સ્ત્રીઓ સતાવીશ ગુણા વધારે છે. તિર્યંચ નર કરતાં પણ તિર્યંચ માદાની સંખ્યા ત્રણ ગુણી વધારે છે.

**ત્રીજો ઉદ્દેશો સમાપ્ત**



# શતક ૬ઠ્ઠું : ઉદ્દેશક–૪

## જીવોનો સપ્રદેશ અપ્રદેશાદિનો વિચાર :

આ ઉદ્દેશકમાં જુદી જુદી દૃષ્ટિએ ગણાએલા જીવોનો સપ્રદેશ–અપ્રદેશ તેમજ પ્રત્યાખ્યાન અને આયુષ્ય સંબંધી વિચાર છે. સાર આ છે :—

જીવ કાલાદેશ વડે નક્કી સપ્રદેશ છે. યાવત્ સિદ્ધ સુધીના જીવ માટે જાણવું.

નૈરયિક જીવ કાલાદેશથી સપ્રદેશ છે ને કદાચ અપ્રદેશ છે. જીવો કાલાદેશથી નક્કી સપ્રદેશ છે.

નૈરયિક જીવોમાં કાલાદેશથી—

૧ બધાય પણ સપ્રદેશ હોય.

૨ કેટલાક સપ્રદેશ અને એકાદ અપ્રદેશ અને

૩ કેટલાક સપ્રદેશ તથા અપ્રદેશ હોય.

એ પ્રમાણે યાવત્ સ્તનિતકુમાર સુધીના જીવો માટે જાણવું.

પૃથ્વીકાયિક જીવો સપ્રદેશ પણ છે ને અપ્રદેશ પણ છે, એ પ્રમાણે વનસ્પતિકાય સુધી જાણવું.

આમ ભિન્ન ભિન્ન જીવોનો સપ્રદેશ-અપ્રદેશ સંબંધી વિચાર વિસ્તારથી છે. 卐૧૧

---

卐૧૧ કાળની અપેક્ષાએ જીવની સપ્રદેશતા અને અપ્રદેશતા—કાળ પ્રકાર વડે જીવની સપ્રદેશતા કે અપ્રદેશતાની ચર્ચા છે. આમ તો જીવમાત્રના અસંખ્યેય પ્રદેશો શાસન માન્ય છે પણ આ પ્રદેશોની અહીં વાત નથી. પરંતુ કાળના પ્રકારે અર્થાત્ કાળની અપેક્ષાએ સપ્રદેશ અને અપ્રદેશ કેવી રીતે હોઇ શકે છે?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે-અનાદિપણાને લઇને જીવની અનંત સમયની સ્થિતિ હોવાથી તે સપ્રદેશ છે, અને જે એક સમયની સ્થિતિવાળો હોય તે અપ્રદેશ છે અને એકથી વધારે સમયવાળો સપ્રદેશ છે. જેમ નરકગતિમાં ગયેલો જીવ જે સમયે નરકમાં ઉત્પન્ન થાય છે ત્યારે તે સમય પૂરતો તે અપ્રદેશ છે. ત્યારપછી તે સપ્રદેશ છે.

આ પ્રમાણે બધામાં જાણી લેવું.

જીવો પ્રત્યાખ્યાની પણ છે, અપ્રત્યાખ્યાની પણ છે અને પ્રત્યાખ્યાની–અપ્રત્યાખ્યાની પણ છે.

નૈરયિકો અપ્રત્યાખ્યાની યાવત્ ચૌરિંદ્રિય જીવો સુધી જાણવું.

પંચેન્દ્રિય તિર્યંચ યોનિકો અપ્રત્યાખ્યાની છે, તેમ પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાની છે.

મનુષ્યો ત્રણ પ્રકારના હોય, બાકીના જીવો નૈરયિકોની માફક પંચેન્દ્રિય જીવો પ્રત્યાખ્યાનાદિ ત્રણેને પણ જાણે. બાકીના જીવો ત્રણેને જાણતા નથી.

જીવો અને વૈમાનિકો પ્રત્યાખ્યાનથી નિર્વર્તિત આયુષ્યવાળા છે, ત્રણે પણ છે. (અપ્રત્યાખ્યાન નિર્વર્તિત, પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાનથી નિર્વર્તિત) અને બાકીના અપ્રત્યાખ્યાનથી નિર્વર્તિત આયુષ્યવાળા છે. (પ્રત્યાખ્યાની એટલે સર્વવિરતિ. અપ્રત્યાખ્યાની એટલે અવિરત–વિરતિ વિનાના. પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાની એટલે દેશ વિરત.) 卐૧૨

---

**卐૧૨ પ્રત્યાખ્યાન અને આયુષ્ય :**

જીવો ત્રણ પ્રકારના હોય છે.

પ્રત્યાખ્યાનધર્મી, અપ્રત્યાખ્યાન ધર્મી, પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાની. હવે તેમની વ્યાખ્યાઓ સમજીએ.

પ્રત્યાખ્યાન શબ્દ વ્યાકરણની દૃષ્ટિએ-પ્રતિ અને આઙ્ ઉપસર્ગ પૂર્વક 'ખ્યાંક્' ધાતુને ભાવમા 'અનટ્' પ્રત્યય લગાડીને (પ્રત્યાખ્યાન શબ્દ) બન્યો છે.

જીવાત્મા અનાદિકાળથી મોહ, માયા, ક્રોધ, લોભ, મૈથુન, આદિ કર્મોની વાસનાથી વાસિત થયેલો હોવાથી તેના એક એક રૂંવાડામાં પાપ ભરેલું છે. પાપોની ભાવના ભરેલી છે માટે માયાના ચક્રમાં આવીને અથવા બીજાઓની સાથે અજ્ઞાનવશ ગંદા વાતાવરણમાં ફસાઇને પ્રતિ ક્ષણે આ જીવાત્માની પણ તેવી મલિનભાવનાઓ હોય છે. જેમકે 'તારા પગ તો મૂળમાંથી જ અહિંથી ઉખેડી નાખીશ.' 'જરા પણ મારી આડો આવીશ તો તને જેલ ભેગો કરી તારા બૈરી-છોકરાઓને શેરીએ શેરીએ ભૂખે ટળવળતા કરી દઇશ.' 'તું ગમે તેટલા ધમપછાડા કરીશ તો પણ હું તો પરસ્ત્રીના ઘરે જવાનો જ.' 'ભલે હું નરકમા જાઉં પણ સરસ કમાણી કરાવી આપે તેવા ધધાઓ, વ્યાજવટા, ખોટા તોલ માપના વ્યાપાર મારાથી છૂટે તેમ નથી'....

ઇત્યાદિ દુર્ભાવનાઓમાં આપણું મન પ્રતિક્ષણે ડૂબકી મારીને બેઠું હોય છે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં જ આ જીવન પૂરું થાય છે અને વારંવાર કરેલા પાપોના પોટલાઓથી ઘણો જ ભારે બનેલો આ જીવ અનંત સંસારમાં 'પ્લે ગ્રાઉન્ડ'ના ફૂટ બોલની જેમ ભટકી રહ્યો છે

બાવળના બી જેમ બાવળના ઝાડ તથા કાટાઓને જ ઉત્પન્ન કરે છે, તેવી રીતે પૂર્વભવની વાસનાઓ આ ભવમા પણ સાથે જ આવતી હોવાના કારણે આખુએ જીવન પેટ ભરવા માટે, મકાન માટે, પુત્રો માટે, ભોગવિલાસ માટે અને પૈસા

ભેગા કરવામાં જ પૂરું થાય છે. મધની માખી જેમ મધમાંથી બહાર નીકળી શકતી નથી તેવી રીતે વળગેલી અને મોહવશ વળગાડેલી માયાની વાસનારૂપી મધમાંથી આ જીવાત્મા પણ સત્કર્મોના પંથે આવી શકતો નથી આવે છે તો સ્થિર રહી શકતો નથી અને કદાચ સ્થિર રહેવા પ્રયત્ન કરે તો કામદેવ નામનો ગુંડો, ક્રોધ નામનો ભૂત, માનરૂપી અજગર, માયારૂપી નાગણ અને લોભ નામનો રાક્ષસ તે જીવાત્માની ચારે બાજુએ ચક્કર મારતો જ હોય છે. અને લાગ જોઈને જીવાત્માને પાછો માયાના ચક્કરમાં ધકેલી દે છે.

જીવ માત્રની આવા પ્રકારની સ્થિતિ હોવા છતાં પણ રાધાવેધની માફક કોઈક ક્ષણે સંસારના દુઃખોથી કંટાળીને કંઈક પુરુષાર્થ શક્તિનો સંચય કરે છે અને સૌથી પહેલા પાપોના દ્વાર બંધ કરવા પ્રેરાય છે અને સબળ પુરુષાર્થવડે સંત–સમાગમ, સ્વાધ્યાયબળ અને તપશ્ચર્યાનો આશ્રય લે છે

ત્યારપછી તે આત્મામાં સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ ધીમે ધીમે વધે છે, અને તે પ્રકાશમાં અજ્ઞાનનો અંધકાર (મિથ્યાજ્ઞાનની ભ્રમજાલ, વિપર્યયજ્ઞાનની વિપરીતતા સાથે સંશયજ્ઞાન પણ છેવટની વિદાય લે છે અને નિશ્ચયાત્મક, યથાર્થ એવં સ્વપર પ્રકાશક જ્ઞાન પ્રાપ્ત થતાં જ સંસાર અને સંસારની માયા પાપોત્પાદક, પાપવર્ધક, પાપફલક અને પાપપરંપરક જેવી લાગતા તે ભવ્યાત્મા પાપોની પ્રવૃત્તિના સંપૂર્ણ ત્યાગ પ્રત્યે આગળ વધે છે અને એક દિવસે પાપોના દ્વાર સર્વથા બંધ કરવા માટે સર્વવિરતિ ધર્મ, સમિતિગુપ્તિ ધર્મ, નિર્ગ્રંથ ધર્મ સ્વીકાર કરવા માટે પૂર્ણરૂપે તૈયાર થાય છે. એટલે કે પાપોના માર્ગે પ્રસ્થાન કરેલો અને પાપોના આખ્યાન (કથન)ની પ્રવૃત્તિ

કરનારો આત્મા એક દિવસે પ્રતિ-આખ્યાન એટલે કે અત્યાર સુધી કરેલા કરાવેલા અને અનુમોદેલા પાપોથી 'પ્રતિ' એટલે પાછો વળે છે તેને ભગવતી સૂત્રકારે 'પ્રત્યાખ્યાન ધર્મ' કહ્યો છે.

સામેના શત્રુની વ્યૂહરચના, શસ્ત્ર સામગ્રી, યોદ્ધાઓની લડાયક શક્તિ અને તેમનો ઉત્સાહ જોયા પછી જ યુદ્ધ માટેનું આહ્વાન કરવામાં આવે છે. તેવી રીતે આત્માના પ્રબળ શત્રુ સમા પાપસ્થાનકોની ઓળખાણ, તેમની શક્તિ, મોહરાજાના સૈનિકોની ચાલબાજી, અને ઇન્દ્રિયોના ભોગવિલાસમાં આત્માને ગુંગળાવી નાખવાની અદ્ભુત શક્તિનું માપ કાઢવુ અને તેમની ભયંકર માયાજાળને છેદવા માટેની આત્માની તૈયારીને સૂત્રકારે 'જ્ઞ પરિજ્ઞા' રૂપે જણાવી છે. ત્યાર પછી મોહરાજાની સંપૂર્ણ માયાજાળને તોડી જ નાખવા માટેના આત્માના સબળ પુરુષાર્થને 'પ્રત્યાખ્યાન પરિજ્ઞા' તરીકે સંબોધી છે. આમ 'જ્ઞપરિજ્ઞા'થી પાપોને જાણવા તથા 'પ્રત્યાખ્યાન પરિજ્ઞા'થી છોડવા તે પ્રત્યાખ્યાન ધર્મ સર્વવિરતિ ધર્મ છે.

આવો ઉત્કૃષ્ટતમ ધર્મ ૮૪ લાખ જીવા યોનિના જીવોમાંથી કેવળ ૧૪ લાખ મનુષ્યયોનિમાં જન્મેલા મનુષ્યો જ સ્વીકાર કરી શકે છે.

તેમાં પણ અલ્પ કષાયી હોવા છતાં ભોગવિલાસમાં પૂર્ણ મસ્ત બનેલા યુગલિક માનવોને તથા સંમૂર્ચ્છિત માનવોને તેમજ અપર્યાપ્ત માનવોના ભાગ્યમાં આ ધર્મ નથી જ.

તેવી રીતે અનાર્ય જાતિમાં જન્મેલાના અનાર્ય સંસ્કારો, મ્લેચ્છ કુળમાં જન્મેલાના મ્લેચ્છ સંસ્કારો, હિંસક જાતિમાં

જન્મેલાના હિંસક સંસ્કારો જો નિયંત્રણમાં નહીં આવ્યા હોય તો તેમને પણ મહાવ્રત પ્રાપ્ત થઇ શકે તેમ નથી.

તેવી રીતે ઉચ્ચ ખાનદાન, આર્યકુલ, આર્યજાતિ તેમજ શરીરની સર્વાંગીણ પટુતા પ્રાપ્ત કર્યા છતાં પણ પોતાના આર્ય સંસ્કારો જેમણે કેળવ્યા નહીં હોય તેમને પણ જૈનધર્મ પ્રાપ્ત થઈ શકે તેમ નથી. કદાચ કુળને લઈને જૈનધર્મી જરૂર ગણાશે તો એ જૈનધર્મના મૂળ પ્રાણ "જૈનત્વ"થી તો તેનો આત્મા હજારો માઇલ દૂર જ હશે

ચારે નિકાયના સમ્યગ્દષ્ટિ દેવો તીર્થંકર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા-સંવેગથી ભરપૂર હોવા છતાં પણ મહાવ્રતો કે અણુવ્રતો પણ સ્વીકારી શકવા સમર્થ નથી હોતા. માટે જ પ્રત્યાખ્યાન ધર્મ-મહાવ્રત ધર્મની પ્રાપ્તિ અતિ દુષ્કર છે.

પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓની કક્ષા જેમ એક સમાન નથી હોતી તેમ સંસારના જીવોની શક્તિ પણ એક સરખી નથી હોતી. તેથી જ શ્રદ્ધા અને ભાવનામાં થોડી ન્યૂનતા હોવાથી બીજા નંબરના જીવો પ્રત્યાખ્યાના-પ્રત્યાખ્યાન એટલે સર્વ પાપોની નિવૃત્તિ પણ કરી શકતા નથી, તેમજ સર્વે નિરર્થક પાપોના દ્વાર ઉઘાડા રાખી શકવાની ભાવનાવાળા પણ હોતા નથી. માટે તેમને દેશવિરતિ ધર્મ, શ્રાવક ધર્મ, વિરતાવિરત ધર્મ, સયતા સંયત ધર્મ અને પ્રત્યાખ્યાનાપ્રત્યાખ્યાન ધર્મનો ઉદય આવે છે. એટલે કે પોતાના જીવનમા અપ્રત્યાખ્યાન કષાય ઉપર થોડે ઘણે અંશે અથવા સર્વથા સંયમ લાવે છે અને શ્રાવકધર્મની પ્રાપ્તિ થાય છે. ત્યારે મહાપાપો નહીં કરવાની ભાવના ઉત્પન્ન થતાં જ જ્ઞાનપૂર્વક સમજદારી સાથે ગુરુ સન્મુખ

શ્રાવકધર્મ એટલે સમ્યક્ત્વપૂર્વક બાર વ્રતોનો સ્વીકાર કરે છે અને શ્રદ્ધાથી તેમનું પાલન કરે છે.

જ્યારે મહાવ્રતધારી અને દેશવિરતિધારીને છોડીને બાકીના બધાએ જીવો અપ્રત્યાખ્યાની જ હોય છે. એટલે કે તેમને પાપોનો ખ્યાલ અને તેને છોડવાની ભાવના પણ થતી નથી થાય છે તો સંસારની માયાને વશ થઈ પાપોને છોડી શકતા નથી

આમ પાપોના સેવનમાં, સેવવાની ભાવનામાં ભોગવેલા ભોગોની સ્મૃતિમાં અને ભવિષ્યમાં પણ અર્થ અને કામના ભોગવટાની લાલસામાં જીવન પુરૂં થાય છે.

તેથી મહાવીરસ્વામીના જીવન પ્રત્યે જેમને શ્રદ્ધા હોય, શ્રદ્ધાના બળે જૈન ધર્મની માન્યતામાં વિવેક પ્રગટ્યો હોય તો મહાવ્રત કે બારવ્રત સ્વીકારી પોતાના માનવજીવનને સફળ બનાવવા માટે જ પ્રયત્ન કરવો જોઇએ, એ જ એક હિતાવહ માર્ગ છે

જેમના જીવનમાં જૈન ધર્મ પ્રત્યે મુદ્દલ શ્રદ્ધા નથી, જૈનત્વ પ્રાપ્ત કરવાની રતિમાત્ર તમન્ના નથી, અહિંસાદિ ધર્મનો રાગ નથી, હિંસાદિ પાપોને ત્યાગવાની ભાવના નથી, દુર્જનોના સહવાસમાં આનંદ આવે છે, સજ્જનોનો દ્વેષી છે, તેવા મિથ્યાત્વના ગાઢ અંધકારમા અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ થયેલા જીવાત્માઓમાં અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગવક્રતા નિશ્ચયે રહેવાના છે. માટે આવા મિથ્યાત્વમાં રહેલો આત્મા ભવાંતર માટે જ્યારે

આયુષ્ય બાંધશે ત્યારે નરકગતિનો, પૃથ્વીકાયનો અને વિકલેન્દ્રિય કાયનું જ આયુષ્ય બાધનારા થશે. જયા અપ્રત્યાખ્યાન એટલે અવિરતિ ધર્મ જ રહેશે.

૮૪ લાખ જીવાયોનિમાંથી ઉપરના જીવોની ૬૨ લાખ જીવાયોનિના જીવો મિથ્યાત્વના કારણે જ તેવા સ્થાનો પ્રાપ્ત કરે છે.

ચોથો ઉદ્દેશો સમાપ્ત.



# શતક ૬ઠું : ઉદ્દેશક—૫

તમસ્કાય :

આ ઉદ્દેશકમાં તમસ્કાય, કૃષ્ણરાજીઓ અને લોકાંતિક દેવો સંબંધી હકીકત છે. સાર આ છે:—તમસ્કાય એ પાણી તમસ્કાય કહેવાય છે. આ તમસ્કાય જંબૂદ્વીપની બહાર તિરછે અસંખ્ય દ્રીપસમુદ્રોને ઉલ્લંઘ્યા પછી અરુણ-વરદ્વીપની બહાર અરુણોદય સમુદ્રને ૪૨ હજાર યોજન અવગાહીએ ત્યારે ઉપરિતન જલાંત આવે છે, એના એક પ્રદેશની શ્રેણીએ તમસ્કાય સમુત્થિત છે.

તમસ્કાયનો આકાર કોડીઆના નીચેના ભાગ જેવો અને ઉપરથી કૂકડાના પાંજરા જેવો છે.

તમસ્કાય બે પ્રકારના છે:—સંખ્યેય વિસ્તૃત ને અસંખ્યેય વિસ્તૃત પહેલો સંખ્યેય યોજન સહસ્ર છે ને બીજો અસંખ્યેય યોજન સહસ્રના વિષ્કંભવાળો છે.

તમસ્કાયમા મોટા મેઘ સંસ્વેદ પામે છે. સંમૂર્ચ્છે છે અને વરસે છે. આ ક્રિયા દેવ, અસુર અને નાગ પણ કરે છે.

તમસ્કાયમાં બાદર સ્તનિત શબ્દને બાદર વિજળી છે. તેને પણ દેવ, અસુર અને નાગ કરે છે.

તમસ્કાયનો વર્ણ મહાકાળો છે, તમસ્કાયના તેર નામો છે : ૧ તમ, ૨ તમસ્કાય, ૩ અંધકાર, ૪ મહાંધકાર, ૫ લોકાંધકાર, ૬ લોક તમિસ્ર, ૭ દેવાંધકાર, ૮ દેવ તમિસ્ર, ૯ દેવારણ્ય, ૧૦ દેવ સમૂહ, ૧૧ દેવ-પરિધ, ૧૨ દેવ પ્રતિક્ષોભ અને ૧૩ અરુણોદક સમુદ્ર.

તમસ્કાય એ પાણીનો પરિણામ છે, જીવનો પરિણામ છે, અને પુદ્ગલનો પણ પરિણામ છે.

એ તમસ્કાયમાં સર્વ પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વ, પૃથ્વીકાયિકપણે યાવત્ ત્રસકાયિકપણે અનેકવાર અથવા અનંતવાર ઉત્પન્ન થયા છે, પણ બાદર પૃથ્વીકાયિકપણે અને બાદર અગ્નિકાયિકપણે ઉત્પન્ન નથી થયા.

**કૃષ્ણરાજીઓ :** આવી જ રીતે વિસ્તારથી કૃષ્ણ-રાજીઓ સંબંધી પ્રશ્નો છે.

કૃષ્ણરાજીઓ આઠ છે. તે સનત્કુમાર–માહેન્દ્રકલ્પમાં અને નીચે બ્રહ્મલોક કલ્પમાં (અ)રિષ્ટ વિમાનના પાથ-ડામાં છે તેનો આયામ અસંખ્યેય યોજન સહસ્ર, વિષ્કંભ સંખ્યેય યોજન સહસ્ર અને પરિક્ષેપ અસંખ્યેય યોજન સહસ્ર છે.

એ કૃષ્ણરાજીઓમાં મહામેઘો સંસ્વેદે છે, સંમૂર્છે છે ને વરસાદ વરસે છે. એ ક્રિયા દેવ કરે છે. અસુર કે નાગ નથી કરતા. આ કૃષ્ણરાજીઓ વર્ણથી મહાકાલી છે.

તેનાં નામ : કૃષ્ણરાજી, મેઘરાજી, મઘા, માઘવતી, વાતપરિઘા, વાતપરિક્ષોભા, દેવપરિઘા અને દેવપરિક્ષોભા એમ ૮ છે.

કૃષ્ણરાજી એ પૃથ્વીનો પરિણામ છે, તેમ જીવનો ને પુદ્ગલનો પણ પરિણામ છે.

કૃષ્ણરાજીમાં અનેકવાર અથવા અનંતવાર પ્રાણ, ભૂત, જીવ, સત્વ ઉત્પન્ન થયા છે. પણ બાદર અપ્કાયપણે, બાદર અગ્નિકાયપણે અને બાદર વનસ્પતિકાયપણે ઉત્પન્ન થયા નથી.

આ આઠ કૃષ્ણરાજીઓનાં આઠ અવકાશાન્તરમાં આઠ લોકાંતિક વિમાનો છે તેનાં નામ આ છેઃ—અર્ચી, અર્ચીમાલી, વૈરોચન, પ્રભંકર, ચન્દ્રાભ, સૂર્યાભ, શુક્રાભ અને સુપ્રતિષ્ઠાભ.

ઉત્તરપૂર્વની વચમાં અર્ચી, પૂર્વમાં અર્ચીમાલી, બહુ મધ્યભાગમાં રિષ્ટ વિમાન છે. એમ જુદી જુદી દિશામાં બીજા જાણવા. તેમાં આઠ જાતના લોકાંતિક દેવો રહે છે.

તે આ પ્રમાણે—સારસ્વત, આદિત્ય, વહ્નિ, વરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ અને આગ્નેય. વચમાં રિષ્ટ દેવ છે.

સારસ્વતદેવો અર્ચી વિમાનમાં, આદિત્યદેવો અર્ચીમાલીમાં એ પ્રમાણે અનુક્રમે જાણવું.

લોકાંતિક વિમાનો વાયુપ્રતિષ્ઠિત એટલે વાયુના આધારે રહે છે.

આ વિમાનો સંબંધી વધુ હકીકત 'જીવાભિગમ-સૂત્ર'માં દેવ ઉદ્દેશકમાં કહેલી બ્રહ્મલોકની વક્તવ્યતા પ્રમાણે જાણવી.

લોકાંતિક વિમાનોની આઠ સાગરોપમની સ્થિતિ છે.

લોકાંતિક વિમાનોથી અસંખ્ય હજાર યોજનને આંતરે લોકાંત કહ્યો છે.卐૧૩

---

卐 ૩ તમસ્કાય એટલે શું ?

ગાઢ અંધકારની રાશિને તમસ્કાય કહેવામાં આવે છે. અહીં કોઈ અમુક જ તમસ્કાયની વિવક્ષા હોવાથી તે પૃથ્વી-રજનો સ્કંધ અથવા પાણી રજનો સ્કંધ સંભવી શકે છે. તેમાં પણ પાણી રજનો સ્કંધ અપ્રકાશી હોવાથી અને તમસ્કાય પણ

અપ્રકાશી હોવાથી આ પ્રસ્તુત તમસ્કાય પાણીના રજનો સ્કંધ જ વિવક્ષિત છે. એટલે કે અપ્કાયનો પરિણામ તમસ્કાય કહેવાય છે. જેમાં બાદર પૃથ્વીકાય અને બાદર અગ્નિકાય નથી હોતા. કેમકે પૃથ્વીકાય તો રત્નપ્રભાદિ આઠે પૃથ્વીઓમાં ગિરિઓમાં અને વિમાનોમાં જ હોય છે, અને અગ્નિકાય કેવળ મનુષ્ય લોકમાં જ હોવાથી આ બન્નેનો તમસ્કાયમાં નિષેધ છે.

આ તમસ્કાય ભયાનક કાળા રંગનો હોવાથી દેવો પણ ભય પામીને ત્યાં જવા માટે તૈયાર નથી હોતા. કદાચ જાય તો એ અત્યંત શીઘ્ર ગતિથી તેને પાર કરી પાછા ફરી જાય છે.

તમસ્કાયના પર્યાયો :—

૧ તમ—અંધકારરૂપે હોવાથી.

૨ તમસ્કાય—અંધકારના ઢગલારૂપે હોવાથી.

૩ અંધકાર—તમોરૂપ હોવાથી.

૪ મહા અંધકાર—મહા તમોરૂપ હોવાથી.

૫ લોકાંધકાર / લોક તમિસ્ર — લોકમાં તેવા પ્રકારનો બીજો અંધકાર નથી.

૬ દેવાંધકાર / દેવ તમિસ્ર — ઉદ્યોતનો અભાવ હોવાથી દેવોને પણ અંધકારરૂપે હોય છે

૭ દેવારણ્ય—બલવાન દેવોને પણ ભય લાગે તેવું વન.

૮ દેવ વ્યૂહ—દેવોને પણ દુર્ભેદ્ય હોય છે.

૯ દેવ પરિઘ—દેવોને પણ ભયોત્પાદક હોવાથી તેમના ગમન માટે વિઘાતરૂપ હોવાથી.

૧૦ દેવ પ્રતિક્ષોભ—દેવોને ક્ષોભનું કારણ છે.

૧૧ અરુણોદક સમુદ્ર—અરુણોદક સમુદ્રનો વિકાર હોય છે

આવા તમસ્કાયમાં બાદર વાયુકાય, બાદર વનસ્પતિકાય અને ત્રસ જીવો ઉત્પન્ન થાય છે. શેષ જીવોનું ત્યાં સ્થાન નથી.

વાયુ અને વનસ્પતિની ઉત્પત્તિ અપૂકાયમાં સંભવે છે

પાંચમો ઉદ્દેશો સમાપ્ત



# શતક ૬ઠ્ઠું : ઉદ્દેશક ૬

## મારણાન્તિક સમુદ્ઘાતીની આહારાદિ

આ પ્રકરણમાં મુખ્ય બે બાબતો છેઃ પૃથ્વીઓ અને પાંચ અનુત્તર વિમાનોની તથા મારણાન્તિક સમુદ્ઘાતની. સાર આ છે :–

પૃથ્વીઓ સાત છે. રત્નપ્રભાદિ અને વિજયાદિ પાંચ અનુત્તર વિમાનો. આ સંબંધી પહેલા હકીકત આવી ગઇ છે. હવે મારણાન્તિક સમુદ્ઘાતથી સમવહત થએલા જીવ સંબંધી હકીકત છે. એનો સાર એ છે કે–

મારણાન્તિક સમુદ્ઘાતથી સમવહત થએલો જીવ જો નિરયાવાસો પૈકીના કોઇ પણ નિરયાવાસમાં જાય તો એવા સમુદ્ઘાત કરનારા કેટલાક જીવો ત્યાં જઇને જ આહાર કરે છે. પરિણમાવે છે ને શરીરને બાંધે છે. જ્યારે કેટલાક જીવ ત્યાંથી પાછા વળી અહિં આવે. અહિં આવીને ફરીથી મારણાન્તિક સમુદ્ઘાતથી સમવહત થઇને નિરયાવાસોમાંના કોઈ પણ એક નિરયાવાસમાં ઉત્પન્ન થઇ આહાર કરે, પરિણમાવે ને શરીર બાંધે છે.

આવી જ રીતે અસુરકુમારોમાં ઉત્પન્ન થનારા માટેના પણ આ પ્રમાણેના બે ભેદ જાણવા.

મારણાન્તિક સમુદ્‌ઘાત વડે સમવહત થઇને પૃથ્વી-કાયના આવાસો પૈકીના કોઇમાં ઉત્પન્ન થવાના હોય તો છેવટનો છેવટે લોકાંત સુધી જાય છે. ત્યાં જનારાઓમાં પણ આહાર કરવામાં પરિણમાવવામાં અને શરીર બાંધ-વામાં તે જીવોના ઉપર પ્રમાણે બે ભેદો છે. કેટલાક ત્યાં જઇને આહારાદિ કરે, ને કેટલાક પાછા વળી અહીં આવી ફરીથી સમુદ્‌ઘાત કરી તે પૃથ્વીકાયિક આવાસોમાંના કોઇ આવાસમાં પૃથ્વીકાયપણે ઉત્પન્ન થઇને આહારાદિ કરે.

બે ઇન્દ્રિયોના આવાસોમાં ઉત્પન્ન થનાર માટે પણ નૈરયિકોની માફક જાણવું, અને તે જ પ્રમાણે પાંચ અનુત્તર વિમાનો પૈકીના કોઈમાં ઉત્પન્ન થવાનો હોય તો પણ એમ જ સમજવું. 卐 ૧૪

---

卐 ૧૪ **મરણ સમુદ્‌ઘાત :** અદમ્ય પુરુષાર્થ શક્તિ વડે લગ-ભગ મૃત્યુંજય જેવા બની ગયેલા મહાપુરુષોને છોડી બીજા સૌને માટે મૃત્યુ અવસ્થા અત્યંત દુઃખદ હોય છે કેમકે જિંદગી-ભરના કર્મોની ચિત્રાવલી મૃત્યુ શય્યા પર પડેલા માણસની સામે જ પ્રત્યક્ષ થતી હોય છે.

બાલ્યકાળની અજ્ઞાન અવસ્થામાં ગદ્ધા પચ્ચીસી જેવી યુવા-અવસ્થામાં અને આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાન ઉત્પન્ન કરનારી પ્રૌઢાવસ્થામા જે કાંઈ અશુભ કર્મો કર્યા હોય તે બધાએ એક પછી એક યાદ આવતા જાય છે અને આપણો જીવાત્મા વીતી ગયેલી ક્ષણો માટે ભયંકર અફસોસ કરતો, કરાયેલા પાપોને માટે પશ્ચાત્તાપ સેવતો, સર્વથા અસહ્ય માનસિક વેદનાઓને ભોગવે છે.

ઋષિ-મહર્ષિઓ કહે છે કે-તે સમયની વેદનાઓ એટલી બધી તીવ્ર હોય છે કે ' બોલવાની ઈચ્છા છે છતા બોલી શકાતુ નથી, પરિવારને કંઈક કહેવાની ઇચ્છા છે છતાં કહી શકાતુ નથી, અને એક બીજાની સામે આંખો ફાડીને જોતો જાય છે તથા ચારે બાજુ વિખરાયેલી પોતાની માયાને ટગર-મગર જોતો જાય છે અને આંખોમાથી પાણી ટપકાવતો જાય છે.

અસહ્ય વેદનાઓ જ્યારે સીમાતીત વધી જાય છે ત્યારે સનેપાતમાં સપડાયેલા જીવની વેદનાને કેવળી ભગવાન સિવાય બીજો કોઇ જાણી શકતો નથી. મરનારને ખબર પડી ગઇ હોય છે કે મારો જીવન-દીપ બુઝાઈ રહ્યો છે. આવી સ્થિતિમાં સર્વથા લાચાર બની ગયેલા આત્માને સંસારનો કોઇ પણ માણસ દુઃખ-મુક્ત કરી શકતો નથી.

કર્મોની તીવ્રતા હોય અને વેદના અસહ્ય બની ગઈ હોય ત્યારે તે અવસ્થાને ' મરણ સમુદ્ઘાત ' કહેવાય છે. ભવાંતરને માટે બેડી જેવું આયુષ્યકર્મ બધાયુ ન હોય તો મૃત્યુ સમયે પણ બાંધ્યા વિના છુટકારો નથી.

ત્યારે જ તો મરણ પામતા ઘણા જીવોને આપણે જોઇએ છીએ કે–જીવનનો દીપક બુઝાવવાની અણી પર જ આંખના પલકારે શ્વાસમાં અવરોધ આવે છે અને આસપાસના માણસો નિર્ણય કરી લે છે કે–'ભાઈ મરી ગયા' અને થોડીવાર પછી તરત જ શ્વાસ પાછો ચાલતો જોઇએ છીએ ત્યારે આપણી માન્યતા ખોટી પડે છે. આમાં ગમે તે થતું હશે? પણ થાય છે જરૂર.

ત્યારે કેવલી ભગવંતના શાસનના આધારે જ આપણને ખબર પડે છે, આયુષ્યકર્મને ઉપાર્જ્યા પછી પોતાને જ્યાં જન્મ લેવો છે, તે સ્થાનને આ આત્મા મરણ સમુદ્ઘાત વડે જોઈ આવે છે અને પાછો મૂળ શરીરમાં આવીને શેષ રહેલી અશાતાને ભોગવતો આ ભવનો છેલ્લો શ્વાસ પૂર્ણ કરી જે સ્થાને જન્મવું છે, ત્યાં તે જ સમયે અથવા વધારેમાં વધારે ચાર સમયે પહોંચી જાય છે. અને આહાર ગ્રહણ કરી ભોજનને પચાવી આવતા ભવમાં ધારણ કરવાના શરીરનું નિર્માણ કરવામાં લાગી જાય છે

આમ એક ભવની માયાને ન છૂટકે છોડવી પડે છે અને બીજા ભવની માયા માટેનો શ્રીગણેશ મંડાય છે. સારાંશ કે–કર્મસત્તાની આગળ સર્વથા રાંક બની ગયેલો આત્મા પોતે સર્વથા પરવશ બની કર્મોના નાટકો રચ્યા કરે છે.

મહાપુણ્યોદયના યોગથી મેળવેલા મનુષ્યભવમાં આ સંસારની માયા લપસણી ભૂમિ જેવી હોય છે જેમકે વિના પરિશ્રમે કરોડાધિપતિ થવાની ભાવનાવાળો માણસ મુંબઈના સટ્ટા બજારમાં

આવે છે. પ્રારંભમાં તો લપસણી ભૂમિ જેવો આ સટ્ટાબજાર કંઈક ફાયદો કરાવી આપે છે અને પછી તો....શકુનિની સાથે જુગાર રમવા માટે બેઠેલા યુધિષ્ઠિરની જેમ એક પછી એક દાવ હારતો જાય છે. તેમ આત્મા પણ દુર્બુદ્ધિવશ અસદ્ વિવેકનો સ્વામી બનીને સમુદ્રના પાણીના એક ટીપા જેટલું મેળવે છે અને ઘણું બધું હારી જાય છે. અને છેવટે પૂર્વભવના કરેલા સત્કર્મો, સાધુસેવા, દાન, પુણ્ય આદિને સંસારની માયાજાળમાં બધુએ ગુમાવી દે છે અને છેવટે દુર્ગતિના મહાગર્તમાં પડી સબડ્યા કરે છે

**૬ઠો ઉદ્દેશો સમાપ્ત**



# શતક ૬ઠું : ઉદ્દેશક—૭

## જુદા જુદા અનાજની યોનિ કયાં સુધી રહે :

આ ઉદ્દેશકમાં જુદી જુદી જાતના ધાન્યની યોનિ સચિત કયાં સુધી રહી શકે તે બતાવ્યા પછી ગણનીય-કાળ અને ઉપમેયકાળનું વર્ણન કર્યું છે. સાર આ છે:—

કોઠારમાં ભરેલો, વાંસના પાલામાં ભરેલો, માચામાં માળામાં રાખેલ, છાણથી લીપેલા, ઢાંકેલા, એમ અત્યંત સંભાળપૂર્વક રાખેલ શાલી, વ્રીહિ, ઘઉં, યવ અને યવ-યવની યોનિ ઓછામા ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ત્રણ વર્ષ સુધી કાયમ રહે. તે પછી તે યોનિ મ્લાન થાય, નાશ પામે, તે બીજ અબીજ થાય.

ઉપર પ્રમાણે જ સંભાળી રાખેલ કલાય, મસૂર, તલ, મગ, અડદ, વાલ, કળથી, ચોખા, તુવેર અને ગોળ ચણા એ ધાન્યોની યોનિ વધારેમાં વધારે પાંચ વર્ષ રહે.

તેવી જ રીતે અલસી, કુસુંભ, કોદ્રવા, કાંગ, બરટ-બંટી—એક પ્રકારની કાંગ, એક પ્રકારના કોદ્રવા, શણ,

સરસવ અને એક જાતનાં શાકનાં બી—એની યોનિ વધારેમાં વધારે સાત વર્ષ રહે.

આ પછી ગણનીય કાળ બતાવ્યો છે, તે આ પ્રમાણે— ૧૫

૧૫ ઉપમેયકાળની ગણત્રી : તીક્ષ્ણ શસ્ત્ર દ્વારા કે સોયના અગ્રભાગ દ્વારા ન ભેદી શકાય તે પરમાણુને સર્વ પ્રમાણોની આદીભૂત પ્રમાણ કહે છે તે આ પ્રમાણે :—

| | |
|---|---|
| અનંત પરમાણુના સમુદાય બરાબર | ૧ ઉત્શ્લક્ષ્ણ શ્લેક્ષ્ણિકા |
| ૮ ઉત્શ્લક્ષ્ણ શ્લેક્ષ્ણિકા | ૧ શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા |
| ૮ શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા | ૧ ઉર્ધ્વરેણુ |
| ૮ ઉર્ધ્વરેણુ | ૧ ત્રસરેણુ |
| ૮ ત્રસરેણુ | ૧ રથરેણુ |
| ૮ રથરેણુ | ૧ દેવકુરુ કે ઉત્તરકુરુ યુગલિકોનું વાળાગ્ર |
| ૮ વાળાગ્ર | ૧ હરિવર્ષ કે સમ્યક્ યુગલિકનુ વાળાગ્ર |
| ૮ વાળાગ્ર | ૧ હૈમવત, ઐરવત યુગલિકનું વાળાગ્ર |
| ૮ વાળાગ્ર | પૂર્વ મહાવિદેહ યુગલિકનું વાળાગ્ર |

| | |
|---|---|
| ૮ વાળાગ્ર | ૧ લિક્ષા |
| ૮ લિક્ષા | ૧ યૂકા (જૂ) |
| ૮ યૂકા | ૧ જવ મધ્ય |
| ૮ જવમધ્ય | ૧ અંગૂલ |
| ૬ અંગૂલ | ૧ પાદ |
| ૧૨ અંગૂલ | ૧ વેંત |
| ૨૪ અંગૂલ | ૧ હાથ |
| ૪૮ અંગૂલ | ૧ કુક્ષિ |
| ૯૬ અંગૂલ | ૧ દંડ, ધનુષ્ય, યુગ-નાલિકા |
| ૨૦૦૦ ધનુષ્ય | ૧ ગાઉ |
| ૪ ગાઉ | ૧ યોજન |

આનાથી આગળનું કોષ્ટક બીજે અપાઈ ગયું છે.

**૭મો ઉદ્દેશો સમાપ્ત**



# શતક ૬ઠું : ઉદ્દેશક—૮

## પૃથ્વીની નીચે શું છે?

આ પ્રકરણમાં પૃથ્વીઓની નીચે શું છે? આયુષ્યના બંધના પ્રકારો, લવણસમુદ્રનો સ્વભાવ એ વગેરે બાબતો છે. સાર આ છે:—

અહીં પૃથ્વી ૮ બતાવી છે. રત્નપ્રભાથી લઇને ઇષત્ પ્રાગ્ભારા. રત્નપ્રભાની નીચે ગૃહો કે ગૃહાપણો, ગ્રામો કે સન્નિવેશો, બાદર અગ્નિકાય, ચંદ્ર કે તારાઓ, ચંદ્રનો પ્રકાશ કે સૂર્યનો પ્રકાશ નથી, પણ મોટા મેઘો સંસ્વેદે છે, સંમૂર્ચ્છે છે ને વરસાદ વરસે છે. બાદર સ્તનિત શબ્દો છે અને તે ક્રિયા દેવ, અસુર કે નાગ પણ કરે છે.

બીજી અને ત્રીજી પૃથ્વીમાં પણ એમ જ છે, ફરક એટલો છે કે ત્રીજી પૃથ્વીમાં ઉપરની ક્રિયા દેવ કરે, અસુર કરે પણ નાગ ન કરે. ચોથી પૃથ્વીમાં એકલો દેવ કરે, એ પ્રમાણે બધી નીચેની પૃથ્વીઓમાં સમજવું. દેવ કરે, એમ અસુર કે નાગ ન કરે.

સૌધર્મ અને ઇશાનકલ્પની નીચે ગૃહો કે ગૃહાપણો નથી પણ મહામેઘો છે, એ મેઘોને દેવ—અસુર કરે, પણ

નાગ ન કરે. એજ પ્રમાણે સ્તનિત શબ્દ માટે પણ જાણવું. ત્યાં બાદર પૃથ્વીકાય કે બાદર અગ્નિકાય નથી. ચંદ્ર વગેરે ગ્રામાદિ નથી.

એ પ્રમાણે સનત્કુમાર અને મહેન્દ્ર દેવલોકમાં પણ જાણવું. વિશેષ એ કે ત્યાં એકલો દેવ કરે, એ પ્રમાણે બ્રહ્મલોકમાં અને બ્રહ્મલોકની ઉપર પણ જાણવું.

**આયુષ્યબંધના પ્રકાર :** આયુષ્યનો બંધ છ પ્રકારનો છે. ૧ જાતિનામ નિધત્તાયુ, ૨ ગતિનામ નિધત્તાયુ, ૩ સ્થિતિનામ નિધત્તાયુ, ૪ અવગાહના નામ નિધત્તાયુ, ૫ પ્રદેશનામ નિધત્તાયુ અને ૬ અનુભાગ નામ નિધત્તાયુ.

જીવો ઉપર્યુક્ત આયુષ્યવાળા હોય છે, આ ઉપર થોડા પ્રશ્નોત્તર છે. પરંતુ તે લગભગ સરખા જેવા છે. મતલબ એ છે કે જીવો જાતિનામ નિધત્ત છે, યાવત્ અનુભગનામ નિધત્તાયુષ છે. એ બાર દંડક છે.

**લવણ સમુદ્રનો સ્વભાવ :** લવણ સમુદ્ર ઉછળતા પાણીવાળો ક્ષુબ્ધ પાણીવાળો છે, પણ સમજલવાળો કે અક્ષુબ્ધ પાણીવાળો નથી. (આ સંબંધી જીવાભિગમ સુત્રમાં વિશેષ કહ્યું છે.) બહારના સમુદ્રો પૂર્ણ, પૂર્ણ પ્રમાણ-વાળા, છલકતા અને સમભર ઘટપણે રહે છે. સંસ્થાનથી

એક પ્રકારના સ્વરૂપવાળા, વિસ્તારથી અનેક પ્રકારના સ્વરૂપવાળા, દ્વિગુણ, દ્વિગુણ પ્રમાણ યાવત્ આ તિર્યગ્-લોકમાં અસંખ્યેય દ્વીપસમુદ્રો, સ્વયંભૂરમણ સમુદ્રના છેડાવાળા કહ્યા છે.

એ દ્વીપસમુદ્રનાં નામો, લોકમાં જેટલા શુભનામ, શુભરૂપ, શુભગંધ, શુભરસ, શુભસ્પર્શ છે એટલાં છે. એવા શુભ નામો એ દ્વીપસમુદ્રોનાં છે. એ પ્રમાણે ઉદ્ધાર, પરિણામ ને ઉત્પાદ જાણવો.

આઠમો ઉદ્દેશો સમાપ્ત



# શતક ૬ઠ્ઠું : ઉદ્દેશક—૯

## કર્મ તથા દેવનું વિકુર્વણ

આ પ્રકરણમાં કર્મ અને જીવ, દેવની વિકુર્વણશક્તિ અને બીજા દેવને જાણવો જોવો, એ બાબતો છે. સાર આ છેઃ—

જ્ઞાનાવરણીયકર્મને બાંધતો જીવ છ પ્રકારે, સાત પ્રકારે ને આઠ પ્રકારે પણ બાંધે છે. (અહીં પ્રજ્ઞાપના સૂત્રનો બંધ ઉદ્દેશક જાણવો )

મહર્ધિક દેવ બહારનાં પુદ્ગલોને ગ્રહણ કરીને એક વર્ણવાલા અને એક આકારવાળા સ્વશરીર વિગેરેનું વિકુર્વણ કરવા સમર્થ છે. અને તે દેવલોકમાં રહેલા પુદ્ગલોને ગ્રહણ કરીને વિકુર્વણ કરે છે. એ પ્રમાણે ૧. એક વર્ણવાળા એક આકારને, ૨. એક વર્ણવાળા અનેક આકારને, ૩. અનેક વર્ણવાળા એક આકારને અનેક અનેક વર્ણવાળા અનેક આકારને વિકુર્વણ કરવા શક્ત છે.

આવી જ રીતે કાળા પુદ્ગલને નીલ પુદ્ગલપણે અને નીલપુદ્ગલને કાળા પુદ્ગલપણે પરિણમાવવામાં પણ બહારનાં પુદ્ગલોનું ગ્રહણ કરવું જ જોઇએ. એટલે જે હેતુ ઉપર બતાવ્યો છે, તે હેતુ અહિં પણ છે.

જેમ વર્ણનું-રંગનું પરિવર્તન, તેમજ ગંધ, રસ, સ્પર્શના, પરિવર્તન માટે ગુરુક, લઘુક, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રુક્ષ આદિ પરિવર્તનો માટે પણ જાણવું, અર્થાત્ બહારનાં પુદ્ગલોનું ગ્રહણ કરીને કરી શકે છે.

૧. અવિશુદ્ધ લેશ્યાવાળો અનુપયુક્ત આત્મા વડે અવિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૨. અવિશુદ્ધ લેશ્યાવાળો અનુપયુક્ત આત્મા વડે વિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૩. અવિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુક્ત આત્મા વડે અવિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૪. અવિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુક્ત આત્મા વડે વિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૫. અવિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુક્તાનુપયુક્ત આત્મા વડે અવિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૬. અવિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુક્તાનુપયુક્ત આત્મા વડે વિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૭. વિશુદ્ધ લેશ્યાવાળો અનુપયુક્ત આત્મા વડે અવિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૮. વિશુદ્ધ લેશ્યાવાળો અનુપયુક્ત આત્મા વડે વિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૯. વિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુકત આત્મા વડે અવિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૧૦. વિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુકત આત્મા વડે વિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૧૧. વિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુકતાનુપયુકત આત્મા વડે અવિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

૧૨. વિશુદ્ધ લેશ્યાવાળો ઉપયુકતાનુપયુકત આત્મા વડે વિશુદ્ધ લેશ્યાવાળા દેવ વગેરેને જાણે અને જુએ.

નવમો ઉદ્દેશો સમાપ્ત.



# શતક ૬ઠ્ઠું : ઉદ્દેશક–૧૦

જીવ :

આ ઉદ્દેશકમાં જીવોનું સુખ–દુઃખ, જીવ જીવનું પ્રાણધારણ, તેમજ ભવ્યો, એકાંત દુઃખવેદન, આત્મ દ્વારા પુદ્ગલોનું ગ્રહણ અને કેવલી–એ બાબતો છે. સાર આ છે.

કોઇ કહે છે કે રાજગૃહમાં જેટલો જીવો છે એટલા જીવોને બોરના ઠળીયા, વાલ, ચોખા, અડદ, મગ, જૂ, અને લીખ જેટલું પણ સુખ–દુઃખ કાઢીને કોઇ બતાવવા સમર્થ નથી, પરંતુ મહાવીરસ્વામી કહે છે કે સર્વલોકમાં પણ સર્વ જીવોને કોઇ સુખ–દુઃખ કાઢીને બતાવવા સમર્થ નથી.

જીવ નિયમે ચૈતન્ય જીવ છે અને જીવ ચૈતન્ય પણ નિયમે જીવ છે.

નૈરયિકો નિયમે જીવ છે, પણ જીવ તો નૈરયિક પણ હોય, અનૈરયિક પણ હોય. અસુરકુમાર નિયમે જીવ છે, ને જીવ તો અસુરકુમાર યે હોય અને ન પણ હોય. યાવત્ વૈમાનિક સુધી એમ જાણવું.

પ્રાણ ધારણ કરે તે નિયમે જીવ કહેવાય, પણ જે જીવ હોય તે પ્રાણ ધારણ કરે યે ખરો, ને ન પણ કરે.

નૈરયિક નિયમે પ્રાણ ધારણ કરે, પણ પ્રાણ ધારણ કરનાર નૈરયિક યે હોય અને અનૈરયિક પણ હોય—યાવત્ વૈમાનિક સુધી.

**સુખ—દુ:ખનો અનુભવ** –ભવસિદ્ધિક ભવ્ય નૈરયિક પણ હોય, તે અનૈરયિક પણ હોય તથા નૈરયિક ભવ-સિદ્ધિક પણ હોય અને અભવસિદ્ધિક પણ હોય—એ પ્રમાણે વૈમાનિક સુધી.

કેટલાકો એમ જે કહે છે કે—સર્વ પ્રાણો—ભૂતો—જીવો સત્ત્વો એકાત દુ:ખરૂપ વેદનાને વેદે છે, તે ખોટું છે. કેટલાક પ્રાણો, ભૂતો—જીવો—સત્ત્વો એકાંત દુ:ખરૂપ વેદ-નાને વેદે છે, અને કદાચિત્ સુખને વેદે છે. કેટલાક એકાંત સુખરૂપ વેદનાને વેદે છે, અને કદાચિત્ દુ:ખને વેદે છે. કેટલાક વિવિધ પ્રકારે વેદનાને વેદે છે, એટલે કે કદાચિત્ સુખને વેદે છે, ને કદાચિત્ દુ:ખને વેદે છે પહેલી કોટીમાં નૈરયિકો છે, બીજી કોટીમાં ભવનપતિઓ, વાન-વ્યંતરો, જ્યોતિષ્કો અને વૈમાનિકો છે, અને ત્રીજી કોટીમાં પૃથ્વીકાયથી માંડી યાવત્ મનુષ્ય સુધીના જીવો આવી જાય છે.

નૈરયિકો આત્મશરીર ક્ષેત્રાવગાઢ પુદ્ગલોને આત્મ દ્વારા ગ્રહણ કરી આહરે છે—ખાય છે, તેઓ અનંતરક્ષેત્રાવગાઢ

પુદ્ગલોને આત્મ દ્વારા ગ્રહણ કરી આહરતા નથી, તેમ પરંપરાક્ષેત્રાવગાઢ પુદ્ગલોને આત્મ દ્વારા ગ્રહણ કરી આહરતા નથી. એવી રીતે વૈમાનિકો સુધી જાણવું.

કેવલી ભગવાન સર્વત્ર મિત-અમિત બધું જાણે છે. માટે તેઓ ઈન્દ્રિયો દ્વારા જાણતા-જોતા નથી, પણ જ્ઞાનથી જાણે જૂએ. કેવલીનું દર્શન નિર્વૃત છે.

**દશમો ઉદ્દેશક સમાપ્ત**

જગત્પૂજ્ય, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય, સ્વ ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના શિષ્ય શાસન દીપક, મહાન લેખક, વક્તા, કવિ, સંગીતકાર, સ્વ. શ્રી વિદ્યાવિજયજી મહારાજ જિંદગીની છેલ્લી ક્ષણ સુધી શાસનની સેવા અને સમાજની ચિંતામગ્ન હતાં.

સંસ્થાઓનાં સંચાલનમાં પૂર્ણ મસ્ત હોવા છતાં પણ ભગવતી સૂત્રના છ શતક સુધી તેઓ લેખન કાર્ય કરી શકયા હતાં. આથી તેઓ આગમના પણ જ્ઞાતા હતા. પાંચ શતક સુધીનો પ્રથમ ભાગ બહાર પડી ચૂકયો છે. જ્યારે બીજા ભાગમાં ૬ઠું શતક જેના ઉપર તેમના શિષ્ય પંન્યાસજી શ્રી પૂર્ણાનંદ-વિજયજી (કુમારશ્રમણ) મહારાજે પોતાની અલ્પમતિ અનુસાર યથાશકય વિવેચન કરી આ શતક પૂર્ણ કર્યું છે.

॥ સર્વે જીવાઃ સુખિનઃ સન્તુ ॥

**卐 ૬ઠું શતક સમાપ્ત 卐**

# શતક ૭મું : ઉદ્દેશક—૧

આ સાતમા શતકમાં અનુક્રમે દશ ઉદ્દેશાઓ છે, અને તેમાં નીચેના વિષયો આવે છે

૧ આહાર, આહારક અને અનાહારક. ૨ અપ્રત્યાખ્યાન. ૩ સ્થાવર વનસ્પતિનું કથન. ૪ સંસારી જીવની વક્તવ્યતા. ૫ પક્ષી સંબંધી ૬ આયુષ્ય સંબંધી ૭ સાધુઓની ચર્ચા. ૮ છદ્મસ્થ જીવો. ૯ પ્રમાદી સાધુ. ૧૦ કાલોદાયી આદિ અન્ય તીર્થિકોના પ્રશ્નો.

**પ્રશ્ન—હે** પ્રભો ! જીવ કયા સમયે આહાર વિનાનો હોય છે?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે–જીવમાત્રને બે પ્રકારના આહાર હોય છે. અનાભોગનિવર્તિત આભોગનિવર્તિત. તેમાં ઉત્પત્તિના પ્રથમ સમયથી જીંદગીના છેલ્લા શ્વાસ સુધી અનિચ્છાએ ઔદારિકાદિ પૌદ્ગલિક આહાર થતો રહે છે, તે અનાભોગિક આહાર કહેવાય છે જ્યારે બીજા પ્રકારનો આહાર ઇચ્છાપૂર્વક થાય છે. ઋજુગતિથી બીજા શરીરને ધારણ કરવા માટે પહેલાનું ચાલુ શરીર છોડવું અને બીજા શરીર માટે આહાર લેવો તે બંને એક જ સમયમાં થાય છે માટે એકની ઋજુગતિમાં સંસારી જીવ અનાહારક નથી અને સિદ્ધનો જીવ અનાહારક છે.

પરંતુ વક્રગતિથી ભવાંતર કરવા માટે બે સમય લાગે ત્યારે પહેલો મમય અનાહારક, બે વક્રગતિ કરવી પડે તો જીવને સ્વસ્થાને ઉપજતાં ત્રણ સમય લાગે તેમાં પહેલાના બે સમય અનાહારક અને ત્રણ વક્રગતિએ ચાર સમય લાગે. ત્યારે પહેલાના ત્રણ સમય અનાહારક એટલા આહાર વિનાના હોય છે.

ત્રણ સમયમાં વિગ્રહગતિ આ પ્રમાણે થશે. ત્રસ નાડીની બહાર વિદિશામા રહેલો કોઇ જીવ જ્યારે અધોલોકથી ઊર્ધ્વલોક ત્રસ નાડીની બહાર વિદિશામાં ઉત્પન્ન થાય, ત્યારે તે અવશ્ય પ્રથમ સમયે વિશ્રેણીથી સમશ્રેણિમા આવશે. બીજા સમયે ત્રસ-નાડીમા પ્રવેશ કરશે, ત્રીજા સમયે ઊર્ધ્વલોકમાં જશે અને ચતુર્થ સમયે લોકનાડીથી બહાર થઈ ઉત્પત્તિ સ્થાને ઉપજશે. અહીં આદિના ત્રણ સમય વિગ્રહગતિના સમજવા

જે નારકાદિ ત્રસ જીવો મરીને ત્રસ યોનિમાં ઉત્પન્ન થાય, તેનુ ત્રસ નાડીથી બહાર જવું આવવું ન થાય, માટે ત્રીજા સમયે તે જીવો અવશ્ય આહારક હોય છે.

જેમ કે કોઇ મત્સ્યાદિ ભરતક્ષેત્રના પૂર્વભાગથી ઐરવતક્ષેત્રના પશ્ચિમ ભાગની નીચે નરકમા ઉત્પન્ન થાય તે જીવો એક સમયે ભરતના પૂર્વભાગથી પશ્ચિમભાગ તરફ જાય. બીજા સમયે ઐરા-વતના પશ્ચિમભાગ તરફ જાય, અને ત્રીજા સમયે નરકભૂમિમાં જાય ઉત્પન્ન થવાના પ્રથમ સમયે અને ભવના છેલ્લા સમયે જીવો અલ્પાહારવાળા હોય છે.

પ્રશ્ન—ઉપાશ્રયમાં સામાયિક કરનાર શ્રાવકને શું ઐર્યાપથિકી ક્રિયા લાગે? કે સાપરાયિકી ક્રિયા લાગે?

મન, વચન અને કાયામાં વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમને લઈને શુભ કે અશુભ જે કાંઈ પરિસ્પંદન (હીલચાલ) થાય છે તે ક્રિયા કહેવાય છે.

રાગદ્વેષનો સર્વથા ક્ષય થયા પછી અથવા આત્માની તેવા પ્રકારની વીતરાગ અવસ્થા પ્રાપ્ત થયા પછી તે મહાપુરુષોની

ક્રિયા ઐર્યાપથિકી કહેવાય છે શેષ જીવોની ક્રિયા સાંપરાયિકી કહેવાય છે.

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે–શ્રાવક ગમે તેવો ત્યાગી, તપસ્વી કે વ્રતધારી હોય તો પણ તે ગૃહસ્થાશ્રમી છે અને ગૃહસ્થાશ્રમી સર્વદા પત્ની, પુત્ર, પૌત્ર, વ્યાપાર અને સંસારના વ્યવહારોથી ઓતપ્રોત હોય છે. માટે તેનો આત્મા કષાય ભાવવાળો હોવાથી તેને સાંપરાયિકી ક્રિયા લાગે છે.

સંપરાયનો અર્થ કષાય છે. જેનાથી સંસારની વૃદ્ધિ થાય, ભવ પરંપરા વધવા પામે અને અનેક જીવો સાથે વૈર–વિરોધ કરાવે, તે કષાય કહેવાય છે.

ક્રોધ, માન, માયા, લોભ આ ચાર કષાય છે, ક્રોધ ઉપર કાબૂ મેળવવો કદાચ સહેલો હોઈ શકે છે પરંતુ માન અજગર જેવો હોવાથી ભયંકર છે જ્યારે માયાને નાગણ જેવી કહી છે અજગરને વશ કરવો સહેલો છે, પણ નાગણને વશ કરતાં ભલભલા ગોથા ખાઈ જાય છે અને લોભને રાક્ષસની ઉપમા આપી છે સંસારમાં જેટલા પાપો છે, તેનો બાપ લોભ છે જેની સત્તા ઠેઠ દશમા ગુણસ્થાનકે પણ વિદ્યમાન છે, માટે જ શ્રમણોપાસક ગૃહસ્થી હોવાના કારણે કષાયોથી યુક્ત હોવાના કારણે ઇચ્છાએ કે અનિચ્છાએ પણ સાંપરાયિકી ક્રિયાનો સ્વામી બનશે. જો કે બધાએ કાળમાં તેને કષાયો હોતા નથી છતાં પણ તેનું ખાવું, પીવું, સુવું, ઉઠવું, લખવું અને બોલવું પ્રાયઃ કષાયજન્ય જ હોય છે. પ્રાયઃ કરીને શ્રાવકની પ્રવૃત્તિ કષાયભાવવાળી જ હોય છે

ઘડીભર માની લઇએ કે શ્રાવક ઘણી પ્રવૃત્તિઓમાં ક્રોધ નથી કરતો. ત્યાં પણ માન–અભિમાન કે મદની માત્રા તો જરૂર

હોય છે કેમકે તે સમયે પણ શ્રમણોપાસક પોતાની ક્રિયા પ્રત્યે, પોતાને આવડતાં સૂત્રો પ્રત્યે, બીજાને કાંઈ પણ ન આવડતુ હોય તેના પ્રત્યે અંદર-અંદર અભિમાનની માત્રા જરૂર દૃષ્ટિગોચર થશે 'હું છું તો આ ગામમાં થોડી ઘણી ધર્મપ્રવૃત્તિ દેખાય છે મારી જેવી સ્નાત્રપૂજા બીજાને કોને ભણાવતાં આવડે છે. મારા જેવા સ્પષ્ટ સૂત્રો કોને બોલતાં આવડે છે.' આવી ભાષા ઉપરથી અંદરનો અહંકાર જરૂર દેખાઈ આવે છે

કદાચ કોઈ ભાગ્યશાળીને આટલું અભિમાન નહીં હોય તો એ પ્રતિક્રમણ કરતાં પોતાની શિથિલતાને-પ્રમાદને પ્રમાદયુક્ત ક્રિયાને છુપાવવાની ભાવના દેખાઈ આવે છે. પોતે ભલે ઊંઘતો ઊંઘતો પ્રતિક્રમણ કરતો હોય પણ તે વાતને છૂપાવવા ઢોંગ એવો રચશે કે ભાઈ સાહેબ ધ્યાનમા-એકાગ્ર બેઠા છે

જ્યારે અમુકમાં લોભના દર્શન વિશેષ થશે. હું ટ્રસ્ટી છું માટે મારો હક્ક આગળ બેસવાનો છે. પ્રતિક્રમણમાં પણ હવા-વાળી બારી પાસે બેસીશ. અમુક સૂત્રો બોલવા માટે સાધુ-મુનિરાજોએ મને આદેશ આપવો જ જોઈએ આ પ્રમાણે સત્તામાં પડેલો લોભ સાફ સાફ દેખાઈ આવશે. માટે જ ભગવતી સૂત્રમાં કહ્યું છે કે-શ્રમણોપાસકને સાંપરાયિકી ક્રિયા જ હોય છે.

કષાયભાવ જ આત્માને માટે અધિકરણ છે. જો કે તલવાર, બંદુક, છરી, લાકડી, કલમ, જીભ આદિ શસ્ત્રો પણ અધિકરણ જ કહેવાય છે. પણ તેનાથી દ્રવ્ય હિંસા થાય છે જ્યારે કષાયો એ ભાવ હિંસાનુ કારણ છે કારણ કે તેનાથી આત્માના ગુણો દયા, સરળતા, નમ્રતાનો જ નાશ થશે. દ્રવ્ય હિંસા કરતાં ભાવ હિંસા અતિ ભયંકર અને ખતરનાક છે.

આટલું સ્પષ્ટ જ્ઞાન થયા પછી શ્રમણોપાસક શ્રાવક–શ્રાવિકાએ સમ્યગ્જ્ઞાનમાં પોતાનું મન પરોવીને ૪૮ મિનિટને માટે સામાયિકમાં પોતાની ઇન્દ્રિયોને વશમાં કરી, મૌન વ્રતનુ પાલન કરી કોઇની સાથે વાતો કરવાનું છોડી એક જ આસને સ્થિર થઇ ધ્યાનમાં બેસશે તો ઘણા કષાયભાવોથી બચી શકશે કેમ કે કષાયોને છોડવા, પ્રમાદનો ત્યાગ કરવા અને નિસ્પૃહભાવ અનાસક્તિ કેળવવા માટે જ સામાયિક કરવાની હોય છે.

પ્રશ્ન—કોઇ શ્રમણોપાસકે (શ્રાવકે) 'ત્રસ જીવોને ન મારવા' આવું પ્રત્યાખ્યાન લીધા પછી પૃથ્વીને ખોદતાં કે ખેડતાં ત્રસ જીવો મરી જાય તો તેના પ્રત્યાખ્યાનમાં–પ્રતિજ્ઞામાં અતિચાર લાગશે ?

કોઇએ વનસ્પતિની હત્યા ન કરવી આવુ પ્રત્યાખ્યાન લઇને પણ પૃથ્વીકાય ખોદતાં વૃક્ષના મૂળને છેદી નાખે, તોડી નાખે તો તેના પ્રત્યાખ્યાનમાં અતિચાર લાગશે ?

આ બંને પ્રશ્નોનો જવાબ આપતાં ભગવાને ફરમાવ્યું કે, ક્રિયા થવા છતાં પણ લીધેલી પ્રતિજ્ઞામાં અતિચાર લાગતો નથી. કારણ કે સૌ પહેલા તો શ્રાવકને સંકલ્પ પૂર્વક જીવહિંસા ન કરવી, આ પ્રમાણેની પ્રતિજ્ઞા હોય છે. અને લીધેલી પ્રતિજ્ઞા પાળવા શ્રાવક સચેત હોય છે તેમજ ત્રસજીવોને કે વનસ્પતિને મારવાનો સંકલ્પ છે જ નહિ, માટે તેને અતિચાર લાગતો નથી સારાંશ કે પરિણામે બંધ હોય છે. ક્રિયા કરતાં આત્માના જેવા પરિણામ હોય છે તેવો જ કર્મોનો બંધ પડે છે

બાળકને રમાડતાં બાળક હાથમાંથી પડી ગયું અને મરી ગયું છતાં તેમાં હત્યાનો ઇરાદો જરા પણ નહીં હોવાથી તે માણસ નિરપરાધી છે અને તેના ઉપર કેસ ચાલતો નથી.

જ્યારે મારી નાખવાના ઈરાદાથી હાથમાં તલવાર લઈને બીજા માણસની પાછળ દોડનારે હજુ તેણે તલવાર મારી નથી છતાંએ પોલીસ તેને હત્યાનો ઈરાદો સ્પષ્ટ હોવાથી પકડી લેશે અને અપરાધી તરીકે કસ્ટડીમાં પૂરી દેશે.

એજ પ્રમાણે હૃદયમાં દયાભાવ છે, જીવન અહિંસામય છે, લીધેલા વ્રતો પ્રત્યે પૂરી સાવધાની છે તે સાધક નિરતિચાર છે અને કર્મથી લેપાતો નથી.

પ્રશ્ન—પંચ મહાવ્રતધારી મુનિરાજોને તથા સાધ્વીજી મહારાજોને પ્રાસુક ( નિર્જીવ ) એષણીય ( દોષરહિત ) અન્ન-પાણી આપનાર શ્રાવકને શું ફળ મળશે ?

જવાબમાં ભગવાન મહાવીરે કહ્યું કે—શ્રમણોને અન્ન-પાણી આપનાર શ્રાવકને સમાધિ પ્રાપ્ત થાય છે. સારાંશ કે મુનિરાજોને આહાર-પાણી આપવાથી, તેમને ગોચરી માટેના ઘરો બતાવવાથી અને વૈયાવચ્ચ-સેવા કરવાથી આવતા ભવમા આવા પવિત્રતમ કાર્યો કરનાર ભાગ્યશાળી શ્રાવકને સમાધિ, સમતા, શાંતિ, સંતોષ પ્રાપ્ત થાય છે.

મુનિરાજોને ગોચરી-પાણી આપનાર શ્રાવકને નીચેની વસ્તુઓ પ્રાપ્ત થાય છે.

(૧) જીવનનિર્વાહ માટે પરિશ્રમ કરી મેળવેલા દ્રવ્ય પ્રત્યે ત્યાગની ભાવના પ્રગટે છે. મુનિરાજોને દાન આપવાની ભાવના જાગે છે અને સતકાર્યોમા ધનનો વ્યય થાય છે.

(૨) અન્ન-વસ્ત્ર આદિ દુસ્ત્યાજ્ય હોય છે તેને પણ ત્યાગવાની ભાવના થાય છે અને શ્રદ્ધાપૂર્વક સાત ક્ષેત્રોમાં પોતાના દ્રવ્યને વાપરે છે.

(૩) અનંત સંસારમાં પરિભ્રમણ કરતાં જે અમૂલ્ય વસ્તુઓ પહેલા કદિય પ્રાપ્ત કરી નથી તે મુનિરાજોના સંપર્કમાં આવતાં જ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન મેળવીને પુણ્યાનુબંધી પુણ્યના પ્રતાપે છેવટે સમ્યક્ચારિત્ર અને કેવળજ્ઞાન મેળવવા પણ સમર્થ બને છે.

**પ્રશ્ન**—એક સ્થાનથી બીજા સ્થાને જવા માટે ગતિ (ગમન) કર્માધીન જ હોય છે. ત્યારે શૈલેશીકરણ કર્યા પછી સિદ્ધગતિને પામવાવાળા સિદ્ધના જીવો મોક્ષમાં જવા માટે કઈ ગતિએ જશે?

યથાર્થવાદી ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે—નિઃસંગ, નિરાગ, ગતિ પરિણામ, બંધ વિચ્છેદ અને પૂર્વ પ્રયોગ, આ પાંચે કારણે ગતિ હોય છે. નિઃસંગ અને નિરાગથી ગતિ આ પ્રમાણે થાય છે. જેમ પાણી ઉપર તરવાના સ્વભાવવાળા, છિદ્ર વિનાના સૂકાએલા તુંબડા ઉપર આઠ વાર માટીનો જાડો લેપ કરી દેવામાં આવ્યા પછી ખૂબ ભારી બનેલું તે તુંબડું પોતાની મેળે જ પાણીના તળીએ જઈને બેસી જશે ત્યાં રહેતાં પાણીના સંગથી જેમ જેમ તે માટી ધોવાતી જશે-તુંબડાથી અલગ પડતી જશે તેમ તેમ તે તુબડું પાછો પોતાનો મૂળ સ્વભાવ પ્રાપ્ત કરતુ જશે અને જ્યારે તે માટી સર્વથા તુબડાથી અલગ થઈ જશે ત્યારે તે નિઃસંગ અને નિરાગ થવાથી પોતાની મેળે પાણી ઉપર આવી જાય છે તેમ આ જીવાત્મા પણ અનાદિકાળના કર્મોના સંગથી તેમજ તેના રાગથી સર્વથા છુટો થયા પછી પોતાની મેળે જ સંસાર સમુદ્રથી સર્વથા અલગ થઈને સિદ્ધશિલા ઉપર આરોહણ કરી ત્યા જ બિરાજમાન થાય છે.

૩. ગતિ પરિણામથી

છએ દ્રવ્યોમાં જીવ અને પુદ્ગલની જ ગતિ માનેલી છે.

તેમાં પુદ્ગલ દ્રવ્યો નીચેની તરફ જાય છે અને જીવ દ્રવ્યો ઊંચે જાય છે. આ સ્વાભાવિકી ગતિ છે જ્યારે સ્વભાવ વિરુદ્ધ ગતિ પ્રયોગથી થાય છે. જેમ પત્થર આદિ ભારે દ્રવ્યોને માણસ ઉપર ફેંકે ત્યારે તે ઉપર જાય છે અને કર્મોના પ્રયોગથી જીવાત્મા નીચેની તરફ જાય છે. પરંતુ જેમને સંગનો અભાવ હોય છે તે દ્રવ્યો પોતપોતાની ગતિ કરે છે. આ પ્રમાણે કર્મોના સંસર્ગથી મુક્ત થએલો જીવ ઊર્ધ્વગતિ કરી એક જ સમયમાં સિદ્ધશિલા ઉપર પહોંચી જાય છે.

### ૪. બંધનો છેદ થવાથી

જેમ વટાણાની શીંગ, મગની શીંગ, અડદની શીંગ, એરંડનું ફળ તડકે મૂકયા પછી જ્યારે સર્વથા સુકાઈ જાય છે ત્યારે તે દાણા શિંગ ફોડીને પણ ઉપરની બાજુ ઉછળે છે અને બીજે સ્થાને પડે છે. તે પ્રમાણે કર્મોના બંધનો વિચ્છેદ થવાથી કર્મ રહિત જીવ પણ તેજ સમયે ( એટલે કે જે શરીરથી શૈલેશીકરણ કર્યું છે તે શરીરથી છૂટવાનો અને મોક્ષ પ્રાપ્ત કરવાનો સમય પણ એક જ છે ) સિદ્ધશિલા તરફ ગતિ કરે છે

ધૂમાડાની ગતિ પ્રતિબંધ સિવાય જેમ ઊર્ધ્વ હોય છે તેમ જીવની ગતિ પણ ઊર્ધ્વ છે.

### ૫ પૂર્વના પ્રયોગથી :

ચાકડામાં ભરાવેલા દંડને કુંભાર જોરથી ભમાવે છે અને ચાકડો તેજ ગતિથી ગોળગોળ ફરવા માંડે છે એટલે કુંભાર દંડને કાઢી લે છે છતા પણ પહેલાના વેગપૂર્વકના પ્રયત્નથી ચાકડો ચાલતો જ હોય છે. તેમ અનાદિકાળના શરીરને છોડવા માટે આ આત્માએ જે પ્રયત્ન વિશેષ કર્યો હતો તેના બળથી જ

કર્મ રહિત થયો છતો જીવ સિદ્ધશિલા તરફ ગતિ કરે છે અને ત્યા સ્થિર થાય છે.

સિદ્ધના જીવો સિદ્ધશિલા સુધીજ જઈ શકે છે કારણ કે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય અહીં વિરામ પામે છે, એટલે જીવ આગળ ગતિ કરી શકતો નથી.

પ્રશ્ન—દુઃખી જીવ જ દુઃખથી વ્યાપ્ત થાય છે તે આ પ્રમાણે દુ:ખી દુ ખથી વ્યાપ્ત છે. દુઃખી જીવ જ દુ:ખને ગ્રહણ કરે છે દુઃખી જીવ દુ ખને ઉદયમાં લાવે છે. દુઃખી દુઃખને વેદે છે, અને દુઃખી દુઃખની નિર્જરા કરે છે

આ પ્રમાણે નારકીથી લઈ યાવત્ ચારે ગતિના જીવોની સ્થિતિ સમજવી.

પ્રશ્ન—ઉપયોગ વિના ચાલનાર, ઉભા રહેનાર, સુઈ જનાર, બેસનાર તેમજ વસ્ત્ર, પાત્ર, કંબલ અને રજોહરણને ગ્રહણ કરનાર મુનિને સાંપરાયિકી ક્રિયા કે ઐર્યાપથિકી ક્રિયા લાગે છે?

જવાબમાં ભગવાને કહ્યું કે-'જેના ક્રોધ-માન-માયા અને લોભ ક્ષીણ થયા નથી તે મુનિને સાપરાયિકી ક્રિયા લાગે છે અને સૂત્રાનુસારે ચારિત્ર પાળનાર સાધુને ઐર્યાપથિકી ક્રિયા લાગે છે. કેમકે તેનો આત્મા ક્રોધ-માન-માયા અને બધીએ જાતના લોભથી દૂર રહેલો છે

સૂત્રાનુસાર એટલે પોતાના સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રના ઉપયોગમાં રહેનાર સાધુની ક્રિયા સૂત્રાનુસાર જ હોય છે

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવની વિચિત્રતાને લઇને તર-તમ

ભાવે પણ જે મુનિમા ત્રણે રત્નો વિદ્યમાન હોય છે તે ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ ઉત્સૂત્ર એટલે સૂત્ર વિરુદ્ધ ચાલનારા હોતા નથી. આવી પરિસ્થિતિમા જૈનશાસનને પામેલા જે સંપ્રદાયોના પ્રવર્તકો મહાવ્રતધારી હોય, તપસ્વી હોય અને આશ્રવમાર્ગને છોડી સંવરભાવમાં વિદ્યમાન હોય તેવા કોઈપણ જૈન સંપ્રદાયને ઉત્સૂત્ર પ્રરૂપક શી રીતે કહી શકાય ?

અહિંસા, સંયમ અને તપમાં રમણ કરનારાઓની ક્રિયાઓ જૂદી જૂદી હોઈ શકે છે. ક્રિયાકાંડોની એકરૂપતા તો તીર્થંકરની હાજરી કાળમા પણ હોતી નથી. તેથી જ કહ્યું છે કે—ऐकरूप्य न सर्वत्र क्रियाकाण्डेषु समवी । ક્રિયાની વિધિના ભેદો હમેશા રહ્યા છે પરંતુ ક્રિયાના ભેદોને લઈને પરસ્પર રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભને સેવવામા અવશ્યમેવ ઉત્સૂત્રતા રહેલી હોય છે

સમ્યગ્દર્શન આદિ ત્રણે આત્માના ગુણો છે તેને કોઈપણ આત્મા કેળવી શકે છે-આરાધી શકે છે, ત્યારે તેમને પણ મિથ્યાત્વી કે નાસ્તિક કહી દેવામાં એકાંતે ઉત્સૂત્રપ્રરૂપણા રહેલી જ છે આમ છતાં પણ પોતાની પ્રરૂપણાને જ જૈન શાસ્ત્રાનુસારી મનાવી બીજા મહાપુરુષોને ઉત્સૂત્ર પ્રરૂપક કહેવા તે પણ મિથ્યાત્વ જ છે માટે ગમે તેવી સારી પ્રવૃત્તિ કરતાં પણ જો સાધકને ક્રોધ-માન-માયા અને લોભનો ઉદય રહેતો હોય તો તેવા સૂત્રાનુસારી સાધકે તો તે પ્રવૃત્તિ માર્ગ જ સર્વથા છોડી દેવો જોઈએ, અને મૌન ધારીને આત્મ-સાધનામાં મસ્ત બનવુ જોઈએ ગૃહસ્થાશ્રમીઓનો વધારે પડતો સંસર્ગ અને તેમની માયા-પ્રપંચ ભરેલી વાતોમાં મુદ્દલ રસ નહીં લેનારો સાધુ જ સૂત્રાનુસાર ચારિત્ર પાળી પોતાના આત્માને ઉન્નત બનાવી શકે છે. સૂત્રાનુસારીની આ જ વ્યાખ્યા જૈનાગમ સૂત્રને માન્ય છે.

પ્રશ્ન—मुच्छिए–આહાર પ્રત્યે અત્યંત રાગવાન હોવાથી તથા ચારિત્રમાં લાગતા દૂષણોની અનભિજ્ઞતા હોવાથી

गिद्धे—આહારની વિશેષ પ્રકારે આકાંક્ષા રાખનારો.

गट्ठिए—આહાર પ્રત્યેના સ્નેહ તંતુઓથી વિંટાએલો.

अज्झोववन्ने—આહાર પ્રત્યે જ એકાગ્રતાને પામેલો છતાં પણ નિર્દોષ ભોજન પાણી લાવીને વાપરનાર મુનિરાજોને માંડલીના દોષોમાં અગારદોષ, ધૂમદોષ અને સચોજના દોષ જે કહ્યા છે, તેનો અર્થ શુ ?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે–

અંગારદોષ—મહા વૈરાગ્યપૂર્વક સંપૂર્ણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા પછી તપશ્ચર્યા, સ્વાધ્યાય, જપમાળા આદિ વિધિ–વિધાનોથી પોતાના આત્માને સુખડના લાકડાની જેમ સુગંધી બનાવ્યા પછી પણ ગોચરીમાં આવેલા જૂદી જૂદી જાતના મિષ્ટાન્ન–ફરસાણ આદિ આહારોની ગૃદ્ધિરૂપી અગ્નિથી ચારિત્રને અંગારા જેવું કરવું તે અંગાર દોષ કહેવાય છે.

આ દોષથી ચારિત્રરૂપી ઈન્ધન બળીને કોલસા જેવું થાય છે.

ધૂમદોષ—ગોચરીમાં અણગમતી વસ્તુ આવી જતાં તે દ્રવ્ય પ્રત્યે અથવા તેના વ્હોરાવનાર પ્રત્યે જે દ્વેષની ભાવના થાય છે તે દ્વેષરૂપી ધૂમાડાથી ચારિત્ર શાળા કાળી થઇ જાય છે.

સચોજના દોષ—ગોચરીમાં આવેલા રસાસ્વાદ વિના દ્રવ્યને મરી–મસાલા, ખાંડ, ગોળ આદિથી મિશ્રણ કરીને રસદાર બનાવવાની ક્રિયાને સંચોજના દોષ કહેવાય છે.

અનાદિકાળથી આહાર સંજ્ઞાના ગુલામ બનેલા આત્માને આહાર પ્રત્યેની મર્યાદાતીત માયા-મમતા રહેલી હોવાથી તે લક્ષ્ય સંસારની શુદ્ધ કે શુભ પ્રવૃત્તિઓ કર્યા પછી પણ છેવટે આહાર પ્રત્યે જ રહેશે. તેના ખાસ કારણો નીચે પ્રમાણે છે.

૧. અનાદિકાળની આહાર સંજ્ઞા જોરદાર હોવાથી.

૨. ખાવાના પદાર્થોની વધારે પડતી આસક્તિ હોવાથી.

૩. ખાવા પીવાનું મિથ્યાજ્ઞાન હોવાથી.

૪. ખાવા પીવાથી જ તપશ્ચર્યા સારી રીતે થાય છે એવું મનમાં ઠસી જવાથી.

આ ચાર કારણોને લીધે આત્માની સાથે હાડવેરી જેવી બનેલી આહાર સંજ્ઞાને સ્વાધીન કરવા માટે આત્મા સમર્થ બનતો નથી. પરિણામે નિર્જરા તત્ત્વથી તે સાધક દૂર રહે છે. અર્થાત્ સ્વાદમાં લોલુપ આત્મા કર્મોની નિર્જરા કરી શકતો નથી.

બાહ્ય તપ કરતાં આભ્યંતર તપ એટલા માટે શ્રેષ્ઠ છે કે તેમાં આત્માને પ્રતિક્ષણે જાગૃતિ હોય છે. તેમાં પણ સ્વાધ્યાય બળ શ્રેષ્ઠ હોય છે, જેનાથી સાધક આહાર સંજ્ઞાને મારી ભગાડવા સમર્થ બને છે જેને અભ્યાસનો રસ જાગે છે તેનો આહારમાં રસ ઉડી જાય છે અને પરિણામે તેની તપશ્ચર્યા સંવર અને નિર્જરા તત્ત્વને પ્રાપ્ત કરાવનારી બનવા પામે છે.

મુનિધર્મ સાથે સ્વાધ્યાયનો ઘનિષ્ઠ સંબંધ સ્વીકારાયેલો છે. આ કારણે જ સ્વાધ્યાય સંપન્ન મુનિ પોતાના આત્મિક ગુણોમાં આગળને આગળ વધતો જાય છે અને અનાદિકાલીન કુટેવોને-કુસંસ્કારોને કાબૂમાં લેતો જાય છે.

જે સ્વાધ્યાય બળથી સર્વથા કમજોર છે અર્થાત્ અભ્યાસ કે આત્મધ્યાનમાં જેમનું મન જરાએ લાગતું નથી તેવો આત્મા પોતાના મનને, ઇન્દ્રિયોને સ્વાધીન કરી શકતો નથી. પરિણામે પ્રત્યેક પ્રસંગ તેને આર્ત્તધ્યાનનું કારણ બને છે. તેવો આત્મા સાધુતાનો કટ્ટર વૈરી છે. માટે જેટલા પ્રમાણમાં શકય હોય તેટલા પ્રમાણમાં જ્ઞાનબળ, સ્વાધ્યાયબળ કે ધ્યાનબળ કેળવવું તે સર્વથા ઇચ્છનીય છે

૧લો ઉદ્દેશો સમાપ્ત



## શતક ૭મું : ઉદ્દેશક–૨

પ્રશ્ન—હે પ્રભો! "સર્વે જીવોમાં મેં હિંસાત્યાગનું પ્રત્યાખ્યાન કર્યું છે." આમ બોલનારને સુપ્રત્યાખ્યાન છે કે દુષ્પ્રત્યાખ્યાન છે?

ભગવાને કહ્યું કે—'પ્રત્યાખ્યાન કરનારને જ્યાં સુધી 'આ જીવો છે, આ અજીવો છે, આ ત્રસ જીવો છે, આ સ્થાવર જીવો છે' આવું જ્ઞાન જ ન હોય તો હે ગૌતમ! તે સાધક સુપ્રત્યાખ્યાની નથી પણ દુષ્પ્રત્યાખ્યાની છે. કેમકે લીધેલા પ્રત્યાખ્યાનના વિષયનું જ્ઞાન નહીં હોવાથી તેને પાળી શકે તેમ નથી અર્થાત્ જ્ઞાનના અભાવમાં લીધેલી પ્રતિજ્ઞા પાળી શકાતી નથી, માટે સુપ્રત્યાખ્યાનનો અભાવ કલ્પી શકાય છે અને તેમ થતાં મેં પ્રત્યાખ્યાન કર્યા છે, આમ બોલનારો સાધક અસત્યવાદી પણ છે.

તે આ પ્રમાણે બધા પ્રાણોમાં અને સત્ત્વોમાં ત્રિવિધે ત્રિવિધે–

असजय–સંયમ રહિત હોવાથી.

अविरय–વિરતિ રહિત હોવાથી. કારણ કે પાપકર્મોનો ત્યાગ કે પ્રત્યાખ્યાન કર્યું નથી

सक्रिय–કર્મોના બંધનથી સહિત હોવાથી.

असवृत–સંવર તત્ત્વ રહિત હોવાથી તેમજ બીજા જીવોને સર્વથા દંડ દેવાવાળો હોવાથી તે અજ્ઞ છે, તે કારણે દુષ્પ્રત્યાખ્યાની છે, અને જે ભાગ્યશાળી જીવાદિ તત્ત્વોને જાણે છે તે સુપ્રત્યાખ્યાની છે સત્યવાદી છે અને સંવર ધર્મવાળો છે.

જૈન શાસનમાં બધાએ આગમોનું સંગ્રહાત્મક આગમ શ્રી દશવૈકાલિક સૂત્ર છે. તેમાં 'पढमं नाणं तओ दया'નું વિધાન છે કેમકે જ્ઞાન વિનાનો જીવ દયા કોની પાળશે. માટે જીવાદિકનું જ્ઞાન જ આત્મ કલ્યાણ માટે શ્રેયસ્કર છે.

## પચ્ચક્ખાણ સંબંધીના પ્રશ્નોત્તરો

પચ્ચક્ખાણ–પ્રત્યાખ્યાન એટલે સંપૂર્ણ અથવા આંશિક પાપોના દ્વાર બંધ કરવા તેને પચ્ચક્ખાણ કહેવાય છે. તે બે પ્રકારે છે :—

(૧) મૂળગુણ પચ્ચક્ખાણ (૨) ઉત્તરગુણ પચ્ચક્ખાણ.

મૂળગુણ પચ્ચક્ખાણ પણ બે પ્રકારે છે :—

(૧) સર્વ મૂળગુણ પચ્ચક્ખાણ (૨) દેશમૂળગુણ પચ્ચક્ખાણ.

સર્વ મૂળગુણ પચ્ચક્ખાણ એટલે પાંચે મોટા પાપોને ત્રિવિધે ત્રિવિધે-સર્વથા ત્યાગવા. તે આ પ્રમાણે :—

१ सव्वाओ पाणाइवायाओ वेरमणं

२ सव्वाओ मुसावायाओ वेरमणं

३ सव्वाओ अदिन्नादाणाओ वेरमणं

४ सव्वाओ मेहुणाओ वेरमणं

५ सव्वाओ परिग्गहाओ वेरमणं

અર્થાત મન–વચન–કાયાથી સંપૂર્ણ જીવ હત્યાને હું કરીશ નહીં, કરાવીશ નહીં અને કરનારનો સંગ કરીશ નહીં

આ પ્રમાણે સર્વ અસત્યવાદનો અને સર્વ અદત્તાદાનનો ત્યાગ

કરૂં છું, સર્વ પ્રકારના મૈથુનનો મન-વચન-કાયાથી ત્યાગ કરૂં છું, અને સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરૂં છું.

(૨) દેશથી મૂળગુણ પ્રત્યાખ્યાન પણ પાંચ પ્રકારે છે :-

१ थूलाओ पाणाइवायाओ वेरमणं

२ थूलाओ मुसावायाओ वेरमणं

३ थूलाओ अदिन्नादाणाओ वेरमणं

४ थूलाओ मेहुणाओ वेरमणं

५ थूलाओ परिग्गहाओ वेरमणं

અર્થાત્ જેમનું આત્મબળ કર્મોને કારણે દબાઈ ગયું હોય તે ભાગ્યશાળીઓ સૂક્ષ્મ પ્રકારે સર્વથા હિંસા આદિ ન ત્યાગી શકતા હોય તેમને માટે સ્થૂલરૂપે પાંચે પાપોને ત્યાગવાની પ્રતિજ્ઞા કરવાની હોય છે.

ઉત્તરગુણ પ્રત્યાખ્યાન પણ બે પ્રકારે છે :—

(૧) સર્વોત્તર ગુણ પ્રત્યાખ્યાન (૨) દેશોત્તર ગુણ પ્રત્યાખ્યાન. તેમાંથી સર્વોત્તર ગુણ પ્રત્યાખ્યાનના દશ ભેદ છે :—

૧. અનાગત તપ-પર્યુષણ પર્વ આવતા જે તપ કરવું જોઈતું હતું તે કારણવશ પહેલાં ન કર્યું.
૨. અતિક્રાંત-કારણવશ પર્યુષણ પછી કર્યું.
૩. કોટિસહિત-એક તપ જે દિવસે પૂરો થાય તે જ દિવસે બીજો તપ ચાલુ કરવો.
૪. નિયંત્રિત-વિઘ્ન આવ્યે છતે નિયમિત દિવસે જ તપ કરવો.
૫. સાકાર તપ-આકાર (મહત્તરાગારે આદિ) એટલે અપવાદ સાથે તપ કરવો.

૬ અનાકાર–આકાર–અપવાદ વિના જ તપ કરવો.

૭ કૃત પરિણામ–થાળીમાં કે પાત્રામાં એક સાથે પડેલા આહારને જ કરવો.

૮. નિરવશેષ–ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો

૯ સકેત તપ–મુષ્ટિ, વસ્ત્ર, ગાંઠ આદિનો સંકેત કરી તપ કરવો.

૧૦. અદ્ધા–પોરસી, સાઢ પોરસી આદિ તપ કરવો.

દેશોત્તર ગુણ પ્રત્યાખ્યાન તપ સાત પ્રકારે છે.

ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત અને અપશ્ચિમ મરણાન્તિક એટલે સંલેખના તપ.

ત્રણ ગુણવ્રત–સ્થૂલ વ્રતોમાં જે કંઇ વધારે પડતી છૂટ હોય તેને સક્ષેપ કરવી, આનુ નામ ગુણવ્રત છે. અર્થાત્ લીધેલા વ્રતોને મદદરૂપ બને તે ગુણવ્રત.

૧. દિગ્ પરિમાણ વ્રત–એટલે પ્રયોજન વિના ગમન અને આગમન સંયમિત કરવું.

૨ અનર્થદંડ વિરમણ વ્રત–સર્વથા નિરર્થક પાપ અને પાપ ભાવનાઓ પર સંયમ કેળવવો.

૩. ભોગોપભોગ વિરમણવ્રત—ભોગ એટલે એક જ વખત ઉપયોગમાં આવતી વસ્તુઓ જેમ અન્ન, પાણી, દૂધ, દહીં વગેરે, અને ઉપભોગ એટલે વારંવાર ઉપયોગમાં આવતી વસ્તુઓ, જેમ વસ્ત્ર, મકાન, આભૂષણ વગેરે. આ બંને પ્રકારની વસ્તુઓને સંયમિત મર્યાદિત કરવી તે શ્રેષ્ઠ છે

હમેશા અભ્યાસ કરવાના વ્રતો અથવા અજ્ઞાની જીવોને સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રની શિક્ષા પ્રાપ્ત કરાવે તેવા વ્રતો, તે શિક્ષાવ્રત. તે ચાર પ્રકારના છે.

૧. સામાયિક—બે ઘડી માટે સમભાવમાં સ્થિર થવું, આત્માને મનને અને ઇંદ્રિયોને વશમાં કરવી.

૨ દેશાવગાસિક—દસ સામાયિક એક સાથે અથવા જુદી જુદી કરી જીવનને સંયમિત બનાવવાની ટેવ પાડવી.

૩. પૌસધોપવાસ—ઉપવાસ કે એકાસણું કરી ૨૪ કલાક કે ૧૨ કલાક સુધી સંસારની સર્વ માયા છોડી સાધુપણું સ્વીકારવુ તે

૪. અતિથિસ વિભાગ—પુણ્ય પ્રભાવે પ્રાપ્ત થયેલા પૌદ્ગલિક પદાર્થોનો અતિથિ એટલે વ્રતધારીઓ માટે વિભાગ કરવો, તેમને આપવી તે આ વ્રતનો ફલિતાર્થ છે.

હવે સલેખના વ્રત કહે છે—મૃત્યુ સમય પાસે આવ્યાની ખબર પડતાં ભવભીરૂ આત્માઓ પોતાના શરીરને તથા કષાયોને પાતલા કરવા માટે સંસારની અસારતાનો ખ્યાલ કરી કરેલા પાપોને વોસરાવી દેવા તેમજ શરીરની વેદનાઓ વિદ્યમાન છતાં પણ આત્માને દૃઢ બનાવી ચારે પ્રકારના આહાર તથા સ્વજનાદિનો સ્નેહ છોડીને અરિહંતોના ધ્યાનમાં મન જોડી દેવુ તે સંલેખના વ્રત છે.

આ વ્રત સર્વોત્તર ગુણવાલાને સર્વોત્તર ગુણરૂપ હોય છે અને દેશોત્તરગુણવાલાને દેશોત્તર ગુણરૂપ છે. તોએ દેશોત્તર ગુણવાળા શ્રાવક–શ્રાવિકાને પણ પોતાની પરિસ્થિતિ અને આત્માની શક્તિને ધ્યાનમાં લઈ ગુરુ મહારાજાઓની સમક્ષ કરવા લાયક છે.

આ પ્રમાણે જીવો મૂળગુણ પ્રત્યાખ્યાની પણ છે, ઉત્તરગુણ પ્રત્યાખ્યાની પણ છે અને અપ્રત્યાખ્યાની પણ છે.

નારક, દેવો અને એકેન્દ્રિયથી લઈને ચતુરિન્દ્રિયના જીવો અપ્રત્યાખ્યાની હોય છે.

મનુષ્યો અને તિર્યંચ પંચેન્દ્રિય જીવોમાં ત્રણે પ્રકાર હોય છે. તિર્યંચ પંચેન્દ્રિય જીવો દેશથી મૂળગુણ પ્રત્યાખ્યાની હોય છે, કેમકે તેમને સર્વવિરતિનો અભાવ હોય છે.

કહ્યું છે કે—"તિર્યંચ પંચેન્દ્રિય જીવોને સર્વવિરતિનો અભાવ છે. તોએ મહાવ્રતોચ્ચારણ સંભળાય છે."

આના પરિહારમાં આમ પણ કહેવાયું કે "તેમને મહાવ્રતોની સદ્ભાવના થયે છતે પણ ઘણા ગુણીયલ પંચેન્દ્રિય તિર્યંચોને ચારિત્રનું પરિણામ હોતું નથી."

સારાંશ કે તિર્યંચ પંચેન્દ્રિયો વ્રતધારી થઈ શકે છે. મહાહિંસક જટાયુ પક્ષીએ મુનિરાજોના સાનિધ્યમાં કષ્ટસાધ્યવ્રત લીધાનો જૈન રામાયણમાં ઉલ્લેખ છે.

સાધ્વીજીને જોઈને મોહવાસનાને લીધે ઘણા અવતારો પછી હાથીના અવતારને પામેલો રૂપસેન પણ પોતાના ભાવનું પરિવર્તન કરી શક્યો છે.

મહાવીરસ્વામીના ચરણોમાં ચંડકૌશિક નાગરાજ પણ દેશસંયમી બન્યો છે. ઈત્યાદિક ઉદાહરણો શાસ્ત્રમાં જોવા મળે છે

મૂળગુણ પ્રત્યાખ્યાની જીવો સૌથી થોડા છે. ઉત્તરગુણ પ્રત્યાખ્યાની જીવો અસંખ્યગુણ વધારે છે અને અપ્રત્યાખ્યાની જીવો અનંતગુણા છે.

આ સૂત્રોથી જાણવાનું મળે છે કે—મહા પુણ્યોદય હોય, ભવ-ભવાંતરમાં જૈનધર્મ મળવાનો હોય તેવા ભાગ્યશાળીઓને પ્રત્યાખ્યાન ધર્મ ઉદયમાં આવે છે, અથવા જાણી બુઝીને જ્ઞાનપૂર્વક પોતાના પુરુષાર્થ બળને દૃઢ કરીને પ્રત્યાખ્યાનને ઉદયમાં લાવે છે

ભોગ અને ઉપભોગમાં આવનારા પદાર્થોમાંથી જે પદાર્થો લોહી, માંસ, ચામડી, શુક્ર તેમજ ધાર્મિક મર્યાદાઓને બગાડનારા હોય, તેઓનો ત્યાગ સમજદારીપૂર્વક કરવાથી શરીરનું આરોગ્ય સચવાશે, પાપભીરુતા કેળવાશે, ત્યાગની ભાવના ઉત્પન્ન થશે અને અરિહંતોના ત્યાગપ્રધાન ધર્મ પ્રત્યે શ્રદ્ધા વધશે.

પ્રશ્ન—જીવો શાશ્વતા છે કે અશાશ્વતા ?

જૂદા જૂદા સ્થાનેથી જે જે વિચારધારાઓ શ્રી ગૌતમસ્વામીને કર્ણગોચર થતી તે બધી વાતોને લક્ષ્યમાં રાખીને ભગવાન મહાવીરના મુખેથી તેનો નિર્ણય કરવા માટે આ બધા પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા તે સમયે પશુ હત્યા, પક્ષી હત્યા, મદ્યપાન, પરસ્ત્રીગમન આદિ પાપો પોતાની મર્યાદા વટાવી ચૂકયા હતા. શૂદ્રોનો તિરસ્કાર અને સ્ત્રીઓની અવહેલના પણ ડગલે અને પગલે થવા લાગી હતી. દાર્શનિક વાક્યુદ્ધો આગળ વધીને ડંડા ડંડી સુધી પહોચી ગયા હતા. ભગવાન્ મહાવીરસ્વામીના કેવળજ્ઞાન પછી આચાર સંહિતા કંઈક લાઈન પર આવી હતી. પરંતુ વિચાર ક્રાંતિ વિના આચાર સંહિતા દૃઢ શી રીતે બને ? તે માટે જ ભગવાને સ્યાદ્વાદના માધ્યમથી જનમાનસમાં એક જબરદસ્ત ક્રાંતિ ઉભી કરી અને લોકોને સાચી દિશામાં વિચાર કરતાં કરી દીધાં. પંડિતોના મસ્તિષ્કોમાં જે ખોટાં ભૂસા ભરાઈ ગયા હતા, તેમને અનેકાન્તવાદરૂપી અમૃતના પાનથી નિર્મળ બનાવી પોતાના પાકા અનુયાયી બનાવી દીધાં.

સંસારના પ્રત્યક્ષ અનુભવાતાં સુખ–દુઃખ, સંયોગ–વિયોગ, આદિ વ્યવહારોને પડતા મૂકી કોરી બુદ્ધિ કલ્પનાથી ઘોડા દોડવવામાં કયો હેતુ સિદ્ધ થવાનો હતો ?

હિંસા, જુઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહના પાપોથી ખદબદી ગયેલાઓને સ્વર્ગ અને મોક્ષના પાઠો ભણાવવાથી સાંત્વના કઈ રીતે મળશે ? આ બધી વાતોને પ્રત્યક્ષ કર્યા પછી જ ભગવાન મહાવીર સ્વામીએ સ્યાદ્‌વાદની વિચારસરણીથી અને અહિંસાની સંપૂર્ણ સ્થાપના દ્વારા બધા પાખંડોનો ઘટાસ્ફોટ કરી એક જબરદસ્ત ક્રાંતિ કરી સૌને સત્યનું ભાન કરાવવામાં સંપૂર્ણ સફળ બન્યા.

નિશ્ચિત હકીકત એ છે કે ભગવાન પાર્શ્વનાથના નિર્વાણ પછી સમય જતાં 'વેદવિહિત હિંસાએ પોતાનુ તાંડવનૃત્ય ફરીથી શરૂ કરી દીધું હતું. માસાહારની સાથે સુરાપાન અને સુંદરી (પરસ્ત્રી)નો સહવાસ નકારી શકાતો નથી. આમ વધી ગયેલા સુરાસુંદરી અને શિકારની ત્રિપુટીએ મોટા મોટા પંડિતો, મહાપંડિતો, શ્રીમંતો અને સત્તાધારીઓને પોતાના ફાંસામાં લઈ લીધા હતાં. જ્યાં માનવ સમાજનું ચિત્રામણ જ કદરૂપું હોય ત્યાં શાસ્ત્રીય જ્ઞાન અને તર્કોપણ કદરૂપા બની માનવ સમાજને કિંકર્તવ્યમૂઢ બનાવી દે છે ત્યારે જ ભગવાન મહાવીરસ્વામીની હયાતિમાં પોતાની જાતને તીર્થંકર રૂપે માનનારી છ વ્યક્તિઓએ પોત પોતાની અનુયાયી મંડળીમા ધર્મના સિદ્ધાતને ઘણા જ વિકૃત રૂપે બનાવી દીધા હતા.

કથિત તીર્થંકરોના નામો આ પ્રમાણે છે :–૧. પૂરણ કશ્યપ, ૨ અજિત કેશકંબલી, ૩. પ્રકુધકાત્યાયન, ૪. સંજયવેલઠ્ઠીપુત્ર, ૫ મંખલી પુત્ર ગોશાળો, ૬. બુદ્ધદેવ. આ છમાંથી પહેલાના

પાંચ તો અત્યારે નામ શેષ જ રહ્યા છે જ્યારે બુદ્ધ દેવનું બૌદ્ધ શાસન અત્યારે વિદ્યમાન છે અને તેમની માન્યતા ક્ષણિકવાદની છે.

જ્યારે નૈયાયિકો આત્માને સર્વથા નિત્ય માનતા હતા. તેમની માન્યતા હતી કે આત્મા આકાશ પદાર્થની જેમ એકાંત નિત્ય હોવાથી તેમાં કોઈ જાતના ફેરફારને અવકાશ નથી. સુખ-દુઃખની કલ્પનાઓ પ્રકૃતિમાં માયામાં જ સંભવી શકે છે

આમ આત્માને એકાત નિત્ય માનવો કે એકાંત ક્ષણિક માનવો ? અને આના જેવી બીજી ચર્ચા-વિતંડાવાદમાં જ ભારતના મહાપંડિતો ગોથા ખાઇ રહ્યા હતા. કોઈક સમયે ચર્ચાઓ ઉગ્રસ્વરૂપ પણ ધારણ કરતી, ડંડાડંડી પણ થઇ જતી હતી રાજસત્તાઓ પણ આ પંડિતોના ચક્રાવે ચઢી ચૂકી હતી. હારેલાને જીવતા ધગધગતી કડાઈઓમાં હોમવાની શરતો પણ થતી. આમ દેશ ત્રસ્ત અને કિંકર્તવ્ય વિમૂઢ અવસ્થામાં હતો.

પૂરણકશ્યપની માન્યતા આ પ્રમાણે હતી કે—"મનુષ્ય જે કાંઈ કરે છે તે આત્મકૃત નથી છેદન-ભેદન, મરવું-મારવુ, ચોરી, મૈથુન આદિમાં પાપ નથી દાન-પુણ્ય આદિમાં ધર્મ નથી. આવી રીતે પોતાની અનુકૂળ માન્યતાને લઇને જનતાનો મોટો વર્ગ પૂરણકશ્યપનો ભક્ત બની ગયો હતો. પરંતુ તે બુદ્ધદેવના પ્રભાવને સહન કરી શકયો નહીં, અને જળસમાધિ લઇને ભારતભૂમિમાંથી અદશ્ય થઈ ગયો અજિતકેશ કંબલીની માન્યતા ચાર્વાક જેવી જ હતી. ખાઇપીઈને ખૂબ મજા કરો, સ્વર્ગ-નરક જેવુ કાંઈ છે જ નહીં, મર્યા પછી પાછું કોઈ આવવાનું નથી

પ્રકુધ કાત્યાયનના મતમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, સુખ-દુ.ખ અને જીવ આ સાતે તત્ત્વો અકૃત, અનિમિત્ત, અબદ્ધ અને કૂટસ્થ છે, માટે કોઈ મારનાર નથી અને કોઈ મરનાર નથી.

સંજયવેલટ્ઠિપુત્ર સર્વથા અજ્ઞાનવાદી હતો. તેની માન્યતા હતી કે—'જ્ઞાનને લઈને જ વૈર-વિરોધ વધે છે. હિંસા, જૂઠ, ચોરી આ બધું જ્ઞાનીની ભેટ છે. જ્ઞાનીઓ જ એકબીજાના કટ્ટર વૈરી છે. આમાં કોણ સાચો અને કોણ ખોટો ?

મંખલીપુત્ર ગોશાળાની માન્યતા હતી કે—કલેશ, સુખ, દુઃખ આદિ બધીએ વાતો નિર્હેતુક છે. જીવાત્મા પોતે કંઈ પણ કરતો જ નથી. બધું પોતાની મેળે જ બન્યા કરે છે.

આ પ્રમાણે બધાએ પંડિતોના ચક્રાવામાં રાજ્ય સત્તા, કર્મચારી સત્તા, શ્રીમંત સત્તા પણ ઘેરાઈ ગઈ હતી, मनः पूतं समाचरेत् સૌ પોત પોતાના મનમાં આવે તેમ કરવા લાગ્યા હતા. ભારતવર્ષની દશા અંધકારમય અને વિષમય બની ગઈ હતી. સામાન્ય જનતા આનાથી ત્રાસી ગઈ હતી.

જગદંબા જેવી સ્ત્રીશક્તિની અવહેલનાએ માઝા મૂકી દીધી હતી. કારણ કે સૌનો આમાં જ સ્વાર્થ હતો. તેવા સમયે દયાના સાગર ભગવાન મહાવીરસ્વામીએ સમવસરણમાં વિરાજમાન થઈને કહ્યું કે–હે પંડિતો ! તમે જરા દીર્ઘદૃષ્ટિથી વિચાર કરો. આંખો બંધ કરીને જરા ઊંડા અંતઃસ્થલમાં પ્રવેશ કરીને જોશો તો જણાશે કે જે સંસારને તમે બધાએ પોત પોતાની મતિ-કલ્પનાના આધારે સિદ્ધાંતો કરી બેઠા છો તે અધૂરા છે આખોયે સંસાર તમારા સૌની નજરમાં સદૈવ પ્રત્યક્ષ છે. જેમાં મુખ્ય બે તત્ત્વો અનંતાનંત જીવરાશિ અને અનંતાનંત પૌદ્ગલિક પદાર્થો પણ દેખાય છે. જે બધાએ પ્રતિસમયે નવા નવા પર્યાયોમાં પરિવર્તિત થાય છે અને જૂના આકારો બદલે છે. મૂળ તત્ત્વ કાયમ રહે છે. ઉદાહરણ તરીકે સોનાની કંઠીને જ જોઈ લો. તેમાં ચિરસ્થાયી મૂળ દ્રવ્ય સુવર્ણ છે, અને સોનીએ તે સુવર્ણને

કંઠીનો આકાર આપ્યો અને તે કંઠી તરીકે સંબોધાયું. પછી કંઠી તોડીને તેની વીંટી બનાવી. હવે મૂળ દ્રવ્ય સોનુ તો બન્ને અવસ્થામાં કાયમ રહ્યું છે, માત્ર કંઠીના આકારરૂપે નાશ પામી વીંટીના આકારરૂપે તે ઉત્પન્ન થયું છે આ પ્રમાણે સર્વત્ર મૂળ દ્રવ્યની રતિ માત્ર પણ હાનિ થયા વિના પર્યાયોની પ્રતિક્ષણે ઉત્પત્તિ અને હાનિ સૌને પ્રત્યક્ષ અનુભવમાં આવી રહી છે.

આનાથી આપણને જાણવામાં સુગમતા થશે કે તૃણના ટૂકડાથી લઈને આકાશ સુધીના અનંત દ્રવ્યોમાં બે તત્ત્વો જ રહેલા છે. એક દ્રવ્ય અને બીજો પર્યાય. પર્યાય એટલે આકાર વિશેષ કેમકે એકલુ દ્રવ્ય માનવને કામમાં આવતુ નથી હુ તમને જ પુછુ કે એકલું સુવર્ણ, માટી, રૂ, આદી દ્રવ્યો તથા શરીર પર્યાય વિનાનો જીવ સંસારના કોઇ પણ વ્યક્તિને શા કામમા આવવાનો છે ?

જ્યારે સુવર્ણ દ્રવ્ય, કંઠી, વીંટી, કંદોરો, કુંડલ, બંગડી આદિ પર્યાયોમા આકાર વિશેષમાં પરિવર્તિત થાય છે ત્યારે જ સૌના કામમાં આવે છે રૂ દ્રવ્ય પણ ધોતી, સાડી, કોટ, ખમીસ, ટોપી, બંડી આદિ પર્યાયોમાં આવ્યા પછી જ ઉપકારક બને છે

એવી જ રીતે જીવ પણ કોઇને કોઈ શરીર પર્યાયમાં આવ્યા પછી જ સંસારના વ્યવહારમાં ઉપયોગી થાય. છે. માટે જ દ્રવ્યવના પર્યાયો હોઈ શકતા નથી અને પર્યાયો વિનાનું દ્રવ્ય પણ કોઇએ જોયું નથી–જોવાતું નથી અને જોવાશે પણ નહીં

સુવર્ણ દ્રવ્ય પણ બંગડી, સોનામહોર, ત્રિકોણ કે ચતુષ્કોણ રૂપીઆના આકારમાં હશે. માટી દ્રવ્ય પણ ઢેફા, કે ધૂળના આકારમાં જોવા મળશે.

આપણે મનુષ્ય અવતાર પામેલા જીવની જ વાત કરીએ, જ્યાં પ્રતિક્ષણે સુખ–દુઃખ, સંયોગ–વિયોગ, આદિના દ્વંદ્વો પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ, જે આત્માના જ પર્યાયો છે. આત્મા જ્યારે ક્રોધાવેશમાં હોય છે ત્યારે આપણે સૌ તેને 'આગનો ગોળો' કહીએ છીએ, અને એજ આત્મા જ્યારે પાછો શાંત બની જાય છે ત્યારે તેને 'સમુદ્ર જેવો ગંભીર' કહીએ છીએ. મૈથુનાસક્ત બનેલાને 'વિષયવાસનાનો કીડો' અને શિયલ સંપન્ન બનેલાને આપણે 'બ્રહ્મનિષ્ઠ' કહીને સંબોધીએ છીએ. દેવગતિમાં ગયેલા જીવને દેવ અને મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થયેલાને મનુષ્ય તરીકે ઓળખીએ છીએ.

આ પ્રમાણે એકલા જીવદ્રવ્યને તમે બધાએ ભેગા મળી ગોતતા ગોતતા થાકી જશો તો પણ શરીર વિનાના જીવને મેળવી શકવાના નથી.

પ્રત્યક્ષ દેખાતી વનસ્પતિમા, વનસ્પતિના ફળ, ફૂલ, થડ, શાખા અને પાદડા એ વનસ્પતિ જીવના શરીરો છે. તેથી જ પાણી મળતાં તે જીવો આપણી જેમ વધે છે હવે તમે સમજી શકશો કે જીવદ્રવ્ય દ્રવ્યાસ્તિકાયનયની અપેક્ષાએ નિત્ય શાશ્વત છે અને પર્યાયાસ્તિકાયનયની અપેક્ષાએ અનિત્ય છે–અશાશ્વત છે.

શરીરપર્યાય ધાર્યા વિના એકલો આત્મા રહી શકે જ નહીં, અન્યથા 'भोगायतनं शरीरं' આ માન્યતા જૂઠી પડશે. જે તમને અને મને પણ કબૂલ નથી.

કોઈ પણ પદાર્થને જોવા માટે અને તેનો યથાર્થ નિર્ણય કરવા માટે આ બે દૃષ્ટિકોણ છે જે સર્વથા વ્યવહારુ માર્ગ છે, માટે જ સર્વથા સત્ય છે.

તમે પદાર્થના નિર્ણયમાં એક દષ્ટિકોણ સ્વીકાર કરીને બેઠા છો માટે ઝઘડો છો, આવા નિરર્થક ઝઘડા કરવા માટે આ દેવ દુર્લભ મનુષ્ય અવતાર નથી તેથી બન્ને દષ્ટિકોણનો ઉપયોગ કરો. તેથી તમને વાસ્તવિક જ્ઞાન મળશે, ઝઘડાઓ શાંત થશે અને સંસારના પદાર્થોનું યથાર્થ જ્ઞાન મળશે જેનાથી તમારા જીવનમાં શાતિ–સમાધિની પ્રાપ્તિ થતાં અનંત સુખોના ધામ જેવો મોક્ષ મેળવવા ભાગ્યશાળી બનશો.

ભગવાન મહાવીરસ્વામીના આવા પ્રકારના ઉદ્બોધને પંડિતો –મહાપંડિતો સમજ્યા અને ભગવાનને શરણે આવ્યા. નારકો શાશ્વતા કે અશાશ્વતા ? આના જવાબમા ભગવાને કહ્યું કે નરક ગતિમાં જીવ રહે ત્યાં સુધી નારક તરીકે શાશ્વત છે અને નરક ભૂમિથી બહાર આવ્યા પછી નારક તરીકે નહીં રહેવાથી અશાશ્વત છે

બીજો ઉદ્દેશો સમાપ્ત

# શતક ૭મું : ઉદ્દેશક–૩

પ્રશ્ન—વનસ્પતિકાયિક જીવો ક્યારે અલ્પાહારવાળા અને ક્યારે વધારે આહારવાળા હોય છે?

ચરાચર સંસારના સંપૂર્ણ પ્રશ્નોનો યથાર્થ જવાબ આપવામા સર્વથા અજોડ ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે—શ્રાવણ, ભાદરવો, આસો અને કાર્તિક મહિનામાં વનસ્પતિકાયિક જીવો સૌથી વધારે આહાર લેવાવાળા હોય છે અને ત્યાર પછીના મહિનાઓમાં ઉત્તરોત્તર આહારની માત્રા અલ્પ હોય છે, અને ગ્રીષ્મ ઋતુમાં સૌથી અલ્પ આહાર લેવાવાળા હોય છે.

પ્રશ્ન—ગ્રીષ્મ ઋતુમાં સૌથી થોડો આહાર લેવાતો હોય તો ઘણી વનસ્પતિઓને લીલા પાંદડા, નવા પુષ્પો, નવા અને તાજા રસદાર ફળો કેવી રીતે આવે?

આપણે પણ પ્રત્યક્ષ જોઈએ છીએ કે ભયંકર ગરમીમાં પણ આંબો, રાયણ, લીંબડો, જાંબુડો, લીલી દ્રાક્ષ આદિ બીજી પણ ઘણી વનસ્પતિઓ અને ઝાડો લીલાછમ અને રસદાર હોય છે.

જવાબમાં ભગવાને કહ્યું કે જન્મ લેવાવાળા જે જીવો ઉષ્ણ યોનિના માલિક હોય છે, તે ગરમીમાં જ ફળે છે. જીવ માત્રને જન્મ લેવાના સ્થાનને યોનિ કહે છે. તે જૂદા જૂદા પ્રકારે આ પ્રમાણે હોય છે:

સચિત્ત–જન્મ લેવાનું સ્થાન જેમનું સચિત્ત હોય.

અચિત્ત–જન્મ લેવાનું સ્થાન જેમનું અચિત્ત હોય.

મિશ્ર—જેમનું કંઈક સચિત્ત અને કંઈક અચિત્ત સ્થાન હોય તે મિશ્ર.

શીત—જેમનું સ્થાન શીત-ઠંડા સ્પર્શવાળું હોય.

ઉષ્ણ—જેમનું સ્થાન ઉષ્ણ-ગરમ સ્પર્શવાળું હોય.

મિશ્ર—જેમનું સ્થાન કંઈક શીત અને કાંઈક ઉષ્ણ હોય.

સંવૃત્ત-જન્મ લેવાનું સ્થાન જેમનું ઢાંકેલું હોય.

વિવૃત્ત-જન્મ લેવાનું સ્થાન જેમનું ઉઘાડું હોય.

મિશ્ર—કાંઈક ઢાંકેલું અને કાંઈક ઉઘાડું હોય તે મિશ્ર.

સૂત્રમાં આપેલી આલુ (બટાટા) આદિ વનસ્પતિઓ અનંતકાય કહેવાય છે. એટલે એક શરીરમાં અનંતા જીવો હોય અથવા અનંત જીવોનું એક શરીર હોય તે અનંતકાય. તેને સાધારણ વનસ્પતિકાય પણ કહે છે. અનંત જીવો પણ પુઢો સત્તા...એટલે તે સૌ જીવો જુદા જુદા હોય છે અને સૌના કર્મો પણ જુદા છે.

**પ્રશ્ન**—નરકગતિમાં રહેલો એક નારક જીવ કૃષ્ણ લેશ્યાનો સ્વામી હોવા છતાં તે અલ્પકર્મી હોઈ શકે ?

ભગવાને 'હા'માં જવાબ આપતાં કહ્યું કે, યદ્યપિ નીલ લેશ્યા કરતા કૃષ્ણ લેશ્યાવાળો જ મહાકર્મી કહેવાશે, પરંતુ આયુષ્યકર્મની સ્થિતિની અપેક્ષાએ કૃષ્ણ લેશ્યા હોવા છતાં બહુ લાંબા કાળથી નરકમાં રહેતો પોતાના ઘણા કર્મોને ખપાવી દીધા હોય છે જ્યારે નીલ લેશ્યાનો સ્વામી નારક હજી તત્કાળ જ ઉત્પન્ન થયો છે માટે હજુ ઘણા કર્મો ભોગવવાના છે, માટે આ સ્થિતિ ધ્યાનમાં રાખી મહાકર્મી કહેવાણો છે.

આ જ વાત ધ્યાનમાં રાખી પદ્મલેશ્યાનો સ્વામી વૈમાનિક દેવ અલ્પકર્મવાળો પણ હોય અને શુક્લલેશ્યાનો વૈમાનિક દેવ મહાકર્મી પણ હોઈ શકે છે.

પ્રશ્ન—વેદના અને નિર્જરા એક નથી. કેમકે વેદના કર્મની થાય છે. માટે વેદનાને કર્મ કહેવાય છે. અને વેદિત એટલે આત્માથી અનુભવાયેલું કર્મ 'નો કર્મ' કહેવાય છે. માટે નિર્જરા કર્મની નથી હોતી પણ 'નો કર્મ'ની થાય છે. સત્તામાં પડેલું કર્મ જ્યારે પોતાના છેલ્લા પ્રદેશથી પણ વેદાઈ જાય છે, ત્યાર પછી જ આત્માથી જુદુ પડે છે. વેદાતું હોય ત્યાં સુધી કર્મ અને વેદાયા પછી નોકર્મ કહેવાય છે. માટે કહેવાય છે કે વેદના કર્મની હોય છે અને નિર્જરા નોકર્મની હોય છે.

આ રીતે બીજા પણ પ્રશ્નો ઉપર પ્રમાણે સમજવા. વેદના અને નિર્જરાનો સમય શું એક છે?

ભગવાને કહ્યુ કે 'ના' કારણ કે પહેલા સમયમાં કર્મ વેદાય છે અને બીજા સમયે નિર્જરાય છે. માટે બંનેના સમય જૂદા છે.

**ત્રીજો ઉદ્દેશો સમાપ્ત**



# શતક ૭મું : ઉદ્દેશક ૪-૫

**પ્રશ્ન**—રાજગૃહી નગરીમાં પૂછાયેલા આ પ્રશ્નો છે. હે ભગવન્! સંસારત્વને પામેલા જીવો કેટલા પ્રકારે છે? ભગવાને કહ્યું કે-જે પ્રમાણે જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે, તે પ્રમાણે જ્યાસુધી સમ્યક્ત્વ અને મિથ્યાત્વક્રિયાનો અધિકાર છે, તે રીતે સમજવું. અને જીવાભિગમ સૂત્રમાં આ પ્રકારે પ્રજ્ઞાપના સૂત્રથી જાણી લેવાની ભલામણ કરી છે.

આ ઉદ્દેશામાં (૧) છ પ્રકારના જીવો, (૨) પૃથ્વીઓ, (૩) જીવોની સ્થિતિ, (૪) ભવ સ્થિતિ, (૫) કાય સ્થિતિ, (૬) નિર્લેપના, (૭) અણુગાર, (૮) સમ્યક્ત્વ-મિથ્યાત્વ ક્રિયાઓનુ વર્ણન છે.

જીવો છ પ્રકારના છે આ વાત ઘણીવાર કહેવાઈ ગઈ છે પૃથ્વીકાય બે પ્રકારે છે. સૂક્ષ્મ પૃથ્વીકાય અને બાદર પૃથ્વીકાય.

બાદર પૃથ્વીકાય છ પ્રકારે છે

૧. શ્લક્ષ્ણ પૃથ્વી-મૂલાયમ ઝીણા લોટ જેવી અર્થાત્ પાતળી ધૂળ.

૨. શુદ્ધ પૃથ્વી-પર્વત આદિના મધ્યમાં.

૩. મનઃ શિલા પૃથ્વી-પ્રસિદ્ધ છે.

૪ વાલુકા પૃથ્વી-રેતી રૂપે.

૫. શર્કરા પૃથ્વી-નાના નાના પત્થરના ટૂકડા

૬. ખરા પૃથ્વી-પાષાણ રૂપે.

એ પૃથ્વીઓની આયુઃ સ્થિતિ આ પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| શ્લક્ષણા પૃથ્વી | — | ઉત્કૃષ્ટ | એક હજાર વર્ષ |
| શુદ્ધ પૃથ્વી | — | ઉત્કૃષ્ટ | બાર હજાર વર્ષ |
| મનઃ શિલા પૃથ્વી | — | ઉત્કૃષ્ટ | સોળ હજાર વર્ષ |
| વાલુકા પૃથ્વી | — | ઉત્કૃષ્ટ | ચઉદ હજાર વર્ષ |
| શર્કરા પૃથ્વી | — | ઉત્કૃષ્ટ | અઢાર હજાર વર્ષ |
| ખરા પૃથ્વી | — | ઉત્કૃષ્ટ | બાવીસ હજાર વર્ષ |

અને જઘન્યથી બધાનું આયુષ્ય અંતર્મુહૂર્તનું છે. ભવસ્થિતિ અને કાયસ્થિતિ જીવવિચાર પ્રકરણથી જાણી લેવી.

"જીવ" ધાતુ પ્રાણ ધારણ અર્થમાં છે. જે પ્રાણીને ધારણ કરે તે જીવ કહેવાય છે. પ્રાણો બે પ્રકારના છે: ૧ દ્રવ્યપ્રાણ, ૨ ભાવપ્રાણ.

દ્રવ્યપ્રાણ ૧૦ પ્રકારે છે: ૫ ઇન્દ્રિયો, ૩ બળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય.

કોઈ પણ પ્રાણીના પ્રાણોનું હનન, પીડન, મારણ કરવું તે હિંસા. ભાવપ્રાણ જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપે છે. જેથી મોક્ષમાં ગએલો જીવ પણ આ ભાવપ્રાણને લઇને જીવ કહેવાય છે. કયા જીવને કેટલા પ્રાણો હોય છે તે 'જીવવિચાર' પ્રકરણથી જાણી લેવું. સંસારી અવસ્થામાં દ્રવ્યપ્રાણોને લઈને અને મુક્ત અવસ્થામાં ભાવપ્રાણોને લઇને સર્વ કાળે જીવ છે. અહીં પ્રતિનિયત એક જીવની વિવક્ષા નથી પરંતુ જીવ સામાન્યની વિવક્ષા છે. જીવ કેટલા કાળ સુધી રહે? અનાદિ અનંત કાળની અપેક્ષાએ

જીવ સર્વ કાળે વિદ્યમાન હોય છે. જીવોની કાયસ્થિતિ પ્રકરણ ગ્રંથોથી જાણી લેવી.

એક સમયમાં એક જીવ કાં તો સમ્યક્ત્વની એક કાં મિથ્યાત્વની ક્રિયા કરશે. પરંતુ એક સમયમાં બે ક્રિયા માનવામાં સિદ્ધાંતને બાધ આવે છે. કેમકે તેમ થતાં જીવને મિથ્યાત્વ કોઈ કાળે ટળશે નહિ અને મિથ્યાત્વનો નાશ થયા વિના મોક્ષનો માર્ગ જ બંધ થશે જે સર્વથા અનિષ્ટ છે.

પ્રશ્ન—પાંચમા ઉદ્દેશાનો વિષય પ્રકરણાદિ ગ્રંથોમાં લગભગ આવી જાય છે.

**૪-૫ ઉદ્દેશક સમાપ્ત**



# શતક—૭ : ઉદ્દેશક—૬

પ્રશ્ન—રાજગૃહી નગરીમાં શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું કે હે ભગવન્! નરકગતિમાં જવાવાળો જીવ શું પોતાના ચાલુ ભવમાં નરકાયુ બાંધે? નરકમાં ઉત્પન્ન થતા બાંધે કે ત્યાં ઉત્પન્ન થાય પછી બાંધે?

યથાર્થ વક્તા ભગવાને કહ્યું કે પાછળના બે વિકલ્પોને છોડીને અર્થાત્ પોતાના ચાલુ ભવમાં જ આયુષ્યકર્મને બાંધે છે મતલબ કે બેડી સમાન આયુષ્યકર્મને બાંધ્યા વિના કોઈ પણ જીવાત્મા પોતાના ચાલુ ભવને છોડી શકતો નથી, જે હકીકત પહેલા ભાગમાં સ્પષ્ટ કરાઈ ગઈ છે, અને બાંધેલુ આયુકર્મ નરકગતિમાં ગયા પછી જ વેદાય છે.

નરકમાં ઉત્પન્ન થવાને યોગ્ય જીવ આ ભવમાં મહાવેદનાવાળો થાય? ઉત્પન્ન થતાં મહાવેદનાવાળો થાય? કે નરકમા ઉત્પન્ન થયા પછી મહાવેદનાવાળો થાય? જવાબમાં ભગવાને કહ્યું કે, 'આ ચાલુ ભવમાં પણ કદાચ મહાવેદના કે અલ્પવેદના વાળો થાય. ઉત્પન્ન થતાં પણ કદાચ મહા કે અલ્પવેદના થાય, પરંતુ થયા પછી તો એકાંત દુઃખરૂપ વેદનાને ભોગવે છે અને કદાચ સુખને પણ વેદે છે.

સારાંશ કે નરકગતિમાં ગયા પછી કર્મોનું અશુભ વેદન થાય છે અને તીર્થંકર ભગવંતોના જન્મ સમયે આખના પલકારા જેટલું સુખ થાય છે.

આ પ્રમાણે અસુરકુમારોને પણ દેવલોકમાં ઉત્પન્ન થયા

પછી જ એકાંત સુખરૂપ વેદનાને વેદે છે. દુઃખ તો કવચિત્ જ વેદે છે પૃથ્વીકાયિક જીવો ત્યાં ઉત્પન્ન થયા પછી જ વિવિધ પ્રકારે વેદનાઓને ભોગવે છે. મનુષ્યો પણ મનુષ્ય અવતારમાં જન્મ્યા પછી જ સુખ-દુઃખ કર્મોને ભોગવનારા બને છે.

સૂત્રમાં મૂકાયેલ 'કદાચ' શબ્દથી એમ સમજી શકાય છે કે મનુષ્ય અવતાર છોડીને નરકમાં જવાની યોગ્યતાવાળા કાળ સૌકરિક કસાઈને મૃત્યુના સમયે જેમ નારકીય વેદનાઓ ભોગવવી પડી છે, જેમકે અભયકુમારની સલાહથી તેના પુત્ર સુલસે પોતાના બાપના શરીરે વિષ્ટાનું વિલેપન કર્યું. ગરમ પાણી પાયું, કર્કશ શય્યા પર સુવડાવ્યા અને મેલા, ગંદા કપડાં પહેરાવ્યા અને નારક થવાવાળા કસાઈને નારકીય વેદનાઓ ભોગવતાં પણ સુખ થયું છે

પ્રશ્ન—આયુષ્યકર્મ આભોગથી બંધાય કે અનાભોગથી? ભગવાને કહ્યુ કે અનાભોગથી જ આવતા ભવનું આયુષ્ય બંધાય છે, જ્યારે શુભ કે અશુભ કર્મોમાં જીવાત્મા એકરસ થઈ જાય છે અને તેના અધ્યવસાયો પણ રાગ-દ્વેષને વશ થઈ તદાકારતામાં તલ્લીન બની જાય છે ત્યારે આવતા ભવને માટે આયુષ્ય બધાય છે, અને ખાસ કરીને પર્વતિથિઓમાં, મોટા પર્વોમાં આયુષ્ય બંધાય છે માટે પર્વતિથિઓમાં, મોટી તિથિઓમા અને પર્યુષણા મહાપર્વ તથા આયબીલની ઓળી જેવા મોટા પર્વોમાં પાપ, પાપભાવના, વેર, ઝેર કરવા નહીં. તથા શુભ અને પવિત્ર ભાવમાં રહેવું. આભોગ—એટલે હું આવતા ભવનું આયુષ્ય બાંધુ આવી ઈચ્છા કરવા માત્રથી કોઇ જીવ પોતાની ઈચ્છા પ્રમાણે આયુષ્યકર્મ બાધતું નથી માટે જ અનાભોગે (ઉપયોગ રહિતપણે) કર્મ બંધાય છે.

પ્રશ્ન—અત્યંત દુઃખપૂર્વક ભોગવાય તેવા કર્કશ કર્મો શાથી બંધાય છે?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે-સર્વશ્રેષ્ઠ મનુષ્યઅવતાર મેળવીને બીજા માનવો સાથે સ્વાર્થ-લોભ-પ્રપંચ આદિને લઈને વૈર, વિરોધ, હિંસા, મારફાડ, ચોરી, દુરાચાર આદિ દુષ્કર્મો કરે છે. તેઓ આવતા ભવને માટે દુઃખેથી સહન થાય તેવા કર્કશ અસાતાવેદનીય કર્મોને ઉપાર્જન કરે છે.

આનાથી વિરુદ્ધ આવતા ભવને માટે અકર્કશ એટલે સાતા-વેદનીય કર્મ શી રીતે બંધાય છે? આ પ્રશ્નના જવાબમાં ભગવાને ફરમાવ્યું કે—

पाणाणुकंपाए-એટલે બેઈન્દ્રિય, તેઈન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવો પ્રત્યે દયભાવ રાખવાથી.

भूयाणुकंपाए-વનસ્પતિકાયના જીવોના છેદન-ભેદન આદિ કાર્યોમાં કરુણાભાવ રાખવાથી.

जीवाणुकंपाए—પંચેન્દ્રિય અને તિર્યંચો પ્રત્યે દયાભાવ રાખવાથી.

सत्ताणुकंपाए-પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુકાયના જીવો પ્રત્યે અનુકંપાપૂર્વક ઉપયોગ રાખવાથી.

अदुःखणयाए-બીજા જીવોને દુઃખનું કારણ નહીં બનવાથી.

असोयणयाए-બીજાઓની હાલત દયનીય બની જાય તેવા કાર્યો નહીં કરવાથી.

अजूरणयाए-બીજા જીવોના શરીરનો ક્ષય થાય તેવી રીતે તેમને શોક-સંતાપ નહીં આપવાથી.

अतिप्पणयाए-આપણા નિમિત્તે કોઇને પીડા થાય તેવું નહીં કરવાથી.

अपिट्टणयाए-કોઇને પણ લાકડા વગેરેથી નહીં મારવાથી.

अपरियावणयाए-બીજાઓને કોઈ પણ જાતનું કષ્ટ નહીં દેવાથી જીવ માત્ર આવતા ભવમાં શાતાવેદનીય અને લાંબુ આયુષ્ય બાંધે છે.

ત્રિશલા માતાએ પૂર્વભવમાં ખૂબ જ સાતાવેદનીય કર્મ બાંધ્યું હતું, જેને લઇને જિંદગીની છેલ્લી ક્ષણ સુધી તેમને બધી રીતે સાતા રહી હતી. જ્યારે દેવાનંદાએ જેઠાણીરૂપે પૂર્વભવમાં દેરાણી (ત્રિશલા)ને રોવરાવી, માર મારી, દેવર પાસે માર ખવરાવીને ખૂબ શોક, સંતાપ અને કષ્ટ દેવાથી ભયંકર અસાતાવેદનીય કર્મ બાંધ્યું હતું, જે દેવાનંદાના ભવમાં ભોગવવું પડયું હતું.

**છઠ્ઠા આરાના ભાવો :**

પ્રશ્ન-આ જ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રમાં ચાલુ પાંચમો આરો લગભગ ૧૮,૫૦૦ વર્ષ વીત્યા પછી પૂરો થશે, અને આ અવસર્પિણી કાળનો છઠ્ઠો આરો બેસશે, જે દુષમા-દુષમા નામનો છે. જેમાં ભયંકર દુઃખોની પરંપરા ચાલુ રહેશે દુષમા-સુષમા નામના કંઈક સુંદર એવા આ પાંચમા આરામાં જે ભાગ્યવંતો જૈનકુલ, સુખની બધી સામગ્રી અને બીજા પણ પુણ્યના પ્રકારો મેળવ્યા પછી પણ અરિહંત ભગવંતોની પૂજા, પંચ મહાવ્રતધારી ગુરુમહારાજોના દર્શન-વંદન તથા શક્તિ હોવા છતાં પણ સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, નવકારસી, એકાસણું, આયંબીલ, ઉપવાસ, દીન દુઃખીઓની સેવા આદિ પુણ્ય કાર્યો કરવામાં પોતાની

શક્તિનો ઉપયોગ નહીં કરે અને હિંસક કાર્યો, અસત્યાચરણ, વેપાર-રોજગારમાં કૂડકપટ, પરસ્ત્રીગમન, શરાબ-પાન આદિ દુષ્ટ કૃત્યોમાં પોતાના જીવન પૂરા કરશે તેમને માટે દુર્ગતિના દ્વાર ઉઘાડા જ હશે અને પોતાના ભયંકર કૃત્યો એટલે પાપ દ્વારા હજારો-લાખો-કરોડો જીવો સાથે જે વૈર બાંધ્યું હશે તેના માઠા ફળો ભોગવવા માટે છઠ્ઠા આરામાં મનુષ્ય કે તિર્યંચ તરીકે જન્મ લેવો જ પડશે.

સમવસરણમાં બેઠેલા બધાએ જીવોને દુર્ગતિના તથા છઠ્ઠા આરાના મહાભયંકર દુ:ખો સાંભળીને સદ્ધર્મ, સદ્‌વર્તનમાં સ્થિર થાય તેવા આશયથી ગૌતમસ્વામીજીએ પૂછ્યું કે—હે ભગવન્ ! પાંચમો આરો પૂરો થયે છઠ્ઠા આરામાં ભારતભૂમિનો આકાર અને ભાવોનો આવિર્ભાવ કેવો થશે ?

હે ગૌતમ ! તે સમયે ભારતવર્ષમાં મહાભયંકર દુ:ખો ભોગવવા પડશે. જેથી મનુષ્યો 'હા, હા' શબ્દ કરશે. દુ:ખાર્ત પશુઓ 'ભાં ભાં' રવ કરશે. ત્રસ્ત પક્ષીઓ ચીચીઆરી કરી કોલાહલ કરશે. કાળના પ્રભાવથી સહન ન થાય તેવા કઠોર, ધૂળથી મેલા, સુસવાટા મારતા ભયંકર વાયુઓ વાવા લાગશે, ચારે બાજુએ ધૂળના ગોટેગોટા ઉડશે, રજથી મલિન અને પ્રકાશ રહિત અંધકારથી વ્યાપ્ત દિશાઓ ધૂમાડા જેવી ઝાંખી લાગશે, કાલની રુક્ષતાથી ચંદ્ર વધારે ઠંડો લાગશે; અને સૂર્ય વધારે ઉષ્ણ લાગશે. ઘણા જ વિકૃત રસવાળા, વિરુદ્ધ સ્વાદવાળા, ખારા અને ખાતર જેવા ધૂસરિત પાણીવાળા, અગ્નિની જેમ દાહક, વિજળીથી ઝબકતા, અપેય પાણીને વરસાવનાર મેઘો થશે. જેથી મૂશળધાર વરસાદ વરસશે. જેમાં આ ભારતવર્ષના પશુ, પક્ષીઓ, મનુષ્યો, વૃક્ષ, લતા આદિ ઔષધિઓનો નાશ થશે,

વૈતાઢ્ય સિવાય ડુંગરાઓ, ધૂળના ઊંચા સ્થળો, રજ વિનાની ભૂમિઓ નાશ પામશે. ગંગા અને સિંધુ આ બે નદીઓ સિવાય પાણીના ઝરાઓ, ખાડાઓ ઊંચા-નીચા સ્થળો સરખા થશે

પ્રશ્ન—ભારત ભૂમિનો આકાર કેવો રહેશે ?

જવાબમાં ભગવાને કહ્યું કે તે કાળે ભૂમિ અંગારા જેવી, છાણાના અગ્નિ જેવી ભસ્મીભૂત થયેલી, તપી ગયેલા કડાય જેવી, તાપથી સાક્ષાત અગ્નિ જેવી, બહુ ધૂલ અને કાદળવાળી, સેવાળને કારણે ભૂમિ પર મનુષ્યોને ચાલવું પણ ભારે પડશે તેવી ભૂમિ થશે.

તે સમયના મનુષ્યોનો આકાર અને ભાવનું વર્ણન કરતાં ત્રણે કાળના પદાર્થોને પ્રત્યક્ષ કરનારા ભગવાને ફરમાવ્યું કે–

તે સમયે મનુષ્યોના શરીર રૂપ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ઘણા જ ખરાબ થશે. અનિષ્ટ, અમનોજ્ઞ અને મનને ન ગમે તેવું તેમનુ શરીર હશે હીન, દીન, અનિષ્ટ, તેમના સ્વર હશે. નિર્લજ્જ, કુડ, કપટ, કલહ, વધ, બંધ અને વૈરકર્મમાં આસક્ત રહેશે મર્યાદાનું ઉલ્લંઘન કરનારા, અકાર્યમાં તત્પર, માતા-પિતાની આજ્ઞાને નહીં માનનારા, ઉદ્ધત અને અવિનયી હશે. તેઓનું રૂપ બેડોળ, નખ, વાળ, દાઢી, મૂછ અને શરીરના રોમ ડુક્કર જેવા વધી ગયેલા હશે ભયંકર રૂપવાળા, વાકા વળી ગયેલા ગાત્રવાળા, કરચલી પડી ગયેલા શરીરવાળા હશે. ત્રાંસી આંખો, વાંકુ નાક, બેડોળ મુખ હશે. ખસ અને ખરજવાવાળા, ખજવાળવાથી વિકૃત શરીરવાળા, કોઢ આદિનો રોગવાળા, ફાટી ગયેલી ચામડીવાળા, ઊંટ આદિ જાનવરો જેવી ગતિવાળા, ખરાબ સંઘયણ-હાડકાની રચનાવાળા અને સંસ્થાન એટલે

શરીરની ખરાબ આકૃતિવાળા, સ્થાન, શય્યા અને ભોજન પણ જેમના ખરાબ હશે પ્રત્યેક અંગમાં વ્યાધિઓવાળા, વારંવાર ઠંડી અને ગરમીથી વ્યગ્ર બનેલા, ક્રોધ, માન, માયા અને લોભ મર્યાદાતીત હશે ધર્મ શ્રદ્ધા અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ થયેલા હશે એક હાથ શરીરના પ્રમાણવાળા, વીસ વર્ષની આયુષ્યવાળા, પુત્ર પૌત્રાદિમાં અત્યંત સ્નેહવાળા, નાની ઉમ્રમાં યુવાવસ્થાને પ્રાપ્ત કરનારા માટે ઘણી સંખ્યામાં પુત્ર–પુત્રીઓના બાપ થશે છઠ્ઠા આરાને અંતે ૭૨ મનુષ્યોના કુટુંબો ગંગા અને સિંધુ નદીના કનારે વૈતાઢ્ય પર્વતની નિશ્રામાં રહેશે અને જીવન પૂરુ કરશે.

તે સમયના મનુષ્યોના આહારનું વર્ણન કરતાં ભગવાને કહ્યું કે—બહુ જ થોડા વિસ્તારમાં વહેનારા ગંગા અને સિંધુ નદીના પાણીમા થનારા ઘણા માછલા અને કાચબાઓને પકડીને રેતીમાં દાટશે, ટાઢ અને તડકાઓથી બફાયેલા તે જીવોનું ભક્ષણ કરનારા તે મનુષ્યો હશે. આ છઠ્ઠો આરો ૨૧ હજાર વર્ષનો છે.

શીલ રહિત, મર્યાદાનો ભંગ કરનારા, પચ્ચક્ખાણ રહિત, પ્રાયઃ માંસાહારી, મત્સ્યાહારી, મદ્યસેવી તથા મૃત શરીરનો આહાર કરનારા આ છઠ્ઠા આરાના મનુષ્યો મરીને પ્રાયઃ કરીને નરક અને તિર્યંચ ગતિમાં જન્મ લેનારા થશે.

તે સમયના વાઘો, સિંહો, વરૂઓ, દીપડાઓ, રીંછો વગેરે જાનવરો પણ પ્રાયઃ નરક અને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થશે કાગડાઓ, મોર આદિ હિંસક પક્ષીઓ પણ હલકી ગતિમાં જશે.

આવા પ્રકારના સ્પષ્ટ વર્ણન પછી પણ આ વર્તમાન ભવને જો સદ્કાર્યો દ્વારા સુધારશો નહીં તો તિર્યંચ અને નરકગતિ આપણે માટે તૈયાર છે, જ્યાંથી ઘણા લાંબે કાળે પણ પાછો મનુષ્ય

ભવ પ્રાપ્ત થવો દુર્લભ થઈ પડશે અને ભાગ્યજોગે છઠ્ઠા આરામાં મનુષ્ય અવતાર પામી ગયા તો ભયંકર પાપ-કર્મો કરીને સંસાર રૂપી ભવસમુદ્રમાં ડૂબ્યા વિના રહી શકીએ તેમ નથી માટે ઉત્સર્પિણી કાળમાં થનારા તીર્થંકર દેવોનું શાસન આપણે પામવા માગતા હોઈએ તો આ ભવમાં આશ્રવ માર્ગનો યથા-શક્ય ત્યાગ કરીને સંવર ધર્મનું આરાધન કરવું જોઈએ. જેથી દેવગતિ પ્રાપ્ત થશે અને તિર્થંકર દેવ, ગણધર ભગવંત અથવા વિશિષ્ટ જ્ઞાની મુનિરાજોના ચરણે આવવાનું થતાં જ આ ભવની અધુરી આરાધના તે ભવમાં પૂરી થશે

ખૂબ સમજી લેવાનુ કે આ મનુષ્ય અવતાર જ આપણી કસોટી માટે છે. માટે મનજીભાઈને મારી તથા તનજીભાઈને કંટ્રોલમાં લઈ જેટલું બને તેટલું તપ, જપ, ધ્યાન કરી લેવામાં જ આપણું ભલું છે.

છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત.



# શતક સાતમું : ઉદ્દેશક–૭

## આશ્રવ અને સંવરનું સ્વરૂપ

પ્રશ્ન—અશુભ માર્ગમાં ગમન કરનારી પાંચે ઇન્દ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભરૂપી ચારે કષાયો, પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહરૂપી પાંચ અવ્રતો. અશુભ અને અશુદ્ધ રસ્તે પ્રવૃત્ત થયેલા મન–વચન–કાયારૂપી ત્રણ યોગો તથા સરભ, સમારંભ અને આરંભ કરાવનારી પચ્ચીસ ક્રિયાઓ, આ પ્રમાણે બેંતાલીસ પ્રકારના આશ્રવ શાસ્ત્રમાં બતાવ્યા છે જેનાથી જીવ દુર્ગતિનો ભાગી થાય છે.

જ્યારે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિમા રમણ કરનાર, બાવીશ પરિષહોને સમભાવે સહન કરનાર, દશ પ્રકારના સાધુના ધર્મને સારી રીતે પાળનાર, પોતાના મનને વશ કરવા માટે પુનઃ પુનઃ બાર પ્રકારની ભાવનાનુ મનન કરનાર તથા પાચે પ્રકારના ચારિત્રોના પાલનમાં મસ્ત બનેલા મુનિરાજો સંવરધર્મનું સમ્યક્ પાલન કરે છે. ગૃહસ્થાશ્રમી, વ્રતધારી, ભાગ્યશાળી શ્રાવક પણ યથાશકય આશ્રવના માર્ગને છોડી દેશે, તો એ તે સવરધર્મી કહેવાશે. અથવા ૪૮ મિનિટ માટે પાંચ ઇન્દ્રિયોને કાબૂમા રાખનારો શ્રાવક તેટલા સમય પૂરતો સંવરધર્મનો આરાધક બનશે અને સદ્ગતિમાં પોતાનું સ્થાન જમાવશે.

પ્રશ્ન—સંવરધર્મી આત્મા કોઈ કાળે કામ અને ભોગથી લેપાતો નથી તેથી જિજ્ઞાસા થાય છે કે કામ એ શું છે? અને ભોગ એ શું છે? બંને રૂપી છે કે અરૂપી? સચિત્ત છે કે

અચિત્ત? જીવ છે કે અજીવ છે? જીવોને અને અજીવોને કામ હોય છે? ભોગ કેટલા પ્રકારે છે? ઇત્યાદિ પ્રશ્નો ગૌતમસ્વામીએ ભ૦ મહાવીરને પૂછ્યા છે અને ભગવાને તેના જવાબ આપ્યા છે.

કામો રૂપી હોય છે, અરૂપી નથી હોતા કેમ કે કામની ઉત્પત્તિ ઇચ્છામાંથી થાય છે અને ઇચ્છા મોહથી ઉદ્ભવે છે. મોહ કર્મરૂપ છે અને કર્મો પુદ્ગલો જ હોય છે પુદ્ગલો રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળા હોવાથી મૂર્ત અર્થાત્ રૂપી હોય છે, તેથી કામો પણ રૂપી છે આ જ પ્રમાણે ભોગ માટે પણ જાણી લેવું.

સચિત્ત અને અચિત્તના સંબંધમાં ભગવાને ફરમાવ્યું કે–સંજ્ઞી પ્રાણીના રૂપની અપેક્ષાએ કામ સચિત્ત છે અને શબ્દ દ્રવ્યની અપેક્ષાએ તથા અસંજ્ઞી જીવોના શરીરના રૂપની અપેક્ષાએ કામો અચિત્ત પણ છે સારાશ કે સંજ્ઞી જીવનું મન કામને વિષયભૂત કરે છે. 'મન' શબ્દથી અહીં ભાવમન લેવાનું છે, કેમકે ભાવમન જ સચિત્ત છે. તેથી જ્યારે તે સંજ્ઞી જીવના મન દ્વારા વિષયભૂત થાય છે ત્યારે વિષય અને વિષયીમાં અભેદ માનીને તેને સચિત્ત માનવામાં આવ્યું છે પણ જ્યારે તે કામ અસંજ્ઞી જીવના શરીરનું વિષયીભૂત થાય છે ત્યારે તેને અચિત્ત માનવામાં આવે છે. કેમકે અસંજ્ઞી જીવનુ શરીર પૌદ્ગલિક હોવાથી અચિત્ત હોય છે માટે કામ પણ અચિત્ત છે

જીવોના શરીરરૂપની અપેક્ષાએ કામ જીવરૂપ છે અને શબ્દની અપેક્ષાએ તથા પુતળી અને ઢીંગલીની અપેક્ષાએ કામ અજીવરૂપે પણ છે. કામો જીવને જ હોય છે, અજીવોને નથી હોતા. આ પ્રમાણે ભોગમાં પણ ઘટાવી લેવું.

કામનો અર્થ આ પ્રમાણે કરાયો છે· માનસિક જીવનમાં જેની અભિલાષા કરાય, પરંતુ શરીરના સ્પર્શ દ્વારથી જે ભોગવવામાં આવતા નથી એટલે કે ઇચ્છા મનથી જેની ઉત્પત્તિ છે, પરંતુ શરીરના ભોગમાં નથી આવતા તે કામ કહેવાય છે અને શરીર દ્વારા જેનો ભોગ થાય છે તે ભોગ કહેવાય છે

શબ્દ અને રૂપ આ બે કામો છે.

ગંધ, રસ અને સ્પર્શ આ ત્રણે ભોગો છે. પચેન્દ્રિયજાતિ-નામકર્મને લઈ પાંચે ઇન્દ્રિયોને પ્રાપ્ત થયેલા જીવને, પાંચે કામ ભોગો હોય છે અહીં કામભોગથી એકલો વિષયવાસનાનો ભોગ જ નહીં લેતા, પાચે ઇન્દ્રિયો પોતપોતાના કામોમાં અને ભોગોમાં અત્યંત આસક્ત બનીને તીવ્ર અભિલાષપૂર્વક તે કામોને તથા ભોગોને ભોગવે તે કામભોગ કહેવાય છે. ઇન્દ્રિયોના વિષયો નિયત છે તે આ પ્રમાણે છે

સ્પર્શેન્દ્રિય–પ્રત્યેક પદાર્થમાં રહેલા સ્પર્શનું ગ્રહણ કરે છે
રસેન્દ્રિય–પ્રત્યેક પદાર્થમા રહેલા મધુરાદિ રસને ગ્રહે છે.
ઘ્રાણેન્દ્રિય–પ્રત્યેક પદાર્થમાં રહેલા ગંધને ગ્રહે છે.
ચક્ષુરિન્દ્રિય–પ્રત્યેક પદાર્થમાં રહેલા રૂપ(વર્ણ)ને ગ્રહણ કરે છે
શ્રોત્રેન્દ્રિય–પદાર્શના શબ્દને ગ્રહણ કરે છે.

ઇન્દ્રિયો મનને સ્વાધીન હોય છે અને મન આત્માને સ્વાધીન હોવાથી અનાદિકાળથી આત્માએ અનંત ભવોમાં અનંતાનંત પદાર્થોનો કામભોગ કર્યો છે. માટે તે પ્રત્યેક ભવના કામભોગોના સંસ્કારો આત્માના પ્રત્યેક પ્રદેશો ઉપર વિદ્યમાન હોવાથી આપણા આત્માની સહજગતિ કામભોગોને મેળવવાની

જ હોય છે. અનાદિકાળના લંગોટિયા મિત્ર જેવું મન પણ તેમાં સાથ આપે છે અને મનથી પ્રેરિત થઈને ઇન્દ્રિયો પણ કામભોગોને મેળવવા માટે આત્માને સાથ દેવા સદૈવ તત્પર જ હોય છે. એવી સ્થિતિમાં શરાબના નશાની જેમ કામ ભોગોનો નશો પણ આત્માને કિંકર્તવ્યમૂઢ બનાવીને ભયંકરમાં ભયંકર દુષ્કૃત્યો અને દુરાચારો તરફ પ્રસ્થાન કરાવી આપે છે.

જ્ઞાનરૂપી તલવાર અને વૈરાગ્યરૂપી ઢાલ વિનાના આત્માને પાંચે ઈન્દ્રિયોના ૨૩ વિષયોરૂપી કામભોગોની સ્મૃતિ પ્રતિક્ષણે સતાવી રહી છે. દિવસ અને રાતના ૨૪ કલાક, એક કલાકની ૬૦ મિનિટ, ૧ મિનિટની ૬૦ સેકંડ અને એક સેકંડની ૬૦ પ્રતિસેકન્ડ હોય છે. કામભોગોથી વાસિત આત્મા ચાહે ગમે ત્યા બેઠો હશે તોએ પ્રતિસેકન્ડ માટે પણ કામભોગોના વિચાર છોડી શકે તેમ નથી. કદાચ ક્ષણ સ્થાયી અપુષ્ટ વૈરાગ્યના કારણે કામભોગોથી થોડી વારને માટે મુક્ત થવાની ચાહના કરે છે, પણ અત્યંત બલવત્તર અવસ્થાને પ્રાપ્ત થયેલા કામભોગો આત્માને છોડતાં નથી અને ગમે તે પ્રતિસેકન્ડે પણ આત્મા કામભોગોને આધીન બને છે.

બેશક, મોહરાજાના અત્યંત સશક્ત સૈનિક પદવીને ધારણ કરનારા આ કામભોગોની સામે વૈરાગ્યરાજાની છાવણી સ્વીકાર કરી પોતાની વ્યૂહરચના જબરદસ્ત બનાવી દીધેલા આત્માની સામે આ કામભોગો હતાશ થઈને કમજોર બને છે. અન્યથા ગમે તેવા સાધકને ચાહે તે નગ્ન હોય, ઉપવાસી હોય કે દીર્ઘતપસ્વી હોય તો પણ નંદિષેણ મુનિની જેમ ચલાયમાન કરતાં વાર લાગવાની નથી. મોહરાજાના આ સૈનિકોનુ એટલુ જ કામ છે કે તેઓ સાધક માત્રને સૌથી પહેલા પદાર્થમાત્રને સ્પર્શવાની,

રસાસ્વાદ કરવાની, સુગંધ પ્રત્યે આસક્ત બનાવવાની, આંખથી વસ્તુને જોવાની અને કાનથી સાંભળવાની ઈચ્છા–અભિલાષા ઉત્પન્ન કરાવે છે, અને એકવાર આત્મામાં કામભોગોની અભિલાષા થઈ તો મનમાં ચંચલતાનો પ્રવેશ થતાંજ ગમે તેવા પ્રતિકારોને ઠોકરે મારીને પણ તે સાધક કામભોગોને મેળવવા માટેની પ્રવૃત્તિ સ્વીકાર્યા વિના રહે તેમ નથી. અને જેમ જેમ તે પદાર્થોને સ્પર્શવાની, ચાખવાની, સૂંઘવાની, જોવાની કે સાંભળવાની ઈચ્છા વધતી જશે તેમ તેમ 'કામ'નું પ્રાબલ્ય તેના આત્માના પ્રત્યેક પ્રદેશમાં જોર કરશે. આ પ્રમાણે વધી ગએલી કામેચ્છા પછી તે મનગમતા પદાર્થો ખાવાની હોય, સ્ત્રીઆદિનો સ્પર્શ કરવાની હોય, સુગંધી પદાર્થોને સૂંઘવાની હોય, મનગમતી સ્ત્રીને જોવાની હોય કે મનગમતા શબ્દોને અથવા પ્રાણપ્યારી વ્યક્તિના શબ્દોને સાભળવાની હોય–આત્માને અત્યત કામી બનાવ્યા વિના રહેશે નહિ અને कामात्क्रोधोऽभिजायते કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે.

આપણા જ જીવનમા લાખો વાર બનેલી ઘટનાઓને યાદ કરીએ તો સહજ સમજી શકાય છે કે જ્યારે જ્યારે આપણે ક્રોધાવેશમાં આવ્યા છીએ ત્યારે ત્યારે તેના મુખ્ય કારણરૂપે 'કામ' (પાંચે ઇન્દ્રિયોના ૨૩ વિષયોને પ્રાપ્ત કરવાની લાલસા–લોભ) જ હોય છે. માટે જ કામમાંથી ક્રોધ ઉદ્ભવે છે. કેમકે માણસના પુણ્યકર્મો પ્રત્યેક સમયે એક સમાન નથી હોતા માટે જ મન ગમતા ભોગ્યપદાર્થના ભોગવટામાથી જ્યાથી પ્રતિકારની સંભાવના રહે છે, ત્યાં ક્રોધની માત્રા ભડક્યા વિના રહેવાની નથી. અથવા જે પદાર્થ આપણો ભોગ્ય હોય તે પદાર્થના માલિકનો મિજાજ આપણા પ્રત્યે એક સમાન નથી હોતો. ત્યારે પણ તે ભોગ્ય પદાર્થ ઉપર અથવા તેના માલિક ઉપર આપણે રોષે ભરાઈ જઈએ છીએ. જેમ કે—

૧. મનગમતી સ્ત્રી સાથે વાર્તાલાપ કરવા માટે જે વ્યક્તિ આપણને રોકે છે, તેના પ્રત્યે ૧૦૮ ડિગ્રીનો ક્રોધ થયા વિના રહેતો નથી

૨. મનગમતા રંગના કપડા, મનગમતી કટીંગ જો ન થઈ હોય તો ક્રોધમાંને ક્રોધમાં કપડું લાવનાર વ્યક્તિને અને સીવવાવાળા દરજી ઉપર ગાળોનો વરસાદ વરસાવીએ છીએ

૩. ઇચ્છા પ્રમાણેની ચટણી, મસાલો, ભોજન કે પેયપદાર્થો નહીં મળતાં પીરસેલી થાળીને કે પેયપદાર્થોથી ભરેલા ગ્લાસોને પણ રસોઈ કરનાર ઉપર ફેંકી દેતા કેટલી વાર લાગે છે ?

૪. મનગમતી સ્ત્રીનું કે મનગમતા પુરુષનું દૃઢ આલિંગન કરવાનો ચાન્સ મળતો હોય તે વખતે આપણા વડીલો આપણને સલાહ દેવા તૈયાર થાય ત્યારે આપણા મનજીભાઈની મઝા જોવા જેવી થઈ જાય છે, પછી તે સલાહ દેનાર આપણા ગુરુ હશે તોયે તે વખતે કે ભાવીને માટે પણ આપણા કટ્ટર શત્રુ જેવા જ લાગશે.

૫. આંખ બંધ કરીને મંદિરમાં બેઠા પછી પણ પાછળથી મનગમતી વ્યક્તિનું મધુર ગીત સંભળાણુ તો આપણું ધ્યાન અને પ્રાણાયામની દશા આપણે જ જાણતા હોઇએ છીએ.

આ પ્રમાણે કામોમાથી ક્રોધની ઉત્પત્તિ પ્રત્યક્ષ ગમ્ય છે યોગશાસ્ત્રમા હેમચંદ્રાચાર્ય મહારાજ કહે છે કે कषायान् विजेतुं इन्द्रियाणां विजेतृत्व आवश्यकमेव ।

ક્રોધની માત્રા જ્યારે વધી પડે છે ત્યારે મોહાવસ્થા એટલે મૂઢાવસ્થા પણ વધતાં માણસ વિવેકશૂન્ય બને છે મોહઅવસ્થામાંથી સ્મૃતિનો નાશ થાય છે. સ્મૃતિના નાશમાં ભૂત, ભવિષ્ય

અને વર્તમાનનો નિર્ણય કરાવનારી બુદ્ધિ નામની આત્માની પટ્ટરાણી પણ રીસાઈને પોતાને પીયર ચાલી જાય છે અને સદ્‌બુદ્ધિ જતા અનાદિકાળની વેશ્યા જેવી દુર્બુદ્ધિ જ સાધકના ગળે વળગીને આત્માનો સર્વનાશ કરાવી દે છે

આ બધા કારણોથી શાસ્ત્રકારોએ કામભોગોને દુસ્ત્યાજય કહ્યા છે. કેમકે એક પછી એક ગુણઠાણા પ્રાપ્ત કરવાની સાધકની ઈચ્છાને સમૂળ નાશ કરનારા આ કામભોગો છે. યોગીરાજ આનંદઘનજીએ પણ ઠીક કહ્યું છે કે, 'આગમ આગમધરને હાથે, નાવે કિણ વિધ આંકુ....' એટલે કે ભગવતીસૂત્રના કે કલ્પસૂત્રના પવિત્ર પાના હાથમા રહ્યે છતે પણ આંખ પોતાની ચાલાકી અને કાન પોતાનો વક્રસ્વભાવ છોડે તેમ નથી. તો પછી સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય કે ઘ્રાણેન્દ્રિય પણ શા માટે પાછળ રહે.

ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાને કામભોગોને શલ્ય અને વિષ જેવા કહ્યા છે. શલ્ય એટલે કામભોગોરૂપી કાંટો. આપણે સૌ જાણીએ છીએ કે નેમિનાથ ભગવાન પાસે દીક્ષિત થયેલા તેમના જ નાના ભાઈ રથનેમિના મનમાં રાજીમતીના કામ–ભોગોનો ભાવરૂપ કાંટો રહી જતા કેવી દશા થઈ હતી.

વિષ કરતાં વિષયમાં એક જ અક્ષર વધારે છે. છતાં વિષય એ અનંતાભવોને બગાડનાર છે જ્યારે વિષ તો માત્ર એક જ ભવને બગાડે છે. માટે આત્માનુ અધ:પતન કરાવનારા ઈન્દ્રિયોના ૨૩ વિષયોથી મન દૂર કરી આત્મામાં સ્થિર થવું એજ હિતાવહ માર્ગ છે.

પૂર્વના પુણ્યોદયે પાંચે ઈન્દ્રિયોના ત્રેવીસ વિષયોની પ્રાપ્તિ થયા પછી પણ તેમના ભોગવટામાં વિવેક રાખવો. જેમકે :—

૧. પુણ્યાનુબંધી પુણ્ય—અગણિત ધનરાશિ, યુવાવસ્થા, સુંદર શરીર અને મનગમતા ભોગ્યપદાર્થો મળવા છતાં જિનદેવના ધર્મનો આશ્રય લઇને નિરર્થક થતાં પાપોમાંથી બચી જવાના ઈરાદાથી પોતાનુ ધન મહાવ્રતધારીઓના દર્શન-જ્ઞાન અને ચારિત્રની વૃદ્ધિ થાય તે રીતે વાપરશે યુવાવસ્થાને ઊંધે માર્ગે નહીં લઈ જતાં ભોગ્યરાત્રિઓને પણ મર્યાદિત કરશે, રૂપાળા શરીરમા એક પણ દુર્ગુણ પ્રવેશ ન કરે તેની કાળજી રાખશે અને મનગમતા ભોગ્યપદાર્થો પોતાને આર્ત્તધ્યાન તેમજ અત્યંત રાગી ન બનાવવા પામે તે માટે સાવધાન રહેનારો ભાગ્યશાળી પુણ્યાનુબંધી પુણ્યનો માલિક બનશે.

૨. પુણ્યાનુબંધી પાપ—પાપકર્મોની તીવ્રતાના સમયે પણ પોતાના આત્માને સંયમિત કરી કામભોગોના ભોગવટામાંથી મનને દૂર કરી સદ્‌બુદ્ધિ, સદ્‌વાસના અને સદ્‌વિવેકનો માલિક બનશે.

૩. પાપાનુબંધી પુણ્ય—પુણ્યપ્રાપ્ત સામગ્રીને કામભોગોના ભોગવટામા વાપરી આત્માને ભારે બનાવશે.

૪. પાપાનુબંધી પાપ—જેમના વિવેકરૂપી દીવડા સર્વથા બુઝાઈ ગયા હશે તે નહીં મળેલા કામભોગોને મેળવવા માટે પ્રતિક્ષણ રાત-દિવસ એક કરશે અથવા આર્ત્ત અને રૌદ્ર ધ્યાનમાં જ લીન રહેશે

પ્રશ્ન—છદ્મસ્થ માણુસ જે આ ભવમાં દેવલોકમાં ઉત્પન્ન થવાને યોગ્ય છે, પણ તેનું શરીર અતિ દુર્બળ હોવાના કારણે તે ઉત્થાન, કર્મ, બળ, વીર્ય અને પુરુષાર્થવડે ઘણા ભોગોને ભોગવવા માટે સમર્થ હોતો નથી ? આપશ્રી પણ આ મારી વાતનું સમર્થન કરો છો ?

જવાબમાં ભગવાને કહ્યું કે–તારી વાતનું હું સમર્થન કરતો નથી, પણ મારૂં કહેવું એમ છે કે હે ગૌતમ! તે જીવ—

ઉત્થાન એટલે ઉભા થવા રૂપ ચેષ્ટા વડે.

કર્મ એટલે ભ્રમણ આદિ ક્રિયાઓ વડે.

બળ એટલે શરીર સામર્થ્ય વડે.

વીર્ય એટલે પોતાના આત્મબળ વડે.

પુરુષાકાર એટલે પોતાના સ્વાભિમાન વડે

આ પ્રમાણેના પાંચે પ્રકારે તે જીવાત્મા પોતાના વિપુલ ભોગોને ભોગવવા માટે સમર્થ બને છે અને જે ભોગોને ભોગવવા માટે સમર્થ હોય છે, તે પોતાને મળેલા ભોગોનો ત્યાગ કરીને સારામાં સારી નિર્જરા પણ કરી શકે છે તથા વિશિષ્ટ ફળનો માલિક બને છે, અર્થાત્ ભોગોના ત્યાગથી જ જીવ માત્ર કર્મોની નિર્જરા કરવા માટે સમર્થ બને છે.

જ્યાં સુધી જ્ઞાન અને વૈરાગ્યપૂર્વક ભોગોનો ત્યાગ નથી કરતો અને શરીરથી દુર્બળ છે, માટે મળેલા ભોગોને ભોગવવા માટે પણ સમર્થ નથી. તેવી અવસ્થામાં તે જીવ કર્મોની નિર્જરા કરી શકતો નથી, કેમકે ત્યાગની ભાવનાથી ત્યાગી નહીં બનેલો છતાં દુર્બળતાના કારણે અભોગી હોવા છતાં પણ તેના મનમાં ભોગો પ્રત્યેની લાલસા વિદ્યમાન હોય છે. ઘણા વૃદ્ધ માણસોને આપણે જાણીએ છીએ અને જોઇએ છીએ કે–ઉમરનો પરિપાક થવા છતાં અને શરીરના ગાત્રો સર્વથા શિથિલ બની ગયા છતાં પણ મૈથુનકર્મના ત્યાગની ભાવના તેમનામાં મુદ્દલ હોતી નથી. તે સમયે પણ તેઓ કહેતા હોય છે કે, કદાચ બિમારીમાંથી ઉગરી જાઉં તો.... પેલા ભર્તૃહરિ મહારાજ કહે છે તેમ—

अंगं गलितं पलितं मुण्डं दशन विहीनं जातं तुण्डं ।
वृद्धो गृहीत्वा याति दण्डं तदपि न मुञ्चति आशापिण्डं ॥

ગાત્રો ગળી ગયા, વાળો સફેદ થઈ ગયા, મોઢામાંથી બધા દાંતો પડી ગયા તો માણસ વાસનાને છોડવા સમર્થ થતો નથી.

નાની અને જુવાન ઉમરમા ખાવા–પીવાની જે આદતો પડી ગઇ હોય છે, તેના કારણે મરવાની તૈયારી છે છતાંએ સોગારીનો ટૂકડો ખાવો છે, બીડીની ફૂંક મારવી છે, હોટલની સેન્ડવીચ ખાવી છે અને બેટા, જમાઈ, પૌત્ર અને બેટીના બેટા અને બેટીઓને જોવાની તમન્ના ઓછી નથી થઈ. અને કેટલાએ કમ-ભાગ્ય જીવોને આનાથી પણ વધારે આગળ વધી ગએલા આપણે જોઈએ છીએ. તેઓ પોતાના પુત્રને કહે છે કે, ' બેટા! મારા મર્યા પછી પણ તારા કાકાના ઘરનું પાણી પીઈશ નહીં. બીજો વકીલ રાખજે પણ તારા કાકાના કપડા–દાગીના ભરબઝારમાં લીલામ કરાવીને જ જંપજે. પેલો લોહખુર ચોર મરતાં મરતાં પણ પોતાના બેટાને કહે છે જો તું મારો સપૂત હોય તો ' મહાવીરના સમવસરણમા જઈશ નહીં તેની વાણી સાંભળીશ નહીં. આપણા બાપદાદાના ધંધાને બંધ કરીશ નહીં ઈત્યાદિ દષ્ટાંતોથી આપણે જાણીએ છીએ કે મરનાર માણસ તે સમયે સાવ દુર્બળ છે, લાચાર છે અને તેવી અવસ્થામાં ભોગોને ભોગવી શકવાનો પણ નથી, તોએ તેની લાલસાથી આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં મરણ પામે છે.

પ્રશ્નોત્તરનું હાર્દ આ છે કે, ' સર્વથા અસહાય અવસ્થામાં આપણે લાચાર બનીએ તે પહેલા જ જ્યાં સુધી શરીરમાં શક્તિ છે, ઇંદ્રિયો બળવાન છે, જ્ઞાનશક્તિ સતેજ છે, વૃદ્ધાવસ્થા દૂર છે, અસાધ્ય રોગો શરીરને વળગ્યા નથી ત્યાં સુધી જ્ઞાન દ્વારા સમજીને

સંસારના ઘણા ભોગ્ય પદાર્થોને એક પછી એક છોડવાનો અભ્યાસ કરશો. મહિને મહિને પણ એક એક કુટેવ ઓછી થશે તો વર્ષભરમાં બાર કુટેવો આપણા કંટ્રોલમાં આવતાં આપણું જીવન અરિહંતોના શાસનમાં આવવા માટે લાયક બનશે. અથવા તો એક એક વર્ષે પણ જીવનમા પડેલી હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહના પાપોની એક પછી એક માયા છોડાતી જશે તો યે જીવનના અંત ભાગ સુધી પાપવર્ધક, પાપફળદાયક અને પાપપરંપરક ઘણી કુટેવોથી તમે મુક્ત બની શકશો. ખૂબ ખૂબ સમજી લેજો કે જીવનમાથી કુટેવો ગયા વિના, સારી આદતો કદી પણ આવવાની નથી. માટે—

૧. અહિંસક બનતાં પહેલા હિંસકકર્મો, હિંસક ભાષાઓ છોડવી પડશે.

૨. સત્યવાદી બનવા માટે જૂઠું બોલવાનું બંધ કરવુ પડશે. બકવાદ બંધ કરવો પડશે, ક્રોધ, લોભ, ભય અને હાસ્યની આદત છોડવી પડશે.

૩. અચૌર્યવ્રતી બનવા માટે ચોરી કરવાનું બંધ કરવું પડશે. ખોટા માપ, દાણચોરી આદિ ધંધા પર નિયંત્રણ મૂકવું પડશે.

૪ બ્રહ્મવ્રતી થવા માટે દેશથી કે સર્વથી મૈથુન કર્મની ચેષ્ટા છોડવી પડશે સદાચારી બનવું પડશે.

૫. સંતોષી થવા માટે બધા પ્રકારના પરિગ્રહો ઉપર નિયંત્રણ મૂકવુ પડશે.

આમ ભોગ્ય પદાર્થોનો ત્યાગ કરવાથી જીવો સાચા ત્યાગી બનશે અને દેવગતિ પ્રાપ્ત કરવાને યોગ્ય બનશે. અને અવધિ-

જ્ઞાની, પરમાવધિજ્ઞાની અને કેવળજ્ઞાની બનીને મુક્તિરમણીના સ્વામી બની શકશે.

પરમાવધિ અને કેવળજ્ઞાની તદ્દભવ મોક્ષગામી હોવા છતાં તેમને પણ ત્યાગની અત્યન્ત આવશ્યકતા છે એમ શાસ્ત્રકારો કહે છે.

સારાંશ કે ચરમ શરીરિઓને પણ ભોગ પદાર્થોથી ભરેલા સંસારનો ત્યાગ સર્વથા અનિવાર્ય છે.

**પ્રશ્ન**—અમનસ્ક એટલે મન વિનાના જીવો જેવા કે-પૃથ્વીકાયિકો, અપ્કાયિકો, અગ્નિકાયિકો, વાયુકાયિકો, વનસ્પતિકાયિકો, વિકલેન્દ્રિયો અને સંમૂચ્છિમો પણ અનાદિ કાળથી સંસારમાં ભમી રહ્યા છે તથા અજ્ઞાનાંધકાર અને મોહાન્ધકારમાં ડૂબી ગયેલા હોવાથી તેમને પણ કરેલા કર્મોની વેદના તો ભોગવવાની જ રહી તો હે પ્રભો ! તેઓ અકામ નિકરણ અર્થાત્ અનિચ્છાપૂર્વક વેદનાનું વેદન કરે છે?

જવાબમા ભગવાને ફરમાવ્યું કે—તે જીવો જ્ઞાનાવરણીય કર્મના પ્રબળ ઉદયવાળા હોવાથી અંધ છે અને તત્ત્વશ્રદ્ધા વિનાના તેમજ અત્યુત્કટ મોહનીય કર્મના ઉદયવાળા હોવાથી મૂઢ છે માટે અંધકારમાં પ્રવિષ્ટની જેમ આ બન્ને કર્મોની જાળમાં પૂર્ણરૂપે ફસાયેલા હોવાથી અમનસ્ક અવસ્થામાં વેદનાના અનુભવની ઇચ્છા વિનાના હોવા છતા પણ અજ્ઞાન અવસ્થામા જ સુખ-દુઃખની તીવ્ર વેદના ભોગવે છે. તે જીવો મનના અભાવવાળા હોવાથી જ્ઞાનશક્તિ શૂન્ય છે, માટે અનિચ્છાએ પણ કર્મોની અકથનીય વેદનાને ભોગવવી પડે છે.

સારાંશ કે-સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર વિનાના જીવો પોતાના મનુષ્ય અવતારમાં મિથ્યાત્વના ગાઢ અંધકારમાં હિંસક

અને અહિંસક, સત્ય અને અસત્ય, સદાચાર અને દુરાચાર, ત્યાગ અને ભોગનો વિવેક કરવામાં સર્વથા શૂન્ય હોય છે, તેથી આખી જીંદગી સુધી પોતાના સુખને માટે, ખાનપાન, મોહવાસના, શરીરના ભોગવિલાસ અને ઇન્દ્રિયોના ગુલામ બનીને અસંખ્યાતા જીવો સાથે વૈરની ગાંઠમાં બંધાય છે.

પૂર્વભવના પુણ્યકર્મના કારણે મળનારા ભોગ્ય પદાર્થો અહિંસક માર્ગે પણ મેળવી શકાય છે. પરંતુ વિવેક માર્ગનો જીવનમાં જ્યારે લોપ થાય છે ત્યારે પંચેન્દ્રિય જીવોના વધથી ઉત્પાદિત ખોરાક, ત્રસ જીવોના વધથી બનેલા વસ્ત્રો, અમુક પ્રકારના પેયો, તેમજ જીવનની મોજ માટે બીજા પણ હિંસક પ્રકારોનો માર્ગ સ્વીકારી લેવા તૈયાર રહેશે. અને પુણ્ય સંયોગથી મળેલા મનુષ્ય અવતારને સમાપ્ત કરી એકેન્દ્રિયાદિ અવસ્થામાં અકથનીય વેદનાનો અનુભવ કરશે. અનિચ્છાએ વેદનાને ભોગવતો વનસ્પતિકાયનો કોઈ પણ જીવ એ નથી ઇચ્છતો કે મારી ડાળ, પુષ્પ, ફળ, પાંદડા આદિ કોઈ તોડે, છેદે, બાળે કે બાફે. છતાંય અધાર્મિક મનુષ્યો વિના પ્રયોજને પણ ચાલતા જાય, ફરતા જાય અને ઝાડની ડાળ કે પાંદડા તોડતા જાય કોઈ પુષ્પોને તોડે, કોઈ ફળોને તોડે અને વળી કોઈ ઝાડ ઉપર લાગેલી નવી ઉગતી કળીઓને તોડે ફુલની એક એક પાંદડી જુદી કરી ગમે ત્યાં ફેંકી દે આ પ્રમાણે પોતાની જાતનો કોઈ પણ પ્રકારે પ્રતિકાર કરવા માટે સર્વથા અક્ષમ વનસ્પતિકાય પ્રતિક્ષણે અકામ વેદના ભોગવે છે

ગૌતમ સ્વામીજી આ પ્રશ્નના અનુસંધાનમાં બીજો પ્રશ્ન પૂછે છે કે, જ્ઞાનશકિત શૂન્ય અમનસ્ક જીવો ભલે અકામ વેદના ભોગવે, પરંતુ જેઓ સમનસ્ક જીવો જ્ઞાનશક્તિવાળા છે, તેઓ

શું અકામનિકરણ વેદના ભોગવવા માટે સમર્થ હોઈ શકે છે? જવાબમાં ભગવાને કહ્યુ કે, હે ગૌતમ! ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યો પણ ઉપયોગની શૂન્ય અવસ્થામાં અનિચ્છાપૂર્વક અકામનિકરણ વેદનાને ભોગવે છે. કારણ આપતાં ભગવાન કહે છે, ચાક્ષુષ પદાર્થોને જોવા માટેની શક્તિ હોવા છતાં પણ પ્રકાશના અભાવે અંધકારમાં રહેલા તેમ પાસે, સામે, પડખે, ઊંચા, નીચા, સ્થાને રહેલા પદાર્થો પણ જોવાતા નથી, તેમ ઉપયોગના અભાવમાં અર્થાત્ 'તે પદાર્થ મારે જોવો છે,' આવો અભિપ્રાય જીવનો ન થાય ત્યાં સુધી કોઈ પણ પદાર્થ જોવાતો નથી. આ પ્રમાણે ઈચ્છાશક્તિથી યુક્ત જીવ પણ ઉપયોગની અસ્થિરતાના સમયે જે સુખ દુઃખનું વેદન કરે છે તે અકામ–નિર્જરા કહેવાય છે અમનસ્ક જીવો ઈચ્છા અને જ્ઞાનશક્તિના અભાવે અજ્ઞાનદશામાં જેમ કર્મોનું વેદન કરે છે, તેમ સમનસ્ક જીવો ઉપયોગના અભાવમાં કરે છે.

સારાંશ આ છે: કર્મોનું વેદન સર્વથા અનિવાર્ય હોવા છતાં પણ ઉપયોગ વિનાના માણસની ખાવા–પીવા, ચાલવા, ઉઠવાની ક્રિયાઓમાં ક્યાંય એવી ભૂલ થાય છે, જેનાથી તેનું ખાવું, પીવું કે ચાલવુ આદિ ક્રિયાઓ અસાતાવેદનીયને ભોગવવા માટે જ બની જાય છે. અને ફરીથી તેવી સ્થિતિમાં નવા કર્મોનું બંધન પણ થાય છે. જ્યારે પોતાના આત્મામાં સ્થિર અને જ્ઞાનપૂર્વક શાંત તથા દાંત બનેલો ભાગ્યશાળી પ્રતિક્ષણે સમ્યક્ ચારિત્રના ઉપયોગમાં રમણ કરનારો હોવાથી તપસ્વી છે, જ્ઞાની છે, માટે અહિંસા, સત્ય, સદાચાર આદિ ધર્મોનું ખ્યાલ રાખી ખાવા, પીવા, ચાલવા અને ઉઠવાની ક્રિયાઓ કરશે. જ્યાં એક પણ ભૂલ નહીં થવાના કારણે તેની બધી ક્રિયાઓ કર્મોની નિર્જરાનું કારણ બનશે. ઉપયોગવાન આત્મા મોહનીય કર્મના

ઉપશમ માટે જાગૃત રહીને પુરુષાર્થ કરે છે. માટે પ્રારબ્ધ નિકાચિત કર્મોનું વેદન કરતો પણ નવા કર્મોના બંધનથી દૂર રહ્યા છતાં પણ જૂના કર્મોનો નિર્જરક બનશે કેમકે તે જ્ઞાની છે. જ્યારે ગમે તેવો જ્ઞાની પણ ઉપયોગ વિનાનો અજ્ઞાની છે.

આ જ પ્રકારનો ત્રીજો પ્રશ્ન એ છે કે–સંજ્ઞી અને સમર્થ હોવા છતાં પ્રકામ નિકરણ એટલે તીવ્ર ઈચ્છાપૂર્વક વેદનાને વેદે છે? પ્રશ્નના જવાબમાં મહાવીરસ્વામીએ કહ્યું કે : હે ગૌતમ ! 'હા' તે જીવો વેદનાને ભોગવે છે. કેવી રીતે? જેમ સમુદ્રની પાર રહેલા પદાર્થોનું સ્પર્શન, સ્વાદન, ઘ્રાણન, દર્શન અને શ્રવણ કરવાની તીવ્ર ઈચ્છાવાળો માણસ જેના રોમે રોમમાં આવી ભાવના હોય છે કે–સમુદ્ર પારની સ્ત્રીઓનું સ્પર્શન, આલિંગન હું કરૂં, ત્યાંના પદાર્થોનું ભોજન કરૂં, સુગંધી પદાર્થોને હું સુંઘું છું તેમ ત્યાંના પદાર્થોને હું જોઉં, તેના રૂપ–રંગ–આકૃતિ નીરખું, અથવા અમુક વેશભૂષામાં રહેલી નારીઓને હું જોઉં, તેના ગીત સાંભળુ, વાતો સાંભળું. આવા પ્રકારની તે તે પદાર્થોને સ્પર્શવાની, સૂંઘવાની, ખાવાની, જોવાની અને સાંભળવાની ભાવના તીવ્રતર હોવા છતાં પણ વચ્ચે મહાભયંકર સમુદ્ર હોવાથી અને દ્રવ્ય શકિત આદિનો પણ અભાવ હોવાથી તે માણસ ઈચ્છા પ્રમાણેની વસ્તુને ભોગવી શકતો નથી. અને મોહકર્મની પ્રબળતાને લઈ રાતદિવસ તે પદાર્થોને ભોગવવાની ઈચ્છા રહેલી હોવા છતાં સામર્થ્યના અભાવે ભોગવી પણ શકતો નથી.

આ બધા કારણોને લઈને જ દયાના સાગર ભગવાને કહ્યું કે, હે જીવાત્મા ! સંસારની અને તારા પ્રારબ્ધ કર્મોની પરિસ્થિતિ જ્યારે આ પ્રમાણે છે, તો પછી જે પદાર્થ તારા હાથમાં

છે જ નહીં, તે માટે નિરર્થક તપવાનું, આર્ત્તધ્યાન કરવાનું છોડી દે. અને જાણી બુઝીને તે પદાર્થોનો ત્યાગ કર. મારા પ્રરૂપેલા બાર વ્રતોનો સ્વીકાર કર. જેથી તારો આત્મા શાંત અને નિર્મળ થશે. કેમકે સમજણપૂર્વક ત્યાગ કરી દીધેલા પદાર્થો આત્માને હેરાન પરેશાન કરતા નથી. ભગવાનની વાતો સાંભળી ગૌતમસ્વામી ખુશ થયા.

**સાતમો ઉદ્દેશો સમાપ્ત**



# શતક સાતમું : ઉદ્દેશક–૮

પ્રશ્ન—આ ઉદ્દેશામાં આટલી વસ્તુઓનો નિર્દેશ છે કેવળ સંયમ વડે કે તપવડે જીવ સિદ્ધ થાય છે? ૨. હાથીમાં અને કીડીમાં જીવ સમાન છે? ૩. પાપકર્મો દુઃખરૂપે જ હોય છે? ૪. સંજ્ઞાઓ કેટલી? ૫. નારકોને વેદના કેટલા પ્રકારે? ૬. હાથી અને કીડીને અપ્રત્યાખ્યાન શું સમાન છે? ૭. આધાકર્મી આહાર કરનાર સાધુ શુ બાંધે? આ પ્રમાણે સાત પ્રશ્નોત્તરો છે

પહેલો પ્રશ્ન પ્રથમ ભાગમાં ચર્ચાઈ ગયો છે

પ્રશ્ન—હે પ્રભો! દીર્ઘકાય હાથી અને લઘુકાય કીડીના શરીરમાં જીવ એક સમાન છે? જવાબમાં ભગવાને કહ્યું કે–હે ગૌતમ! રાયપસેણી સૂત્રમાં કહ્યું છે તેમ સૌમાં જીવ સમાન જ હોય છે. કેવળ સમુદ્દ્ઘાતને છોડીને જીવ શરીર પ્રમાણી હોય છે. અર્થાત્ શરીરનો આહાર નાનો હોય કે મોટો હોય તો પણ આત્મા સૌમાં એક સમાન એટલે કે પોતાના અસંખ્યાત પ્રદેશો સાથે હોય છે

છ દ્રવ્યોમાં જીવ દ્રવ્ય જ પોતાની વિશેષ શક્તિ વડે પોતાના પ્રદેશોને સંકોચી અને વિસ્તારી શકે છે. અર્થાત્ હાથીના શરીરમાં રહેલો જીવ હાથીના શરીરના અણુ અણુએ વિસ્તૃત થઈને રહે છે અને હાથીના અવતારને પૂર્ણ કરી તે જ જીવ જ્યારે કીડીના અવતારને ધારણ કરે છે ત્યારે પોતાના પ્રદેશો સાથે કીડીના શરીરના અણુએ અણુમાં રહે છે.

સારાંશ કે આત્મા શરીર પ્રમાણ છે. આનાથી જે લોકો આત્માને અંગૂઠા કે ચોખા જેટલો માને છે, તેનું ખંડન થઈ જાય છે. આપણે પણ શરીરના કોઇ પણ ભાગમાં થતી વેદનાની અસર તેજ સમયે અનુભવીએ છીએ. આ પ્રશ્ન પહેલા ભાગમાં ચર્ચાઇ ગયો છે.

જેમણે ભૂતકાળમાં કર્મો કર્યા છે અને વર્તમાનકાળમાં કરી રહ્યા છે, તે નારકોના તે કર્મો દુઃખના હેતુભૂત સંસારના કારણ હોવાથી શું તે કર્મો દુઃખ જ છે, અને કર્મો નરકગતિમાં ભોગવી લીધા છે એટલે ભોગવાઈને નિર્જરાને પામ્યા છે તે શું સુખરૂપ જ છે? બંનેના જવાબમાં ભગવાન 'હા' કહે છે અર્થાત્ જે પૂછાયું તે તેમજ છે. આ પ્રમાણે ભવનપતિથી લઈને વૈમાનિક સુધી જાણી લેવું.

**પ્રશ્ન**—જેનાથી જીવમાત્ર સંજ્ઞી કહેવાય છે, તે સંજ્ઞા દશ છે તેમાં આહાર સંજ્ઞામાં ક્ષુધા વેદનીયકર્મ કામ કરે છે ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા અને લોભ સંજ્ઞાના મૂળમાં મોહનીય કર્મનો ઉદય હોય છે. ઓઘ સંજ્ઞા અને લોક સંજ્ઞામાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ અલ્પ અને વિશેષ હોય છે.

આહારસંજ્ઞા-ક્ષુધા વેદનીય કર્મના ઉદયકાળમાં જુદા જુદા પ્રકારે આહાર કરવાની લાલસા તીવ્ર બની રહે છે.

ભયસંજ્ઞા—ભય મોહનીય કર્મના ઉદયથી આંખોમાં ભ્રમ, વચનમાં સ્ખલના, શરીરમાં કંપારી થાય છે અને ચારે બાજુથી સાર્થક કે નિરર્થક તે માણસ ભયભીત જ બન્યો રહે છે

મૈથુન સંજ્ઞા—વેદ મોહનીય કર્મના ઉદયથી સ્ત્રી કે પુરુષને વિષય સેવવાની જ ભાવના બની રહે છે.

પરિગ્રહ સંજ્ઞા—લોભ કષાયના ઉદયથી સંસારની વૃદ્ધિના મુખ્ય કારણરૂપ ધન–ધાન્ય–હાટ–હવેલી–સુવર્ણ આદિમાં અત્યન્ત આસક્તિ રહે છે

ક્રોધ સંજ્ઞા–ક્રોધ કષાયના ઉદયથી આંખોમાં લાલાશ, હોઠમાં ફડફડાહટ, દાંતોમાં કચકચાવટ આદિ ચેષ્ટાઓ થાય છે

માન સંજ્ઞા—માન કષાયના ઉદયથી માણસને મદ–અભિમાન આદિ ઉત્પન્ન થાય છે

માયા સંજ્ઞા—માયા કષાયના ઉદયથી કૂડ–કપટની ભાવના થતાં અસત્ય બોલવા આદિની પ્રવૃત્તિઓ પ્રકટ બને છે

લોભસંજ્ઞા—લોભ કષાયના ઉદયથી મોહાસક્ત બની સચિત એટલે પુત્ર–પુત્રીઓ, અચિત એટલે હાટ–હવેલી વગેરે અને મિશ્ર એટલે પુત્ર–પુત્રીઓને શણગારવા તેમજ હવેલીની રોનક વધારવા વસ્ત્રાભૂષણ તેમજ ફર્નીચર આદિ વસ્તુઓ મેળવવામાં રત રહેવું.

ઓઘસંજ્ઞા :—મતિજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી શબ્દાદિ અર્થોના વિષયવાળું સામાન્ય જ્ઞાન તે ઓઘસંજ્ઞા

લોકસંજ્ઞા—પદાર્થોનું વિશેષ જ્ઞાન તે લોકસંજ્ઞા

આ પ્રમાણેની આ દસે સંજ્ઞાઓ નારકોથી લઈને ઠેઠ વૈમાનિક દેવો સુધી હોય છે. જે સંસારમાં પરિભ્રમણ કરાવવાના કારણરૂપે છે.

આ મનુષ્ય અવતારમાં સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિ માટે જો પ્રબળ પુરૂષાર્થ કરવામાં આવે તો પ્રાપ્ત થએલ તે જ્ઞાનસંજ્ઞાથી ઉપરની

દસે સંજ્ઞાનુ બળ ઓછું થશે અને મનુષ્ય પોતાના જીવનને ઊંચું બનાવી શકશે. અન્યથા ज्ञानेन हीनाः पशुभिः समाना. । એટલે ઉપર કહેલી દશ સંજ્ઞાઓમાં ફસાયેલા જીવ પશુ જેવો જ અજ્ઞાની છે. અને અજ્ઞાની જીવો આહાર–મૈથુન–પરિગ્રહ આદિના ઉદયકાળમાં વિવેક રહિત હોવાથી તેઓને સાચું જ્ઞાન પ્રાપ્ત થઈ શકતુ નથી. પરિણામે તેમની માનસિક, વાચિક અને કાયિક ચેષ્ટાઓ આ અગાધ સંસારની ભયંકરતાને વધારનારી જ હોય છે. તેથી આચારાગ સૂત્રના પહેલા જ સૂત્રમાં ભગવાને ફરમાવ્યું છે કે—"કેટલાક જીવોને જ્ઞાનસંજ્ઞા નથી હોતી" માટે જ તેઓ પોતાના આત્માને ઓળખવા માટે સમર્થ બની શકતા નથી તો પછી કર્મો શી રીતે બંધાય છે ? કર્મો શી રીતે તૂટે છે ? અને બાધેલા કર્મો કેવા ભયકર હોય છે ? આ બધી વાતો શી રીતે જાણવાના હતા માટે સંસારભીરુ આત્માઓએ પોતાના પુરુષાર્થથી ઉપરની સંજ્ઞાઓનું જોર ઓછું થાય અને જ્ઞાન સંજ્ઞાની પ્રાપ્તિ થાય તે રીતે વર્તવું જોઇએ.

ઉપર્યુક્ત દશે સંજ્ઞાઓ જેમના જીવનમાં ઘર કરી ગઈ છે તે જીવો પ્રાયઃ કરીને નરકમાં જ જાય છે અને ત્યાં દશ પ્રકારની સર્વથા અસહ્ય વેદનાઓ ભોગવવી પડે છે. તે વેદનાઓ આ પ્રમાણે છેઃ–શીત, ઉષ્ણ, ભૂખ, તરસ, આખા શરીરમાં ખુજલી, પરાધીનતા, તાવ, દાહ, ભય અને શોક

આ વેદનાઓને ભોગવતા નારકના જીવો પોતાનું આખુ જીવન રીબાઇ–રીબાઈને પૂરું કરે છે.

નારક જીવો જે વેદનાઓ ભોગવી રહ્યા છે. તેના મૂળમાં તેમણે કરેલા કર્મો જ કારણભૂત છે કર્મો બંધાવવાનું મૂખ્ય કારણ ક્રિયાઓ છે. તેથી 'ક્રિયાએ કર્મ' એમ બોલાય છે.

ક્રિયાઓ ઘણી જ છે, પણ આ પ્રશ્નમાં તો કેવળ 'અપ્રત્યાખ્યાની' ક્રિયાને લગતી વાત છે.

પ્રશ્ન—ગૌતમસ્વામીના પૂછવાથી ભગવાને કહ્યું કે-હાથીના જીવની અને કીડીના જીવની અપ્રત્યાખ્યાની ક્રિયા અવિરતિને લઈને સમાન જ છે વિરતિ એટલે ત્યાગ પાપસ્થાનકોનો ત્યાગ જ ત્યાગ કહેવાય છે કેમકે અનાદિકાળથી આ જીવાત્માએ દસ કે પ્રકારાન્તરે સોળ સંજ્ઞાઓમાં બેભાન બનીને આખાયે સંસારનો ઇતિહાસ કે ભૂગોળમા પારંગત બની શકયો છે. રાજા—મહારાજાઓના મોટરોના નંબરો યાદ કરી શકયો છે. આહારમાં રસાસ્વાદ વધારવા માટે વૈદ્યક ગ્રંથોનો અભ્યાસ કર્યો. કામસેવનના ૮૪ આસનો ધ્યાનમાં રાખ્યા. વૈરીનું કાટલુ કાઢવા વ્યૂહરચના ગોઠવી. પૈસો ભેગો કરવામાં કઈ યોજના કઇ રીતે કરવી એમાં આખી જીંદગી પૂરી કરી. પણ આ બધી ભાંજગડમાં કેટલા પાપસ્થાનકોનું સેવન થયું તે જાણવાની તેણે દરકાર ન રાખી પછી તેને છોડવાની તો વાત જ કયાં રહી? અને પાપોના ઢગ નીચે સ્વયં દબાઇ ગયો.

આવી રીતે સંખ્યાતા કે અસંખ્યાતા વાર મળેલા મનુષ્ય અવતારોને આ જીવાત્માએ ફોગટ ગુમાવ્યા મહાન્ પુણ્યોદયે પ્રાપ્ત થયેલ આ મનુષ્ય અવતાર એળે ન જાય તે માટે ખૂબ કાળજી પૂર્વક પાપોને ઓળખવા અને જે રીતે બની શકે તેવી રીતે એ પાપસ્થાનકોનો ત્યાગ કરી વિરતિધર્મને અંગીકાર કરવો એ જ હિતાવહ છે.

વર્તમાન ભવમાં નિરર્થક બંધાતા પાપકર્મોનો ત્યાગ કરી ભવ-ભવાતરોમાં બાંધેલા પાપોની પણ સારી રીતે આલોચના કરી તે પાપોની માફી માંગવી આવશ્યક છે મચ્છીમાર, કસાઈ,

કલાલ, લુહાર, સુતાર, ગણિકા, બદમાશ, ભાંડ-ભવૈયા આદિના ઘરે જન્મ લઈ મેં અગણિત પાપો કર્યા છે, તે પાપોની હૃદયના પશ્ચાતાપ સાથે માફી પતાવી અને જે બારીમાંથી હવા આવતી હોય તે બારીને જેમ બંધ કરવામાં આવે છે તેમ જે કારણોથી પાપો આવતા હોય તે પાપના દ્વારોને સર્વથા બંધ કરી દેવા જોઈએ, તો જ આપણો દુઃખમાંથી છૂટકારો થશે.

આધાકર્મનો આહાર લેનાર મુનિ કેટલા કર્મો બાંધે? તેના જવાબમાં પ્રથમ શતકના નવમા ઉદ્દેશામાં કહેવાયું છે તે પ્રમાણે સમજવું

આઠમો ઉદ્દેશો સમાપ્ત



# શતક ૭મું : ઉદ્દેશક–૯

**પ્રશ્ન**—અસંવૃત અણગાર (વૈક્રિય લબ્ધિ પ્રાપ્ત) બહારના પુદ્ગલોને ગ્રહણ કરીને એક વર્ણવાળા એક રૂપની, એક વર્ણવાળા અનેક રૂપની, અનેક વર્ણવાળા એક રૂપની અને અનેક વર્ણવાળા અનેક રૂપની વિકુર્વણા–રચના કરવાને સમર્થ હોય છે. આ પ્રમાણે વર્ણ આદિની અપેક્ષાએ પણ પ્રશ્નો છે.

**પ્રશ્ન**—આમાં ચેટક રાજા અને કોણિકની યુદ્ધભૂમિનું કથાત્મક વિસ્તૃત વર્ણન છે કથાની પૂર્વભૂમિકા સંક્ષેપમા આ પ્રમાણે છે:—

વૈશાલી નગરીમાં મહાપ્રભાવશાલી, અરિહંતોના ધર્મમાં પૂર્ણ શ્રદ્ધાળુ, શિયળ અને સદાચારનો અજોડ પાલક અને રક્ષક, તથા અત્યુત્તમ વ્યક્તિત્વધારક ચેટક નામનો રાજા હતો, જે ભગવાન મહાવીરસ્વામીના મામા હતા. તેમને સાત પુત્રીઓ હતી, જે સતી શિરોમણી તથા જૈન ધર્મના પાલનમાં પૂરેપૂરી રંગાયેલી હતી. પ્રથમ તેઓ ભગવાન પાર્શ્વનાથના આમ્નાયી હતા. પાછળથી ભગવાન મહાવીરસ્વામીનો સપ્રતિક્રમણધર્મ તેઓએ અંગીકાર કર્યો જે તેઓની નસોનસમાં વ્યાપ્ત થઈ ગયો હતો. મહારાજા ચેટકનો પરિવાર ભગવાન મહાવીરનો પૂર્ણ ઉપાસક બની ગયો હતો. તેમના રોમેરોમમાં અરિહંતત્વ વ્યાપ્ત થઈ ગયું હતુ.

અખિલ સંસાર જૈન ધર્મનો અનુરાગી બને, અહિંસા ધર્મની પતાકાઓ ઘેર ઘેર ફરકે, સંયમની મહાપતાકાઓ શેરીએ શેરીએ લહેરાય, આવા ઉદાત્ત આશયથી મહારાજા ચેટકે

પોતાના સામ્રાજ્યનું સ્વામીપણું છોડી દઈ, બીજા દેશોના રાજાઓને પણ તેમ કરવા સમજાવી સૌનો સાથ લઈને એક ગણતંત્રની સ્થાપના કરી બધા રાજ્યોને તેમાં સમાવી દીધા. એ ગણતંત્રની રાજધાની બની વૈશાલી નગરી. ગણતંત્રના પ્રધાન બન્યા મહારાજા ચેટક. કાશી અને કૌશલ દેશના નવ મલ્લકી અને નવ લેચ્છક રાજાઓ પણ ગણતંત્રમાં શામિલ થયા. આ સમગ્ર જનપદને મહારાજા ચેટક બહુ કુશળતાથી સંરક્ષણ અને સંવર્ધન કરતા હતા. આ ગણતંત્રની બહુ જ પ્રસિદ્ધિ થતાં બીજા દેશના રાજાઓ પણ તેમાં સંમિલિત થવાની ઈચ્છા રાખતા હતા કેમકે જીવહિંસા, શરાબપાન, પરસ્ત્રીગમન આદિના વ્યાપક પ્રચારથી તે રાજાઓ ત્રાસી ગયા હતા પાંડિત્યગવિંષ્ઠ અર્ધદગ્ધ પંડિતોની વાગ્જાલથી આખું વાતાવરણ ભયંકર બની ગયું હતું. દેવીદેવતાઓની સામે તથા તેમના નામે અગણિત મૂક પશુઓનો વધ, તેમના લોહીથી ભરેલા કુંડો, ગુલામી પ્રથાને નામે ગુપ્ત અને પ્રગટ વ્યભિચાર, જગદમ્બા શક્તિને ધારણ કરનારી નારી જાત ઉપર આટલી બધી જોહુકમી ભર્યું પુરુષોનું સ્વચ્છંદી વર્તન આદિ પ્રસંગોથી જન માનસ પણ દુ:ખી હતું. તેવા સમયે અહિંસા, સત્ય, સદાચાર આદિ ધર્મોનું સ્થાપક ગણતંત્ર રાજ્ય દિન પ્રતિદિન યશસ્વી અને લોકોને આશીર્વાદ સમાન બની રહ્યુ હતું.

જો કે તે સમયે પણ ઘોર હિંસા, શરાબપાન, પરસ્ત્રીગમન, આદિનો પ્રચાર સીમાતીત હતો. મહાપંડિતો અને અમુક રાજ્યો પણ આમાં ફસાએલા હોવાથી આ જુથબંધીએ ગણતંત્રની સામે જબરદસ્ત વિરોધ ઉઠાવ્યો હતો.

ભગવાન મહાવીરસ્વામીના તીર્થંકર પદની પ્રાપ્તિ પછી પણ હિંસા અને અહિંસાના માનનારાઓની વચ્ચે ઘણી જ

અશાંતિ પ્રસરી રહી હતી ભગવાન મહાવીરસ્વામીએ પોતાની અનુપમ જ્ઞાનશક્તિના પ્રભાવથી આ અશાંતિ મહદંશે શાંતિના રૂપમાં ફેરવી નાખી હતી. અને કોઈ પણ જાતની હિંસાથી કદી પણ ધર્મની પ્રાપ્તિ કે સદ્દગતિની પ્રાપ્તિ થતી નથી, ઉલટું નરકના ઘોર દુઃખો સહવા પડે છે તે સચોટ રીતે સમજાવ્યું.

તીર્થંકર ભગવંતોને આ લોકોત્તર ધર્મના પ્રચાર માટે રાજસત્તાની સહાયની પણ અનિવાર્ય આવશ્યકતા રહે છે. તેથી જ પૂર્વના તીર્થંકરોમાંથી કોઇને ચક્રવર્તીની રાજસત્તાની અને કોઇને વાસુદેવ કે પ્રતિવાસુદેવોની રાજસત્તાની સહાયો ઓછા વત્તા અંશે પણ મળતી રહી છે. છેલ્લા છેલ્લા પાર્શ્વનાથ ભગવાનને પણ અશ્વસેન રાજાની રાજસત્તાએ અહિંસાધર્મના પ્રચારમાં ઘણો જ યોગ આપ્યો છે. ભગવાન પાર્શ્વનાથના પિતા જો કે વાસુદેવ કે પ્રતિવાસુદેવ ન હતા; છતાંએ તેઓ પ્રામાણિક, ન્યાયનિષ્ઠ, મિષ્ટભાષી, પૂર્ણસદાચારી અને નિષ્કલંક શિયલવ્રતધર્મી હતા. તેથી તેમની ધાર્મિક શીલતાને લીધે તે સમયે પણ ક્ષત્રિયોમાં અહિંસાધર્મ ઘણા મોટા પાયા પર માન્ય થઈ ચૂકયો હતો.

જ્યારે ભગવાન મહાવીરસ્વામીના શાસન ઉપર હુંડા અવસર્પિણીની પૂરેપૂરી અસર હોવાને લીધે એક પણ રાજસત્તા જૈનશાસન માટે ચિર સ્થાયિની બની નથી.

ક્ષત્રિયકુંડ નગરના રાજા સિદ્ધાર્થની પત્ની ત્રિશલા રાણીએ જ્યારે ૧૪ સ્વપ્નો જોયા ત્યારે સૌને પૂર્ણ ખાત્રી થઇ ગઇ હતી કે ત્રિશલા રાણીની કુક્ષિથી ચરમ તીર્થંકરનો જન્મ થશે જન્મ બાદ જ્યારે કરોડોની સંખ્યામાં દેવી–દેવતાઓ સાથે ૬૪ ઇન્દ્રો

અને ઈન્દ્રાણીઓએ ભગવાનને મેરુપર્વત ઉપર લઈ જઈ અભિષેક કર્યો ત્યારે અખિલ બ્રહ્માંડે જાણ્યું કે તીર્થંકર તરીકે અવતરેલા ભગવાન આપણા તારક બનશે. સ્વયં સંસાર સમુદ્ર તરીને આપણને તારશે. (तिन्नाणं तारयाणं બનશે ) શ્રી વર્ધમાનકુમાર જ્યારે ભણવા માટે નિશાળે ગયા અને ત્યાં જઈ ભણાવનાર પંડિતના મનમાં રહેલી શંકાઓને દૂર કરી ત્યારે જનગણની આનંદની કોઈ સીમા ન રહી અને લોકોએ જાણ્યું ભગવાન્ 'मुत्ताणं मोअगाणं' બનશે એટલે સ્વયં કર્મોથી મુક્ત બની બીજાને પણ કર્મોથી છોડાવશે અને અહિંસા ધર્મની પ્રતિષ્ઠા કરશે, સંયમની પુનઃ સ્થાપના કરશે અને યજ્ઞના કુંડો ઠંડા બની જશે.

એક દિવસે સાચા સુખની શોધને માટે વર્ધમાનકુમારે સંયમ ધર્મ અંગીકાર કર્યો. ધ્યાન અને તપના બળે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. તીર્થંકર નામકર્મ ઉદયમાં આવ્યું. જે તીર્થંકર પદ પ્રત્યે સમગ્ર સંસારને સંપૂર્ણ શ્રદ્ધા અને આદર હતાં. પરંતુ પરમાત્મા મહાવીરના સગા-સંબંધી રાજાઓ જ જાણે હુંડા અવસર્પિણીના પક્ષમાં લપાઈને આપસમાં ભયંકર રણસંગ્રામો ખેલી રહ્યા હતા

ચેટક મહારાજાની એક પુત્રી ધારિણીના લગ્ન ચંપાના મહારાજા દધિવાહન સાથે થયાં હતાં. જ્યારે બીજી પુત્રી મૃગાવતીનું પાણિગ્રહણ કૌશાંબીના મહારાજા શતાનિક સાથે થયું હતું. આમ આ બન્ને રાજાઓ સાઢુપણાના મીઠા સંબંધથી બંધાયેલા હોવા છતાં પણ રાજસત્તા અને સમૃદ્ધિ વૃદ્ધિની લાલસાએ બધા સંબંધો ભૂલાવી દીધા હતા.

પરિગ્રહને માટે કે પોતાના અહને પોષવા માટે આ બન્ને સાઢુઓ રણમેદાને ચઢ્યા, તુમુલ યુદ્ધ થયું, દધિવાહન રાજા હાર્યો અને માર્યો ગયો. ફળસ્વરૂપે તેની પુત્રી વસુમતી (ચંદન-બાળા) જે ચેટક મહારાજાની દોહિત્રી અને ભગવાન મહાવીર-સ્વામીની મામાની પુત્રી બ્હેનની પુત્રી થતી હતી, તેનું ભર-બજારે લીલામ થયું. ધનાવહ શેઠને ત્યાં તે દાસીરૂપે રહી, જેના હાથે ભગવાન મહાવીરસ્વામીનો અભિગ્રહ પૂર્ણ થયો અને ભગવાન મહાવીરની પ્રથમ સાધ્વી બન્યા. જે ઘટના જૈનોમાં સુપ્રસિદ્ધ છે.

આ તરફ ધર્મહીન શતાનિક રાજા પણ મરણ પામ્યો. આ બધી વાતો ભગવાન મહાવીરના છદ્મસ્થકાળની છે

અભિગ્રહનુ પરિણામ એ આવ્યું કે ગુપ્ત વ્યભિચારોને પોષણ દેનારી ગુલામી પ્રથાએ છેલ્લો શ્વાસ લીધો અને રાજા-મહારાજા-શ્રીમતો વગેરેમાં સદાચારની ભાવના જાગૃત થઈ.

છેવટે ભગવાન મહાવીરસ્વામીને કેવળજ્ઞાન થયું મહાન્ પંડિતો અને મહાપંડિતો જેઓ ચૌદ વિદ્યાના પારગામી હતા, ઊંચા પ્રકારના વાદી અને પ્રતિવાદીઓ હતા, પોતાની જાતને બ્રહ્મજ્ઞાની માનનારાઓ હતા-તે બધા મોટી સંખ્યામાં ભગવાનના જ્ઞાનથી અંજાઇને તેમના શરણે આવ્યા અને પ્રવર્જિત થયા રાજા-મહારાજાઓ પણ પ્રભાવિત થયા અને અહિંસક બન્યા હિંસા, માસાહાર, શરાબપાન આદિ પાપોનો ત્યાગ કરી જૈનધર્મના અહિંસા ધર્મના પૂરા પૂજારી બન્યા. કેટલાકોએ વ્રતો પણ અગીકાર કર્યાં ચેટક રાજાની પુત્રી ચેલ્લણા જે મગધના મહારાજા શ્રેણિકને પરણી હતી તે સ્વભાવે ઘણી જ સુદર અને અહિંસા ધર્મમાં પૂર્ણ શ્રદ્ધાળુ હોવાથી પોતાના પતિ શ્રેણિકને પ્રૌઢ અવસ્થામાં

ભગવાન મહાવીરના ચરણે લાવી તેમના ભક્ત બનાવી દીધા અને તે દિવસથી જ તે રાજા ભ૦ મહાવીરની આજ્ઞાને પૂર્ણ શ્રદ્ધાથી માનવા લાગ્યા. ફળ સ્વરૂપે શ્રદ્ધાના બળે આવતી ચોવીસીમાં તીર્થંકર થવાનુ નામકર્મ નિકાચિત કરવા ભાગ્યશાલી બન્યા

શ્રેણિકની આવા પ્રકારની ધર્મશ્રદ્ધા તેમના પુત્ર કુણિકને પસંદ પડી નહીં. તેથી શંકાશીલ બની ગયેલા કુણિકના હૃદયમાં એવું દુર્ધ્યાન જાગૃત થયું કે ધર્માન્ધ બનેલા મારા માતા-પિતા આ વિશાલ રાજ્યને કયાંક ગણુતંત્રને હવાલે ન કરી દે એમ સમજીને ષડયત્ર દ્વારા તે કુણિકે પોતાના પિતા શ્રેણિકને કારાવાસમાં ધકેલી દીધા અને પૂરા મગધદેશનુ સામ્રાજ્ય પોતાને સ્વાધીન કર્યું ભગવાન મહાવીરના અનન્ય ઉપાસક શ્રેણિક મહારાજા કારાવાસમાં જ મૃત્યુ પામ્યા મગધ દેશનો અધિપતિ બનેલો આ કુણિક શક્તિસંપન્ન હતો. તોયે પિતૃહત્યાના અભિશાપને દૂર કરવા માટે તે ભગવાન પાસે આવતો, સામૈયા આદિથી તેમનું બહુમાન કરતો, પરંતુ અન્તર્હૃદય શૂન્ય હતું. ભગવાનના બાહ્યરૂપ પ્રત્યે તે આસક્ત હતો પણ ભગવાનના વચનો પ્રત્યે તે શ્રદ્ધાળુ બની શકયો નહીં. આ અવસર્પિણીનો આ મોટામાં મોટો અભિશાપ છે.

કોણિકની રાજ્યસત્તા મહાવીરના શાસનને સહાયભૂત બની હોત અને મહાવીરનું શાસન જો કોણિકના હૃદયમાં ઉતર્યું હોત તો સોનામાં સુગંધ મળવા જેવી મઝા આવી ગઇ હોત અને ભગવાન મહાવીરનું શાસન સોળે કળાએ ખીલી ઉઠ્યું હોત ! પણ આ બધી વાતો કળિયુગને મજૂર ન હતી. તેથી જ પોતાની પટ્ટરાણી પદ્માવતીના કહેવાથી પોતાના નાના ભાઈ હલ્લ અને વિહલ્લ પાસે તેમના ભાગમાં આવેલા હાથી અને હારની

માગણી કરી અને છેવટે કોણિકથી ભય પામેલા આ બન્ને ભાઇઓએ ગણતંત્રનો આશ્રય લીધો અને પોતાના શરણે આવેલા હલ્લ અને વિહલ્લને ચેટક રાજાએ આશ્રય આપ્યો. આથી રોષે ભરાયેલા કોણિકે વૈશાલી ગણતંત્ર ઉપર ચતુરંગીણી સેના સાથે ચઢાઇ કરી. આ બાજુ ગણતંત્રના નાયકો–અધિનાયકો પણ તૈયાર જ હતા.

બન્ને સેનાનું તુમુલ યુદ્ધ થયું. થોડા જ દિવસોમાં એક કરોડ અને એંશી લાખ માણસોનો કચ્ચરઘાણ નીકળી ગયો. ચેટક રાજાની હાર થઇ. જ્યાં ભગવાન મહાવીરે બાર–બાર ચાતુર્માસ કર્યા હતા, તે વૈશાલીને સર્વથા માટીમાં મેળવી દેવામાં આવી. ગણતંત્રના કટ્ટર વૈરી કોણિકે હળ સાથે ગધેડાઓને જોડી વૈશાલીના પાયામાંથી પણ ઇંટો બહાર કઢાવી નાખ્યા પછી જ તેણે સંતોષનો શ્વાસ લીધો.

આ બધી રોમાંચકારી ઘટનાઓ ભગવાન મહાવીરસ્વામીની વિદ્યમાનતામાં જ બનવા પામી છે.

ભગવાન મહાવીરના શાસનને વફાદાર ગણતંત્ર સંસ્થા છિન્ન ભિન્ન થઈ ગઈ વધારે આશ્ચર્યકારી ઘટના તો આ છે કે જૈન શાસનને પૂર્ણ વફાદાર, પૂર્ણ રાગી અને તત્કાળના જન્મેલા વર્ધમાનકુમારને મેરૂપર્વત ઉપર જઇ અભિષેક કરનારા, તેમની સામે ચામર લઇ નાચનારા શકેન્દ્રે અને ભગવાન મહાવીરના ચરણ સ્વીકારી મોતના મુખમાંથી ઉગરનાર ચમરેન્દ્રે આ બંને ઇંદ્રોએ કોણિકને સક્રિય સહકાર આપ્યો છે. પૂર્વભવની મિત્રતા ટકાવનારા આ બંને ઇન્દ્રોને હડહડતા કલિયુગના પ્રભાવે એટલું પણ ભાન ન રહ્યું કે આ કોણિકને સાથ આપ્યાનું કેવું ભયંકર પરિણામ આવશે.

જે ઈન્દ્રોએ જૈન શાસનની રક્ષા માટે ઉભે પગે હાજરી આપી હતી તે જ ઈન્દ્રો એક આંખના પલકારમાં શાસનની વફાદારીને ભુલી જઈ રણમેદાનમાં લડાઈ કરવા તૈયાર થઈ ગયા ! આ કેવી વિધિની વિચિત્રતા !

કોણિક બાહ્ય દૃષ્ટિએ જીત્યો પણ અંતે પોતાના પાપોને ભોગવવા નરકનો અતિથિ બન્યો છે.

આ પ્રમાણે ભગવાન મહાવીરસ્વામીનું શાસન રાજ્યસત્તા વિનાનું જ રહ્યું છે. બીજી બાજુ ભગવાન મહાવીરસ્વામીનો શિષ્ય ગોશાલો પણ જૈન શાસનનો કટ્ટર વૈરી બન્યો છે. આ છે હુંડા અવસર્પિણીની કારમી કથા. હવે આપણે મૂળ વાત ઉપર આવીએ

કોણિકે ઇન્દ્ર મહારાજાની સહાયતાથી બે ભયંકર યુદ્ધો ખેલ્યા એક છે મહાશિલાકંટક અને બીજું છે રથમૂશલ, જેનું વર્ણન મૂળસૂત્રમાં સ્પષ્ટ રીતે આવે છે, અને અજાતશત્રુ નામના પુસ્તકમાં તે વધારે વિશદ રીતે આલેખાયું છે

મહાશિલા કંટક યુદ્ધમાં ૮૪ લાખ મનુષ્યો મર્યા છે અને રથમૂશલ યુદ્ધમાં ૯૬ લાખ મનુષ્યો મર્યા છે. હાથી ઘોડા, ઊંટ આદિ જાનવરોનો તો કોઈ પાર નથી રહ્યો.

આ પ્રમાણે માર્યા ગએલા ૧૮૦૦૦૦૦૦ એક કરોડ એંશી લાખ મનુષ્યોમાંથી કેવળ બે જણાને છોડીને બાકી બધા નરક ગતિના અતિથિ બન્યા છે કે માછલાના અવતારને પામ્યા છે.

ગૌતમસ્વામીના પૂછવાથી ભગવાન મહાવીરે કહ્યું કે-મૃત્યુ પામેલા બધાએ ચારિત્રહીન, પ્રત્યાખ્યાન અને પૌષધ વિનાના,

હિંસક વૃત્તિવાળા, મર્યાદા વિનાના અને ક્રોધી જીવો દેવલોકમાં જતા નથી આથી રણ સંગ્રામમાં મૃત્યુ પામેલા બધા દેવલોકમાં જ જાય છે એવી માન્યતાનું ખંડન થાય છે.

મૃત્યુ પામેલામાંથી બે ભાગ્યશાળીઓ દેવલોકમાં ઉત્પન્ન થયા છે તેમના નામો બતાવતાં ભગવાને કહ્યું કે–એક તો વૈશાલી નગરીનો નાગપૌત્ર વરુણનો સારથિ જે ધન–ધાન્યથી સમૃદ્ધ હતો, મારા શાસનનો અનહદ રાગી હતો, છઠ્ઠને પારણે હંમેશાં છઠ્ઠ કરનારો હતો, મુનિઓ પ્રત્યે ભક્તિવાળો હતો, પૌષધોપવાસ અને પ્રત્યાખ્યાન ધર્મ પ્રત્યે શ્રદ્ધાળુ હતો, ચેટક રાજાના પક્ષનો સૈનિક હોવાથી જે દિવસે રણ સંગ્રામમાં જવાનું હતું તે દિવસે છઠ્ઠની તપસ્યાનું પારણું કર્યા વિના જ અઠ્ઠમના તપનું પચ્ચક્ખાણ સ્વીકારી રણમેદાનમા ગયો અને હાર્યો. પોતાના રથને એકાંતમા લઈ જઈ રથમાંથી ઘોડાઓને છૂટા કરી નાખ્યા અને પોતે અરિહંતોની સાક્ષીએ કરેલા પાપોને વોસિરાવી જૈન શાસનનું શરણ અંગીકાર કરી મૃત્યુ પામ્યો અને દેવલોકમાં ગયો. સૌધર્મ દેવલોકમાં અરુણાભ નામના વિમાનમાં ચાર પલ્યોપમની સ્થિતિવાળો દેવ થયો ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થશે અને ચારિત્ર અંગીકાર કરી મોક્ષ મેળવશે. બીજો આ જ વરુણનો એક મિત્ર જે જૈન શાસન પ્રત્યે અત્યંત રાગી હોવાથી તે પણ આરાધક બન્યો અને મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઈ સિદ્ધ થશે.

**નવમો ઉદ્દેશક સમાપ્ત**

# શતક ૭મું : ઉદ્દેશક–૧૦

**પ્રશ્ન ૧ થી ૧૦**—ચોથા આરાના લગભગ અંતિમ સમયમાં કેવળજ્ઞાની ભગવાન મહાવીરસ્વામી જ્યારે સમવસરણમાં બિરાજમાન હતા, તે સમયે રાજગૃહી નગરીમાં ગુણશીલ નામનું ચૈત્ય હતું, તે ચૈત્યથી વધારે દૂર પણ નહીં અને સમીપ પણ નહીં એવા સ્થાનમા અન્ય મતવાળાઓ–જેમના નામ હતાં કાળોદાયી, શૈલોદાયી, શૈવાલોદાયી, ઉદય, નામોદય, નર્મોદય, અન્ય પાલક, શૈલ પાલક, શંખ પાલક, સુહસ્તિ અને ગાથાપતિ વગેરે રહેતા હતા એક દિવસ તેઓ બધા સાથે બેસીને આપસમાં આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા હતા કે–હે ભાઈઓ! અત્યારે જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર પોતાના સમવસરણમાં બિરાજમાન થઈ ઘણી મોટી પર્ષદા વચ્ચે પદાર્થોની પ્રરુપણા કરતાં કહે છે કે, પૂરા બ્રહ્માંડમાં અસ્તિકાયવાળા દ્રવ્યો પાચ જ છે. તે આ પ્રમાણે : ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય.

અસ્તિ એટલે પ્રદેશ અને કાય એટલે સમૂહ અર્થાત પ્રદેશોનો સમૂહ જેમાં હોય તે અસ્તિકાય પદાર્થ કહેવાય, અને તે ઉપર પ્રમાણે છે. તેમાંથી જીવાસ્તિકાયને છોડી બાકીના ચારે અજીવ છે. અજીવ હોવા છતાં પણ તેમાં પ્રદેશોનો સમૂહ હોવાથી તે ચારે અસ્તિકાય કહેવાય છે

જીવાસ્તિકાય અરૂપી છે જ્ઞાનાદિ રૂપ ઉપયોગનું નામ જીવ છે. માટે જ્ઞાનાદિ રૂપ ઉપયોગની જ્યાં પ્રધાનતા હોય તે જીવાસ્તિકાય છે અને અરૂપી છે, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને

આકાશાસ્તિકાય પણ અરૂપી છે. જ્યારે એક માત્ર પુદ્‌ગલાસ્તિકાયને રૂપી કહેલ છે.

આ પ્રમાણે જ્ઞાતપુત્ર મહાવીરસ્વામી જે પ્રતિપાદન કરી રહ્યા છે, તેને આપણે સત્ય શી રીતે માની શકીએ ? એમ તે બધાએ છદ્મસ્થ હોવાના કારણે કેવળીગમ્ય પદાર્થોનો નિર્ણય કરી ન શકે તે બનવા જોગ છે. આ પ્રમાણે શંકાશીલ બનીને તેઓ ચર્ચા કરી રહ્યા હતા.

તે કાળે અને તે સમયે જ્ઞાનચક્ષુથી સર્વ દ્રવ્યો અને તેમનાં અનંતપર્યાયોને પ્રત્યક્ષ કરતાં તથા શંકાશીલ બનેલા છતાંએ ભવિતવ્યતા જેમની પાકી ગઈ છે, તેવા તે ભવ્યાત્માઓને સમ્યગ્‌જ્ઞાન પમાડવા ત્રિશલાપુત્ર ભગવાન મહાવીરસ્વામી પણ વિહાર કરતાં ગુણશીલ ચૈત્યના ઉદ્યાનમાં પધાર્યા અને સમવસરણમાં બિરાજમાન થયા. પેલા પરમતાવલંબીઓ પણ અહીં સમીપમાં જ રહેતા હતા.

તે સમયે ભગવાનના જયેષ્ઠ અંતેવાસી ઈન્દ્રભૂતિ ગણુધર અરસ-નિરસ આહારની પ્રાપ્તિ અર્થે રાજગૃહનગરમાં ઈર્યાસમિતિપૂર્વક નીકળ્યા, અને તે પરમતાવલબીઓની સન્મુખ થઈ આગળ વધ્યા. સૌની સન્મુખ થઈને જતા ગૌતમસ્વામીને જોઈને કાલોદાયીએ સૌને કહ્યું કે ભાઈઓ ! જુઓ ભગવાન મહાવીરસ્વામીના જયેષ્ઠ ગણુધર ગૌતમ જઈ રહ્યા છે, તેઓ ઘણા જ જ્ઞાની છે ચાલો, આપણે તેમને મળીને મહાવીરના વચનોનું તાત્પર્ય જાણીએ.

બધા તૈયાર થઈ ગૌતમસ્વામી પાસે આવ્યા અને કહ્યું કે હે મહાભાગ ! તમારા ગુરુ મહાવીરસ્વામી અસ્તિકાયો માટેની

જે પ્રરૂપણા કરી રહ્યા છે. તેમાં અમોને શંકા છે, માટે તમો કહો કે આ શી રીતે બને ?

જવાબ આપતાં ગૌતમે કહ્યુ કે, સંસારમાં જે પદાર્થો અસ્તિભાવે છે, તેને અમે તે રીત જ પ્રતિપાદન કરીએ છીએ અને નાસ્તિભાવે રહેનારા પદાર્થોને નાસ્તિભાવે પ્રરૂપણા કરીએ છીએ

પુદ્ગલમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ પ્રત્યક્ષ હોવાથી તે રૂપી જ છે. અણુ (પરમાણુ) યદ્યપિ છદ્મસ્થને ચક્ષુગ્રાહ્ય નથી તો ય તેમાં આ ચારે ગુણો હોવાથી કેવળી પ્રત્યક્ષ છે. આ જ કારણે એક અણુ જ્યારે બીજા અણુ સાથે સબંધિત થાય છે ત્યારે દ્વયણુક, ત્ર્યણુક કહેવાય છે. આમ ઘણા પરમાણુઓ મળીને જ્યારે સ્કંધરૂપે થાય છે ત્યારે આપણે સૌ તેને જોઈ શકીએ છીએ માટે પુદ્ગલો રૂપી છે.

જ્યારે જીવાસ્તિકાયમાં રૂપ-રસ-ગંધ અને સ્પર્શ નથી તેથી તે અરૂપી છે. માટે જન્મ લેતો અને મરણ પામતો જીવ કોઈને પણ જોવામાં આવતો નથી. પવનની ગતિ પણ જ્યાં ન હોય ત્યાં પણ જીવ જન્મી શકે છે. ત્યાંથી મરીને બીજે સ્થાને ફરીથી જન્મ લે છે. જીવની ગતિને રોકી શકે એવો કોઈ પણ પદાર્થ સંસારમા નથી.

મુશ્કેલીથી તૂટી શકે એવી સોપારીમાં પણ જીવ ઉત્પન્ન થાય છે અને આપણે સૌ પ્રત્યક્ષ જોઇએ છીએ. અરૂપી હોવાના કારણે આખાએ શરીરને શસ્ત્રોથી ખોલી નાખવા છતાં પણ ડૉકટરો કે વૈદ્યોને પણ જીવાત્મા જોવામાં આવતો નથી, છતાં શરીરની ચલનાદિ ક્રિયાઓ સ્પષ્ટ દેખાય છે. માટે જ કહેવાય છે કે જીવ અરૂપી હોવાથી અદૃશ્ય છે. ચર્મચક્ષુથી તે દેખાતે

નથી. સંસારવર્તી હોવાના કારણે જ્યાં સુધી તે શરીરના પર્યાયો ધારણ કરતો રહે છે ત્યાં સુધી તે રૂપી પણ કહેવાય છે. વસ્તુતઃ જીવ દ્રવ્યતત્ત્વની અપેક્ષાએ અરૂપી છે. આમ કહી ગૌતમસ્વામીજી સમવસરણમાં આવ્યા. વંદના કરી ગોચરીની આલોચના કરી અને ભાત–ભોજન પાણીનો ઉપયોગ કર્યો એટલે ભોજન વાપર્યું.

પછી તે કાલોદયી ભગવાન પાસે આવ્યો અને મધુર વાણીએ ભગવાને તેની શંકા દૂર કરતાં કહ્યું કે–જીવાદિ તત્ત્વો જે સ્વરૂપે છે તે સ્વરૂપે જ હું કહું છું. અને તે લોકો તત્ત્વની યથાર્થતાને સમજ્યા.

ફરીથી કાલોદયીએ પૂછ્યું કે–અરૂપી અને અજીવ એવા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયમા કોઈ પણ જીવ બેસવા, સુવા, ઊભા રહેવા કે આળોટવામાં સમર્થ છે?

ભગવાને 'ના' કહી કેવળ પુદ્ગલાસ્તિકાયમાં કોઈ પણ જીવ સુવા, બેસવા કે આળોટવા માટે સમર્થ છે.

સારાંશ કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય કે જીવાસ્તિકાયના પ્રદેશો અસંખ્યાતા છે અને તે બધાએ પરસ્પર નિત્ય અને અવસ્થિત છે એટલે કે એક જ આકાશ પ્રદેશમાં બધાઓના પ્રદેશો સાથે રહેવા છતાં પણ પરસ્પર એક બીજાનું એક બીજામા પરિણમન થતુ નથી. માટે તેમા જીવ રહેતો નથી. પણ પુદ્ગલાસ્તિકાયમા જ જીવ રહે છે, સુવે છે અને આળોટે છે.

કર્માધીન બનેલા જીવાત્માને પુદ્ગલોનો સહચાર અવશ્યંભાવી હોવાથી જીવ પુદ્ગલોમાં રહે છે, આમ કહેવામાં વાંધો નથી

જીવો અને પુદ્ગલો જ્યારે દૂધ અને સાકરની જેમ

એકાકાર છે, તો જીવોના કરેલા અશુભ ફળ વિપાક સહિત પાપકર્મો પુદ્ગલોને પણ લાગતા હશે ?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે હે કાલોદાયી ! જીવોના કરેલા પાપો જીવોને જ લાગે છે, પણ પુદ્ગલોને લાગતા નથી. કેમકે પુદ્ગલ દરેક હાલતમાં જડ છે તેથી ચૈતન્યયુક્ત આત્મા પોતાની દુર્બુદ્ધિને લઈને પાપકર્મો કરે છે અને ફળને ભોગવે છે આ પ્રમાણે ભગવાનની વાણી સાંભળી કાલોદાયી બોધ પામ્યો, નમ્યો અને સ્કંદકની જેમ દીક્ષા અંગીકાર કરી અગ્યાર અંગોનો જ્ઞાતા બન્યો.

કોઈ પ્રસંગે ત કાળોદાયી અણગાર ભગવાનને પૂછે છે કે હે પ્રભો ! જીવોએ કરેલા પાપકર્મો શું પાપ ફળ રૂપ વિપાકવાળા હોય છે? ભગવાને 'હા' કહી. ત્યારે તે કેવી રીતે થાય ? જવાબમાં ભગવાને કહ્યુ કે–હે મુનિ ! જેમ બધી જાતના મિષ્ટાન્નો બનાવવામાં આવ્યા છે, સાથે શાક–દાળ આદિ પણ સુંદર બન્યા છે. હવે તે બધા પકવાન્નોમાં જો ઝેર મેળવવામા આવે તો તે ખાદ્ય પદાર્થો પહેલા તો ખાવામાં મીઠા લાગશે પરંતુ ધીમે ધીમે તેનો પરિપાક અનિષ્ઠ, અકાંત અને અમનોજ્ઞ-રૂપ થશે. તેવી રીતે મોહવાસી આત્માની આરંભાદિ હિંસા, જૂઠ, પ્રપંચ, ચૌર્યકર્મ, પરસ્ત્રીગમન, પરિગ્રહની માયા, માયા મૃષાવાદ, કષાયો અને મિથ્યાત્વાદિ કર્મોનું આચરણ આખી જીંદગી સુધી તેમાં આનંદ માનીને કરશે પણ જ્યારે કરેલા પાપોનો ઉદયકાળ આવશે ત્યારે તે જીવાત્મા પણ પાપોના ફળોને ભૂંડી રીતે ભોગવતો મહાદુઃખી બનશે.

મુનિજીએ ફરીથી પૂછ્યું કે–કલ્યાણકર્મો જીવને સુખદાયક કેવી રીતે બનશે ? ભગવાને કહ્યું કે–સ્વાદિષ્ટ મિષ્ટાન્નો સાથે

કડવા, તૂરા ઔષધો હોય તો પ્રારંભમાં ભોજન કરતાં માણસ પોતાના મોઢાને બગાડશે પણ તે ઔષધ પરિણામે ગુણકારી હોવાથી તેના શરીરમાં બળ આવશે, રોગો નાબુદ થશે અને મન પ્રસન્ન બનશે. તે પ્રમાણે પ્રાણાતિપાતાદિ પાપોને ત્યાગ કરતાં અને એકાસણુ, આયંબિલ, ઉપવાસ, ગુરુઆજ્ઞા પાલન આદિ કરણીય કાર્યો કરતાં પ્રથમ જીવને દુઃખદાયક લાગશે પણ પરિણામે જીવાત્માને સાચું સુખ અને સદ્‌ગતિની પ્રાપ્તિ થશે. ઉત્તરોત્તર આ સદ્‌કાર્યો જીવાત્માને મોક્ષની પ્રાપ્તિ કરાવશે.

બે માણસો છે. એક વનમાં આગ લગાડવાનું કામ કરે છે જ્યારે બીજો તેને બુઝાવવાનું કામ કરે છે. તો તે બેમાંથી કોણ કેટલો વિરાધક અને આરાધક બનશે. જવાબમાં ભગવાને ફરમાવ્યું કે—આગ લગાડનાર માણસ ષટ્‌કાયનો વિરાધક છે જ્યારે બીજો માણસ બે કાયનો ઘાતક છે અને ચાર કાયનો રક્ષક છે. આગ લગાડનાર ભયંકર કર્મો બાંધશે અને બુઝાવનાર અલ્પ-કર્મ બાંધશે.

કાળોદાયી અણગાર હવે છેલ્લો એક પ્રશ્ન પૂછે છે, હે પ્રભો! અચિત્ત પુદ્‌ગલો પણ પ્રકાશિત હોય છે? બીજાઓને પ્રકાશિત કરે છે? તેઓ તાપ આપે છે? દાહક રીતે પોતે ચળકે છે?

ભગવાને ઉત્તર આપતા કહ્યું કે, અત્યંત ક્રોધી સાધુની તેજોલેશ્યા દૂર જઇને પડે છે ઉચિત સ્થાને પડે છે અને જ્યાં જ્યાં પડે છે ત્યાંના પુદ્‌ગલોને પ્રકાશિત કરે છે. તેથી અચિત્ત પુદ્‌ગલો પણ પ્રકાશક, તાપયુક્ત અને ચળકતા હોય છે.

ત્યાર પછી તે અણગારે ભગવાનને વંદના કરી નમસ્કાર કર્યો અને પોતાના સ્થાનકે જઈ છટ્ઠ–અટ્ઠમની તપશ્ચર્યાથી આત્માને ભાવિત કરતો સંપૂર્ણ દુઃખોનો નાશ કરનારો થયો.

દશમો ઉદ્દેશક સમાપ્ત

જગતપૂજ્ય, નવયુગ પ્રવર્તક, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય સ્વ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ ના શિષ્ય શાસન દીપક સ્વ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મ ના શિષ્યરત્ન, ન્યાય, વ્યાકરણ, કાવ્યતીર્થ પંન્યાસ શ્રી પૂર્ણાનંદવિજયે (કુમાર શ્રમણ) પોતાને જૈનાગમનો સ્વાધ્યાય બન્યો રહે, શ્રુતભક્તિ પ્રતિભવમાં પ્રાપ્ત થાય, તે માટે ભગવતીસૂત્રનું દશ ઉદ્દેશા સાથેનું સાતમું શતક ગુર્જર ભાષામાં યથામતિ વિવેચન કર્યું છે.

## શતક સાતમું સમાપ્ત

■

# શતક આઠમું : ઉદ્દેશક—૧

ભગવતી સૂત્ર ( विवाहपण्णत्ति )માં હવે આઠમા શતકનો અધિકાર ફરમાવતાં દ્વાદશાંગીના રચયિતા પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામીએ આ શતકમાં દશ ઉદ્દેશાઓ ફરમાવ્યા છે. તે આ પ્રમાણે :—

(૧) પુદ્દગલોના પરિણામોનું વિસ્તૃત વર્ણન

(૨) આશીવિષ — આશીવિષોના માલિકોનું કથન.

(૩) વનસ્પતિ — સંખ્યાત, અસંખ્યાત અને અનંત જીવવાળી વનસ્પતિના ભેદો.

(૪) ક્રિયા — પાંચ પ્રકારની ક્રિયાઓનું વર્ણન

(૫) આજીવિક — ગોશાલા સંબંધીનું મતવ્ય.

(૬) પ્રાસુક — શુદ્ધ આહારના દાનનું ફળ.

(૭) અદત્ત — અદત્ત સબંધી બીજાઓનું વક્તવ્ય

(૮) પ્રત્યનીક — ગુરુ આદિના પ્રદ્વેષીઓનું વર્ણન.

(૯) બધ — પ્રયોગ બંધ.

(૧૦) આરાધન — દેશ આરાધનાની વક્તવ્યતા.

દેવાધિદેવ, પતિત પાવન, ઘોર તપસ્વી, પરમ કૃપાળુ, સર્વજ્ઞ ભગવાન મહાવીર, ગણધર ભગવંતો, સામાન્ય કેવલિઓ, જૈન શાસનના રક્ષક, મહાન્ પ્રભાવક લબ્ધિધર મુનિરાજો, શિયલ-મૂર્તિ સાધ્વીજી મહારાજાઓના ચરણરજથી પવિત્ર બનેલી રાજગૃહી નગરીમાં આ ઉદ્દેશો પ્રકાશિત થયો છે.

આ ઉદ્દેશામાં અજીવ-જડ પદાર્થ પણ કેટલી અજબ-ગજબની શક્તિ ધરાવે છે તેનું વર્ણન છે એંસી કરોડ કિલો-મીટરની યાત્રા કરીને લાલ રંગના મંગળના ગ્રહ પર ઉતરેલું અમેરિકાનું માનવરહિત યાન 'લેન્ડર' આજ એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે.

## કર્મસત્તાની સર્વોપરિતા :

માયાવશ ઉપાર્જિત શુભાશુભ કર્મોને ભોગવવા માટે જીવાત્મામાં કર્મપુદ્ગલો કેવો ભાગ ભજવે છે તે બધી અગમ-નિગમની વાતો ખૂબ જાણવા લાયક છે. આજ સુધી તો સ્થૂલ બુદ્ધિથી આપણે કેવળ એટલું જ જાણતા હતા કે-આ બધુ એ-સંસારનું સર્જન અને નાશ પરમાત્માના હાથમાં છે. જીવોને જન્મ દેવાથી લઈને ઠેઠ મરવા સુધીનો બધો ગોરખ ધંધો ઇશ્વર જ બેઠો બેઠો કરે છે સુખ-દુઃખ, સંયોગ-વિયોગ આદિના પ્રપંચો પણ તેના જ હાથમાં છે.

પરંતુ કોઇએ સૂક્ષ્મ બુદ્ધિથી એ વિચાર ન કર્યો કે ઈશ્વર તો નિરંજન નિરાકાર છે, રાગ-દ્વેષથી રહિત છે, શરીર વિનાનો છે, પછી તે આ બધી ભાંજગડમાં શા માટે પડે? શરીર વિનાનો ઈશ્વર જગત્‌નું નિર્માણ શી રીતે કરે? રાગ-દ્વેષ રહિત ઈશ્વર એકને સુખી અને એકને દુઃખી શા માટે બનાવે? પરમ કૃપાળુ ઈશ્વર આવા દુઃખોથી ખદબદતી સૃષ્ટિ શા માટે રચે? કોઈ પ્રયોજન? કે પછી "ગતાનુગતિકો લોકઃ" એમ સમજ્યા વિના જ મનગઢંત કલ્પનાઓ કરવી.

આ પ્રત્યક્ષ દેખાતો સંસાર ઇશ્વરની જરા પણ દખલગીરી વગર પોતાની મેળે જ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. કોઈ

સ્થાને પણ ઇશ્વરની હયાતિ કોઇએ જોઈ નથી. પ્રકૃતિના નિયમાનુસાર સંસારની ગતિ ક્યાંય પણ થંભ્યા વિના અને કોઈના પણ અવરોધ વિના અવિરત ચાલુ છે અને ચાલુ રહેશે સુખ–દુઃખ અને સંયોગ–વિયોગથી ભરેલા આ સંસારનું સંચાલન ઇશ્વરને આધીન નથી પણ પોત પોતાના કરેલા કર્મોને આધીન છે. ભલું કરશો તો ભલું થશે, બુરું કરશો તો બુરું થશે. આ નિયમાનુસાર કર્મસત્તા જ સંસારના સંચાલનમાં મુખ્ય કારણ છે. આમાં ઇશ્વરને સંડોવવો જરાયે ઉચિત નથી.

જીવ માત્રના જન્મ–મરણ એક બીજાથી સર્વથા પૃથક્ છે. જેમ કે–માતાની કુક્ષિમાં આવવું, શરીરોની રચના, તેમાં ઇન્દ્રિયોની પ્રાપ્તિ અને વિષયોને ગ્રહણ કરવાની શક્તિ, આહારને ગ્રહણ કરવાની અને પચાવવાની શક્તિ, બુદ્ધિનો વિકાસ આદિ જન્મથી લઇને ઠેઠ મરણ સુધીમાં જીવાત્માએ કરેલા કર્મો જ સર્વોપરિ કારણભૂત છે. કર્મસત્તા ઈશ્વરને આધીન નથી પણ જીવ જ કર્મ કરવામાં અને તેના ફળોને ભોગવવામાં સર્વત્ર સ્વતંત્ર છે. લોહચુંબક પોતાની શક્તિવડે જ ગમે ત્યાં વિખરાયેલા લોખંડના ટૂકડાઓને પોતાની તરફ આકર્ષી લે છે. તેમ કર્મસત્તામા ફસાયેલો જીવાત્મા પોતાના પુણ્ય તથા પાપને ભોગવવા માટે પોતે પોતાની મેળે જ શરીર આદિ ધારણ કરવામાં સમર્થ છે.

આ પ્રશ્નોત્તરમાં પુદ્ગલોનું પરિણમન કેટલા પ્રકારે થાય? આ વાતને ખૂબ વિસ્તારથી સ્પષ્ટરૂપે સમજાવવામાં આવી છે. તે સમજ્યા પછી જ આપણને ખ્યાલ આવશે કે જીવ જેમ અનંત શક્તિનો માલિક છે, તેમ કર્મસત્તા પાસે પણ અનંત શક્તિ છે જેનાથી પૂરા બ્રહ્માંડ ઉપર પોતાની સત્તાનું વર્ચસ્વ જમાવીને

એઠેલી આ સત્તા કોઇને તોડે છે, કોઈને ફોડે છે, કોઇને મંડાવે છે, તો કોઇને રંડાવે છે. એકને વામન તો બીજાને લખુજી બનાવ્યા છે. એકને રોવડાવ્યા છે તો બીજાને હસાવ્યા છે. એકના ઘરે લીલાલહેર તો બીજાને ભૂખે પેટે સુવડાવ્યા છે. આવી વિચિત્રતાઓથી ભરેલા આ સંસારમાં બિચારા ઈશ્વરને ફસાવીને અપજશનો ભાગીદાર બનાવવામાં આપણી બુદ્ધિ તથા તર્કોની ક્રૂર મશ્કરી જ છે.

## શરીર રચનામાં પુદ્ગલોની શક્તિ :

હવે આપણે પણ કંઈક વિસ્તારથી આ પુદ્ગલોના પરિણમનને જોઈ લઈએ.

પુદ્ગલોનું પરિણમન (ફેરફાર) ત્રણ પ્રકારે થાય છે: (૧) પ્રયોગ પરિણતા, (૨) મિશ્ર પરિણતા, (૩) વિસ્રસા પરિણતા.

(૧) જીવના પ્રયોગ વિશેષવડે શરીર આદિરૂપે પરિણત પુદ્ગલોને પ્રયોગ પરિણત કહેવાય છે.

(૨) જીવ પ્રયોગથી અને વિસ્રસા (સ્વભાવ)થી પરિણત થયેલા પુદ્ગલોને મિશ્ર પરિણત કહેવાય છે. પ્રયોગ પરિણામનો ત્યાગ કર્યા વિના વિસ્રસાથી બીજા પરિણામને પામેલા મૃત કલેવર આદિ મિશ્ર કહેવાય છે.

(૩) સ્વભાવથી પુદ્ગલોના પરિણમનને વિસ્રસા પરિણત કહેવાય છે. જેમ મેઘ, તડકો, છાયડો ઈન્દ્ર ધનુષ્ય આદિ પરિણામો

હવે પ્રયોગ પરિણત પુદ્ગલો પાચ પ્રકારે છે :–

એકેન્દ્રિય પ્રયોગ પરિણત, બેઇન્દ્રિય પ્રયોગ પરિણત, તેઇન્દ્રિય

પ્રયોગ પરિણુત, ચઉરિન્દ્રિય પ્રયોગ પરિણુત અને પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત.

એકેન્દ્રિય પ્રયોગ પરિણુત પુદ્ગલો પાંચ પ્રકારે છે. પૃથ્વીકાય એકેન્દ્રિય પ્રયોગ પરિણુત, આ પ્રમાણે અપ્કાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાય એકેન્દ્રિય પ્રયોગ પરિણુત.

પૃથ્વીકાયના પણ સૂક્ષ્મ પૃથ્વીકાય એકેન્દ્રિય પ્રયોગ પરિણુત, આવી રીતે અપ્, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયના પણ સૂક્ષ્મ અને બાદર ભેદો જાણવા.

બેઇન્દ્રિય પ્રયોગ પરિણુત પુદ્ગલો ઘણા પ્રકારે છે. જેમ શંખ બેઇન્દ્રિય પ્રયોગ પરિણુત. આ પ્રમાણે બેઇન્દ્રિયમાં જેટલા જીવો છે, તે બધાએ જાણવા. તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય પ્રયોગ પરિણુત પુદ્ગલો પણ ઘણા પ્રકારે જાણવા જેમકે ચુકાતેઇન્દ્રિય પ્રયોગ પરિણુત અને ભ્રમર ચઉરિન્દ્રિય પ્રયોગ પરિણુત. આમાં તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય પ્રયોગ પરિણુત બધાએ જીવો જાણવા.

પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત પુદ્ગલો ચાર પ્રકારે છે. નૈરયિક, તિર્યંચ, મનુષ્ય અને દેવ પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત.

રત્નપ્રભા આદિ સાત નરક પૃથ્વીઓને લઇ નરક પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત સાત પ્રકારે છે.

તિર્યંચ પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત પુદ્ગલો ત્રણ પ્રકારે છે. જળચર, સ્થલચર અને ખેચર પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત. જળચર તિર્યંચ પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત બે પ્રકારે છે. સંમૂર્ચ્છિમ જળચર, તિર્યંચ પંચેન્દ્રિય પ્રયોગ પરિણુત અને ગર્ભજ જળચર

પચેન્દ્રિય તિર્યંચ પ્રયોગ પરિણત. સ્થળચર તિર્યંચ યોનિક પંચેન્દ્રિય પરિણત બે પ્રકારે છે

ચતુષ્પદ સ્થળચર પંચેન્દ્રિય અને પરિસર્પ સ્થળ પચેન્દ્રિય પ્રયોગ પરિણત.

સંમૂર્ચ્છિમ અને ગર્ભજ રૂપે ભૂજ પરિસર્પ અને ખેચર બે પ્રકારે છે:—મનુષ્ય પંચેન્દ્રિય પ્રયોગ પરિણત પુદ્ગલો પણ સંમૂર્ચ્છિમ અને ગર્ભજ રૂપે બે પ્રકારે જાણવા. ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક દેવ.

પચેન્દ્રિય પ્રયોગ પરિણત પુદ્ગલ ચાર પ્રકારે છે : ભવનપતિના દશ ભેદ રૂપે ભવનપતિ પંચેન્દ્રિય પ્રયોગ પરિણત પુદ્ગલ દશ પ્રકારે છે :

આ પ્રમાણે આઠ વ્યંતર, પાંચ જ્યોતિષ, નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરૌપપાતિક દેવના ભેદ પણ જાણવા. (૧ દંડક)

વિવેચન—૮૪ લાખ જીવાયોનિના જીવોમાં સૌથી નીચે સ્થાને રહેલા સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો છે અને સૌથી ઉંચે સ્થાને બિરાજમાન સર્વાર્થસિદ્ધ દેવો છે. તે સૌ કર્મના ભારથી દબાઇ ગયેલા હોવાથી પોતપોતાના કરેલા શુભ કે અશુભ કર્મોને ભોગવવાને માટે શરીર ધારણ કરે છે નરકગતિ અને એકેન્દ્રિયથી લઈ પચેન્દ્રિય સુધીની તિર્યંચ ગતિ દુર્ગતિ કહેવાય છે. જ્યાં પાપની રાશિ વધારે હોય છે અને પુણ્યની રાશિ થોડી જ હોય છે અને મનુષ્યગતિ તેમજ દેવગતિના જીવોમાં પુણ્યરાશિ વધારે અને પાપની રાશિ અલ્પ હોય છે. તે બધાએ ચોરાશી લાખ જીવાયોનિના જીવો પોતાની યોગ્યતા પ્રમાણે જ શરીર ધારે છે.

શરીર ધારણ કરવા માટેની તેવા પ્રકારની ઔદારિક કે વૈક્રિય પુદ્ગલોની વર્ગણાઓને ગ્રહણ કરવા અર્થે પ્રયોગ વિશેષ કરે છે. તેથી તે તે સ્થાનોને પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળા જીવો પોતાને અનુરૂપ જ શરીર બનાવે છે

જેમ કે એકેન્દ્રિય અવતારને પામવાની યોગ્યતાવાળો જીવ એકેન્દ્રિય શરીરને યોગ્ય જ પુદ્ગલો લે છે. પૃથ્વીકાયના જીવોનું શરીર પૃથ્વી છે પાણીકાયના જીવોનું શરીર પાણી જ હોય છે. અગ્નિકાયના જીવોનું શરીર અગ્નિ હોય છે. વાયુકાયના જીવોનું શરીર વાયુ હોય છે અને વનસ્પતિકાયના જીવોનું શરીર વનસ્પતિ છે. બેઇન્દ્રિય અવસ્થાને પ્રાપ્ત કરનારો જીવ તેને યોગ્ય પુદ્ગલો લે છે. જેમ નાના મોટા શંખોના જીવોનું શરીર નાના મોટા શંખ હોય છે. મતલબ કે શંખ એ જીવોનું શરીર છે. કોડીના જીવનું શરીર કોડી હોય છે. તેમ બીજા પણ બેઇન્દ્રિય જીવોનાં શરીરો સમજવાં

તેઇન્દ્રિય જીવો પોતાને યોગ્ય શરીર બનાવે છે. જેમ કીડીના શરીરમાં કીડીનો જીવ, કાન ખજુરા, માંકડ, જૂ આદિના શરીરોમાં તે તે જીવો હોય છે. મનુષ્ય અવતારને પામનારો પોત પોતાના જેવા શુભાશુભ કર્મો હોય છે, તે પ્રમાણે શરીર ધારે છે. માટે જ સૌના શરીર સર્વથા જુદા જુદા છે. આ પ્રમાણે દેવ ગતિના દેવ જીવો અને નરક ગતિના નારક જીવો પણ પોતાના પુણ્ય-પાપને ભોગવવાને તેવાં તેવાં સારાં કે નઠારાં શરીરો સ્વીકારે છે. ખાસ જાણવાનું કે પુદ્ગલો તો અનંતાનંત છે. પણ તે બધાએ પુદ્ગલો કર્મોની વર્ગણા બની શકતી નથી. માટે જૈન શાસનમા ઔદારિક-વૈક્રિય-આહારક-તૈજસ-કાર્મણ, ભાષા, શ્વાસોશ્વાસ અને મનવર્ગણા, આ પ્રમાણે આઠ પ્રકારે કર્મવર્ગણા હોય છે.

રાગ અને દ્વેષનો ભરેલો આત્મા જે સમયે જેવા વિચારો કરે છે, ત્યારે ઉપરની આઠ વર્ગણાઓમાંથી કોઇને કોઇ કર્મરજ આત્મા સાથે સંમિલિત થઇને દૂધ અને પાણીની જેમ એકાકાર થાય છે. રાગ દ્વેષની ચીકાશવાળો જીવ જેમ પ્રતિ સમયે કર્મોને આભોગ (ઇચ્છા)થી ગ્રહણ કરે છે, તેમ અનાભોગથી પણ કર્મની વર્ગણાઓને જીવાત્મા સંગ્રહતો જાય છે. ત્યારે જ માતાની કુક્ષિમાં રહેલો અને બહાર આવેલો જીવનો શરીરનો આકાર નાનો હોય છે, અને પ્રતિ સમયે વધતો ૩૦-૪૦ વર્ષની વયમાં તો રૂપ-રંગ-આકાર-સ્વભાવ-જ્ઞાન-અજ્ઞાન આદિમાં આકાશ-પાતાલ જેટલો ફરક પડે છે. પૂર્ણ પર્યાપ્ત જીવ પ્રતિસમયે ઔદારિક વર્ગણા, વૈક્રીય વર્ગણા, આહારક વર્ગણા, તૈજસ અને કાર્મણ વર્ગણા. આવી રીતે ભાષા, શ્વાસોશ્વાસ અને મનોવર્ગણાઓને ગ્રહણ કરતો જ રહે છે

મનુષ્ય અવતારમાં આવેલા જીવને બીજા જીવો સાથે શુભાશુભ કર્મો ભોગવવાના હોય છે તે ભોગવાઇ ગયા પછી કેવલ તૈજસ અને કાર્મણ વર્ગણાને છોડીને બાકીની બધી વર્ગણાઓ આત્માથી છૂટી પડે છે અને બીજા ભવમાં ગયેલો જીવ ત્યાં ફરીથી તે ભવને યોગ્ય નવી વર્ગણાઓને ગ્રહણ કરે છે આમ સંસારનુ ચક્ર કર્મસત્તાના નિયંત્રણમા ચાલ્યા જ કરે છે. (દ ડક-૧)

સૂક્ષ્મ અને બાદર પૃથ્વીકાયિક એકેન્દ્રિય, તથા પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ એકેન્દ્રિય પ્રયોગ પરિણત પુદ્ગલો, પ્રર્યાપ્ત અને અપર્યાપ્તના કારણે બબ્બે પ્રકારો થશે જેમ પર્યાપ્ત સુક્ષ્મ પૃથ્વીકાય એકેન્દ્રિય પ્રયોગ પરિણત પુદ્ગલ

અર્થાત્ પ્રત્યેકના સુક્ષ્મ અને બાદર અને તેમનાં પણ પર્યાપ્ત અને અપર્યાપ્તારૂપે ભેદો જાણવા. આવી રીતે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, રત્નપ્રભાદિ સાતે નારકો તથા સમૂચ્છિંમ ગર્ભજ

જલચર, સ્થલચર, ખેચર, તિર્યંચ, પંચેન્દ્રિય પ્રયોગ પરિણત ગર્ભજ મનુષ્ય પંચેન્દ્રિય પ્રયોગ પરિણત તથા ચારે નિકાયના બધાએ દેવતાઓ.

આ પ્રમાણે સૂક્ષ્મ એકેન્દ્રિયથી લઇને અનુત્તરવિમાન સુધીના જીવો પર્યાપ્તા અને અપર્યાપ્તાના ભેદે બે પ્રકારના જાણવા. કેવળ સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિય જીવો અપર્યાપ્ત જ હોવાથી તેનો એક ભેદ જાણવો (૨ દંડક)

આ દંડકમાં પર્યાપ્તા અને અપર્યાપ્તાના ભેદોથી વિચાર કર્યો છે. જે બન્ને નામકર્મની પ્રકૃતિરૂપે છે અને નામકર્મ જડ છે.

જે જીવે પર્યાપ્તિ પૂર્ણ કરી હોય તે પર્યાપ્ત કહેવાય અને પર્યાપ્તિ પૂર્ણ કર્યા વિના જ મરણ પામે તે અપર્યાપ્ત છે.

પર્યાપ્તિઓ છ પ્રકારે છે:

૧. આહાર પર્યાપ્તિ, ૨. શરીર પર્યાપ્તિ, ૩. ઇન્દ્રિય પર્યાપ્તિ. આ ત્રણ પર્યાપ્તિઓ તો પ્રત્યેક જીવ પૂરી કરે જ છે. ૪. શ્વાસોશ્વાસ પર્યાપ્તિ, ૫. ભાષા પર્યાપ્તિ, ૬. મન પર્યાપ્તિ.

ચારે ગતિમા પરિભ્રમણ કરતા જીવને શરીરધારી તરીકે જીવવાની જીવન શક્તિ તેનું નામ પર્યાપ્તિ છે. પુદ્ગલ પરમાણુઓની મદદ લીધા વિના જીવને જીવવાની શક્તિ હોવા છતાં પણ તે શક્તિ પ્રગટ થતી નથી. એટલે કે પુદ્ગલોની મદદ ન હોય તો શરીરમાં આત્માની શક્તિ પ્રગટ થતી નથી.

પુદ્ગલ પરમાણુઓના સમૂહના નિમિત્તથી આત્મામાં પ્રગટ થયેલી અને શરીરધારીપણે જીવવા માટેના ઉપયોગી પુદ્ગલોને પરિણમાવવાનું કામ કરનારી આત્માની શરીર ધારણ કરી જીવવાની જીવન શક્તિ તેનું નામ પર્યાપ્તિ.

આહાર વિના શરીર બંધાય નહીં. માટે શરીરની અગત્યતા છે શરીર ધારણ કરવા છતાં પણ ઇન્દ્રિયો વિના જીવી શકાય નહીં માટે ઇન્દ્રિયો પણ રચવી પડે. શ્વાસોશ્વાસ વિના શી રીતે જીવાય ? માટે શ્વાસોશ્વાસની આવશ્યકતા છે વધારે શક્તિ અને પુણ્યવાળા જીવને બોલવાની અને વિચારવાની શક્તિની જરૂર પડે છે જેનાથી તે બોલી શકે અને વિચારી શકે છે. માટે સંસારભરના બધાય જીવોની અપેક્ષાએ પર્યાપ્તિઓ છની સંખ્યામાં છે આના અવાંતર ચાર ભેદ છે.

૧. લબ્ધિ અપર્યાપ્ત : જે જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન કરે અને મરણ પામી જાય તે લબ્ધિ અપર્યાપ્ત કહેવાય છે. આમા અપર્યાપ્ત નામકર્મ કારણ રૂપે છે

૨. લબ્ધિ પર્યાપ્ત : જે જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરે છે તે લબ્ધિપર્યાપ્ત કહેવાય છે. આમાં પર્યાપ્ત નામકર્મ કારણરૂપે છે.

૩. કરણ અપર્યાપ્ત : ઉત્પત્તિ સ્થાને સમકાળે સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓની રચનાનો પ્રારંભ થયો છે. હવે જ્યા સુધી તે કાર્ય સમાપ્ત ન થાય અર્થાત્ બધી પર્યાપ્તિઓ પૂર્ણરૂપે ન રચાય ત્યાં સુધી તે કરણ અપર્યાપ્ત કહેવાય છે. આમા લબ્ધિ પર્યાપ્ત અને લબ્ધિ અપર્યાપ્ત એ બંને જીવને કરણ અપર્યાપ્તત્વ હોય છે.

૪. કરણ પર્યાપ્ત : સ્વયોગ્ય બધી પર્યાપ્તિઓ પૂર્ણ થાય ત્યારે તે જીવ કરણ પર્યાપ્ત કહેવાય છે.

આ બીજા દંડકમાં સૂક્ષ્મ એકેન્દ્રિયથી લઇને અનુત્તર વિમાન સુધીના દેવો પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત હોય છે. ગમે તેવા

પુણ્યશાળી જીવનુ આયુષ્યકર્મની આગળ કાંઈ પણ ચાલતુ નથી ત્યારે જ લક્ષાધિપતિના ઘરે અવતરવા જેટલું પુણ્ય છે અને સાથોસાથ પાપકર્મોને લઈને આયુષ્યકર્મની અલ્પતા પણ છે. તેથી જ આંખના પલકારે માતાની કુક્ષિમાં આવ્યો અને બીજી ક્ષણે જ યમરાજનો અતિથિ બન્યો (દંડક-૨)

પર્યાપ્ત અને અપર્યાપ્ત, સૂક્ષ્મ અને બાદર પૃથ્વીકાયથી લઈ ચઉરિન્દ્રિય પ્રયોગ પરિણુત જે પુદ્ગલો છે, તે બધાએ ઔદારિક, તૈજસ તથા કાર્મણ પ્રયોગ પરિણુત પુદ્ગલવાલા છે. કેવલ પર્યાપ્ત બાદર વાયુકાયને વૈક્રિય પુદ્ગલ વધારે છે.

પર્યાપ્ત કે અપર્યાપ્ત સાતે નારકોના જીવ પ્રયોગપરિણુત પુદ્ગલ, વૈક્રિય, તૈજસ અને કાર્મણ હોય છે. પર્યાપ્ત કે અપર્યાપ્ત સંમૂર્ચ્છિમ જલચર પ્રયોગ પરિણુત ઔદારિક, તૈજસ અને કાર્મણ પુદ્ગલોવાલા હોય છે ગર્ભજપર્યાપ્ત, અપર્યાપ્ત, ચતુષ્પદ, ઉરપરિસર્પ, ભુજપરિસર્પ અને ખેચરોને ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ શરીર હોય છે. સંમૂર્ચ્છિમ મનુષ્ય પંચેન્દ્રિયને ઔદારિક, તૈજસ અને કાર્મણ તથા નારકની જેમ દેવોને પણ વૈક્રિય, તૈજસ અને કાર્મણ શરીર પુદ્ગલ હોય છે

આ ત્રીજા દંડકમાં જીવોના પ્રયોગથી પરિણુત થયેલા આ પાંચ જાતિના શરીરો હોય છે, જેમનું વર્ણન પહેલા ભાગમાં કરાઈ ગયું છે કેમકે કરાઈ ગયેલા કર્મોને ભોગવવા માટે જ શરીર મુખ્ય સાધન છે. જે સ્થાનમાં જન્મવાનું છે ત્યાં એકથી ચાર સમય સુધીમાં જીવને આવવાનું હોય છે. અને જે સમયે આવે છે તે જ સમયે પહેલા ભવનું ઉપાર્જિત આહારપર્યાપ્તિ નામકર્મ ઉદયમાં આવે છે અને માતાની કુક્ષિમાં રહેલા શુક્ર અને

રજના પરમાણુંઓનો આહાર સ્વીકારે છે. પછી તેને તૈજસ શરીરથી પચાવીને શરીર પર્યાપ્તિ નામકર્મના ઉદયથી પોતાનું નવુ શરીર બનાવવાની તૈયારી કરે છે. અને આ પ્રમાણે છ એ પર્યાપ્તિઓ સમાપ્ત કરીને જીવાત્મા કુક્ષિમાં રહ્યો છતો અને પ્રતિ ક્ષણ ઔદારિક આદિ નવા પુદ્ગલોને ગ્રહણ કરતાં તેનુ શરીર મોટું થતું જાય છે, અને નવ મહિને જન્મ લે છે.

તૈજસ અને કાર્મણ શરીર સૂક્ષ્મ છે અને અનાદિ કાળથી જીવાત્માના સહચારી છે, માટે સૂક્ષ્મ શરીર કહેવાય છે જ્યારે વૈક્રિય, ઔદારિક અને આહારક શરીરો સ્થૂલ છે જે તે ભવ પૂરતાં જ સ્વીકારાય છે. અને તે ભવની બાજી પૂરી થતાં મૂકી દેવામાં આવે છે. આ શરીરોને સ્વીકારવાની કે મૂકવાની ક્રિયા જીવાત્મા પોતે જ કરે છે.

વ્યાપાર કર્મમાં કુશલ માણસ જે બઝારમાં વ્યાપાર શરૂ કરે છે અને જ્યાં સુધી તેને વ્યાપારના ધધામાં રસ છે ત્યાં સુધી તે બઝારમાં રહેલી તૂટેલી-ફૂટેલી, જીર્ણ-શીર્ણ દુકાનમાં ગરમી-ઠંડી બધું સહન કરે છે અને સમય પૂરો કરે છે. જ્યા વળી તેને બીજા વ્યાપારમાં વધારે કસ દેખાવા માંડ્યો એટલે જુના ધધાને તિલાંજલી આપે છે અને નવા ધંધામા મનને પરોવે છે

## સ્વ-શરીરની માયા :

આમ જેમ બઝાર કે ધધા બદલતા રહે છે તેવી રીતે વર્તમાન શરીર પ્રત્યેની માયાને ભોગવતા જીવાત્માને જ્યારે બીજા ભવની માયાનુ આકર્ષણ વધે છે ત્યારે ૨૫-૫૦ વર્ષની માયાને છોડીને પણ બીજા ભવની માયામાં લપટાય છે અને પહેલાની માયાને સર્વથા ભૂલી જઇ નવી માયામાં લીન

બને છે. આમને આમ આ શરીરોની માયામાં આ જીવાત્મા અનાદિકાળથી આ સંસારમાં રખડપટ્ટી કર્યા કરે છે. પોત પોતાના કર્મોની અનુસાર પ્રાપ્ત થયેલા શરીરો પ્રત્યે જીવાત્માને ઘણી જ માયા હોય છે.

દેવને પોતાના રૂડા રૂપાળા શરીર પ્રત્યે જેટલી માયા હોય છે તેટલી જ માયા કાળા રંગના માનવીને પોતાના કાળા શરીર ઉપર હોય છે આ પ્રમાણે કીડીને, ભુંડને કે હાથીને પોતાનું શરીર જેટલું પ્રિય છે, તેટલું જ વિષ્ટાના કીડાને પોતાનુ શરીર પ્યારૂ છે. વનસ્પતિ અને પાણીના જીવોને પણ પોતાનુ શરીર એટલું જ પ્રિય હોય છે.

## હિંસા :–

તેથી જ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ ફરમાવે છે કે "प्राणिना प्राणवियोजनं हिंसा" જીવોના પ્રાણોનું હરણ કરવું, તેને મારી નાખવા, દબાવવા, પીડા ઉપજાવવી, તેમની વૃત્તિ અને પ્રવૃત્તિમાં અવરોધ ઉભો કરવો; આ બધી હિંસા છે.

માણસને જેમ પોતાની આંગળી ઉપર મોહ હોય છે તેમ વનસ્પતિને પણ પોતાની નાની નાની ડાળીઓ ઉપર, પાદડા ઉપર, પુષ્પ કે ફળ ઉપર મોહ હોય છે. ગર્ભવતી સ્ત્રીને જેમ પોતાના ગર્ભ ઉપર કે તાજા જ જન્મેલા બાળક ઉપર અગાધ મોહ હોય છે તેમ મોગરાના કે બીજા ઝાડોને પોતાની કાચી કલીરૂપ ગર્ભ ઉપર અથાગ સ્નેહ હોય છે. એ શું તમને ખબર છે ? કેમકે વનસ્પતિ માત્રને કાચી કલી ગર્ભ જેવી અને પુષ્પ પુત્ર રૂપે હોય છે.

તેથી જ ઋષિ મહર્ષિઓએ ઊંચે સાદે ગાયું છે કે, आत्मवत् सर्वभूतेषु यः पश्यति सः पण्डितः। પોતાના આત્માની માફક બધા પ્રાણીઓને જે જુએ છે-સમજે છે તે જ ખરો પંડિત છે પોતાને જેમ દુઃખ, તાડન-તર્જન-અપમાન ગમતાં નથી તેમ બીજા પ્રાણીઓને પણ તે ગમતાં નથી. તેમ સમજી વિવેકી, બુદ્ધિશાલી આત્માએ સર્વ પ્રાણી પ્રત્યે ઉપયોગ-દયા રાખવી. હાલતાં, ચાલતા, રસોઇ કરતાં, કપડા ધોતાં, કે બીજા કાર્યો કરતાં કોઇ પણ જીવ મરવા ન પામે તે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ જીવહિંસા એ મહાપાપ છે. જીવદયા એ મહાન્ ધર્મ છે.

(દંડક-૩)

## સ્પર્શેન્દ્રિય :

સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત પૃથ્વીકાયથી લઇને વનસ્પતિ-કાય જીવોને પ્રયોગપરિણત સ્પર્શેન્દ્રિય નામની એક જ ઇન્દ્રિય હોય છે બેઇન્દ્રિય જીવોને સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિય, તેઇન્દ્રિય જીવોને ઘ્રાણેન્દ્રિય વધારે, ચતુરિન્દ્રિય જીવોને ચક્ષુરિન્દ્રિય વધારે હોય છે અને પંચેન્દ્રિય જીવોને સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર આ પાંચે ઇન્દ્રિયો હોય છે. નારક, દેવ, ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય પંચેન્દ્રિય હોય છે.

## ઇન્દ્રિયોની પ્રાપ્તિ :

આ ચોથા દંડકમાં ઇન્દ્રિયોની અપેક્ષાએ વિચારણા કરી છે મકાનમાં રહેલી બારીઓના માધ્યમથી મકાન માલિક જેમ પર-પદાર્થોનું જ્ઞાન કરે છે તેમ શરીરરૂપી મકાનમાં રહેલી પાંચે ઇન્દ્રિયોરૂપી બારીઓના માધ્યમથી આ આત્મા પ્રત્યેક પદાર્થનું

સ્પર્શન, આસ્વાદન, સૂંઘવાનું, જોવાનું અને સાંભળવાનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સમર્થ બને છે. ઇન્દ્રિયો વિના જીવ જીવી શકે તેમ નથી.

પ્રત્યેક ઇન્દ્રિય પોતપોતાનું કામ કરે છે. હાથમાં રાખેલા લાડવાને હાથ ખાઈ શકતો નથી. પગે લગાડેલા અત્તરને પગ સૂઘી શકતો નથી. કારણ કે ખાવાનું કે સૂંઘવાનું કામ હાથ કે પગનું નથી પણ ખાવાનું કામ જીભનું છે જ્યારે સૂંઘવાનું કામ નાકનું છે. તમે લાડવાને મોઢામાં મૂકશો તો જીભ આંખના પલકારામાં લાડવાને ખાઈ જશે અને તૃપ્તિ આત્માને થવા પામશે

એકેન્દ્રિય જાતિના નામકર્મને લઈને એકેન્દ્રિય અવતારને પામેલા અનંતાનંત જીવો નિકૃષ્ટતમ પાપના ઉદયવર્તિ હોવાના કારણે તેમને એક જ સ્પર્શેન્દ્રિય હોય છે. જ્યારે બીજી ઇન્દ્રિયોનો સર્વથા અભાવ હોવાથી મનુષ્યની માફક કાંઈ પણ ખાઈ શકતા નથી, સૂંઘી શકતા નથી, દેખી શકતા નથી કે સાભળી શકતા નથી.

## એકેન્દ્રિયત્વનું કારણ :

આવું એકેન્દ્રિયપણું શી રીતે પ્રાપ્ત થતુ હશે?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે—જીવ માત્રને જ્યારે એક પુદ્ગલ પરાવર્ત્તકાળ બાકી રહે છે, ત્યારે મોક્ષપ્રાપ્તિના ભાવ જાગે છે. અને તે માટે સમ્યગ્ધર્મની આરાધના કરે છે. જે કાળને ચરમ પુદ્ગલ પરાવર્ત્તકાળ અથવા ચરમાવર્ત્તકાળ કહે છે તેની ગણત્રી આ પ્રમાણે છે :

અસંખ્યવર્ષ —૧ પલ્યોપમ

૧૦ કોડાકોડી પલ્યોપમ -૧ સાગરોપમ

૨૦ કોડાકોડી સાગરોપમ-૧ કાલચક્ર

અનંતકાલ ચક્ર -૧ પુદ્ગલ પરાવર્તકાલ

આવા અનંત પુદ્ગલ પરાવર્તકાલથી રખડતાં આત્માને જ્યારે એક પુદ્ગલ પરાવર્તકાલ જ શેષ રહે છે ત્યારે તેને માર્ગાનુસારિતા, સમ્યગ્દર્શન, શ્રાવક ધર્મ અન સાધુધર્મની આરાધના માટેની આત્મદૃષ્ટિ પ્રાપ્ત થાય છે. ત્રસપણું પામવા છતાં પણ જો જૈન ધર્મની આરાધના પ્રાપ્ત ન થાય તો તે જીવાત્મા મોહ માયાને વશ બની હિંસા, જૂઠ આદિ કાર્યોમાં અને કોઈક સમયે દેવગતિના સુખોની લાલસાએ પણ દયા-દાનને કરતો તે જીવ વધારેમાં વધારે ૨૦૦૦ સાગરોપમ સુધી ત્રસ યોનિમા રહેશે. અને કયારેક દેવલોકમાં તો કયારેક નરકમા તો વળી કયારેક રાજા-મહારાજાઓના અવતારમાં ભટકીને ૨૦૦૦ સગારોપમની મર્યાદા પૂરી થયે ફરીથી તેને સ્થાવરયોનિમા જવાની ફરજ પડે છે સમ્યગ્દર્શનના અભાવે દેવગતિમાં સુખો ભોગવવા છતાં પણ ત્યાં વિષય-વાસનામા જ પોતાનું આયુષ્ય પૂર્ણ કરનાર દેવને પણ સ્થાવરયોનિ પ્રાપ્ત કર્યા વિના છૂટકો નથી આ પ્રમાણે અપક્રાતિથી પ્રાપ્ત થયેલ સ્થાવરયોનિમા અનંત કાલચક્રો પૂરા થયે છતે પણ પછી ત્રસ અવતાર પામવો અત્યંત દુર્લભ છે

સ્થાવર યોનિમાં અનંતકાળ રહેતો જીવ ફરી કોઈક સમયે અકામ નિર્જરાને લઈ ત્રસ અવતાર પામે પણ જો સમ્યગ્દૃષ્ટિ ન પામે તો પાછો ૨૦૦૦ સાગરોપમ રખડી સ્થાવરમાં જાય તેથી જ જિનેશ્વર ભગવંતોએ સંસારને મહાભયંકર કહ્યો છે

જ્યારે પુણ્યકર્મો વધે છે, ત્યારે જીવાત્માને પંચેન્દ્રિયપણું

અને મનુષ્ય અવતાર મળે છે જ્યાં સુખની માત્રા વધારે હોય છે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય પામેલા તિર્યંચોને એવું સુખ હોતું નથી. માટે પોતપોતાના પુણ્યને આધીન જાતિ નામકર્મને લઇને જીવો એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય તરીકે સંબોધાય છે.

( દંડક ૪–૫ )

આ પ્રમાણે બીજા દંડકો તેમજ મિશ્ર પરિણત પુદ્ગલ પરિણામ અને વિસસ્રા પરિણત પુદ્ગલોપણે વર્ણ–ગંધ–રસ–સ્પર્શ અને સંસ્થાન આદિના ભેદો મૂળ સૂત્રથી જાણી લેવા.

અનાદિ કાળથી પુદ્ગલોની સાથે રહેલા આત્માની દશા રમતના મેદાનમાં રહેલા ફૂટબોલ (દડા) જેવી રહી છે. જેમ બોલમાં સ્થિરતા નથી. ઠોકર મારનાર ખેલાડી જેટલા જોરથી જે દિશામાં બોલને ઠોકર મારશે તેટલા જ વેગથી તે દિશામાં ગતિ કરશે. તેમ કર્મરાજાના ચકાવે ચઢી ગયેલા આ જીવને પણ મોહરાજા જેવા પ્રકારની લાત મારશે તે ગતિમાં, તે સ્થાનમાં અને તેવા શરીરમાં રખડવું પડશે.

ક્યારેક જ્યારે પાપકર્મોની પ્રબલતા હશે ત્યારે નીચ જાતિ, કદરૂપું શરીર, તેમજ અસાતાવેદનીય અને મોહકર્મની તીવ્રતા આદિને કારણે આ જીવાત્મા હેરાન–પરેશાન અને અત્યંત દુઃખી બની જાય છે અને જ્યારે પુણ્યકર્મની બોલબાલા હોય છે ત્યારે ઊંચી જાતિ, સુંદર શરીર, ખાનદાન મા બાપો, ખાવા–પીવા–રહેવાની સારામાં સારી સામગ્રી પ્રાપ્ત થાય છે. છતાં પણ પુણ્ય-કર્મના ભોગવટામાં મસ્ત બનીને ધર્મકર્મને ભૂલી જાય છે.

આવી પરિસ્થિતિમાં ધર્મકર્મ વિનાના તે પુણ્યશાળીને પ્રાપ્ત થયેલ અગણિત મનગમતા પુદ્ગલ સાધનો જ ભયંકર દૃષ્ટિવિષ સર્પની જેમ એટલે કે તેમના પુણ્યકર્મના ભોગવટા જ તેમને માટે આશીવિષ નાગરાજ જેવા ભયંકર બનીને પુણ્ય ક્ષીણ થયે તેને દુર્ગતિના ખાડામાં ધકેલી દેશે. આ વાત સમજાવવા માટે જ આ પછીનો બીજો ઉદ્દેશો આશીવિષ નામનો કહેવામાં આવે છે.

પહેલો ઉદ્દેશો સમાપ્ત



# શતક ૮મું : ઉદ્દેશક–૨

## આશીવિષ :

આ ઉદ્દેશામાં આશીવિષોના ભેદો, અવાન્તર ભેદો, ઉપરાંત છદ્મસ્થ મનુષ્યો દશ સ્થાનકો જોઈ શકતા નથી અને ત્યાર પછી ખૂબ જ વિસ્તારથી જ્ઞાન-જ્ઞાની, અજ્ઞાન–અજ્ઞાની આદિ વિષયો ચર્ચાયા છે.

આશીવિષનો સરળાર્થ આ છે : આશી એટલે દાઢ, તેના મધ્યમા રહેલું વિષ ( ઝેર ) તે આશીવિષ છે. પણ સામાન્ય પ્રકારે આનો અર્થ ઝેરવાળો પ્રાણી લેવાનો છે કેમકે ૮૪ લાખ જીવાયોનિમાં થોડા જ જીવાત્માઓ ઝેર વિનાના છે અને ઘણા ઝેરવાળા છે. તેમને સૌને દાઢમાં ઝેર હોતું નથી. કેવલ સર્પ જાતિઓમાં જ પ્રાયઃ કરીને દાઢમાં ઝેર જોવામાં આવે છે ત્યારે વૃશ્ચિકને પૂંછમાં ઝેર હોય છે ચંડકૌશિક નાગને દૃષ્ટિમાં પણ ઝેર હતું, તો કોઈકને પેટમાં ઝેર હોય છે.

તેના બે ભેદ છે : (૧) જાત્યાશીવિષ, (૨) કર્માશીવિષ. જન્મથી જ જે આશીવિષ હોય તે જાત્યાશીવિષ અને બીજાઓના શાપ આદિ ક્રિયા રૂપ કર્મથી બીજાઓનો ઉપઘાત કરનાર છે, તે કર્માશીવિષ કહેવાય છે.

પહેલાના ભેદમાં સર્પની જાતિ, વિછીની જાતિ, દેડકાની જાતિ અને મનુષ્યની જાતિ આમ જાત્યાશીવિષના ચાર ભેદ છે.

વિછી આદિ જાતિનો ત્રણે કાળે સદ્ભાવ જ હોય છે અર્થાત્ કોઈ કાળે પણ તેમનો અભાવ હોતો નથી. કર્માશીવિષમાં નારકજીવોને

છોડીને બાકીના બધાએ તિર્યંચ, નર અને દેવ ને કર્માશીવિષ કહ્યા છે એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવો કર્માશીવિષ હોતા નથી

સંમૂચ્છિંમ પંચેન્દ્રિય તિર્યંચો કર્માશીવિષ નથી ગર્ભજ તિર્યંચમાં પણ અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા ભોગભૂમિજન્ય તિર્યંચો કર્માશીવિષવાલા નથી. આ પ્રમાણે કર્મભૂમિજન્ય અપર્યાપ્તા અને સમૂચ્છિંમ મનુષ્યો કર્માશીવિષ નથી તથા અપર્યાપ્ત સખ્યાતવર્ષના આયુષ્યવાલા કર્મભૂમિજન્ય ગર્ભજ મનુષ્યો કર્માશીવિષવાલા નથી. અપર્યાપ્ત ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક દેવો અપર્યાપ્ત અવસ્થામાં જ કર્માશી-વિષવાળા છે.

બાર દેવલોકના પાછળના ચાર આનત–પ્રાણત–આરણ અને અચ્યુત દેવો તથા કલ્પાતીત નવગ્રૈવેયકો અને પાંચ અનુત્તરદેવો કર્માશીવિષવાળા નથી. મતલબ કે શાપ આદિ ક્રિયાઓ વડે હું બીજાઓને ઉપઘાત કરું, તેવા આશયથી તેમને આશીવિષ નામનીલબ્ધિની પ્રાપ્તિ થાય છે. અને તે દ્વારા જ તે દેવલોકમાં જાય છે, પણ પર્યાપ્ત અવસ્થા થતાં પહેલા જ તે આશીવિષત્વ રહે છે. જ્યારે પર્યાપ્ત અવસ્થા પ્રાપ્ત થયેલા કર્મભૂમિમાં ગર્ભજ મનુષ્યો અને તિર્યંચો જે સંખ્યાત વર્ષના આયુષ્યવાળા છે તે કર્માશીવિષવાળા છે

જો આવા જીવોને વિરતિધર્મ, ગુરૂકુલવાસ, સ્વાધ્યાય બલ અને વૈરાગ્યભાવ ઉત્પન્ન ન થાય તો તેમની આખી જીંદગી ખાવા, પીવા, ઉઠવા, બેસવા, બોલવા, લખવા આદિ ક્રિયાઓમાં કર્માશીવિષ રહેલું હોવાથી તેઓ પરઘાતક–પરનિંદક અને પર-દ્રોહક જ રહેવા પામશે.

તેથી આ કર્મોના વિષને મારવા માટે સ્વાધ્યાયબળ ખૂબ કેળવવાની વૃત્તિ રાખવી અને યથાશકય પાંચે ઇન્દ્રિયોને મૌન આપવું; તો જ આપણા જીવનમાં રહેલા વિષનું જોર ઘટશે અને ધીરે ધીરે મટવા પામશે. અન્યથા કહેવાય છે કે—"પટેલની જીભમાં, બ્રાહ્મણની આંખમાં અને વાણિયાના પેટમાં ઝેર હોય છે." આ ઝેરના કારણે જ સમય આવ્યે તે માણસ પોતાની સગી માવડીનો, ધર્મપત્નીનો, પુત્ર કે પુત્રીઓનો અરે પોતાના વિદ્યાગુરુનો કે ધર્મગુરુનો પણ સ્નેહભાજન બની શકતો નથી

ઘણા એવા માણસોને પણ આપણે કયાં નથી જાણતા કે—'આપ ગરજે આઘો પડે'....પોતાની ગરજ હોય ત્યાંસુધી સામાવાળાના પગ ચાટે અને ગરજ મટી ગયા પછી જેનાથી પોતાની ગરજ સરી છે એવાનો પણ કટ્ટર વૈરી બને છે જે ગુરુએ સંસારની માયામાંથી રજોહરણ આપીને એટલે દીક્ષા આપીને તાર્યા હોય. સમય જતાં તે માણસ તેવા ઉપકારી ગુરુનો પણ કટ્ટર દુશ્મન બની જાય છે.

મહા ઉપકારી, તરણ તારણ, જીવતા જાગતાં ગુરુદેવના કટ્ટર વૈરીને સ્થાપનાચાર્યજી પણ શી રીતે તારી શકશે? ગુરુકૃપાએ મેળવેલી વિદ્યાથી યશસ્વી બન્યા પછી જો તે ગુરુના છિદ્રોને જ જોતા શિખશે તો તે વિદ્યા તેની મુક્તિને માટે કઈ રીતે થશે?

આમાં બધાઓમાં કર્માશીવિષ જ કામ કરી રહ્યું છે

## છદ્મસ્થ માણસ દશ પદાર્થોને જાણતો નથી:

હે ગૌતમ! છદ્મસ્થ માણસ સર્વભાવથી, પ્રત્યક્ષથી આ દશ વસ્તુઓને જાણતો નથી. તે આ પ્રમાણે:—

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, શરીર વિનાનો મુક્ત જીવ, પરમાણુ પુદ્ગલ, શબ્દ, ગંધ, વાયુ અને આ જીવ જિન થશે કે નહિ ? તથા આ જીવ બધાય દુ:ખોનો નાશ કરશે કે નહિ ? આ પ્રમાણેના ઉપર્યુક્ત દશ પદાર્થો છદ્મસ્થ જાણી શકવાને માટે સમર્થ નથી.

છદ્મસ્થ એટલે અવધિજ્ઞાન આદિ વિશિષ્ટ જ્ઞાનરહિત જીવ લેવો કેમકે વિશિષ્ટ અવધિજ્ઞાની પણ અમૂર્ત એવા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય આદિને જાણતો નથી. છતાં પણ મૂર્ત પરમાણુને તો જાણી શકે છે. કેમકે આ જ્ઞાનનો વિષય મૂર્તદ્રવ્ય છે પરમાણુ પણ મૂર્તિમાન હોવાથી વિશિષ્ટ અવધિજ્ઞાની તેને જોવાને માટે સમર્થ છે.

ત્યારે મૂર્ત ઘટાદિ પદાર્થો તેવા છે, જેને અવધિજ્ઞાની જાણી શકે છે, પણ તેમાં રહેલા સંપૂર્ણ અનન્ત પર્યાયોને તો કેવલજ્ઞાની જ જાણી શકે છે. અવધિજ્ઞાની પણ અનન્ત પર્યાયોને જાણતો નથી સર્વભાવનો અર્થ ચાક્ષુષ પ્રત્યક્ષ કરવો મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની ધર્માસ્તિકાય આદિને સાક્ષાત્ જાણતા નથી, પણ શ્રુતજ્ઞાનની સહાયતાથી જાણે છે. કેમકે મતિ-શ્રુતનો વિષય અમુક પર્યાયો સહિત દ્રવ્યો જ છે જેમને કેવળજ્ઞાન-કેવળ દર્શન ઉત્પન્ન થયા છે, તે અરિહંતો, જિનો, કેવળીઓ સર્વભાવથી સંપૂર્ણ પર્યાયો સાથે દ્રવ્યોને જાણે છે-જૂએ છે.

## જ્ઞાન વિષયક પ્રશ્નોત્તરો :

જ્ઞાન ગુણ છે અને આત્મા ગુણી છે. ગુણ અને ગુણી એટલે આત્મા અને તેનો ગુણ અનાદિ કાળથી સ્વત: સિદ્ધ પદાર્થો છે. જેની પહેલા ભાગમાં ખૂબ ચર્ચા થઇ જાય છે.

સફેદ વસ્તુ ઉપરની સફેદાઈ સ્વતઃ સિદ્ધ હોવા છતાં પણ જ્યારે તે જ સફેદ વસ્તુ ઉપર બહારનો મેલ જેમ જેમ લાગતો જાય છે, તેમ તેમ સફેદાઈ ઝાંખી પડતી જાય છે, અને પાણીમા પલાળતાં ધીમે ધીમે મેલ ખસતો જાય છે, તેમ તેમ સફેદાઈ પાછી જેવી હતી તેવીને તેવી પ્રકાશિત થઈ જાય છે.

તેવી જ રીતે અનાદિકાળના મિથ્યાત્વ, અવિરતિ, કષાય આદિનો મેલ આત્મા ઉપર લાગેલો છે અને પ્રતિસમય નવો નવો લાગતો જાય છે. માટે તે મેલના કારણે જ્ઞાનગુણ ઝાંખો પડતાં સૂક્ષ્મ નિગોદવર્તિ જીવોમાં સર્વથા ઝાંખો પડી જાય છે

અકામ નિર્જરા જેમ જેમ થતી જાય, તેમ તેમ જ્ઞાનગુણ પાછો વધતો જાય છે, અને ફરીથી મોહમાયામાં આવીને કર્મના આવરણોને ઉપાર્જન કરતો આત્મા પોતાના જ્ઞાનગુણને ફરીથી ઝાંખો કરી દે છે. આમ કોઇ સમયે જ્ઞાનગુણ વિકસ્યો છે, તો બીજા સમયે ઝાંખો પણ પડે છે. કોઈ સમયે જ્ઞાનગુણની ઘણી લબ્ધિઓ પણ મેળવવાને માટે આત્મા ભાગ્યશાલી બન્યો છે, તો બીજા સમયે અજ્ઞાન–અંધકારના ઝુલણે રમતો આ જીવ બીજાઓના હાથે પેટ ભરીને માર ખાતો પણ રહ્યો છે

પોતાનામાં રહેલા જ્ઞાનગુણોના ભેદો, અવાંતર ભેદો જાણવાને માટે જ પરમ દયાળુ ગૌતમસ્વામીજીએ પ્રશ્નો પૂછ્યા છે, જેથી જીવ માત્ર પોતાના જ્ઞાનગુણને જોઈ શકે–સમજી શકે.

હે પ્રભો ! જ્ઞાનના કેટલા પ્રકારો છે ?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે હે ગૌતમ ! જ્ઞાનના પાંચ ભેદ છે. આભિનિબોધિક જ્ઞાન (મતિજ્ઞાન), શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન.

આભિનિબોધિક–અભિનિબોધ શબ્દને ઈકણ્ પ્રત્યય લગાડવાથી આ શબ્દ બનેલ છે આમાં "અભિ" "નિ" આ બે અવ્યયો છે અભિ એટલે પદાર્થની સન્મુખ અર્થાત્ પદાર્થોને ગ્રહણ કરનાર ઇન્દ્રિયોની સન્મુખ રહેલો પદાર્થ. કેમકે ઇન્દ્રિયોની વિપરીત દિશામાં રહેલ પદાર્થને ઇન્દ્રિયો ગ્રહણ કરતી નથી વિષયોને ગ્રહણ કરનાર વિષયી–ઇન્દ્રિયોને પણ પોતાની વિષય કરવાની મર્યાદા છે 'નિ' એટલે નિયત–સંશય દિ રહિત ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરે તે.

સરલાર્થ આ છે કે—સંશય, વિપર્યય અને અનધ્યવસાય રહિત સન્મુખ રહેલા પદાર્થોને ઇન્દ્રિયો દ્વારા આત્માને સમ્યગ્બોધ થાય તે આભિનિબોધિક જ્ઞાન એટલે મતિજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન થવામા પાંચે ઇન્દ્રિયો અને છઠ્ઠું મન મુખ્ય નિમિત્તરૂપે છે

**મતિજ્ઞાનના ભેદો :** મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા નામે ચાર ભેદ છે.

**અવગ્રહ** એટલે ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરતા પદાર્થો જે કોઈ જાતની વિશેષતાથી રહિત છે, તેવા સામાન્ય પદાર્થોનો 'અવ' એટલે સૌથી પ્રથમ અવસ્થામાં જે ગ્રહણ થાય અર્થાત્ નામ–જાતિ વગેરે વિશેષતા વિનાનું પદાર્થ માત્રનું પ્રથમ–સામાન્ય જ્ઞાન તે 'અવગ્રહ' છે. સામે દેખાતો પદાર્થ 'કંઈક છે' આવા પ્રકારના વ્યંજનાવગ્રહથી અર્થાવગ્રહમાં સામે દેખાતા પદાર્થમાં કાંઈક વિશેષ નિર્ણય થાય છે. જેમ સામે દેખાતો પદાર્થ 'મનુષ્ય' છે.

**ઈહા**—દેખાએલા, ચખાયેલા, સૂઘાયેલા, સ્પર્શાએલા કે સાંભળેલા પદાર્થોનો જે જ્ઞાનમા વિશેષ નિર્ણય થાય તેને ઈહા

જ્ઞાન કહેવાય છે. જેમ સામે દેખાતો માણસ રાજસ્થાની હોવો જોઇએ કેમકે તેણે પહેરેલા કપડા રાજસ્થાની ઢબના છે. ચાખેલો પદાર્થ મોસંબીનો રસ હોવો જોઇએ તેમ સાંભળેલો શબ્દ અમુક પુરુષનો હોવો જોઇએ ઇત્યાદિ.

અવાય—પદાર્થનો સંપૂર્ણ નિશ્ચય થાય તેને 'અવાય' જ્ઞાન કહેવાય છે જેમ કે જોવાયેલો માણસ રાજસ્થાની જ છે, ચાખેલો પદાર્થ મોસંબીનો રસ જ છે, સ્પર્શાયેલી વ્યક્તિ મારી સ્ત્રી જ છે અને સંભળાયેલો શબ્દ અમુક મંડળીના અમુક ભાઇનો જ છે આદિ.

ધારણા—ઉપર પ્રમાણે નિર્ણીત થયેલા જ્ઞાનને ફરીથી ભૂલી જવાય તેમ મસ્તિષ્કમાં ધારી લેવાય તેને ધારણા જ્ઞાન કહેવાય છે આ પ્રમાણે સમ્યક્ મતિજ્ઞાન (આભિનિબોધિક) થવામાં ઉપરના ચારે કારણો છે અને તે ક્રમવાર છે સૌથી પહેલા અવગ્રહ થશે, પછી ઇહા, પછી અવાય અને છેવટે ધારણા.

અવધારિત—ધારણા રૂપે કરાયેલા પદાર્થોમાં યદ્યપિ તત્સમયે જ સ્પષ્ટ જ્ઞાન ભલે થતું હોય તો ય સૂક્ષ્મરૂપે પણ અવગ્રહ આદિ હોય જ છે. આ જ્ઞાન થવામાં મતિજ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મોનો ક્ષયોપશમ મુખ્ય કારણ છે.

શ્રુતજ્ઞાન—જે સંભળાય તે 'શ્રુત' એટલે શબ્દ સંભળાયેલા તે શબ્દો ભાવશ્રુતના કારણ હોવાથી શબ્દો પણ શ્રુતજ્ઞાન છે. કારણમાં કાર્યનો ઉપચાર કરવાથી શબ્દો પણ શ્રુતજ્ઞાન જ કહેવાય છે. ઈન્દ્રિયો અને મનના કારણથી આગમશ્રુત ગ્રંથાનુસારી જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન છે. આમાં શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ મુખ્ય કારણ છે.

**અવધિજ્ઞાન**–આગળ આગળ વસ્તુનું વિસ્તૃત જ્ઞાન થાય અથવા રૂપવાન (મૂર્ત) પદાર્થોને મર્યાદાથી જાણે તે અવધિજ્ઞાન. જેમાં ઈન્દ્રિયો તથા મનની આવશ્યકતા નથી જે ક્ષેત્રની મર્યાદા પૂરતું જ્ઞાન થયું હોય તે ક્ષેત્ર પર્યંતના પદાર્થોને તે જાણી શકે છે.

**મનઃપર્યવજ્ઞાન**–માનસિક વિચારો જેનાથી જણાય અથવા મનના પર્યાયોને અથવા તો તેની અવસ્થા વિશેષને જેનાથી જાણે તે મનઃપર્યવજ્ઞાન છે આમાં મનઃપર્યવજ્ઞાન છે આમાં મનઃપર્યવજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કારણ છે.

**કેવલજ્ઞાન**–ઉપરના ચારે જ્ઞાનોથી સર્વથા નિરપેક્ષ, સત્યની શુદ્ધ કર્માવરણોના મેલથી સર્વથા રહિત, પ્રથમથી જ સમસ્ત આવરણોનો અભાવ થવાથી સંપૂર્ણપણે ઉત્પન્ન થનાર, જેની તુલનામાં બીજું એક પણ જ્ઞાન આવે એમ નથી અનત જ્ઞેયોને અને તેના એક એકના અનંત પર્યાયોને પ્રત્યક્ષ કરનાર જ્ઞાન કેવલજ્ઞાન છે.

**પ્રશ્ન**–હે પ્રભો! અજ્ઞાન કેટલા પ્રકારે છે?

ભગવાને ત્રણ પ્રકારે અજ્ઞાન કહ્યા છે. મતિઅજ્ઞાન, શ્રુત અજ્ઞાન અને વિભંગજ્ઞાન અહીં અજ્ઞાન શબ્દમા 'નઞ'નો અર્થ સર્વથા નિષેધ નથી, પણ વિપરીત અર્થમાં છે જે સમ્યક્જ્ઞાન નથી તે અજ્ઞાત છે 'નઞ' કુત્સિત અર્થમાં પણ આવે છે માટે કુત્સિત જ્ઞાન તે અજ્ઞાન. જે મિથ્યાત્વથી યુક્ત હોય છે કહ્યું છે કે સમ્યગ્દૃષ્ટિનું જ્ઞાન સમ્યક્જ્ઞાન અને મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે અજ્ઞાન કહેવાય છે

નશો કરેલો માણસ નશામાં બેભાન થયે છતે પણ હાથીને હાથી, ઘોડાને ઘોડો કહે છે તેમ બીજી ક્ષણે માવડીને

ઘરવાળી અને ઘરવાળીને માવડી પણ કહી દે છે. કારણ કે તે નશામાં ચકનાચૂર હોય છે તેવી રીતે મિથ્યાત્વના નશામાં મૂઢ બનેલો માણસ કોઈક સમયે ઈશ્વરને ઈશ્વર કહે છે અને બીજી ક્ષણે તે જ ઈશ્વરને હમ્બક કહે છે, અને અહિંસાદિ ધર્મને ઢોંગ કહેવા તૈયાર થઈ જાય છે એક સમયે આત્માની વિચારણા કરવા તૈયાર થાય છે ત્યારે બીજા સમયે આત્મા છે જ નહિ, સ્વર્ગ-નરક છે જ નહીં આમ બોલવા માંડે છે અને તેને માટે ખોટા તર્કો પણ ઉભા કરી લે છે આમ થવામાં મિથ્યાત્વની અસર સાફ દેખાઈ રહી છે તે આ પ્રમાણે .—

દર્શનમોહનીય કર્મની તીવ્રતામાં જે આત્મદર્શન કરી શકતો નથી અને ચારિત્ર મોહનીયકર્મના કારણે આત્માની શુદ્ધિ તરફ સર્વથા બેધ્યાન રહે છે. માટે જ કહેવાયું છે કે મિથ્યાત્વયુક્ત જ્ઞાન અજ્ઞાન છે.

દૂધપાક ગમે તેટલો સારો હોય, જૂદી જાતના કેટલાય કિંમતી દ્રવ્યો તેમાં નાખ્યા હોય અને સાથે થોડું ઝેર પણ નાખ્યું હોય તેવી સ્થિતિમાં દૂધપાક ત્યાજ્ય બને છે. તેવી રીતે હજારો-લાખોની સંખ્યામાં શ્લોકો વાંચ્યા હોય, બાહ્ય દૃષ્ટિએ સારો પંડિત મનાતો હોય પણ આંતરિક જીવન મિથ્યાત્વના ઝેરથી મિશ્રિત હોય છે ત્યારે તેનું બધુંય જ્ઞાન અજ્ઞાન બને છે

જેને લઈને સંસાર અને સંસારના પદાર્થોનું એક પણ જ્ઞાન સાચું હોતું નથી, તેના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણામા સંશય, વિપર્યાય અને અનધ્યવસાય રહેલા હોવાથી તેની સંપૂર્ણ મતિ-બુદ્ધિ સંશયાત્મક, વિપર્યાત્મક અને અનિશ્ચયાત્મક બનવા પામે છે. તેથી જીંદગીના છેલ્લા સમય સુધી પણ હિંસા-અહિંસા, સત્ય-અસત્ય, મૈથુન, બ્રહ્મ, પરિગ્રહ સંતોષ આદિ

ધર્મોમાં કોઈ પણ નિર્ણય કરી શકતો નથી, માટે તેમનો અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા પણ અજ્ઞાનાત્મક બનવા પામે છે

સારાંશ કે મતિઅજ્ઞાન માણસનો એક પણ તર્ક કે માન્યતા સાચી નહીં હોવાના કારણે મહા કદાગ્રહી બનેલા તે ભાગ્યશાલીને કોઇની સાથે પોતાના વિચારોનો મેળ જામતો નથી જ્યાં ત્યાં પોતાનો હઠાગ્રહ આગળ કરીને આખી સભાને, સમાજને, કુટુંબને બગાડવા સિવાય તે બીજું કાંઇ પણ કરી શકતો નથી.

શ્રુતઅજ્ઞાન-જ્યાં દેવ-ગુરુ-ધર્મ તત્ત્વની કુત્સિત વ્યાખ્યાઓ હોય તેવા ગ્રંથોનું જ્ઞાન તે શ્રુત અજ્ઞાન છે

**વિભંગજ્ઞાન**-વસ્તુની યથાર્થતા પ્રત્યે બેધ્યાન રહીને યથાર્થતા વિરુદ્ધ એટલે વિપરીત કલ્પના જેમા હોય તે વિભંગજ્ઞાન છે. અથવા સંસાર, સમુદ્ર, નદી, નાલા, દેવ વિમાન, નરકસ્થાનો, મનુષ્યો, તિર્યંચો જેવા રૂપમાં છે તેનાથી બીજા વિપરીત રૂપે દેખાય-જણાય તે વિભંગજ્ઞાન છે મતિ અને શ્રુતની આગળ જેમ નબનો પ્રયોગ કર્યો છે તેમ આ અવધિજ્ઞાન માટે 'નઞ'નો પ્રયોગ નહીં કરતા 'વિભંગજ્ઞાન' શબ્દ રાખ્યો છે આમાં 'વિ' અવ્યય છે, તેનાથી જ જ્ઞાનની કુત્સિતતા ફલિત થઈ જાય છે. માટે "વિભંગજ્ઞાન એટલે વિપરીત અવધિજ્ઞાન" મર્યાદામાં રહેલા પદાર્થો પણ જેને કુત્સિત એટલે વિપરીત રૂપે દેખાય તે વિભંગજ્ઞાન છે.

આ પ્રમાણે જ્ઞાન અને અજ્ઞાનનું નિરૂપણ કર્યા પછી જ્ઞાનવાન અને અજ્ઞાતવાદ માટેના પ્રશ્નો છે

જીવો શું જ્ઞાની છે? અજ્ઞાની છે? જવાબમાં ભગવાને કહ્યું કે હે ગૌતમ! જીવો જ્ઞાની પણ છે અને અજ્ઞાની પણ છે જેઓ

જ્ઞાની છે તે યાવત્ પાંચે જ્ઞાનના માલિકો છે કેવળજ્ઞાનીને એક કેવલજ્ઞાન જ હોવાથી તેઓ એક જ્ઞાનવાળા કહેવાય છે. બાકીના કોઈ બે જ્ઞાનવાળા, ત્રણ જ્ઞાનવાળા કે ચાર જ્ઞાનવાળા હોય છે

અને જેઓ અજ્ઞાની હોય છે તે મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનને લઈને બે પ્રકારે છે અને મતિ શ્રુત અને વિભંગને લઇને ત્રણ પ્રકારે પણ છે.

નારકી જીવો શું જ્ઞાની છે ? અજ્ઞાની છે ? ભગવાને કહ્યું કે– સમયગ્દૃષ્ટિ નારકોને ભવપ્રત્યય અવધિજ્ઞાન હોવાથી તેઓ અવશ્ય ત્રણ જ્ઞાનવાળા છે. જ્યારે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની નારકોને બે અથવા ત્રણ પણ અજ્ઞાન હોય છે. જેમ કોઇ અસંજ્ઞીતિર્યંચ જીવ નરકમાં ઉત્પન્ન થાય ત્યારે તેઓને અપર્યાપ્ત અવસ્થામાં વિભંગ-જ્ઞાન નહીં હોવાથી તેટલા સમય પૂરતા તે બે અજ્ઞાનવાળા હોય છે, અને મિથ્યાદૃષ્ટિ સંજ્ઞી પંચેન્દ્રિય જીવ નરકમાં ઉત્પન્ન થાય તો તેઓને અપર્યાપ્ત અવસ્થામાં પણ વિભગજ્ઞાન હોવાથી ત્રણ જ્ઞાનના માલિક બને છે. પર્યાપ્તિઓ પૂરી કર્યા વિના મરણ પામતો જીવ અપર્યાપ્ત કહેવાય છે, અને સાથોસાથ દેવ અને નારકનુ ઓછામાં ઓછું આયુષ્ય દસ હજાર વર્ષનું છે, માટે લબ્ધિ પર્યાપ્ત, લબ્ધિ અપર્યાપ્ત, કરણ પર્યાપ્ત અને કરણ અપર્યાપ્તના ભેદે પર્યાપ્તિઓ ચાર પ્રકારની છે. આમાં ઉત્પત્તિસ્થાને સમકાલે, સ્વયોગ્ય, સર્વપર્યાપ્તિઓની રચનાનો પ્રારંભ થયો છે, જ્યાંસુધી તે સમાપ્ત ન થાય ત્યાંસુધી જીવમાત્ર કરણ અપર્યાપ્ત કહેવાશે. અહીં અપર્યાપ્ત એટલે અસમાપ્ત સમજવાનું છે. એટલે પર્યાપ્તિઓ હજુ સમાપ્ત થઈ નથી, અને પર્યાપ્તિઓ પૂર્ણ થયે તે જીવ કરણપર્યાપ્ત કહેવાય છે.

અસુરકુમારથી સ્તનિતકુમાર સુધીના દેવોને નારકની જેમ જે જ્ઞાની છે તેમને ત્રણ જ્ઞાન અને અજ્ઞાનીને ત્રણ અજ્ઞાન જન્મથી જાણવા. પૃથ્વીકાયિક આદિ પાંચે સ્થાવર જીવો અજ્ઞાની જ હોય છે, અને તેમને મતિઅજ્ઞાન તથા શ્રુતઅજ્ઞાન જ હોય છે. સમ્યક્ત્વભ્રષ્ટ જીવો જ સ્થાવરત્વને પ્રાપ્ત કરનારા હોવાથી અજ્ઞાત છે. વિકલેન્દ્રિય જીવો જે જ્ઞાની છે તે મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની છે અને જે અજ્ઞાની છે તે મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની છે.

મનુષ્ય અને તિર્યંચ જેઓએ વિકલેન્દ્રિય યોનિનું આયુષ્ય બાંધ્યું છે, તે ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ ઉપશમ સમ્યક્ત્વને વમતો ઉત્પન્ન થાય ત્યારે તેને અપર્યાપ્ત અવસ્થામા સાસ્વાદન સમ્યગ્-દર્શન જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકા સુધી હોય છે. ત્યાં સુધી તે જ્ઞાની અને ત્યાર પછી મિથ્યાત્વને પ્રાપ્ત થતાં જ તે અજ્ઞાની હોય છે.

પંચેન્દ્રિય તિર્યંચ જે જ્ઞાની છે તે કેટલાક બે જ્ઞાનવાળા અને કેટલાક ત્રણ જ્ઞાનવાળા હોય છે. આ પ્રમાણે અજ્ઞાત માટે પણ જાણવું.

અવધિજ્ઞાન ભવ પ્રત્યય અને ગુણ પ્રત્યય હોય છે. વિશિષ્ટ પ્રસંગે તિર્યંચો પણ અવધિજ્ઞાન મેળવે છે, તે સમયે તે સમ્યગ્-દર્શની હશે તો અવધિજ્ઞાન અને મિથ્યાદર્શની હશે તો વિભંગ-જ્ઞાન સમજવું.

મનુષ્યોને પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન ભજનાઓ હોય છે

નારકની જેમ વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકોને ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે સિદ્ધના જીવોને એક કેવળજ્ઞાન જ હોય છે

આ પ્રશ્નોત્તરોમાં ગતિ, ઇન્દ્રિય, કાય, સૂક્ષ્મ, પર્યાપ્ત, ભવસ્થ, ભવસિદ્ધિક, સંજ્ઞી, લબ્ધિ, ઉપયોગ, લેશ્યા, કષાય, વેદ, આહાર. જ્ઞાન, ગોચર, કાલ, અંતર, અલ્પબહુત્વ અને પર્યાય આદિ વીસ દ્વારો વડે જ્ઞાનના વિષયને ખૂબ વિસ્તૃત કર્યો છે પહેલા મતિ-જ્ઞાનના વિષયને નિરયગતિ દ્વાર કહે છે. પંચેન્દ્રિય તિર્યંચ કે મનષ્ય જે નરક ગતિમાં ઉત્પન્ન થવા વાળા છે તે અંતર્ગતિ (અંતરાલ ગતિ)માં વર્તતો હોય ત્યારે તેમને નિરયગતિ સમજવો. આ પ્રમાણે બીજા દ્વારોમાં પણ જાણવુ

નિરયગતિક જો જ્ઞાની હશે તો તેને ત્રણ જ્ઞાન અને અજ્ઞાની હશે તો ત્રણ અજ્ઞાન જાણવા. આ અને આના જેવી બીજી બધી વાતો મૂલ સૂત્રમાંથી જાણી લેવી.

## લબ્ધિ વિષયક પ્રશ્ન :

અનંત શક્તિનો માલિક આત્મા જ્યારે જ્ઞાનાવરણીયાદિ કર્મોના આવરણોથી ઢંકાઈ જાય છે, ત્યારે આત્માની તે તે શક્તિઓ પણ આવૃત્ત થઈ જાય છે. પણ મોક્ષપુરુષાર્થ બલી તે આત્મા જ્યારે આવરણોને ખસેડતો જાય છે, ત્યારે તેટલી માત્રામાં લબ્ધિઓ પણ પ્રાપ્ત થતી જાય છે.

સારાંશ કે પ્રત્યેક આત્મામાં જે જે જુદા વિકાસ દેખાય છે તેમાં ઈશ્વરની કે દેવ દેવીની મહેરબાની નથી, પણ આત્મા પોતે સંયમશીલ, તપસ્વી, ધ્યાની અને પૌદ્ગલિક ભાવોનો ત્યાગી જેટલા પ્રમાણમાં બનવા પામે છે, તેટલો જ આત્મવિકાસ થતો જાય છે. જેમ અત્યંત ગંદા વસ્ત્રને સાબુની માત્રા થોડી મળશે તો વસ્ત્ર સર્વથા મેલ વિનાનું નહીં થાય, અને જો પૂરા પ્રમાણમા

સાબુ તથા પરિશ્રમ પ્રાપ્ત થયે વસ્ત્ર મેલ વિનાનું અને ઉજ્જવલ બનશે. તેવી રીતે આત્માનો મોક્ષ પુરુષાર્થ જેટલો બળવાન હશે તેટલા અંશમાં તે લબ્ધિઓનો માલિક બનશે. લબ્ધિઓ દસ પ્રકારની કહેવાય છે. તે આ પ્રમાણે. ૧ જ્ઞાનલબ્ધિ, ૨ દર્શન લબ્ધિ, ૩ ચારિત્ર લબ્ધિ, ૪ ચારિત્રાચારિત્ર લબ્ધિ, ૫ દાન લબ્ધિ, ૬ લાભ લબ્ધિ, ૭ ભોગ લબ્ધિ, ૮ ઉપભોગ લબ્ધિ, ૯ વીર્ય લબ્ધિ, ૧૦ ઇન્દ્રિય લબ્ધિ, પ્રત્યેક આત્માને સ્પષ્ટ કે અસ્પષ્ટ ઉપરની દશે લબ્ધિઓ અવશ્યમેવ હોય છે પરંતુ લબ્ધિઓને આવૃત કરનાર તે તે કર્મોના ક્ષય કે ક્ષયોપશમથી આત્માને જ્ઞાન-દર્શન-ચારિત્રાદિની જે શક્તિ પ્રાપ્ત થાય તે લબ્ધિ કહેવાય છે.

### ૧. જ્ઞાન લબ્ધિ પાંચ પ્રકારે છે:

મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમે મતિજ્ઞાન લબ્ધિ, શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમે શ્રુતજ્ઞાન લબ્ધિ, અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમે અવધિજ્ઞાન લબ્ધિ, મનઃપર્યવ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમે મનઃપર્યવજ્ઞાન લબ્ધિ અને કેવલ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયે કેવલજ્ઞાન લબ્ધિ પ્રાપ્ત થાય છે

ગત ભવમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની આરાધના કરી હોય ત્યારે તે જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થાય છે અને આતર જીવનમાં જેટલા અંશે શુદ્ધતા, પવિત્રતા અને સરળતા હોય છે, તે પ્રમાણે મળેલી મતિ અને શ્રુતજ્ઞાનની લબ્ધિઓ વિકાસ પામે છે. તેવા ભાગ્યશાલીને મતિજ્ઞાનની લબ્ધિ સમાજના હિતને માટે, સંઘના યોગક્ષેમને માટે અને શાસનની સેવા માટે તથા દીન, દુઃખી અને દરિદ્રોની રક્ષા માટે કામે લાગશે. જ્યારે શ્રુતજ્ઞાનની લબ્ધિ માનવ માત્રને સમ્યગ્જ્ઞાન દેવા માટે, સમાજ અને સંઘને દ્રવ્ય,

ક્ષેત્ર, કાળ અને ભાવની સમજૂતિ દેવા માટે કામે આવશે. જેમ જેમ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન શુદ્ધ થશે તેમ તેમ સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રમા પણ શુદ્ધિ આવશે. સારાંશ કે દર્શન અને ચારિત્રની શુદ્ધિને માટે સમ્યગ્જ્ઞાનની અનિવાર્યતા નિવારી શકાય તેમ નથી. આજે ભરત અને ઐરાવત ક્ષેત્રના માનવોને માટે અવધિજ્ઞાન, મન.પર્યવ જ્ઞાન અને કેવળજ્ઞાનના દ્વાર બંધ હોવાના મુખ્ય કારણમાં આંતરજીવનની શુદ્ધિનો અભાવ, કામ, ક્રોધ, લોભ, પ્રપંચ આદિમાં ફસાયેલું મન જ કામ કરી રહ્યું છે.

ચારિત્રની વિશિષ્ટ પ્રકારે શુદ્ધિ થતાં અવધિજ્ઞાન, માનસિક જીવનની અત્યંત શુદ્ધિમા મન·પર્યવ જ્ઞાન અને ઘાતી કર્મોનો સંપૂર્ણ ક્ષય થયે કેવળજ્ઞાનની લબ્ધિ મળે છે.

૨. દર્શન લબ્ધિ :

શુદ્ધ શ્રદ્ધાનરૂપ આત્માનું રુચિપરિણામ થતાં જે આત્મ-દર્શન થાય તે દર્શન લબ્ધિ છે. આ લબ્ધિને આવરી લેનાર દર્શન મોહનીયકર્મ છે. જે મોહરાજાના બધાએ સુભટોમાં મુખ્ય સુભટ છે. કારણ કે જ્યાં સુધી આત્માને પોતાનું જ દર્શન થતુ નથી ત્યા સુધી જંગલના રોઝની જેવી તેની ગતિ હોય છે દર્શન મોહનીયકર્મના બંધનો આ પ્રમાણે છે—

વીતરાગ દેવ, તીર્થંકર પ્રણિતશ્રુત, જૈન સંઘ અને જૈન ધર્મનો દ્વેષી બનીને તેમના અવર્ણવાદ બોલવા, ચારે નિકાયના દેવોની નિંદા કરવી, પૂર્વગ્રહમા ફસાઇને મિથ્યાત્વના તીવ્ર પરિણામ રાખવા. સર્વજ્ઞ ભગવતો, સિદ્ધો અને ચારે નિકાયના દેવોનો અપલાપ કરવો એટલે કે તેમની અસિદ્ધિ કરવાનો પ્રયત્ન કરવો. અહિંસા, સંયમ અને તપોધર્મની આરાધના કરનારા

ધાર્મિકોની નિંદા કરવી, હિંસા, જૂઠ, મૈથુન આદિ ઉન્માર્ગની દેશના આપવી, અનર્થકારી પ્રસંગોમાં કદાગ્રહી બનવું, અસંયત એટલે દુરાચારીની પૂજા કરવી. "આવા કાર્યો કરવાથી મારી દુર્ગતિ થશે" આવું વિચાર્યા વિના જ ગમે તેવા અનિષ્ટકારી કાર્યોમાં પ્રવૃત્તિ કરવી, વિદ્યાગુરુ, ધર્મગુરુ, સંયમદાતા, જ્ઞાનદાતા અને પૂજનીય માબાપોનું અપમાન કરવું, તેમની નિંદા કરવી ઈત્યાદિક કાર્યો કરવાથી દર્શનમોહનીય કર્મનું ઉપાર્જન કરનાર માણસ આવતા ભવને માટે દર્શનમોહનીય લબ્ધિ મેળવી શકતો નથી

ભવ પર પરામાં રખડતા જીવોના ઘણા ઘણા કર્મો જ્યારે નાશ પામે છે ત્યારે કોઈક ભવે તે ભાગ્યશાળી દર્શન લબ્ધિ મેળવે છે.

### ૩. ચારિત્ર લબ્ધિ :

સમ્યક્ ચારિત્ર, પવિત્ર જીવન, હૃદયની સરળતા આદિને આપનાર આ લબ્ધિ છે. આ લબ્ધિના પ્રતાપે જ માણસ માત્રને પોતાના આત્માની શુદ્ધિની વૃદ્ધિ થાય છે. ખાતા-પીતા-સૂતા-બોલતા-ઉઠતા પોતાના ચારિત્રને ક્યાંયથી પણ મલીનતા ન આવે, કષાયોની ભાવના ન થાય, આત્મામા ગંદા પરિણામો ન આવે તેની કાળજી રાખશો.

### ૪. ચારિત્રાચારિત્ર લબ્ધિ :

અનંતાનુબંધી કષાયનો ઉપશમ થયે સમ્યક્દર્શનની પ્રાપ્તિ થતા આત્માને પોતાના ખ્યાલાતો આવે જ અને અપ્રત્યાખ્યાન કષાયોના ક્ષયોપશમે જીવાત્માને અમુક અંશે સંયમ અને અમુક અંશે અસયમ એટલે કે સર્વથા છોડી દેવાના નિરર્થક પાપોના

ત્યાગની ભાવના, અને પાપી પેટ તથા ગૃહસ્થાશ્રમના નિભાવ માટે અનિવાર્યરૂપે કરાતા પાપોમાં અસંયમ, તેને ચારિત્રાચારિત્ર દેશવિરતિ ધર્મની લબ્ધિ કહેવાય છે.

ચરાચર સંસારમાં જે અનંતાનંત જીવોને દર્શનલબ્ધિ કે ચારિત્રલબ્ધિ પ્રાપ્ત થઇ નથી તેની અપેક્ષાએ ચારિત્રાચારિત્ર લબ્ધિના માલિકો લાખો ગુણાશ્રેષ્ઠ છે. કેમકે આજે તેઓ સમજદારી પૂર્વક નિરર્થક પાપોનો ત્યાગ કરી શક્યા છે તો આવતી કાલે પાપી પેટને માટે કરાતા પાપોને પણ મર્યાદિત-સંયમિત કરશે, અને તેમ થતાં તે ભાગ્યશાલીઓ પાપભીરૂ હોવાના કારણે જ સર્વથા અસંયમિત જીવો કરતા ઘણા સારા છે.

૫. દાનલબ્ધિ :

દાનાન્ત કર્મના ક્ષયે કે ક્ષયોપશમે આત્માને દાનલબ્ધિ પ્રાપ્ત થતાં જીવાત્માની દાનશક્તિનો વિવેક પૂર્વક સદુપયોગ થાય છે. ત્યારે જ તો આ લબ્ધિના માલિકો પોતાના વડિલોને માન અને નાનાઓને દાન આપવા માટે સમર્થ બને છે. કેમકે વડિલોને માન અને નાનાઓને દાન આપવું જીવનનું સર્વશ્રેષ્ઠ કાર્ય છે. જ્યારે આ લબ્ધિ જેમને પ્રાપ્ત થઈ નથી તેવા દાનાન્તરાયકર્મી આત્માઓ પાસે ઘણું હોવા છતાં પણ બીજાઓને કંઇ પણ આપી શકતા નથી આવી સ્થિતિમાં દ્રવ્ય અને ભાવથી કૃપણ બનેલા આત્માઓને આખોએ સંસાર એટલા માટે શત્રુ બને છે કે તેઓ વિષમતાવાદ નામના રાક્ષસની જ સંસારને ભેટ આપનારા બને છે.

સંસારને વાઘ, વરૂ, વિંછુ, સર્પ આદિ હિંસક પ્રાણીઓથી જેટલું નુકશાન થતું નથી, તેના કરતાં અનેકગણું વિષમતાવાદ

ને જન્મ દેનારા અને પ્રચાર કરનારાઓથી થાય છે, જે પારાવાર નુકશાન છે.

૬. લાભલબ્ધિ :

લાભાંતરાય કર્મના ક્ષયે કે ક્ષયોપશમે આ લબ્ધિની પ્રાપ્તિ થાય છે. માનવ માત્રની મહત્ત્વાકાંક્ષા હોય છે કે મને જુદી જુદી જાતના લાભો થતા રહે, અને હું સુખી બનું

પરંતુ પૂર્વભવીય લાભાંતરાય કર્મના ઉદયથી " કુપની છાયા કુપ સમાણી " કુવાની છાયા કુવામાં જ જેમ સમાઈ જાય છે, તેમ તેની એક પણ મહત્વાકાંક્ષા ફલીભૂત બનતી નથી.

બીજાઓના દ્રવ્યની ચોરી, થોડા પરિશ્રમે વધારે દ્રવ્ય મેળવવાની દાનત, કલેશ કંકાસ કરીને પણ બીજાઓના ગજવા ખાલી કરાવનાર, પોતાના હકની નોકરીના સમયે પણ કામચોરી, જેમની પાસેથી રોજી મેળવી રહ્યાં હોઈએ તે શેઠ પ્રત્યે વફાદારી વિનાનું જીવન, ખોટા વ્યાજ, માલમા ભેળસેળ, ખોટા તોલમાપો તથા વિશ્વાસઘાતી કર્મ કરનાર અને સારો માલ દેખાડીને હલકો માલ વેચનાર માણસ લાભાંતરાય કર્મને બાધનારો છે. સારાંશ કે બીજાઓના લાભને અંતરાય કરનારો પોતે આ કર્મની બેડીમાં સપડાઈ જાય છે.

આવી રીતે બાધેલા આ કર્મના પરિણામે ઘણા ભવો સુધી તે માણસ દાસ, ગરીબ અને નોકરી આદિ કરીને પોતાનો નિર્વાહ કરનારો થાય છે. શેઠ બનવાની ઈચ્છા ઘણી છે પણ બની શકતો નથી, મોટર લાવવાની અને જૂદો બંગલો બાધવાની તીવ્ર ભાવના છે, પણ લાભાતરાય કર્મના કારણે મનની ઈચ્છાઓ મનમાં જ સમાપ્ત થઈ જાય છે

ઘણા ભવો સુધી આ કર્મને ભોગવતા જેમ જેમ કર્મની નિર્જરા થાય છે તેમ તેમ આ જીવાત્માને ઘણી ઘણી જાતની લાભની લબ્ધિઓ પણ પ્રાપ્ત થતી જાય છે. ત્યારે જ તો માનવને મનગમતા ભોજનીયા, હાટ–હવેલી, આંખોને ગમી ગયેલા કપડાંઓ, આભૂષણો, પુત્ર–પરિવાર આદિની પ્રાપ્તિ થતી રહે છે.

૭. ભોગલબ્ધિ :

ભોગાન્તરાય કર્મના ક્ષયે કે ક્ષયોપશમે જીવાત્માને આ લબ્ધિની પ્રાપ્તિ થાય છે. જેનાથી ખાન–પાનના ભોગવટામાં અંતરાય નડતો નથી. અન્યથા ગરમા ગરમ રસોઇ તૈયાર છે, પણ આ કર્મના કારણે તે જ સમયે બીજા નિરર્થક કાર્યો એવા આવી પડે છે, જેને લઇને ઠંડા થઈ ગયેલા રોટલા જ માંડ માંડ ગળે ઉતારવા પડે છે.

ગજવામાં બુદ્ધદેવનો શૂન્યવાદ હોય ત્યારે માણસને ઇચ્છિત ભોજનીયા પણ ક્યાં મળે છે?

આ કર્મની ઉપાર્જના આ પ્રમાણે થાય છે :—

સ્વાર્થ અથવા દ્વેષવશ બીજાના રોટલા–પાણી છિનવી લેવા, પોતાના પાંચ રૂપીઆના સ્વાર્થ માટે બીજાઓના હજારો–લાખો રૂપીઆનું નુકશાન કરવું, તેમજ સર્વથા દીન–દુઃખી અને ગરીબોના ઘરબાર વેચાવી મારવા જેનાથી તેના બાલ–બચ્ચાઓને ભૂખે મરવું પડે.

પોતાના નાના કે મોટા ભાઈના ભાગમાં આવેલી રકમ, ઘર, દાગીના આદિને પોતાની વાક્ચાતુરીથી હડપ કરી લેવા, જેથી ભાઈના કે કાકાના છોકરાઓને ભૂખે મરવા દિવસો જોવા પડે.

ઈત્યાદિક કાર્યો કરી બીજાઓના ભોગ સાધનોમાં અંતરાય કર્મ કરનારને આ કર્મ બધાય છે.

૮. ઉપભોગલબ્ધિ :

ઉપભોગાંતરાય કર્મના ક્ષયે કે ક્ષયોપશમે ઉપભોગ લબ્ધિની પ્રાપ્તિ થાય છે. જેનાથી પોતાના ગૃહસ્થાશ્રમને છેલ્લા શ્વાસ સુધી નુકશાન થતું નથી.

અન્યથા આ કર્મના કારણે માંડેલી ગૃહસ્થાશ્રમી અધવચ્ચે જ વિશ્વાસઘાત કરાવનારી બનશે. દ્રવ્યોપાર્જનમાં કરેલા પાપોને લઈને મેળવેલી લક્ષ્મીથી બાધેલા બંગલાના ભોગવટા કરતા પહેલા જ તે મકાનો તમારા હાથમાથી સરકી જશે, અથવા તે મકાનોમાં કરેલો વસવાટ તમારા ઘરમાં આનદ મંગળ તો ન જ વધારે, પણ જુદી જુદી જાતની માંદગીઓ જરૂર ઉભી કરશે

પૂર્વભવીય આ કર્મના કારણે આખી જીંદગી ટૂટાફૂટા મકાનમાં જ્યાં ગરમી અને ગંદકી છે, હવા-ઉજાસ નથી તેવાં સ્થાને પસાર કરવી પડશે.

બીજાઓના ઉજલા વસ્ત્રો, રંગબેરંગી વસ્ત્રો, સારા સુંદર પુત્ર પુત્રીઓને જોઈ તમારો છેલ્લો શ્વાસ આર્ત્તધ્યાનમાં પૂરો થશે, ઈત્યાદિ તનતોડ હાડમારીઓ આ કર્મને આભારી છે.

આ કર્મના બંધક જીવો !

(૧) મૈથુન ભાવનામાં મસ્ત બનીને બીજાની બેન-બેટી તથા તેમની સ્ત્રીઓને ફોસલાવી તેમના ઘર તોડાવનાર.

(૨) કન્યાના કન્યાવ્રતને, વિધવાના વિધવાવ્રતને તોડાવનાર માણસ આ કર્મ એટલા માટે બાંધશે કે જ્યારે ત્યારે તે સ્ત્રીને

પોતાના સતીત્વ ધર્મની યાદ આવતા પોતાના શિયલભંજકને તે શાપ દીધા વિના નહીં રહે.

(૩) ચક્રવર્તી વ્યાજના નશામાં ચકનાચૂર બનેલો માણસ જ્યારે બીજાના મકાનોને લીલામ કરાવશે ત્યારે ઘર વિનાનો માણસ નીસાસા નાખતો પણ કહેશે કે 'તું પણ આવતા ભવે હાટ હવેલી વિનાનો થજે.'

(૪) બીજાની સુખ–શાતિ–સમાધિ–આબાદીને હાનિ કરનારા માણસને આવતા ભવમાં શાંતિ–સમાધિ–આબાદી અને આઝાદી કોણ આપી શકશે ?

ઈત્યાદિ કર્મોને લઈને ઉપભોગાંતરાય કર્મ બંધાય છે અને ઘણા ભવોમાં આ કર્મના કારણે હાડમારીઓ ભોગવ્યા પછી જ જ્યારે આ કર્મ નબળું પડે છે ત્યારે તેની ઘર ગૃહસ્થીમા આનંદ મંગળ વર્તાય છે.

## ૯. વીર્ય લબ્ધિ :

વીર્યાન્તરાય કર્મના ક્ષયે કે ક્ષયોપશમે જીવાત્માને આ લબ્ધિ પ્રાપ્ત થાય છે. જેનાથી મન–વચન અને કાયામાં હંમેશા સ્ફૂર્તિ રહે છે, સત્પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની ભાવના રહે છે, તથા સ્વાર્થ બલિદાન આપીને પણ બીજાના કાર્યો સૌથી પહેલા કરનારો થાય છે.

જ્યારે વીર્યાન્તરાય કર્મના માલિકો મન, વચન અને શરીરથી પણ મડદાલ રહે છે, જેથી જીવતા રહેવા છતાં પણ જીવનની મઝા તેના ભાગ્યમાં નથી રહેતી. બધાઓની વચ્ચે પણ એકલવાયુ જીવન જીવતા જાણે મરવાના વાંકે જ જીવન પૂરું કરે છે.

આ કર્મના બંધક જીવો:—

(૧) બીજા જીવોની વૃત્તિ અને પ્રવૃત્તિને હાની કરનાર.

(૨) વિદ્યમાન શક્તિ છતાં પણ આલસ્યદેવની ઉપાસના કરનાર.

(૩) નિષ્કારણ પર દ્રોહ, પર ઘાત અને પર નિંદાને કરનાર જીવો વીર્યાન્તરાય કર્મને બાંધે છે

૧૦. ઇન્દ્રિય લબ્ધિ :

શરીરમા બાહ્ય આકારે દેખાતી ઇન્દ્રિયોના મૂળ કારણમાં એકેન્દ્રિયાદિ જાતિ નામકર્મ અને પર્યાપ્તિ નામકર્મ છે. જ્યારે ભાવેન્દ્રિયો માટે મતિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ મુખ્ય છે

અજ્ઞાન લબ્ધિ પણ ત્રણ પ્રકારે છે ·—મતિઅજ્ઞાન લબ્ધિ, શ્રુતઅજ્ઞાન લબ્ધિ અને વિભંગજ્ઞાન લબ્ધિ.

દર્શન લબ્ધિ ત્રણ પ્રકારે છે :—

(૧) સમ્યગ્દર્શન લબ્ધિ—મિથ્યાત્વ મોહનીય કર્મનો ઉપ-શમ, ક્ષય અને ક્ષયોપશમથી ઉત્પન્ન થતો શુદ્ધ શ્રદ્ધાનરૂપ આત્મ પરિણામને સમ્યગ્દર્શન લબ્ધિ કહેવાય છે.

(૨) મિથ્યાદર્શન લબ્ધિ—મિથ્યાત્વ પુદ્ગલ દલિકોના વેદ-નથી ઉત્પન્ન થતો આત્માના વિપર્યાસરૂપ જીવ પરિણામ, મિથ્યા- દર્શન લબ્ધિ કહેવાય છે.

(૩) સમ્યગ્મિથ્યાદર્શન લબ્ધિ—મિથ્યાત્વના પુદ્ગલોમાંથી કાઇક પુદ્ગલો શુદ્ધ થતાં અને કાઇક અશુદ્ધ રહેતાં કોઇક

સમયે જીવને સદ્‌બુદ્ધિ અને કોઈક સમયે મિથ્યાવૃદ્ધિને સમ્યગ્ મિથ્યાદર્શન–લબ્ધિ કહેવાય છે.

**ચારિત્રલબ્ધિના પણ પાંચ ભેદ છે :**

૧. સામાયિક ચારિત્રલબ્ધિ—એટલે પ્રાણાતિપાતાદિ સાવદ્ય યોગની વિરતિ લક્ષણ રૂપ અમુક સમયથી યાવત્ જીવનની છેલ્લી ક્ષણ સુધીની સામાયિક તે ચારિત્રલબ્ધિ કહેવાય છે.

૨. છેદોપસ્થાપનીય ચારિત્રલબ્ધિ—પહેલાના ચારિત્ર પર્યાયોનો છેદ કરી ફરીથી મુનિને વ્રતાપરોપણ કરાય તે છેદોપસ્થાપનીય ચારિત્ર બે પ્રકારે છે

(૧) સાતિચાર એટલે મહાવ્રતોનો ઘાત થયે ફરીથી વ્રતો ગ્રહણ કરાય તે સાતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર લબ્ધિ છે.

(૨) નિરતિચાર–ઈત્વર સામાયિકવંત વ્રતધારી મુનિને ફરીથી મહાવ્રત ઉચ્ચરાવવા અથવા પહેલા તીર્થંકરના મુનિઓને પાછળથી થવાવાળા તીર્થંકરોના શાસનમાં પ્રવેશ કરાવવા રૂપ. જેમ પાર્શ્વનાથ ભગવાનના મુનિઓએ મહાવીરસ્વામીના શાસ. નમાં પ્રવેશ કર્યો તે નિરતિચાર ચારિત્રોપલબ્ધિ છે.

૩. પરિહાર વિશુદ્ધિ ચારિત્ર લબ્ધિ—એટલે તપશ્ચર્યા વિશેષ વડે આત્માની વિશેષ શુદ્ધિ તે પરિહાર વિશુદ્ધિ ચારિત્ર લબ્ધિ છે.

૪. સૂક્ષ્મ સંપરાય ચારિત્ર લબ્ધિ—એટલે જે ચારિત્રમાં કષાયનો થોડો ઉદય હોય છે તે સૂક્ષ્મ સંપરાય ચારિત્ર લબ્ધિ બે પ્રકારે છે.

ઉપશમ શ્રેણિથી પડતા જીવને દસમે ગુણઠાણે પતિત દશાના અધ્યવસાય હોવાથી સંક્લિશ્યમાન સૂક્ષ્મ સંપરાય, અને ઉપશમ

શ્રેણિએ ચઢતા તથા ક્ષપક શ્રેણિએ ચઢતા જીવને દશમે ગુણઠાણે વિશુદ્ધ અધ્યવસાય હોવાથી વિશુધ્યમાન સૂક્ષ્મ સંપરાય ચારિત્ર લબ્ધિ છે.

આ ચારિત્રમાં ૨૮ મોહનીય પ્રકૃતિમાથી સંજવલન લોભ વિના ૨૭ મોહનીય કર્મ પ્રકૃતિનો ક્ષય થયા બાદ અને સંજવલન લોભમા પણ બાદર લોભનો ઉદય-નાશ પામ્યા બાદ જ્યારે કેવલ એક સૂક્ષ્મ લોભનો જ ઉદય વર્તે છે, તે સૂક્ષ્મ સંપરાય નામના ગુણઠાણે વર્તતા ભાગ્યશાલી જીવને આ ચારિત્રલબ્ધિ પ્રાપ્ત થાય છે

૫. યથાખ્યાત ચારિત્રલબ્ધિ—જે ચારિત્રમાં કષાયના ઉદયનો સર્વથા અભાવ હોય છે, જેના આચરણથી સુવિહિત જીવો મોક્ષ તરફ પ્રયાણ કરે છે, તે ચારિત્રના ચાર ભેદ છે :—

૧. ઉપશાત યથાખ્યાત, ૨. ક્ષાયિક યથાખ્યાત, ૩. છાદ્મસ્થિક યથાખ્યાત અને ૪ કેવલિક યથાખ્યાત.

(૧) ઉપશાંત યથાખ્યાત—એટલે ૧૧મા ગુણસ્થાનકે મોહનીય કર્મો શાંત હોય છે, અને તદ્દન શાંતિ હોવાથી તેનો ઉદય નથી હોતો તે ઉપશાત યથાખ્યાત કહેવાય છે.

(૨) ૧૨-૧૩-૧૪મે ગુણઠાણે મોહનીયકર્મ ક્ષય થઈ જવાથી જે ચારિત્ર થાય છે તે ક્ષાયિક યથાખ્યાત ચારિત્ર છે

(૩) અગીયારમે અને બારમે ગુણસ્થાનકે બન્ને પ્રકારનું છાદ્મસ્થિક યથાખ્યાત ચારિત્ર કહેવાય છે.

(૪) કેવળજ્ઞાનીને ૧૩-૧૪ ગુણસ્થાનકે ક્ષાયિકભાવનું ચારિત્ર તે કેવલિકં યથાખ્યાત ચારિત્ર છે.

(નવતત્ત્વ પ્રકારણ-મહેસાણા)

ચારિત્રાચારિત્ર લબ્ધિ :

મૂળ અને ઉત્તર ગુણોની વિવક્ષા નહીં કરેલી હોવાથી એક જ ભેદ છે. અપ્રત્યાખ્યાન કષાયના ક્ષયોપશમની વિવક્ષાના કારણે ભેદ કલ્પના નથી.

વીર્યલબ્ધિના ત્રણ ભેદ છે :

૧. બાળવીર્યલબ્ધિ, ૨. પંડિતવીર્યલબ્ધિ, ૩. બાળ-પંડિતવીર્ય લબ્ધિ.

૧. બાળવીર્યલબ્ધિ—એટલે અસંયમી. વિરતિ વિનાના માણસની અસંયમ યોગમાં (મન–વચન–કાયા) જે પ્રવૃત્તિ થાય, અથવા વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી અને ચારિત્રમોહનીય કર્મના ઉદયથી આ લબ્ધિ પ્રાપ્ત થાય છે. જેનાથી અજ્ઞાન, અવિવેક અને અવિનયપૂર્વક પાપ ભરેલા અનુષ્ઠાનોમાં પ્રવૃત્તિ થાય તે આ લબ્ધિના પ્રતાપે.

૨. પંડિતવીર્યલબ્ધિ—પંડિત એટલે સંયમી, સંયમધારી, ઇન્દ્રિયો અને મનનો નિગ્રહ કરનાર હોય તે પંડિત છે. તેમની સંયમના યોગમાં જે પ્રવૃત્તિ થાય તે પંડિતવીર્યલબ્ધિ છે.

૩. બાળપંડિતવીર્યલબ્ધિ—એટલે અમુક અંશોમાં વ્રત લઈ પાપોના દ્વાર બંધ કર્યા છે અને અમુક દ્વાર બંધ નથી કર્યાં તે શ્રાવક બાળપંડિતવીર્યની લબ્ધિવાળો છે.

ઇન્દ્રિયલબ્ધિના પાંચ ભેદ છે :

ઇન્દ્રિયોના તે તે પોતાના આવરણો દૂર થયે છતે દ્રવ્યેન્દ્રિ-યોની પ્રાપ્તિ થાય છે. જેમ સ્પર્શેન્દ્રિયાવરણીય, રસનેન્દ્રિયા-

વરણીય, ઘ્રાણેન્દ્રિયાવરણીય, ચક્ષુરિન્દ્રિયાવરણીય અને શ્રોત્રેન્દ્રિયાવરણીય કર્મોના ક્ષયોપશમે ત તે ઇન્દ્રિયોની પ્રાપ્તિ થાય છે. અને સ્પર્શેન્દ્રિય મતિજ્ઞાનાવરણીય યાવત્ શ્રોત્રેન્દ્રિય મતિજ્ઞાનાવરણીયના ક્ષયોપશમે ભાવેન્દ્રિયો મળે છે

બીજો ઉદ્દેશો સમાપ્ત



# શતક ૮મું : ઉદ્દેશક–૩

## વનસ્પતિ સંબંધી પ્રશ્નોત્તરો :

જગતના જીવો પોતાનું કલ્યાણ સાધે, સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થાય, પરિગ્રહના પાપની ભયંકરતા સમજે અને તે પાપોમાંથી મુક્તિ મેળવે. આવા "સવિ જીવ કરૂં શાસનરસી"ની ઉદાત્ત ભાવનાથી પ્રેરાઇને ગૌતમસ્વામીએ પૂછ્યું કે : હે પ્રભો ! વૃક્ષો કેટલા પ્રકારના છે ?

જવાબમાં દયાના સાગર ભગવાને ફરમાવ્યું કે, હે ગૌતમ ! વૃક્ષો ત્રણ પ્રકારના છે. ૧. સંખ્યેય જીવિક, ૨. અસંખ્યેય જીવિક, ૩. અનંત જીવિક.

જે જીવોની ગણત્રી શકય હોય તે સંખ્યેય જીવિક, એટલે કે તે વૃક્ષના જીવો સંખ્યાત છે જેમ તાલ, તમાલ, તક્કલી, સાલ, સાલ કલ્યાણ, સરલ જાવઈ, કેતકી, કદલી, ચર્મવૃક્ષ, ભૂર્જવૃક્ષ, ખર્જુર અને નારિયેળ આદિ

જેની ગણત્રી કરવાની શકયતા નથી તે અસંખ્યેય જીવિક એટલે કે તે વૃક્ષના જીવો અસંખ્યાત છે. જે એક બીજ અને અનેક બીજરૂપે બે પ્રકારે છે.

લીમડો, આંબો, જાંબુડો, પીલુડો, બકુલ અને કરંજ આદિ એક બીજવાળા છે. જ્યારે અસ્થિક, તેંદુકવિહુ, બીજોરા, ફણસ દાડમ આદિ બહુ બીજવાળા ઝાડો છે. અંતે એમ પણ કહેવાયુ છે કે જેનાં મૂળ, કંદ, સ્કંધ, પત્ર પુષ્પ અને ફળ પણ અસંખ્યેય

જીવિક હોય તે વૃક્ષો અસંખ્યાત જીવવાળા કહેવાય છે અને જે વૃક્ષમાં જીવો અનત છે તે અનંતજીવિક કહેવાય છે તેનો વિસ્તાર જીવવિચાર પ્રકરણથી જાણી લેવો વધારે વિસ્તાર પ્રજ્ઞાપના સૂત્રથી જાણવા માટેની ભલામણ છે.

છએ કાયોના જીવોમાં સૌથી વધારે વનસ્પતિના જીવો છે, જે અનંતાનત અને ચૈતન્ય સંજ્ઞાના માલિકો છે આપણો આત્મા ઉત્કૃષ્ટ પુણ્યવતો જેમ મનુષ્ય શરીરમાં રહે છે, તેમ નિકૃષ્ટ પાપના ઉદયે તે અનતાનંત જીવો વનસ્પતિ શરીરમા રહે છે. આમ સ્વતત્વની અપેક્ષાએ સૌ જીવો એક સમાન હોવા છતા પણ કર્માવરણને લઈને સૌના વિભાગો જુદા જુદા પડ્યા છે

જૈનાગમ કહે છે કે તે જીવો ત્યાં રહીને ભલે પોતાના પાપફ્ળોને ભોગવતા હોય તો પણ મનુષ્ય અવતારને પામેલા ભાગ્યશાળીઓએ પોતાના દયા ધર્મનો વિકાસ કરી તે જીવો પ્રત્યે હમેશાને માટે દયાભાવ રાખવો જોઈએ.

વનસ્પતિ જીવોનું નિરર્થક હનન કરવું તે દયાવત આત્માને શોભતું નથી હરેક અનુભવી મહાપુરૂષો કહે છે કે પ્રકૃતિને અનુકુલ રહેનાર માણસ પ્રકૃતિનો આશીર્વાદ મેળવે છે અને પ્રતિકુલ રહેનાર શ્રાપ મેળવે છે.

વનસ્પતિ જીવોનો ઉપકાર :

જન્મથી લઈને મૃત્યુ સુધી માણસને માટે ખાવા પીવા ઓઢવા કે પહેરવા માટે જે કાઈ પદાર્થો કામે આવી રહ્યા છે, તે બધાએ લગભગ વનસ્પતિજન્ય જ છે. માણુસ માત્ર જે કાઈ કપડા પહેરે છે તે બધાએ વનસ્પતિમાથી બનેલા હોય છે, રૂ એ વનસ્પતિ છે જે કાઈ ખોરાક ખવાય છે, જેમ ઘઉં, ચણા

આદિ કઠોળ ધાન્ય અને શાકભાજીથી લઇને ફળ સુધીના પદાર્થો તે બધાએ વનસ્પતિથી ઉત્પાદ્ય છે.

જે મકાનમાં આપણે રહીએ છીએ તે યદ્યપિ પૃથ્વીકાયમાંથી બનેલ છે. તો પણ મનુષ્ય શરીરની પૂર્ણ રક્ષા માટે બારી-બારણા તો વનસ્પતિજન્ય છે તથા સોફ-સોફા-ગાદલા-પલંગ-રજાઇ આદિ પદાર્થો પણ વનસ્પતિજન્ય છે.

દૂધ, મલાઇ, દહીં, માખણ, છાશ આદિ પદાર્થોને ખાઇને પુષ્ટ થનારો માણસ પણ વનસ્પતિનો જ ભોક્તા હોય છે. કેમકે જંગલમાં કે ખેતરમાં ઉત્પન્ન થતું ઘાસ, કપાસિયા, ખલ વનસ્પતિ જ છે. ગાય કે ભેંસ જેને ખાય છે અને તેનાથી જ ગાયના શરીરમા દૂધ ભરાય છે, એટલે તે દૂધ પણ વનસ્પતિજન્ય જ છે.

આવી રીતે માણસ જાત ઉપર અનંત ઉપકાર કરનાર આ વનસ્પતિ છેવટે મૃત્યુના સમયે પણ દવા, ઔષધ યાવત્ મર્યા પછી પણ શરીરને બાળવા માટે લાકડા જ કામમાં આવે છે.

**માનવની માનવતા અને દયાળુતા :**

આવી સ્થિતિમા માનવમાત્રને પણ સમજવાનુ છે કે વનસ્પતિનો ભોક્તા હું એકલો નથી પણ માનવ માત્ર તેનો ભોક્તા છે. માટે હું દયાળુ બનું અને જાણી બુઝીને કોઇ પણ પદાર્થોનો દુરૂપયોગ થવા ન દઉં તેમજ પૃથ્વી પર જન્મેલા પ્રત્યેક માનવોને શાક, ભાજી, ફલ, ધાન્ય, દૂધ, દહીં અને મલાઇ સુલભ બનવા પામે તે માટે હું મારી જરૂરીઆત કરતાં વધારે ન ખરીદું. આવા પ્રકારે દયાવત માણસ બજારમા વેચાતી વસ્તુઓ બીજા બધા માણસોને સુલભ બને તેવી કાળજી રાખે. શાક, ભાજી,

ફ્લ, ધાન્ય આદિના ઉત્પાદનમાં પ્રકૃતિ જ્યારે ઉદાર છે ત્યારે માણસને પણ પરિગ્રહનિયંત્રણનો ભાવ રાખવો જોઇએ જેથી બધી વસ્તુઓ સુલભ બનવા પામે જેમકે એક ગામમાં હજાર માણસની વસતિ છે અને દૂધનું ઉત્પાદન થોડું છે, ત્યારે પ્રત્યેક માણસ દૂધ ખરીદતી વખતે બીજા માણસનું ધ્યાન રાખે તો કાંઇ પણ વાંધો નથી. પણ પરિગ્રહવંત ડબલ પૈસા આપીને જરૂરીઆત કરતા પણ પાંચગણું, દશગણું, દૂધ ખરીદે અને તેની મલાઈ કે રાબડી બનાવીને ખાય તેવી પરિસ્થિતિમા દૂધ વિનાના માણસોને તથા તેમના બચ્ચાઓને ચા-દૂધ વિના રહેવું પડશે. તેવી રીતે ફ્લ વિનાના કે વસ્ત્ર વિનાના ને માણસો પોતાની જરૂરિયાતની વસ્તુઓ માટે ચોરી કરશે, બદમાશી કરશે અને શ્રીમતોના કટ્ટર વેરી બનશે. આવી અવસ્થામાં મહાવીરનો સમતાવાદ કયા રહેવા પામશે ? અથવા સમતાવાદની કૂર મશ્કરી કરાવીને આપણે જ વિષમતાવાદને ઉત્પન્ન કરી જગતને ચોરી-લૂંટફાટ-બદમાશીના રસ્તે દોરવનારા બનીશુ. પછી સ્વામી-વાત્સલ્ય અને નોકારશીનો ભાવ પણ હવા ખાતો જ રહી જશે

ખૂબ યાદ રાખવું જોઇએ કે આજના ભારતમા શ્રીમતો અને તેમના પુત્ર-પુત્રીઓ સીમાતીત દૂધ મલાઇ મિષ્ટાન્ન અને ફ્લ ફૂલને ખાતા પણ રોગીષ્ટ અને મડદાલ છે. જયારે ઓછી કમાણી વાળા અથવા કમાણી વિનાના ગરીબો સાધનના અભાવે એટલે કે સમયસર દૂધ, ફ્લ, શાકભાજી, રોટલા, વસ્ત્ર તથા ઔષધ નહિં મળવાના કારણે રોગિષ્ટ છે અને વગરમોતે મરી રહ્યા છે. આ બધા અનિષ્ટ સર્વથા અનિષ્ટમૂલક તત્ત્વોને જોયા પછી દયાના સાગર ભગવાન મહાવીરસ્વામીએ પરિગ્રહના નિયંત્રણ ઉપર ભાર મૂકતા કહ્યું કે, હે માનવ ! હે શ્રીમંત ! હે ભાગ્યશાલિન ! તારે જો સુખી બનવું હોય અને તારા બાલ-બચ્ચાઓને પણ

સુખ, શાંત અને સદાચારી બનાવવા હોય તો રોજના વપરાશ વાળા પદાર્થો ઉપર પરિગ્રહની મર્યાદા કરજે. તો જ તું સાચો સુખી બનવા પામીશ અને સંસારને સદાચારી બનાવવાનો ઉપકારક તું કરી શકશે.

અન્યથા માનવ જાતનો સ્વભાવ પરિગ્રહને વધારનાર હોવાથી વનસ્પતિના અનંત ઉપકારને ભૂલીને પણ વનસ્પતિઓનો નાશ કરશે અને બીજા હજારો માણસોને ભૂખે મારવાનો ચાન્સ ઉભો કરશે અને તેમ કરતાં તે પોતે પોતાની જાતને દુઃખી–મહાદુઃખી, રોગી–મહારોગી બનાવશે. તથા સંસાર સાથે વેર વિરોધ વધારીને સંસારને પણ દરિદ્ર બનાવશે, કેમકે પરિગ્રહ સ્વતં મહાપાપ છે

કેવળ હીરા, મોતી, માણેક, સોના. ચાંદી કે તાંબા પિત્તલના વાસણોની પોતાના સ્વાર્થ પૂરતી મર્યાદા કરવા માત્રથી કોઈ પણ માણસ અપરિગ્રહી બનતો નથી. તેમ કુતરાઓને રોટલો કે કબૂતરોને અનાજ નાખવા માત્રથી પણ દયાળુ બની શકાતું નથી પણ જીવનના અણુઅણુમાં માનવમાત્ર કે જીવમાત્ર પ્રત્યે દયાવૃત્તિ લાવવાને માટે પ્રત્યેક ક્ષેત્રમા પરિગ્રહ–પરિમાણ વ્રતની આવશ્યકતા છે. ત્યારે જ તે માણસ પોતાનો, કુટુંબનો, પડોશીઓનો, ગામનો કે દેશનો મિત્ર બનવા પામશે.

પરિગ્રહની મર્યાદા કરવાથી પ્રાપ્ત થયેલો દયા ધર્મ જ માણસને સાચા અર્થમા માણસ બનાવીને માનવના ખોળીયામાં જ સાચું દેવતત્ત્વ પણ પ્રાપ્ત કરાવનાર બનશે માટે સૌ જીવોને સુખી–મહાસુખી બનાવવા માટે ભગવાન મહાવીરસ્વામીએ ‘પરિગ્રહ પરિમાણ વ્રત’ની પ્રરૂપણા કરીને ‘જગદુદ્ધારક’નું સાચું બિરૂદ જ પ્રાપ્ત કર્યું છે.

જે ભાગ્યશાલીઓ આ વ્રતના પાલક બનશે તેનો દયાધર્મ પણ વિકસિત થતાં કોઈ પણ જાતનો પરિગ્રહ વધારવા માટે તેને ઉત્સાહ રહેશે નહિ. પછી ચાહે પહેરવાના કપડાં હોય, ખાવાની વસ્તુઓ હોય કે ફ્લ હોય. ખરીદ કરતા પહેલાં જ તેનો આત્મા કહેશે કે વેચવા માટે આવેલા પદાર્થોનો જેમ હું ભોગ કરી શકું છુ, તેમ બીજા મારા માનવ ભાઈઓ પણ ભોગ કરવા હક્કદાર છે. તેથી માત્ર આત્મા પૂરતી જ ખરીદી કરવાની છે, પણ સંગ્રહ કરીને પટારા ભરવા માટે નહિ. આ પ્રમાણે કપડાંઓની ખરીદીમાં અને ધનધાન્યની ખરીદીમા પણ પરિગ્રહ ઉપર નિયંત્રણ કરવાની ભાવના થતા જ માનવ માનવની વચ્ચે દયાધર્મ, મૈત્રીભાવનો પ્રવેશ થશે, અને સૌ કોઈ સંપીલા રહેશે. કેમકે માનવ માત્રને આર્ત્તધ્યાન વિનાનું જીવન બનાવવા માટે પરિગ્રહ પરિમાણ સિવાય બીજો એકેય ધર્મ નથી

એક જ ઝાડમાં સંખ્યાત-અસંખ્યાત જીવોની વિદ્યમાનતા હોવાથી તેવા હજારો ઝાડોને કપાવ્યા પછી ઉત્પાદિત કોલસાનો પાપ વ્યાપાર તથા તે દ્વારા લાખો કરોડોની કમાણીને મહાવીર સ્વામીનો અનન્ય ઉપાસક (દયાધર્મનો સ્પર્શ જેમને થયો હશે તે) કરી શકે તેમ નથી. કેમકે અંગારકર્મ, વનકર્મ અને દવદાહકર્મ અત્યંત નિંદનીય પાપ છે. આવા પાપસ્થાનકો સેવનારના માલિકના હૈયામાં મહાવીરસ્વામીનો દયાધર્મ સ્થાયી બની શકે તેમ નથી. માટે જ દયાના સાગર ભગવાન મહાવીરસ્વામીએ આવા પાપકર્મોને ત્યાજ્ય-સર્વથા ત્યાજ્ય કહ્યાં છે

કારણ આપતાં કહ્યુ કે અનંતાનંત જીવોની હત્યા દ્વારા મેળવેલો પૈસો-બંગલો-હીરા મોતીના આભૂષણો કે હરવા-ફરવાની મોટરો પણ છેલ્લા સમયે તેના માલિકને આર્ત્તધ્યાન અથવા

રૌદ્રધ્યાનથી બચાવી શકે તેમ નથી અને મરતી વખતે જેવી ભાવના રહેશે પ્રાયઃ તેવી ગતિ પણ તેના ભાગ્યમાં રહેશે.

આર્ત્તધ્યાનમાં મરનારો માણસ દેવગતિ કે મનુષ્યગતિને મેળવી શકે તેમ નથી પણ તિર્યંચ અવતારને જ મેળવશે. તથા રૌદ્રધ્યાનમાં મરનાર ભાગ્યશાળીને તેનો સંગ્રહેલો એક પણ પૈસો–આભૂષણ–વસ્ત્ર આદિ પદાર્થો નરકગતિમાં જતાં તેને પાલવ પકડીને રોકનાર નથી.

માટે દયાધર્મના વિકાસ માટે, સમતા ધર્મની પ્રાપ્તિ માટે અને અહિંસક ધર્મની ટ્રેનિંગ લેવા માટે પણ વનસ્પતિ અને તજ્જન્ય પદાર્થો ઉપર નિયંત્રણ કરવું સર્વથા અનિવાર્ય છે .

વધારે આગળની શતાબ્દીઓ સુધી ભલે ન જઈએ, તો એ જર્મનીની લડાઈ પછી માનવે પરિગ્રહ નિયંત્રણનું શિક્ષણ લીધું હોત તો આજે આપણો ભારત દેશ બધી રીતે સુખી–સંતોષી અને આઝાદી દ્વારા આબાદીને ઉત્પન્ન કરી શક્યો હોત.

પરંતુ પરિગ્રહના લોભે પોતાના વ્યાપારમાં સંયમ અર્થાત વ્રતોની મર્યાદા કરી શક્યા નથી. માટે સીમાતીત જૂઠ, પ્રપંચ, ખોટા તોલ માપ, વ્યાજ તથા કાળાબઝાર દ્વારા બે નંબરનું નાણું, ખોટા અને બનાવટી હિસાબના ચોપડાઓ, ભેળસેળ, આવક અને વેચાણ વેરામાં કરાતી ચોરીઓ, ઉપરાંત દાણચોરીના વિવિધ ધંધાઓ આપણે કરતાં થયાં. ફળસ્વરૂપે આ ભવને પણ બગાડયો અને આવનારા ભવના પણ આપણે દુશ્મન બનવા પામ્યા. અને સાથોસાથ જૈન ધર્મને તથા જૈન ગુરૂઓને પણ મહદ્ શે કલંકિત કર્યાં છે.

જો જૈન ધર્મને સર્વોપરી ધર્મ અને મોક્ષ મેળવવા માટેનો મૌલિક ધર્મ આપણે માનતા હોઈએ તો સર્વ પ્રથમ માનવ માત્રને પરિગ્રહ પરિમાણ કર્યા વિના ચાલે તેમ નથી.

અન્યથા પરિગ્રહ સંજ્ઞા જો કંટ્રોલ આઉટ થઈ તો લોભ નામનો રાક્ષસ, કામદેવ નામનો ગુંડો, ક્રોધ નામનો ભૂત તથા માયા નામની નાગણી જ આપણા જીવનમાં શેષ રહેશે.

ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.



# શતક ૮મું : ઉદ્દેશો–૪

## જીવોની અચ્છેદ્યતા :

પ્રશ્નકાર ગૌતમસ્વામી પૂછે છે ' કાચબો અને તેની પંક્તિ, ગોધા અને તેની પંક્તિ, મનુષ્ય અને તેની પંક્તિ, મહિષ (પાડો) અને તેની પંક્તિને કોઈ માણસ છેદી નાખે એટલે કે કાચબા આદિના બે–ત્રણ કે ઘણા ટૂકડા કરી નાખે તો તે થઇ ગયેલા ટૂકડાઓની વચમાં રહેલા આકાશ પ્રદેશોમાં કપાઈ ગયેલા જીવોના પ્રદેશો રહે છે કે નથી રહેતા ?

જવાબ આપતા અણુ (પરમાણુ) અને પ્રદેશોની યથાર્થતાને જાણનારા ભગવાને કહ્યું કે હે ગૌતમ ! તે આકાશ પ્રદેશોમા પણ જીવોના પ્રદેશોનો સ્પર્શ રહેલો હોય છે

સારાશ કે આયુષ્ય કર્મનો છેલ્લો પ્રદેશ પૂરો કર્યા વિના કોઈ પણ જીવ શરીરથી મુક્ત થતો નથી. તેવી સ્થિતિમાં શરીરના બે કે ત્રણ ટૂકડા થઇ જવા છતા પણ આત્માના પ્રદેશો તેટલા આકાશમા રહેશે જ.

આત્માના અસંખ્ય પ્રદેશો છે. અને તેઓ પોતાના પ્રદેશી (આત્મા)થી કોઇ કાળે પણ છુટા પડી શકતા નથી. જયા સુધી જીવ તે શરીરમાં રહેશે, ત્યાં સુધી છુટા વિખરાયેલા શરીરના ટૂકડામાં અને અંતરાલમા પણ આત્માના પ્રદેશો વિદ્યમાનતા જૈનાગમને માન્ય છે. હવે આત્મ પ્રદેશોથી યુક્ત તે ટૂકડાઓને કોઈ બીજો માણસ આગળીથી, લોખંડની સલાઇથી અથવા

બીજા કોઇ સાધનથી હલાવે છે તો તે પ્રદેશોને કંઈ પણ નુકશાન થતું નથી.

કેમકે પ્રદેશોને કોઇ કંપાવી, બાળી, તોડી, ફોડી શકતો નથી. આચારાંગસૂત્રમાં પણ કહેવાયું છે કે, 'ન છિદ્યન્તે, ન ભિદ્યન્તે, ન દહ્યન્તે, ન હન્યન્તે' અર્થાત્ આત્માના પ્રદેશો છેદાતા નથી, ભેદાતા નથી, તેમ કોઈનાથી મરાતા પણ નથી. માટે જ આત્માને અછેદ્ય, અભેદ્ય કહ્યો છે.

પૃથ્વીઓ આઠ કહી છે. તે આ પ્રમાણેઃ—રત્નપ્રભા, શર્કરા-પ્રભા, વાલુકા પ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા, તમસ્તમ પ્રભા અને આઠમી પૃથ્વી ઈષત્ પ્રાગભારા (સિદ્ધ શિલા).

હે પ્રભો ! રત્નપ્રભા પૃથ્વી ચરમ છે કે અચરમ છે ?

ચરમા એટલે પ્રાન્તવર્તિની.

અચરમા એટલે મધ્યવર્તિની.

શબ્દો સાપેક્ષ હોવાથી અમુકની અપેક્ષાએ ચરમ અને અમુકની અપેક્ષાએ અચરમ હોઈ શકે છે. ભગવાને કહ્યું કે રત્નપ્રભા પૃથ્વી ચરમા (પ્રાન્તવર્તિની) નથી, કેમકે રત્નપ્રભા પૃથ્વીમાં જો બીજી પૃથ્વી હોય તો તેમાં ચરમાનો વ્યવહાર હોઈ શકે, પણ તેમ નથી, માટે જ ચરમા નથી. તેમ રત્નપ્રભા પૃથ્વીની બહારની તરફ બીજી પૃથ્વી હોય તો તે અપેક્ષાએ અચરમા (મધ્યવર્તિની) કહી શકાય છે, પણ તેમ નથી, માટે અચરમા પણ નથી, આ ચરમતા અને અચરમતા જ્યારે એક-

વચનમાં સંભવી શકતી નથી. તો બહુવચનમાં પણ સભવી શકે તેમ નથી એવી રીતે ચરમા કે અચરમા પ્રદેશવાળી પણ નથી. ત્યારે તેમાં અસંખ્યાત પ્રદેશોની અવગાઢતાને કલ્પીએ તો પ્રદેશોની અપેક્ષાએ ચરમાન્ત પ્રદેશવાળી અને અચરમાન્ત પ્રદેશવાળી કહી શકીએ

**ચોથો ઉદ્દેશક સમાપ્ત**



# શતક આઠમું : ઉદ્દેશો–૫

## ક્રિયાઓનું અલ્પબહુત્વ :

રાજગૃહી નગરીમાં ગૌતમસ્વામીના પૂછવાથી ભગવતે કહ્યું કે, હે ગૌતમ! ક્રિયા પાંચ પ્રકારની છે: ૧. કાયિકી, ૨. અધિકરણિકી, ૩. પ્રાદ્વેષિકી, ૪. પરિતાપનિકી, ૫. પ્રાણાતિપાતિકી.

આ પાંચે ક્રિયાઓનું વિશદ વર્ણન પહેલા ભાગમા વર્ણવાઈ ગયું છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં આરંભિકી, પારિગ્રાહિકી, અપ્રત્યાખ્યાની, માયા પ્રત્યયિકી અને મિથ્યાદર્શનિકી સુધીની સખ્યા છે

સંસારભરમા અનંતાનંત જીવરાશિ છે અને સૌના કર્મો પણ જુદા જુદા છે. માટે જીવ માત્રની ક્રિયાઓ એક બીજાથી સર્વથા જુદી હોય તે માનવા લાયક હકીકત છે ગૌતમસ્વામીનો પૂછવાનો આશય આ છે કે કઈ ક્રિયા કોનાથી વધારે છે? અથવા ઓછી છે?

જવાબમાં ભગવાને કહ્યું કે સૌથી અલ્પ મિથ્યાપ્રદર્શનિકી ક્રિયા છે. કારણમા કહેવાયું છે કે, આ ક્રિયા કેવળ મિથ્યાદર્શનના માલિકોને જ હોય છે. અનંત સસારમાં પરિભ્રમણ કરતાં જે જીવોને સમ્યગ્દર્શન પ્રાપ્ત નથી થયું તે જીવો આ ક્રિયાવાળા હોય છે.

જ્યારે અપ્રત્યાખ્યાની ક્રિયા આનાથી વિશેષાધિક હોય છે કેમકે મિથ્યાદૃષ્ટિ અને અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવો આ ક્રિયાના

માલિકો છે. ભાગ્યયોગે સમ્યગ્દર્શન પ્રાપ્ત થયે છતે પણ અપ્રત્યાખ્યાન કષાયના તીવ્ર ઉદયને લઈ કોઇપણ જાતની વિરતિ–પાપોનો ત્યાગ કરી શકવા જેટલો સમર્થ નહીં હોવાથી તે જીવાત્માને અપ્રત્યાખ્યાની ક્રિયા લાગે છે.

પારિગ્રાહિકી ક્રિયા આના કરતાં પણ વિશેષાધિક એટલા માટે છે કે આના માલિકો મિથ્યાદષ્ટિ, અવિરત સમ્યગ્દષ્ટિ અને દેશવિરત જીવો હોય છે

સારાંશ કે જ્ઞાનપૂર્વક સદ્ગુરુઓ પાસે દેશવિરતિ ધર્મ સ્વીકારેલો હોવાથી તે પુણ્યશાલીને સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં મિથ્યાદર્શન હોતું નથી. તેમ દેશવિરતિ સ્વીકારેલી હોવાથી અપ્રત્યાખ્યાનિકી ક્રિયા પણ હોતી નથી, તેમ છતાં પણ ગૃહસ્થાશ્રમનો પરિગ્રહ ત્યાગેલો નહીં હોવાથી તેમને આ ક્રિયા જ શેષ રહે છે.

જ્યારે આના કરતાં પણ આરંભિકી ક્રિયા સર્વાધિક એટલા માટે છે કે આના માલિકો મિથ્યાદર્શની, અવિરત સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ અને પ્રમત્ત સંયમી જીવો પણ છે. મતલબ કે સર્વવિરતિ ધર્મ સ્વીકાર્યા પછી પણ ગુરૂકુલવાસ તથા સ્વાધ્યાયની કમજોરી હોવાથી સર્વવિરતિધર મુનિરાજો પણ પ્રમાદી થશે. ત્યારે તેમનો માનસિક, કાયિક અને વાચિક વ્યાપાર પણ આરંભ–સમારંભવાળો હોવાથી ભગવાને પ્રમત્ત સંયમીને આ ક્રિયાનો માલિક કહ્યો છે.

જ્યારે માયાપ્રત્યયિકી ક્રિયાના સ્વામીઓ ઉપરના ચાર તથા અપ્રમત્ત સંયમી યદી કષાયવંત છે તો તેઓ પણ આ ક્રિયાના માલિક છે.

આનાથી વિશેષ હકીકત માટે પ્રજ્ઞાપના સૂત્રનું ૨૨મું પદ જોવા માટેની ભલામણ કરવામાં આવી છે.

મિથ્યાદર્શની જીવ કરતાં અવિરત સમ્યગ્દષ્ટિ જીવો હજારવાર ઉત્તમ છે, તેમના કરતાં દેશવિરતિધર ઉત્તમ છે. તેનાથી પ્રમાદી છતાં સર્વ વિરતિધર ઉત્તમ છે, અને કષાયી હોવા છતાં પણ અપ્રમત્ત વધારે શ્રેષ્ઠ છે.

માટે સંસારની માયાને ગૌણ કરી મિથ્યાત્વને તથા તેના ભાવને દૂર કરવાની ભાવના રાખવી

મેળવેલા સમ્યક્ત્વને શુદ્ધ કરવું, વિરતિધર બનવાની ભાવના રાખવી અને છેવટે વૃદ્ધાવસ્થા પાસે આવ્યે છતે ભાવદીક્ષા લેવા માટે પણ ઉત્સાહ રાખવો.

દ્રવ્ય દીક્ષા ન લેવાય ત્યાં સુધી રોજે રોજ ખાવા પીવામાં, ઓઢવા–પહેરવામા આવનારી સારામાં સારી મનગમતી વસ્તુનો ત્યાગ કરવો.

**પાંચમો ઉદ્દેશો સમાપ્ત**



# શતક આઠમું : ઉદ્દેશો–૬

મંખલીપુત્ર ગોશાલ નિર્ધન હતો, અને ગાયોના વાડામાં જન્મેલો હોવાથી સૌ કોઈ તેને ગોશાલાના નામથી જ ઓળખતા અને બોલાવતા હતાં. એક દિવસ કોઇ શ્રીમંતને ત્યાં દીર્ઘતપસ્વી ભગવાન મહાવીરસ્વામીને પારણું કરતાં જોયા પછી ગોશાલાને થયું કે, આ તપસ્વીનો જો હું શિષ્ય બનુ તો મને પણ ખૂબ ખાવાનું મળશે. તેવા આશયથી પોતાની મેળે સાધુના કપડાં પહેર્યા અને ભગવાનના શિષ્ય તરીકે કોઇક સમયે સાથે તો બીજા સમયે જૂદો થઇ વિચરતો હતો. પરંતુ આન્તર જીવનમાં ગૂઢ, દંભી, માયા મૃષાવાદી, પ્રપંચી અને કેવળ આહારસંજ્ઞાનો જ ગુલામ હોવાથી, બાહ્ય દૃષ્ટિએ મહાવીરસ્વામી સાથે રહેવા છતાં પણ લગભગ ભગવાનનો શત્રુ બનીને જ રહેતો હતો. શ્રદ્ધા વિનાનો આ ગોશાલો થોડું ઘણું શિખ્યો, કંઇક જાણ્યું, અને ભગવાન પાસેથી તેજોલેશ્યાની પ્રાપ્તિ થયા પછી તો તે મન–વચન તથા કાયાથી ભગવાનનો હાડવૈરી થઇ ચૂકયો હતો ભગવાન મહાવીરસ્વામીના પૂર્વભવીય કર્મો પણ ઘણા જ વિચિત્ર હશે જેથી ખાસ સેવાને માટે ઇન્દ્ર મહારાજાએ મૂકેલો સિદ્ધાર્થદેવ અને બીજો ગોશાલો, આ બંનેના ઉપદ્રવોથી મહાવીરસ્વામીને ઘણું ઘણું શોષાવું પડયું છે. માટે જ પુરુષ–મહાપુરુષ કરતાં પણ કર્મસત્તા ઘણી જ બળવાન છે.

તેજોલેશ્યા પ્રાપ્ત થયા પછી તો અત્યંત ગર્વિષ્ઠ બનેલો ગોશાળો પોતાની મેળે જ પોતાની જાતને તીર્થંકરરૂપે માનતો થયો, અને વાચાળતા તથા કંઇક પંડિત હોવાથી ઘણી મોટી સંખ્યામાં પોતાનો સંઘ સ્થાપી દીધો હતો અને સમયે

સમયે ગોશાલાના ભક્તો ચાલતા રસ્તે મહાવીરના શિષ્યોને ભેટી પડતા ત્યારે કંઇને કંઇ ચર્ચા પણ કરી લેતા હતાં. પણ કડવી તુબડીના બી માંથી જેમ અમૃતફળની પ્રાપ્તિ થતી નથી તેમ ગોશાલો દિન–પ્રતિદિન સર્વથા નિર્ધ્વંસ–પરિણામી થતો ગયો.

અનુભવીઓ પણ કહે છે : “પોતે સર્વથા કુપાત્ર હોય અને સાથે થોડું પુણ્ય મળી જાય તો તે વ્યક્તિ પોતાને માટે, કુટુંબને માટે અને આખા સમાજ તથા દેશને માટે કાળા નાગ કરતાં વધારે ખતરનાક બને છે.” ગોશાળાની પણ એ જ દશા હતી

આ ઉદ્દેશામાં તેના ભક્તોની ભગવાનના શિષ્યો સાથે જે ચર્ચા થઇ છે તેના નિર્ણય માટે ગૌતમસ્વામીએ ભગવાનને પૂછ્યું છે તેનો સાર આ છે :

ભગવાન મહાવીરસ્વામીના શ્રમણોપાસકો (શ્રાવકો) શિક્ષા વ્રત, અણુવ્રત અને ગુણવ્રત સ્વીકારેલા હોવાથી સાવદ્ય ત્યાગી અને પ્રત્યાખ્યાની છે. આવી પરિસ્થિતિમાં તેઓ જયારે બેઘડીનું સામાયિક વ્રત સ્વીકાર કરે છે, ત્યારે સામાયિક સ્વીકારતા પહેલા ઉતારેલા પોતાના વસ્ત્રો, આભૂષણો આદિ પદાર્થોનો પણ ત્યાગ કરે છે. હવે ત્યાગી દીધેલા તે વસ્ત્રો તથા આભૂષણોને યદી બીજો કોઈ માણસ ચોરીને ચાલ્યો જાય, ત્યાર પછી સામાયિક વ્રતધારી પોતાની સામાયિક સમાપ્ત થયે, પોતાના ઉતારી દીધેલા વસ્ત્રોની શોધ કરે છે, ત્યારે તે શ્રાવક પોતાના વસ્ત્રોની શોધ કરે છે? કે બીજાના વસ્ત્રોની? કેમ કે સામાયિક લેતા તે શ્રાવકે પોતાની બધી વસ્તુઓનો ત્યાગ કરેલો હોવાથી તે પદાર્થો હવે તેના રહેતા નથી, અને જે પદાર્થો પોતાના નથી તે બીજાના થયા કહેવાય છે

આ વાતને ગૌતમસ્વામી પૂછે છે કે, હે પ્રભો! તે શ્રાવક પોતાની વસ્તુ શોધે છે કે બીજાની?

ત્યારે ભગવાને કહ્યું કે હે ગૌતમ! સામાયિક સમાપ્ત થયા પછી તે શ્રાવક ઉતારેલા વસ્ત્રો કે આભૂષણો જે પોતાના જ છે તેને શોધે છે. એટલે કે પોતાના જ વસ્ત્રો શોધે છે, બીજાના નહી. કેમકે સામાયિક લેનારો ભાગ્યશાલી યદ્યપિ તે સમયે આવી કલ્પના જરૂર કરે છે. 'મારે ચાંદી નથી, સોનું નથી, હાટ-હવેલી નથી. આભૂષણો કે વસ્ત્રો નથી, યાવત્ સંસારની કોઈ વસ્તુ મારી નથી' આ પ્રમાણે પોતાની બધીએ વસ્તુઓનો ત્યાગ કર્યે છતે પણ હે ગૌતમ! તે શ્રાવક પદાર્થો પ્રત્યેની મુર્છા (મમત્વ) છોડી શકવાને માટે સમર્થ બની શકતો નથી. અને હે આયુષ્યમાન ગૌતમ! "પરિગ્રહ" એટલે પદાર્થોનો સમુહ એ ખરો પરિગ્રહ નથી. પણ મારા શાસનમાં मुच्छा परिग्गहो वुत्तो. એટલે કે પદાર્થ માત્ર પ્રત્યે રહેલી મુર્છા, મમતા, મારાપણું આવા પ્રકારનો હૃદયનો ભાવ તે પરિગ્રહ છે, અને આટલો ત્યાગ ગૃહાસ્થાશ્રમમાં રહેલો ગૃહસ્થ કરી શકતો નથી. માટે શ્રાવકના વ્રત-નિયમ-પચ્ચકખાણ ગમે તેટલા સારા હશે તો પણ તેને મમતા તો રહેલી જ છે, અને મમતા એ જ પરિગ્રહ છે.

તે કારણથી સામાયિક પારીને ઉઠેલો ગૃહસ્થ પોતાના જ વસ્ત્રોને શોધે છે.

સામાયિક લેતા પહેલા યદ્યપિ તેને વસ્ત્રોને ત્યાગ્યા હતા. તો પણ મુર્છાને ત્યાગી નહિ હોવાથી સામાયિક પાર્યા પછી પણ તે પદાર્થો તેના જ રહે છે, બીજાના થતા નથી.

આ જ પ્રમાણે સામાયિક લઈને બેઠેલા ગૃહસ્થની સ્ત્રીને

યદી બીજો માણસ ભોગવી લે તો તે અનાચારી માણસ શ્રાવકની સ્ત્રી સાથે અનાચાર સેવે છે કે બીજાની સ્ત્રી સાથે?

જવાબમાં ભગવાને કહ્યું કે તે અનાચારી માણસ સામાયિક લઈને બેઠેલા શ્રાવકની જ સ્ત્રી સાથે અનાચાર કરે છે, બીજાની સાથે નહી. કેમકે તે શ્રાવકને સામાયિક લેતા યદ્યપિ તેવો ભાવ જરૂર હોય છે. 'મારી મા નથી, પિતા નથી, સ્ત્રી નથી, પુત્ર પરિવાર નથી.' છતા પણ ગૌતમ! સામાયિકસ્થ ગૃહસ્થે યદ્યપિ બધુ છોડી દીધુ છે. તો પણ છોડેલા સગાસ્નેહીઓ સાથે સ્નેહની માયા રહેલી હોવાથી. તે સ્ત્રી તેની જ રહે છે, બીજાની થતી નથી. માટે સ્નેહપાશ જ મોટામાં મોટો પાશ છે શ્રાવકધર્મમાં રહેતા શ્રાવકને માટે અનુમતિનો ત્યાગ અત્યંત દુષ્કર છે. કેમકે ગૃહસ્થાશ્રમીનો ભાર તેના પર છે દુવિહં તિવિહેણંનો અર્થ છે કે મન-વચન-કાયાથી હું કરીશ નહી અને કરાવીશ નહીં.

## પ્રાણાતિપાતાદિની વિરતિ :

સંખ્યાત-અસંખ્યાત ભવોની પરંપરાથી ખૂબ જ મજબૂત અને ચીકણી કરેલી કષાયોની વૃત્તિ (માનસિક વ્યાપાર) તથા પ્રવૃત્તિ (કાયિક વ્યાપાર)ને લઈ જીવાત્માને સમ્યગ્દર્શન (આત્મ-દર્શન) થતું નથી.

મંદિરનું દ્વાર બંધ હોય તો જ્યાં સુધી તે દ્વાર ન ઉઘડે ત્યાં સુધી કોઇપણ માણસ ગભારા (મંદિરનો મૂળ ભાગ)માં વિદ્યમાન હોવા છતા પણ ભગવાનના દર્શન કરી શકવાને માટે સમર્થ બનતો નથી. દર્શક અને દૃશ્યની વિદ્યમાનતા હોવા છતાં પણ દ્વાર અંતરાયભૂત બને છે. તેવી રીતે પંચભૂતાત્મક શરીરમાં ચૈતન્યસ્વરૂપી, જ્ઞાન-દર્શન ચારિત્રનો માલિક, સચ્ચિદાનંદમય

આત્મા વિદ્યમાન હોવા છતાં પણ કષાયોના ખૂબખૂબ મજબૂત બનેલા દ્વારોમાં સર્વથા બધ (તિરોભૂત) હોવાથી તે આત્માનું દર્શન કોઈપણ જીવાત્માને થઈ શકતું નથી

ભ્રમજ્ઞાનનો માલિક જેમ પોતાના રોગની ઔષધી મેળવવાને માટે ગમે ત્યાં ફાંફા મારતો હોય છે, છતાં સમ્યગ્ નિદાન અને ઔષધ મેળવી શકતો નથી. તેમ અજ્ઞાનાવૃત્ત આ જીવ પણ "દરિસણ દરિસણ કરતો ફીરે તો રણ રોઝ સમાન .." અમુક સ્થાને આત્મદર્શન થશે, ત્યાં થશે, આમ પૂરા બ્રહ્માડમાં પ્રત્યેક સ્થાનમાં, પ્રત્યેક અવતારોમા, આત્મદર્શન મેળવવાને માટે રખડી ચૂકયો છે પરંતુ કયાંય દર્શન એટલે સમ્યગ્દર્શન મેળવવાને માટે સમર્થ બન્યો નથી અને સંસારનું પરિભ્રમણ પણ મટી શકયુ નથી.

આનુ સબળ અને મૌલિક કારણ બતાવતાં જૈનશાસને કહ્યુ કે અનંત ભવોની માયાને લઇ આત્માના પ્રત્યેક પ્રદેશ ઉપર અનતાનુબંધી-કષાયોની જે ગાઢ છાયા પડેલી છે તેના કારણે લગભગ સર્વથા અસમર્થ બનેલો આત્મા પોતાનુ તથા પોતાની આત્મીયતાનુ દર્શન મેળવી શકતો નથી સસારનો મોટો માનવ-સમૂહ જ આપણી સામે પ્રત્યક્ષ છે. જેમકે :—

(૧) કેટલાએ જીવો મનુષ્ય અવતાર મેળવીને પણ બાલ્ય-કાળથી જીવનના અંત સુધી શરાબપાન, જીવવધ, મારફાટ, જૂઠ, પ્રપંચ, તથા અનેક સ્ત્રીઓના ભોગકર્મમાં જીવન પૂરું કરી રહ્યાં છે.

(૨) સભ્યજાતિમા જન્મેલો અને ભણેલો-ગણેલો હોવા છતાં માયાવશ અસત્કર્મોમા, અસભ્યકર્મોમાં જીવન પુરૂ કરી રહ્યા છે.

આવા જીવાત્માઓને એક સેકન્ડ માટે પણ "હું કોણ છું? મનુષ્ય અવતાર શી રીતે પામ્યો છું? મરીને મારૂં શું થશે? ઉચ્ચ ખાનદાનમા જન્મેલો છુ છતાં મારા વિચારો આવા ગંદા કેમ છે? ધર્મપત્ની છે છતાએ હું દુરાચારી શી રીતે બન્યો?" ઈત્યાદિક વિચારો પણ તેમને આવતા નથી.

આ પ્રમાણે અનંતાનુબંધી કષાયરૂપી મોહકર્મના તીવ્ર નશામા બેભાન બનેલા આવા જીવોનો ઘણો મોટો સમય પાપોમાં, પાપ કાર્યોમાં અને પાપ વિચારોમાં જ પૂર્ણ થાય છે જેથી પોતાના આત્મા માટેનો વિચાર સુધા પણ કરવા જેટલો સમય તેઓ લઈ શકતા નથી

પરંતુ ભવભવાંતરમાં સંસારની રખડપટ્ટી, યમદૂતો તથા પરમાધામીઓના ડંડાઓનો માર ખાધા પછી આત્માનો પ્રબળ પુરુષાર્થ જ્યારે જાગી ઉઠે છે, ત્યારે આત્માની અમાપ શક્તિ વડે તે ભાગ્યશાળી અનંતાનુબંધી કષાય-ચોકડીને સર્વથા કે થોડે ઘણે અંશે કંટ્રોલમા કરે છે તે સમયે મંદિરના દ્વાર ઉઘડતા જેમ સૌ કોઈને પરમાત્માના દર્શન થાય છે તેમ આત્મામા પણ કંઈક રાગદ્વેષનો ઉપશમ, મદ તથા મદનનુ દમન, સંસાર પ્રત્યે ઉદ્વેગ, ભોગ વિલાસો પ્રત્યે નિર્વેદ (વૈરાગ્ય), જીવ માત્ર પ્રત્યે અનુકંપા અને જીવાદિ તત્ત્વોમાં શ્રદ્ધા જન્મે છે અને આત્મા સમ્યગ્દર્શનનો માલિક બને છે. પોતાના અભૂતપૂર્વ પુરુષાર્થ વડે ઘણાં કનિષ્ઠ કર્મોની માયાના મૂળીયાઓને કમજોર કરે છે, અથવા સમૂળ ઉખેડી મારે છે, જેથી કષાયોનું જોર લગભગ ઘણું જ કમજોર બની જાય છે છતાં એ અનાદિ કાળના અનંત ભવોમાં ઉપાર્જિત કર્મો સમ્યગ્દર્શન થયે છતે પણ કોડાકોડી સાગરોપમ જેટલા શેષ રહે છે

યદ્યપિ સાધારણ જીવોને માટે સર્વથા અજેય અનંતાનુબંધી કષાય અમુક સમયે દબાઈ ગયો હોય છે, તો પણ તેના નાના ભાઈ જેવો અપ્રત્યાખ્યાની કષાયનું જોર (શક્તિ) હજી વિદ્યમાન હોવાથી બીજી કોઈ વ્યક્તિ કે પૌદ્ગલિક પદાર્થ પ્રત્યે થયેલ ક્રોધ–માન–માયા અને લોભ એક વર્ષ સુધી પણ મટી શકતો નથી, ત્યારે સમ્યગ્દર્શન મેળવેલા આત્માને યદ્યપિ વીતરાગ પરમાત્માનું પૂજન, ભજન, કીર્તન, દયા, દાન આદિ સત્કાર્યો કરવા ગમે છે, અને પોતાની શ્રદ્ધા પ્રમાણે તે કરે છે, તો પણ પોતાના આત્માને નવા આવનારા પાપ માર્ગોથી દૂર કરવા માટે સમર્થ બનતો નથી

છતાં પણ ગુરુભગવંતોના મુખે વ્યાખ્યાન વાણી સાંભળતા, અને સદ્નુષ્ઠાનો (પોષધ, પ્રતિક્રમણ, સામાયિક, વ્રત, પચ્ચક્ખાણ)ને કરતા તેનો આત્મા કઈક નરમ પડે છે અને પવિત્ર અનુષ્ઠાનોમા જેમ જેમ એકાગ્રતા વધે છે, તેમ તેમ તેના આત્મા ઉપર શેષ રહેલા કોડા કોડી કર્મોમાંથી પલ્યોપમના પલ્યોપમ જેટલા સ્થિતિવાળા કર્મો ધીમે ધીમે ખસવા માંડે છે, અને તે ભાગ્યશાળી બીજા અપ્રત્યાખ્યાની નામના કષાયને પણ મારી–કુટીને અધમરો કરી નાખે છે

અને જાણે "જેહને પિપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન...." તેના રોમેરોમમાં વસી જાય છે.

"જેને વીતરાગતા મેળવવા માટેની તીવ્ર ભાવના હોય તે ભાગ્યશાળી કોઈ કાળે પણ વિષપાન જેવા કષાયોનુ સેવન કરશે નહીં, બીજા પાસે કરાવશે નહીં, અને જ્યાં કષાયો વર્તતા હશે ત્યાંથી દૂર રહેશે"

આ પ્રમાણે પોતાના આત્માને પાપોમાંથી, પાપભાવનાઓમાંથી અને પાપી સંસ્કારોમાંથી નિવૃત્ત કરીને અપ્રત્યાખ્યાન કષાયને સર્વથા કે દેશથી દબાવી દેશે ત્યારે તે ભાગ્યશાળીને જૂદા જૂદા નિરર્થક પાપોને અને છેવટે પાપી પેટ માટે કરાતા પાપોને પણ ત્યાગવાની ભાવના થતા દેશવિરતિ ધર્મને અર્થાત્ સ્થૂળરૂપે હિંસાદિ પાપોનો ત્યાગ કરશે. આ પ્રમાણે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર વડે સશક્ત બનેલો આત્મા પોતાની પરિસ્થિતિ પ્રમાણે સ્થૂળ કે સૂક્ષ્મ પાપોને નીચે લખ્યા પ્રમાણે ત્યાગ કરશે. તે આ પ્રમાણે :–

૧ મન, વચન અને કાયાથી કરતો નથી, કરાવતો નથી અને અનુમોદતો નથી.

૨ મન, વચનથી કરતો નથી, કરાવતો નથી અને અનુમોદતો નથી.

૩ મન, કાયાથી કરતો નથી, કરાવતો નથી અને અનુમોદતો નથી.

૪ વચન તથા કાયાથી કરતો–કરાવતો અને અનુમોદતો નથી.

૫ કેવળ મન વડે કરતો, કરાવતો, અનુમોદતો નથી.

૬ કેવળ વચન વડે કરતો, કરાવતો, અનુમોદતો નથી.

૭ કેવળ કાય વડે કરતો, કરાવતો અને અનુમોદતો નથી.

૮ મન, વચન, કાય વડે કરતો–કરાવતો નથી.

૯ મન, વચન, કાય વડે કરતો નથી અનુમોદતો નથી.

૧૦ મન, વચન કાય વડે કરાવતો નથી અનુમોદતો નથી.

૧૧ મન-વચનથી કરતો નથી, કરાવતો નથી.

૧૨ મન અને શરીરથી કરતો નથી કરાવતો નથી

૧૩ વચન અને કાયથી કરતો નથી કરાવતો નથી.

૧૪ મન-વચનથી કરતો નથી અનુમોદતો નથી.

૧૫ મન અને કાયથી કરતો નથી અને અનુમોદતો નથી

૧૬ વચન અને કાયથી કરતો નથી અને અનુમોદતો નથી

૧૭ મન-વચનથી કરાવતો નથી અનુમોદતો નથી.

૧૮ મન-શરીરથી કરાવતો નથી અનુમોદતો નથી

૧૯ વચન અને કાયાથી કરાવતા અનુમોદતો નથી.

૨૦ એકલા મન વડે કરતો નથી કરાવતો નથી.

૨૧ વચન વડે કરતો કરાવતો નથી.

૨૨ શરીર વડે કરતો કરાવતો નથી.

૨૩ મન વડે કરતો નથી અનુમોદતો નથી.

૨૪ વચન વડે કરતો નથી અનુમોદતો નથી.

૨૫ શરીર વડે કરતો નથી અનુમોદતો નથી.

૨૬ મન વડે કરાવતો કે અનુમોદતો નથી.

૨૭ વચન વડે કરાવતો કે અનુમોદતો નથી.

૨૮ શરીર વડે કરાવતો કે અનુમોદતો નથી.

૨૯ મન-વચન કાયાથી કરતો નથી.

૩૦ મન-વચન કાયાથી કરાવતો નથી.

૩૧ મન-વચન કાયાથી અનુમોદતો નથી.

૩૨ મન-વચનથી કરતો નથી.

૩૩ મન-શરીરથી કરતો નથી.

૩૪ વચન અને કાયથી કરતો નથી.

૩૫ મન-વચનથી કરાવતો નથી.

૩૬ મન શરીરથી કરાવતો નથી.

૩૭ વચન અને શરીરથી કરાવતો નથી.

૩૮ મન-વચનથી અનુમોદતો નથી.

૩૯ મન અને કાયાથી અનુમોદતો નથી.

૪૦ વચન અને શરીરથી અનુમોદતો નથી.

૪૧ મનથી કરતો નથી.

૪૨ વચનથી કરતો નથી.

૪૩ શરીરથી કરતો નથી.

૪૪ મનથી કરાવતો નથી

૪૫ વચનથી કરાવતો નથી.

૪૬ શરીરથી કરાવતો નથી.

૪૭ મનથી અનુમોદતો નથી.

૪૮ વચનથી અનુમોદતો નથી.

૪૯ અને શરીરથી અનુમોદતો નથી

ઉપર પ્રમાણે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણના ઓગણપચાસ ભાગા થાય છે.

જીવમાત્રની પરિણતિ અને પરિસ્થિતિ, કર્મોના કારણે સર્વથા જૂદી જૂદી હોય છે. આ કારણે જ પ્રાણાતિપાત (હિંસા)ના ત્યાગમા પ્રત્યેક જીવાત્મા પોતપોતાની મર્યાદામા રહીને હિંસાનો ત્યાગ કરે છે, અને જેમ જેમ આત્મબળ વધતું જાય, તેમ તેમ સર્વથા એટલે મન-વચન-કાયાથી કરવું, કરાવવું અને અનુમોદવુ પણ ત્યાગી દે છે.

પાપકર્મો જેમ અનંતાનંત છે તેમ તેના અધ્યવસાયો પણ અનંતાનંત છે, માટે મોહ અને માયાને વશ બનેલો જીવાત્મા અનાદિકાળથી પ્રાણાતિપાતના કોઈપણ ભાંગાને સમજદારીપૂર્વક સ્પર્શી શક્યો નથી.

સમ્યગ્‌દર્શનની પ્રાપ્તિ થતાં જ જીવાત્મા પાપના અધ્યવસાયો ઉપર કંટ્રોલ કરી શકવા માટે સમર્થ બને છે અને જેટલા અંશોમા સમર્થતા આવે છે તેટલા અંશોમાં પ્રાણાતિપાત વિરમણ કરતો સોનાના સુરજ જેવો એક દિવસ એવો પણ આવી જાય છે જ્યારે જીવહિંસા પોતે મન-વચન અને કાયાથી કરતો નથી, કરાવતો નથી અને બીજા હિંસક માણસોના પાપકાર્યોને અનુમોદતો પણ નથી, અને તેમ કરતાં વિરતિનો સ્પર્શ જેમ જેમ વધતો જાય છે, ત્યારે ભૂતકાળમા થયેલી હિસાને પણ નિંદે છે. વર્તમાનકાળમા પ્રાણાતિપાતનો સંવર કરે છે અને ભવિષ્ય-કાળમાં ફરીથી પ્રાણાતિપાત ન થાય તે માટે આત્મામાં જબરદસ્ત જાગૃતિ લાવે.

આવી રીતે ત્રણે કાળના ૪૯×૪૯×૪૯=૧૪૭ ભાંગા થાય છે.

આ રીતે મૃષાવાદવિરમણ, અદત્તાદાનવિરમણ, મૈથુનવિરમણ અને પરિગ્રહવિરમણ માટેના ભાંગા ઉપર પ્રમાણે સમજી લેવાના છે.

સારાંશ કે જ્યાં સુધી જીવને સમ્યગ્‌દર્શન ન થાય ત્યાં સુધી તેના જીવનમાં પાપોની નિવૃત્તિ હોતી નથી અને તેના સદ્‌ભાવમાં પણ વિરતિનો સંભવ તત્કાળ થતો નથી. પણ જેમ જેમ સમ્યગ્‌દર્શન શુદ્ધ થતું જાય તેમ તેમ પાપોની વિરતિ સુલભ બને છે.

માટે ભાગ્યશાળીઓ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જે પાપો સર્વથા નિરર્થક હોય તેનો ત્યાગ સૌથી પહેલાં કરે. ત્યાર પછી

જેમ જેમ પાપભીરૂતા વધતી જાય તેમ તેમ પાપી પેટને માટે કરાતા પાપોને પણ સ્વાધીન કરી સાચા અર્થમાં શ્રમણોપાસક બને.

મતલબ કે આવી રીતના ભાગ્યશાળી જૈનમતાનુયાયી શ્રમણોપાસકો જ હોય છે, બીજા એટલે ગોશાળાના ભક્તો નહીં કેમ કે યથાર્થ જ્ઞાન વિના કોઇને પણ પાપોની વિરતિ હોતી નથી.

## આજીવિકના સિદ્ધાંતોની વક્તવ્યતા :

આજીવિક એટલે ગોશાળના ભક્ત' એમ માને છે કે : " સંસારના જીવો અપ્રાસુક–સચિત્તાહારી છે, તેથી તેઓ ખાવા લાયક પ્રાણીઓને લાકડી વડે મારીને, તરવાર કે છરીથી છેદીને, શૂળ આદિથી ભેદીને, પાંખ આદિ ઉખેડીને અને શરીરની ચામડી વગેરે ઉતારીને તેવા પ્રકારનો આહાર કરનારા હોય છે."

સસારના બધાએ જીવો જ્યારે આ પ્રમાણે જીવી રહ્યાં છે, ત્યારે ગોશાળા મતના બાર પ્રકારના ઉપાસક ગૃહસ્થો જેવા કે તાલ, તાલપ્રલંબ, ઉદવિધ, સંવિધ અલવિધ, ઉદય, નામોદય, કર્મોદય, અનુપાલક, શંખપાલ, અયપુલ અને કાતર આદિ ગોશાળાને જ અર્હંત્ (અરિહંત–જિનઆદિ) માને છે. તેઓ માતાપિતાની સેવા કરાવાવાલા હોય છે, પાંચ પ્રકારના ફળોને ઉદુંબર (ગુલરનું ફળ) વડનાનાફળ, બોર, સતર ફળ, પિપલાનું ફળ, આદિ પદાર્થો પોતાના સિદ્ધાંતવર્જ્ય હોવાથી ખાતા નથી. તથા પલાંડુ (કાંદા–પ્યાજ) લશૂન (લસન) કંદ (સુરણ વગેરે કંદો) મૂળા આદિ વસ્તુઓનો ખોરાક પણ કરતા નથી. જે બળદો વડે વ્યાપાર કરે છે તેમની ખસી પણ કરતા નથી, નાક છેદતા નથી, અને જેમાં ત્રસ જીવોની હત્યા થાય તેવાં ધાન્યોનો વ્યાપાર પણ કરતા નથી. ઉપરના વક્તવ્યને ખ્યાલમાં રાખીને,

ભગવતી સૂત્રકાર કહે છે કે ગોશાળાના ઉપાસકો પણ ઉપર પ્રમાણેનો ખોરાક લેતા નથી, વ્યાપાર કરતા નથી. તો પછી જે ભાગ્યશાલીઓના રોમેરોમમાં મહાવીરસ્વામીનો વાસ હોય, શ્વસોશ્વાસે જૈનશાસનનું રટન હોય. અહિંસા અને દયા ધર્મ પ્રત્યે અટૂટ શ્રદ્ધા હોય અને ભવભવાંતરની ભ્રમણાથી વૈરાગ્ય થયો હોય, જીવ–અજીવાદિ નવતત્ત્વોના જ્ઞાતા, પુણ્ય–પાપના ફળોને જાણનારા, આશ્રવ તથા બંધને હેય સમજનારા તથા સંવર અને નિર્જરાને ઉપાદેય સમજનારા મહાવીરસ્વામીના શ્રમણોપાસકોને તો સંસારવર્ધક ક્રિયાઓને છોડી દેવી જોઈએ, ધીમે ધીમે છોડવાની ટ્રેનીંગ લેવી જોઈએ. માટે જ જૈન શાસનના અનુયાયીઓને ૧૫ પ્રકારના કર્માદાન વ્યાપાર સર્વથા ત્યાજ્ય હોય છે.

જેનાથી ભયંકર હિંસા થાય, ઘણા જીવો માર્યા જાય, બેઇન્દ્રિયથી લઈ પચેન્દ્રિય જીવોનું હનન થાય તેવા વ્યાપારને કર્માદાન કહ્યુ છે.

"कर्माणि आदीयन्ते संगृह्यन्ते इति कर्मादानम्"

તે કર્માદાનો આપણે વંદિત્તુ સૂત્રની ગાથાઓથી જાણીએ

इगाली वणसाडी भाडी–फोडी सुवज्जए कम्मं ।
वाणिज्ज चेव दत लक्ख–रस–यिस–विसयं ।। २२ ।।
एवं खु जतपीलण कम्मं निलछण च दवदाणं ।
सरदहतलाय सोस असइपोसं च वज्जिजज्जा ।। २३ ।।

અંગારકર્મ–ભાડભુંજા, સોની, લુહાર, કુંભાર આદિની ભઠ્ઠી અને કોલસા આદિ પકાવવા.

વનકર્મ–જંગલ, શાક. પાન, લાકડા કાપવાં અને કપાવવા.

શકટકર્મ-ગાડી, ગાડા, આદિ વાહનો અને તેના અંગોનો વ્યાપાર કરવો.

ભાટીકર્મ-ગાડી, ઘોડા, બળદ વગેરેને ભાડે આપવા.

સ્ફોટકર્મ-ખેતી, કુવા, બોરિંગ આદિ

દંતવાણિજ્ય-ચામડા, જીવતા જાનવરોના ચામડા, શિંગડા, હાથીદાંત, કસ્તુરી, વાળ, પીંછા આદિનો વ્યાપાર

રસવાણિજ્ય-મદ્ય, માંસ, શરાબ, માખણ આદિનો વ્યાપાર.

વિષવાણિજ્ય-અફીણ, સોમલ, ઉંદરમાંકડને મારવાની દવા, ઝેરના ઇન્જેકશન, કોદાલા, પાવડા આદિનો વ્યાપાર

કેશવાણિજ્ય-મોર પોપટ આદિના વાળનો વ્યાપાર.

લાખવાણિજ્ય-લાખ આદિનો વ્યાપાર.

યંત્રપીલન કર્મ-કાપડની મીલ, કપાસનું જીન, અનાજ દળવાની ઘંટી આદિ મશીનોનો વ્યાપાર.

નિલંછિત કર્મ-કોઇના અંગોપાગ છેદવાં, ડામ દેવા કે આકવાં

દવદાહ કર્મ-જંગલ, મકાન આદિમા આગ લગાડવી.

શોષણ કર્મ-તળાવ આદિના પાણીને સૂકવવાના ઠેકા લેવા આદિ.

અસતીપોષણ—માછીમાર, કસાઈ, કમાલ, ચોર, જુગારી, વેશ્યા વગેરેના પોષણ થાય તેવા વ્યાપાર કરવા.

ઇત્યાદિ કર્માદાનો શ્રાવકને વર્જવાના હોય છે.

છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત



# શતક ૮મું : ઉદ્દેશક–૭

## મુનિરાજોની વૈયાવચ્ચના ફળ સંબંધી પ્રશ્નોત્તરો :

પંચ મહાવ્રતધારી મુનિરાજોના ચરણ સાન્નિધ્યમાં રહીને દર્શન–જ્ઞાન અને ચારિત્રપૂર્વક શ્રાવક ધર્મની આરાધના કરનાર ગૃહસ્થને શ્રમણોપાસક કહેવાય છે, જે ચતુર્વિધ સંઘમાં ત્રીજા નંબરે છે. જેથી પોતાની શક્તિ અને પરિસ્થિતિ પ્રમાણે પૂરા ચતુર્વિધ સંઘના યોગક્ષેમ માટે જવાબદાર બનીને, બાળ, ગ્લાન, વૃદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય આદિ મુનિરાજોની અને સાધ્વીજી મહારાજાઓની વૈયાવચ્ચમાં જ પોતાનો ધર્મ સમજે છે, જે ઉત્કૃષ્ટતમ ધર્મ છે.

અહિંસા, સંયમ અને તપોધર્મની પૂર્ણ આરાધના કરનાર મુનિરાજો હંમેશાને માટે સેવ્ય–પૂજ્ય–આરાધ્ય–વંદનીય અને નમનીય છે. જ્યારે શ્રમણોપાસક શ્રાવક હંમેશાને માટે મુનિરાજોનો સેવક, પૂજક, આરાધક તેમજ તેમને ભાવપૂર્વક વંદન અને નમસ્કાર કરનારો જ રહે છે. આ કારણે સાત્ત્વિક શિરોમણી શ્રમણોપાસક પોતાની મન–વચન અને કાયાની પૂર્ણ શક્તિ લગાડીને મુનિરાજોની વૈયાવચ્ચ કરે છે.

દેવાધિદેવ ભગવાન મહાવીર સ્વામીને ગૌતમસ્વામીજી પૂછે છે કે પ્રભો!

પ્રશ્ન–૧. તથા પ્રકારના મુનિરાજોને પ્રાસુક તથા એષણીય અશન–પાન–ખાદિમ અને સ્વાદિમ પદાર્થોથી પ્રતિલાભે તો શ્રાવક શું કરે? અર્થાત્ વૈયાવચ્ચ કરનાર શ્રાવકને શું ફળ મળે?

પ્રશ્ન-૨. તથા પ્રકારના મુનિરાજોને યદી તે શ્રમણોપાસક અપ્રાસુક અને અનેષણીય આહારપાણી આપે તો દાતારને શું ફળ મળશે ?

પ્રશ્ન-૩. તથા અસંયત-અવિરત અને અપ્રત્યાખ્યાત સાધુને પ્રાસુક કે અપ્રાસુક, એષણીય કે અનેષણીય આહારપાણી આપનાર દાતાને શુ ફળ મળશે ?

આ પ્રમાણે આ ત્રણે પ્રશ્નો શ્રાવકને લગતા છે

જવાબમા ભગવાને ફરમાવ્યું કે હે ગૌતમ ?

જવાબ ૧ સતાવીશ ગુણના ધારક, પંચમહાવ્રતધારી, પવિત્ર તમ મુનિરાજોને પ્રાસુક (અચિત) એષણીય ( આધાકર્માદિ દોષ રહિત ) અશન-પેટ ભરીને ખાઈ શકાય તે રોટલા-રોટલી-ભાત કઠોળ-પૂરી આદિ પદાર્થો.

પાન-જેનાથી તરસ મટે તે પાણી, છાસ, ધોવણ આદિ પદાર્થો જે પીવાય છે.

ખાદિમ-થોડે ઘણે અંશે જેનાથી ભૂખ મટે તેવા ફળ, શેરડી, પૌઆ આદિ

સ્વાદિમ-સ્વાદ લેવા લાયક સોપારી, તજ, લવિંગ, એલચી, ચૂર્ણગોળી આદિ.

ઉપચારથી વસ્ત્ર, પાત્ર, કબલ ( કામલી ) રજોહરણ, ઔષધ આદિ દ્રવ્યો વડે પ્રતિલાભિત કરે, તો તે શ્રાવક એકાંતે ( જેમાં બીજો વિકલ્પ નથી ) કર્મોની નિર્જરા કરે છે. તેમ ભક્તશ્રાવકને ભક્તિ કરતા કોઈ જાતનું પાપ લાગતુ નથી.

જવાબ ૨. બીજા પ્રશ્નના જવાબમાં ભગવાને કહ્યું કે, ગ્લાન,

પથારીવશ, જંઘાબળના કમજોર, વૃદ્ધ, બાળ અને પઠનશીલ મુનિરાજોની અપ્રાસુક (અચિત્ત હોવા છતાં પણ અપવાદ આદિના કારણે દોષયુક્ત) અનેષણીય ( મેડા આદિથી ઉતારેલ દોષયુક્ત ) આહારપાણી આપતા શ્રાવકને ઘણા ઘણાં કર્મોની નિર્જરા થાય છે અને અલ્પતર પાપ લાગે છે એટલે કે બીમારી આદિની અવસ્થાને પ્રાપ્ત થયેલા મુનિરાજોની ભક્તિ કરનાર શ્રાવકને કર્મોની નિર્જરા ઘણી થાય અને પાપબંધન અલ્પ થાય છે.

પરમ પવિત્ર મુનિરાજોની ભક્તિ એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન અને ચારિત્રની ભક્તિ છે. તેથી શ્રાવકને એકાંતે લાભ છે, મહાલાભ છે પાપબંધનની અપેક્ષાએ નિર્જરા વધારે હોવાથી કરાયેલી ભક્તિ શ્રેયસ્કરી છે.

સંથારાવશ થયેલા મુનિઓ જે બીજા પ્રકારે પોતાનો નિર્વાહ કરી શકતા નથી તેમને અનિવાર્ય સંજોગોમા અપ્રાસુક અને અનેષણીય આહારપાણી આપીને પણ તેમના આર્ત્તધ્યાન રહિત જીવનમાં ભાગીદાર બનનાર શ્રાવકને સારો માનવામા આવ્યો છે.

પરંતુ જંઘાબળ શક્ત હોવા છતાં, કેવળ પ્રમાદવશ પડેલા મુનિરાજો તે અપ્રાસુક અને અનેષણીય આહારનો નિષેધ છે.

જ્યારે બીજા આચાર્યો કહે છે કે "ગુણવંતપાત્રને અપ્રાસુકાદિ દાન દેનારના પરિણામો યદી શુદ્ધ છે તો તેમને મહાનિર્જરા છે અને પાપ અલ્પ છે કેમકે "પ્રત્યેક ક્રિયામાં આત્માના પરિણામો જ પ્રમાણ છે"

મતલબ કે અત્યંત ગ્લાન બનેલા અથવા બીજા પ્રકારે પણ ક્ષુધાવેદનીય સહન કરવા માટે અસમર્થ મુનિરાજોના ચારિત્ર પરિણામો સ્થિર રહે, પોતાની છેલ્લી આરાધના બરાબર કરી શકે તે માટે ગમે તે રીતે કરાયેલી ભક્તિ સ્વીકાર્ય છે.

બેશક ! જ્યાં સુધી બની શકે, તેટલા પ્રમાણમાં શુદ્ધતાનો ખ્યાલ રહે તથા મુનિઓને અસંયમથી બચાવી શકાય તદર્થે ગૃહસ્થોએ ઉપયોગ રાખવો જોઈએ, અને જ્યા પોતાની મતિ મુંઝાય ત્યા આસપાસમાં બિરાજમાન ગીતાર્થોની સલાહ લઇને જે સમયે જે યોગ્ય હોય તે કરવું.

હવે ત્રીજા પ્રશ્નનો જવાબ આપતા ભગવંતે કહ્યું કે:–

असजय–જે સંયમ વિનાના છે, ઇન્દ્રિયોના વેગને રોકનારા નથી, માનસિક વિચારોમાં પાપકર્મ, કષાયભાવ અને ચારે સંજ્ઞાનો અત્યુત્કટ વેગ છે તે અસજય કહેવાય છે

अविरत–પાપમાર્ગ જેમનાં બંધ નથી, એટલે હિંસા, જૂઠ, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહ નામના પાચ મોટા પાપોમાં સર્વથા આસક્ત છે. તથા વિષયવાસના અને ક્રોધાદિ કષાયોના દ્વાર સર્વથા ઉઘાડા છે તે અવિરત કહેવાય છે.

अप्रतिहत प्रत्याख्यान पापकर्म–પ્રત્યાખ્યાન વડે જેમનાં પાપકર્મો પ્રતિહત થયા નથી, એટલે કે ખાન–પાન, કહેણી–કરણી, બોલચાલ, વ્યાપાર–વ્યવહારમાં રહેલા અનંત પાપોમાંથી એક પણ પાપ જે પ્રત્યાખ્યાન કરી શકતા નથી, તે અપ્રતિહત પ્રત્યાખ્યાન પાપકર્મો કહેવાય છે.

ઉપરના ત્રણે પ્રકારના જીવોને આહાર પાણીનો દાતા ગૃહસ્થ એકાન્તે પાપકર્મને જ ઉપાર્જન કરનારો બને છે, દેવાતો આહાર પ્રાસુક કે અપ્રાસુક તથા એષણીય કે અનેષણીય હોય, દાતાને રતિમાત્ર પણ નિર્જરા નથી

કારણ આપતા ભગવંતે કહ્યું કે 'દેવાતું દાન એ મહત્ત્વની

વાત નથી, પણ ઉપર્યુક્તપાત્રને આપવાથી અસંયમનું વર્ધન, પાપનું પોષણ, અને ઇન્દ્રિયોને ઉત્તેજન કરનાર હોવાથી દાતા પાપકર્મને ઉપાર્જન કરનારો બને છે.'

સારાંશ કે ભાગ્યશાળી ગૃહસ્થને થોડે ઘણે અંશે દેશવિરતિ ચારિત્ર–ધર્મની પ્રાપ્તિ થયા પછી તેના બધાએ અનુષ્ઠાનો મોક્ષપ્રાપ્તિને માટે જ હોય છે.

પોતાના પાપી પેટની ખાતર અથવા પોતાની ગૃહસ્થાશ્રમી પૂરતાં સર્વથા અનિવાર્ય રૂપે કઈક પાપકર્મો કરવા પડે છે, તો પણ તે ગૃહસ્થ દિવસે કે રાત્રે એક આસન પર બેસીને કરાયેલા પાપો–અપરાધોનું મિચ્છામિ દુક્કડ આપીને તેટલા પૂરતા કરાયેલા પાપોને ખંખેરી નાખવાની ભાવનાથી પ્રતિક્રમણ કરે છે, એટલે કે સદ્ભાવનાપૂર્વક પાપોનું પ્રાયશ્ચિત કરે છે આવો પાપભીરૂ શ્રાવક વ્યવહાર પૂરતી પણ પાપવર્ધક પ્રવૃત્તિ શા માટે કરશે ?

પોતાની પાસે વિદ્યામાન વસ્તુનું દાન જેમકે–જ્ઞાનદાન, અન્નદાન, જલદાન, વસ્ત્રદાન કે સ્થાનદાન કરવાથી પોતાને આત્મિક લાભ થાય નહી તેવું દાન કરવા માટે વિરતિધર શ્રાવકને ઉત્સાહ હોતો નથી. મોક્ષ મેળવવાને માટે પુણ્યકર્મોનો પણ સર્વથા ક્ષય કરવાનો હોય છે, પછી તે પુણ્યકાર્યો પણ શા માટે કરે ?

આ બધી વાતોનું ધ્યાન રાખીને 'જે મહાવ્રતધારી હોય, શુદ્ધ કે શુભ અનુષ્ઠાનોનો માલિક હોય, જીવ માત્રના કલ્યાણની ઉત્કટ ભાવનાવાલો હોય, પાપકર્મો સર્વથા કે દેશથી બંધ કર્યા હોય, તેવા સત્પાત્રમાં જે પોતાની વસ્તુઓનું દાન કરશે, જેનાથી પોષાયેલો સત્પાત્ર, અહિંસક, સત્યાચારી, બ્રહ્મચારી અને પૂર્ણ

સયમી બનીને પોતાના આત્મકલ્યાણ સાથે પરજીવોનું પણ કલ્યાણ કરાવનાર બને છે. આવા આશયથી આ પ્રશ્નો છે અને જવાબો છે.

વ્યવહારમાં પણ આપણે અનુભવીએ છીએ કે પૈસાનો પગારદાર માસ્તર કે પંડિત પણ અત્યંત કુપાત્ર વિદ્યાર્થીને વિદ્યાદાન આપતો નથી.

દુકાન પર બેઠેલો વ્યાપારી હિંસક, શરાબી તથા દુરાચારીને પૈસો પણ દેવા માંગતો નથી.

તો પછી મોક્ષનો આરાધક ભાગ્યશાલી સત્પાત્રને પોષે તેમાં રતિમાત્ર પણ ખોટું નથી.

બાકી તો અનુકંપાદાન કે ઉચિતદાન દ્વારા દીન–દુઃખી, અનાથ અને બીજા પ્રકારે પણ કર્મોના ભારથી પતિત અને દલિત બનેલાઓનાં ભરણપોષણ માટે દાનકાર્યોને જૈનશાસને નિષેધ કર્યો નથી. માટે જ જૈનશાસન–પ્રવર્તક તીર્થંકરો પણ દીક્ષા અંગિકાર કરે તે પહેલા વર્ષભરને માટે વાર્ષિકદાન દ્વારા દીન–દુઃખી–લુલા–લંગડા આદિને લાખો કરોડો રૂપીઆ અને વસ્ત્ર આદિ આપે છે અને ત્યાર પછી જ દીક્ષાનો સ્વીકાર કરે છે.

ત્યારે જ શાલીભદ્ર શેઠ અને તુંગિયાનગરીના શ્રાવકોના ઘરના દરવાજા સૌને માટે સદૈવ એક સમાન જ ઉઘાડા રહેતા હતાં વસ્તુપાલ અને તેજપાળ જેવા ગુજરાતના મહામંત્રી શ્રાવકોનુ દાન સાર્વત્રિક હતું.

કચ્છ ભૂમિના મહાશ્રાવક જગડુશાહે ચૌરાસી નાતને દાન આપ્યુ છે અને સર્વથા ભયંકર દુષ્કાળમાં પીડિત માનવ અને પશુમાત્રને પણ જીવાડ્યાં છે.

ભામાશાહે દેશની રક્ષાની ખાતર પોતાનું સર્વસ્વ દ્રવ્ય રાણા પ્રતાપને આપ્યુ હતુ

અને આજે પણ દેશના કોઈ પણ ખુણામાં દુષ્કાળ પડે છે ત્યારે જૈન સમાજ સૌથી મોખરે હોય છે.

સ્થાન સ્થાન પર ચાલતી પાંજરાપોળો તથા જીવદયા મંડળીઓના સ્થાપક અને રક્ષક પ્રાયઃ કરીને જૈનધર્માનુયાયીઓ જ છે.

હવે થોડું આપણા માટે વિચારી લઈએ.

ભગવતી સૂત્રમા મહાવ્રતધારીને દાન દેવાનું સ્પષ્ટ વિધાન છે. પરંતુ મહાવ્રતધારીની વ્યાખ્યા કરવામા પૂર્વગ્રહ કે સંપ્રદાયવાદના કારણે જો ભૂલ ખાઈ ગયા તો ?

સ્થાનકવાસી સપ્રદાયના ઘાસીલાજી મહારાજની વિદ્વતા માટે સૌ કોઈને માન હોવા છતાં પણ અત્યન્ત સ્પષ્ટ ચાલુ પ્રશ્નોત્તરના સદર્ભમા તેમના રચેલા ભગવતી સૂત્રના છઠ્ઠા ભાગના ૬૬૪ પેજમા મહાવ્રતધારી મુનિનો અર્થ "દોરા સાથેની મુહપત્તિ જેણે પોતાના મોઢા ઉપર બાધેલી હોય" તેવો કર્યો છે. એટલે કે મુહપત્તિ બાંધેલા સ્થાનકવાસી મુનિઓ જ મહાવ્રતધારી હોવાથી દાન માટે યોગ્ય છે. નાનો બાલુડો પણ સમજી શકે છે કે "આવી વ્યાખ્યામા દિગંબર, શ્વેતાબર, તપાગચ્છ, ખરતરગચ્છ, અંચલગચ્છ અને લોકાગચ્છના બધાએ મુનિઓ મહાવ્રતધારી નથી"

સર્વથા ટૂંકી બુદ્ધિનો કે ભાડુતી બુદ્ધિનો ઉપયોગ કરી જૈનાગમના સત્યાર્થને દૂષિત કરનાર પૂ ઘાસીલાલજી મહારાજને અને દૂષિત કરાવનાર તેમના પ્રકાશકોને માટે આપણી પાસે દયા ખાવા સિવાય બીજો માર્ગ નથી.

## શ્રાવકોને માટે દાનધર્મની ઉપાદેયતા :

પોતાની જાતને પ્રામાણિક માનનાર શ્રીમંતની શ્રીમંતાઇમાં ઓછે-વત્તે અંશે પણ નીચેના ત્રણ દોષો તો રહેલા જ હોય છે.

(૧) જાણપણે કે અજાણપણે સામેવાળાના મર્મો ઉપર થોડે યા ઘણે અંશે પ્રહાર કર્યા વિના શ્રીમંતાઈ મળતી નથી. કેમ કે બધાએ જીવો શાલિભદ્ર હોતા નથી.

(૨) તોલ-માપ, સેળભેળ, હિસાબના ગોટાળા, વાક્ચાતુરી અને વ્યાજમાં થોડે ઘણે અંશે પણ અસત્યવાદિતા વિના ધન સુલભ નથી.

(૩) મોટો માછલો જેમ નાનાને ગળે. મોટો ઓફીસર નાનાને દંડે અને મોટો વ્યાપારી નાના વ્યાપારી ઉપર રોષ ઠાલવે છે આ પ્રમાણે ધન પ્રાપ્તિ માટે પણ મત્સ્ય ગલાગલ ન્યાયનો આશ્રય સ્વીકાર્યા વિના પણ શ્રીમંતાઇ દુર્લભ છે.

ઉપર્યુક્ત ત્રણે કારણોમાંથી ગમે તે કારણે મેળવેલી શ્રીમંતાઇમાં પણ દોષોની સુલભતા અનિવાર્ય છે તેથી તેની શુદ્ધિને માટે પંચ મહાવ્રતધારીઓને સંપૂર્ણ સત્પાત્ર સમજીને અને તેઓ પોતાના જ્ઞાનાદિની આરાધના નિર્વિઘ્ને કરી શકે તે માટે તેમની ભક્તિ અને વૈયાવચ્ચમાં પોતાની શ્રીમંતાઇનો સદુપયોગ કરવો સર્વશ્રેષ્ઠ ઉપાદેય માર્ગ છે. કેમ કે મુનિઓ સર્વથા નિષ્પાપ હોય છે અને શ્રીમંતાઈ સર્વથા પાપપૂર્ણ છે, તેથી શ્રીમંતાઈમાં રહેલા પાપોને ધોવા માટે નિષ્પાપ મુનિઓની આરાધનામાં મન-વચન તથા ધનથી ભાગીદાર બનવુ. આના જેવો બીજો એકે ધર્મ નથી.

મોક્ષરૂપી બંગલામાં પ્રવેશ કરવા માટે દાન-શિયલ-તપ અને ભાવ એ ચાર દ્વાર છે. પરંતુ ગૃહસ્થને માટે તો સર્વ સુલભ દાનધર્મ હોવાથી તે દ્વારા ગૃહસ્થ પોતાનું કલ્યાણ સાધી શકે છે.

## આ ચારે ધર્મોમાં કાર્યકારણતા :

આ ચારે ધર્મોમાં કાર્યકારણભાવ રહેલો હોવાથી સમ્યક્ પ્રકારે એકની આરાધનામા ચારેની આરાધનાનો સમાવેશ સુલભ છે. જેમ કે જે દાનધર્મી છે તે શિયળવંત પણ છે, અને શિયલ-વતને તપોધર્મ શકય હોય છે અને તેના સદ્ભાવમાં ભાવધર્મ અવશ્યમેવ હોય છે તેવી રીતે જે સદ્ભાવી છે તે તપસ્વી છે, જે તપસ્વી છે તે શિયળ સંપન્ન છે, અને શિયળ સંપન્ન આત્મા દાની જ હોય છે. તે આ પ્રમાણે :—

આપણે સહજ સમજી શકીએ છીએ કે ગૃહસ્થાશ્રમીને માટે શિયળ, તપ અને આર્ત્તધ્યાન ફસેલો હોવાથી ભાવધર્મ પણ અત્યંત દુષ્કર છે, કષ્ઠ સાધ્ય છે માટે જ સૌથી પહેલા સર્વથા સુલભ દાન દેવાની આદત કેળવવી જોઈએ અને ભાવદયાપૂર્વક નિર્વ્યાજ દાન આપતાં, એક દિવસ એવો પણ આવશે અને નીચે પ્રમાણે ભાવના થશે કે "અત્યંત કષ્ટસાધ્ય શ્રીમતાઇ દ્વારા જયારે હું દીન-દુખીયોનાં દુઃખમાં ભાગીદાર બની રહ્યો છુ, તો પછી એકવારના મૈથુનમા બેથી નવ લાખ જીવો જે મરી રહ્યા છે, તો મારા પોતાના સંયમથી મૈથુનનો જ ત્યાગ કરી તે બિચારા જીવોને પણ અભયદાન દેનારો બનું." આવી રીતના વિચારો આવતા જ તેને શિયલધર્મ પ્રત્યે રુચિ થશે અને ધીમે ધીમે તે પાપને કંટ્રોલમાં લેશે

શિયળધર્મની આરાધના કરતાં તેના વિચારોમાં પવિત્રતા વધતી જશે અને પોતાના આત્માની દયા પ્રત્યે તેનુ ધ્યાન કેન્દ્રિત થશે "જયારે હું મારી પોતાની ઈચ્છાથી શિયળધર્મ પાળીને બીજા ઘણા જીવોનું રક્ષણ કરી રહ્યો છું તો પછી અનાદિકાળથી મારો આત્મા ક્રોધ, માન, માયા અને લોભના દૂષણોમાં ફસાઇને ખૂબ ભારી બનેલો છે, માટે તપશ્ચર્યાની આરાધનાથી મારા આત્માને ભાર વિનાનો કરૂં, તેવા ભાવથી તપશ્ચર્યાનો આશ્રય સુલભ બનશે અને એક દિવસે નીચે પ્રમાણે પણ ભાવોની વૃદ્ધિ થશે કે :—

"મારો જન્મ સંસારનું સંચાલન કરવા માટે નથી, તેમ કોઈપણ જીવ મારે આધીન નથી. તો બીજાઓને માટે મારે શા માટે ગંદા ભાવ રાખવા અને મારા ગદાભાવથી સંસારને શું બગડવાનુ હતુ. તો બીજાઓને માટે હુ શા માટે આર્ત્ત-ધ્યાન કરૂં, તેથી તે જીવાત્મા પરમાત્મા પાસે એક જ પ્રાર્થના કરશે. 'સૌનું કલ્યાણ થાઓ, સૌ સુખી બનો, મારા શત્રુના ઘરે પણ દૂધ રોટલા થાઓ, હુ સૌને ખમાવું છું, સૌ મને ખમો આજથી હું એવુ કંઈપણ કરીશ નહીં, લખીશ નહીં, જેથી કોઈ પણ જીવ મારો શત્રુ બને."

આ પ્રમાણે સદ્ધ્યાન અને સદ્ભાવનાનું કારણ સમ્યક્તપ છે. તપનું કારણ શિયળ છે, અને આનુ કારણ દાનધર્મ છે.

હવે આપણે ચારે કાર્યકારણોને વિપરીતરૂપે વિચારીએ

સમ્યગ્દર્શનથી ઝલહલતો આત્મા પોતાના એક હાથમા સમ્યક્ચારિત્રરૂપી ઢાલ અને બીજા હાથે સમ્યગ્જ્ઞાનરૂપી તલ-વાર લઇને મોહાદિ શત્રુઓને પરાસ્ત કર્યા પછી તેનો આત્મા

સ્વત: કે ગુરુઓની કૃપાદૃષ્ટિથી ઉચ્ચસ્થાને આવીને સંસારના બધાએ જીવોમાં પોતાની જ કલ્પના કરશે અને પોતાની શક્તિ વડે સૌને સુખી જ બનાવશે. પછી તેને કોઈ પણ વ્યક્તિ કે પદાર્થોની હાનિ લાભ માટે પણ સુખ દુઃખ નહિ થાય અને સર્વથા અલિપ્ત રહેશે, અને તેમ થતાં પોતાના આત્માને વધારે વિશુદ્ધ બનાવવા માટે તપોધર્મનો આશ્રય લઇ તેમાં પૂર્ણ મસ્ત બનશે. પછી તો "મૈથુન કર્મ દ્વારા લાખો કરોડો જીવોને શા માટે હણનારો બનુ" આવી ભાવના થતાં જ બ્રહ્મની ઉપાસનામા આગળ વધશે અને બ્રહ્મની આરાધનામાં એકાકારતા પ્રાપ્ત થતાં જ સંસારના પ્રત્યેક જીવને યથાયોગ્ય કોઇને અન્નદાન, બીજાને જ્ઞાનદાન, ત્રીજાને બુદ્ધિદાન, ચોથાને ચાતુરીદાન, પાંચમાને ધર્મદાન અને છેવટે મોક્ષદાન આપવા જેટલી શક્તિ પણ તેમાં ઉત્પન્ન થશે.

માટે જ તીર્થંકર ભગવંતોએ મોક્ષમાં જવા માટે "દાનાદિક ચારે બારણા..." અર્થાત્ જૈનશાસન રૂપી સરોવરમાં રહેલા નવતત્ત્વરૂપી કમળને લેવા માટે દાન–શિયળ–તપ અને ભાવ ને ચાર દ્વાર રૂપે કહ્યો છે કેમકે દરવાજામાં પ્રવેશ કર્યા વિના આગળ વધી શકાતું જ નથી

હવે આપણે પ્રશ્નોત્તરમા પ્રવેશ કરીએ.

ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામીના પૂછવાથી ભગવંતે કહ્યું કે આહાર પ્રાપ્ત કરવાની ઇચ્છાથી શ્રાવકના ઘરે આવેલા મુનિ-રાજોને તે ગૃહસ્થ (ગાથાપતિ) બે પિંડ માટે નિમંત્રણ આપતાં કહે છે હે પૂજ્ય મુનિવર! આ બે પિંડમાંથી એક પિંડ (આહાર)નું ભક્ષણ તમે કરજો, અને બીજું પિંડ અમુક સ્થવિરને આપજો, આમ કહીને તે ગૃહસ્થ મુનિરાજને બે પિંડ આપે છે.

ધર્મલાભ આપીને મુનિરાજ પોતાના સ્થાનકે (ઉપાશ્રયે) આવ્યા. એક પિંડ પોતાને માટે રાખીને બીજું પિંડ શ્રાવકના કહ્યા પ્રમાણેના સ્થવિરને દેવા માટે તેની તપાસ કરતાં જો તે મલી જાય તો ઠીક, અન્યથા તે પિંડનું શું કરવુ ? કેમકે તે પિંડ જે સ્થવિરને માટે નિર્ણીત છે માટે તેની માલિકીનું પિંડ પોતે ખાઇ જાય તો ખાનાર મુનિને અદત્તાદાનનો દોષ લાગે છે. અને દ્રવ્ય તથા ભાવથી સૂક્ષ્મ કે બાદર દોષોને નહીં સેવનાર જૈનમુનિ અદત્તાદાનનું સેવન કરે નહીં. જવાબમાં ભગવંતે ફરમાવ્યુ કે હે ગૌતમ ! સ્થવિરને ગોતવા છતાં પણ તે ન મળે તો ગૃહસ્થે દીધેલા તે પિંડને એકાન્ત, નિર્દોષ અને જીવરહિત જમીનમાં પરઠવી દેવું જોઇએ.

આ જ પ્રમાણે ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ કે દશ પિંડને આપતા ગૃહસ્થ કહેશે કે–આમાંથી એક તમે વાપરજો અને બાકીના અમુક અમુકને આપજો. જવાબમાં ભગવંતે ઉપર પ્રમાણેની વિધિ કહી છે વસ્ત્ર, પાત્ર, રજોહરણ માટે પણ આ જ વિધાન છે, અર્થાત પોતાને દીધેલુ પોતે વાપરે અને બીજાને ઉદ્દેશીને આપેલુ પાત્ર–રજોહરણ આદિ તે સ્થવિર મળી જાય તો આપવુ અન્યથા પરઠવી દેવું

જૈન મુનિ નિવૃત્તિપ્રધાન હોવાથી પોતાના આત્મિક સંયમને તથા લીધેલા વ્રતોને કયાયથી પણ દૂષણ લાગવા પામે નહીં તદર્થે જે વસ્તુઓ પોતાની નથી, જેના સેવનથી મન–વચન અને કાયામા વિકૃતિ–રોગ તથા બીજી કોઇ ઉપાધિ થવાનો સંભવ રહે, અથવા જે વસ્તુને પાસે રાખવાથી પોતાને કયાયથી આર્ત્તધ્યાન થવાનો પ્રસંગ આવે ત્યારે તે વસ્તુ ઉપરનું મમત્વ

સર્વથા છોડી દેવા માટે તે વસ્તુને પરઠવી દેવાનો અધિકાર છે જે આજે પણ પ્રચલિત છે.

સંયમની સાધનાનો દૃષ્ટિકોણ મુખ્ય રાખીને જ જૈન મુનિઓને માટે આવો નિયમ છે.

## સેવાઈ ગયેલા અકૃત્ય સ્થાનોની વક્તવ્યતા :

"મારા પાત્રમાં પિંડ પડો" આવી પ્રતિજ્ઞાવાળો કોઇ મુનિ ગોચરી માટે જાય છે, અને ત્યાં મૂળગુણની વિરાધનારૂપ કંઇક અકૃત્ય સેવાઈ ગયું હોય, ત્યાર પછી અકૃત્ય-સેવી મુનિને પોતાથી સેવાઈ ગયેલા અકૃત્યનો સંતાપ-માનસિક ખેદ થાય, અને પોતાના મનમાં વિચારે કે "મારાથી સેવાઇ ગયેલા અકૃત્યનું અરિહંતાદિ સમક્ષ હું આલોચના કરૂં, મિથ્યા દુષ્કૃત દઇને પ્રતિક્રમણ કરૂ, તેની નિંદા કરૂં, ગર્હા કરૂં અને ફરીથી તેવું ન થાય તે માટે તેવાં અકૃત્યોના અનુબંધને જ તોડી લઉં. પ્રાયશ્ચિત કરીને વિશુદ્ધ થાઉં, ઈત્યાદિ ભાવના કરીને પછીથી હું સ્થવિરો પાસે જાઉં અને તે પૂજ્યોને મારા અકૃત્યોની જાણ કરી તેઓએ આપેલા પ્રાયશ્ચિત, તપશ્ચર્યા આદિનું પાલન કરીશ અને અકૃત્યથી મારા આત્માને શુદ્ધ કરીશ"

આવી રીતના વિચાર કરી તે મુનિ સ્થવિર પાસે આવવા પગ ઉપાડે છે પણ તે પહેલાં જ સ્થવિર પોતે વાતાદિ દોષથી મૂક થઈ જાય, કાળ કરી જાય, અથવા પોતે (પ્રાયશ્ચિત લેનાર મુનિ) મૂક થઇ જાય, કાળ કરી જાય. આવી પરિસ્થિતિમાં હે ભગવંત! આપ ફરમાવો કે તે મુનિ વિરાધક છે કે આરાધક છે? જવાબમાં ભગવાને કહ્યું કે હે ગૌતમ! તે મુનિ ચોક્કસ આરાધક જ છે પણ વિરાધક નથી

આ પ્રમાણે આરાધન કરવા આવનારો મુનિ સ્થવિરોની મર્યાદામાં આવી ગયા પછી અને પ્રાયશ્ચિત લેતાં પહેલા તે સ્થવિર મૂક થાય કે કાળ કરી જાય ત્યારે પણ હે ગૌતમ! તે મુનિ આરાધક જ છે, પણ વિરાધક નથી. આ જ રીતે વિહાર-ભૂમિમાં કે સ્થંડિલ ભૂમિમાં કોઈ મુનિથી અપકૃત્ય સેવાઈ ગયું હોય અને ઉપર પ્રમાણેની ભાવના થતાં તે મુનિ સ્થવિર પાસે આવવા નીકળે કે સ્થવિરોના ઉપાશ્રયે આવી જાય, પણ પ્રાયંશ્ચિત લેતા પહેલા સ્થવિર કે પ્રાયશ્ચિત લેનાર પોતે મૂક થઈ જાય કે કાળ કરી જાય તો પણ તે મુનિ આરાધક છે, વિરાધક નથી

તેવી રીતે કોઈ સાધ્વી ભિક્ષા માટે, વિહાર કે નિહાર માટે જતાં કંઈક અકૃત્ય સેવાઇ ગયુ અને પ્રાયશ્ચિતની ભાવનાથી સ્થવિર પાસે આવે, અને સ્થવિર કે સાધ્વી મૂક થઈ જાય કે કાળ કરી જાય તો પણ હે ગૌતમ! તે સાધ્વી આરાધક જ રહેશે પણ વિરાધક નહીં થાય.

આનું કારણ જાણવા માંગતા ગૌતમસ્વામી પૂછે છે કે, હે પ્રભો! આપ કયા કારણે તેમને આરાધક કહો છો, અને વિરાધક નથી કહેતા? ભગવાને કહ્યું કે હે ગૌતમ! કોઇ માણુસ ઉનના ઢગલાને, હાથીના વાળના ઢગલાને, શણ કે કપાસના રેસાને કે ઘાસના દોરડાને તોડી ફોડી છેદી અને ભાંગીને બે-ત્રણ-ચાર-પાંચ ટુકડા કરે અને પછી અગ્નિમાં નાંખે, ત્યારે હે ગૌતમ! તોડાતા, છેદાતાં, ભેદાતાં કે અગ્નિમા નંખાતા તે પદાર્થો તોડાયા, ફોડાયા, છેદાયા, ભેદાયા અને બળ્યા એમ કહેવાય કે નહીં?

ગૌતમે કહ્યું કે હે પ્રભો! છેદાઈ રહેલાને છેદાયા, તોડાતાને તોડાયા, ભેદાતાને ભેદાયા અને અગ્નિમાં નંખાતાને નખાયા અને બળતાંને બળાયા એમ કહેવાય છે.

તેમ હે ગૌતમ ! જે સાધક પોતાના અન્તરાત્માના પશ્ચાતાપ-પૂર્વક આરાધના કરવા તૈયાર થઈ ગયો છે, કરાયેલા પાપોને માટે જબરદસ્ત પસ્તાવો છે, અને ગુરુસન્મુખે પણ પાપોને પ્રકાશિત કરી દંડ લેવાની ઉત્કટ ભાવનાવાલો મુનિ આરાધક જ બનશે

યદ્યપિ આરાધના માટે આવવું એ વર્તમાનકાળ છે, તો પણ હે ગૌતમ ! ભૂતકાળ અને વર્તમાનકાળને અભેદની કલ્પનાથી આરાધના કરવા તૈયાર થયેલો તે મુનિ અવશ્યમેવ આરાધક છે. દિપકમાં જેમ જ્યોતિ (અગ્નિ) બળે છે, તેમ આરાધના કરવા માટે તૈયાર થયેલો સાધક પણ સદૈવ દિપકની જેમ ચમકદાર બને છે.

સારાંશ કે ક્ષય પામ્યા વિનાની મોહકર્મની સત્તા પ્રત્યેક આત્માના અસંખ્યાત પ્રદેશોમા પોતાની સત્તા જમાવીને બેઠેલી છે. તેથી સત્તા સ્થાને રહેલો મોહ ગમે ત્યારે પણ નિમિત્ત મળતાં જ ઉદયમાં આવ્યા વિના રહેવાનો નથી, અને ઉદયમાં આવતો મોહ નટરાજની જેમ ગમે તે પ્રકારે ગમે તે સ્થાનથી ઉદયમાં આવશે અને સાધકને તેવા પ્રકારની પરિસ્થિતિઓમા ફસાવશે.

પરંતુ સાધક મોક્ષાભિનંદી હોય, પાપભીરૂ હોય, તો કપડા ઉપર લાગેલી ધૂલ જેમ ઝટપટ ખંખેરી દેવામાં આવે છે, તેમ સાધક પોતાના કર્મોને પ્રાયશ્ચિત દ્વારા ખંખેરી નાખશે અને આરાધનાના માર્ગે આગળ વધીને ફરીથી અપકૃત્યોના સ્થાનોને સર્વથા બંધ કરશે.

## ક્રિયાઓની વક્તવ્યતા :

પ્રશ્ન–બીજા જીવનાં ઔદારિક શરીરના ઉપયોગને આશ્રયી ઉપયોગ (ઉપભોગ) કરતાં જીવને કેટલી ક્રિયાઓ લાગશે ?

ભગવાને ફરમાવ્યું કે હે ગૌતમ ! તે જીવને કદાચ ત્રણ, કદાચ ચાર અને કદાચ પાંચ ક્રિયાઓ લાગશે કાયિકી, અધિ-કરણિકી, પ્રાદ્વેષિકી, પારિતાપનિકી, અને આરંભિકી આ પ્રમાણે ક્રિયાઓ પાંચ છે.

"क्रियते इति क्रिया" જે કરાય અથવા જેના વડે કરાય તેને ક્રિયા કહે છે. જ્યાં ક્રિયા છે ત્યાં કર્મ છે, અને જ્યાં કર્મ છે ત્યાં સંસાર છે. અને ચારે ગતિરૂપ સંસારમા રહેનારો જીવ સંસારી કહેવાય છે

સંસારી જીવ અનંત કર્મ-વર્ગણાઓથી દબાઇને ખૂબ જ વજનદાર બનેલો હોવાથી તેને ખાવા–પીવા, ઉઠવા–બેસવા આદિને માટે ક્રિયાઓ કર્યા વિના ચાલતું નથી.

સમયે સમયે બદલાતા અધ્યવસાયોના કારણે ક્રિયાવંત થયેલા જીવને માટે આ પ્રશ્નોત્તર છે. કેમકે ક્રિયાવંત જીવને બીજા જીવોના ઔદારિક શરીરને ઉપયોગમાં લીધા વિના ચાલી શકે તેમ નથી.

પોતાથી વ્યતિરિક્ત બીજા અનંતાનંત જીવોથી પરિપૂર્ણ આ સંસારમાં દેવ અને નારકને છોડીને એકેન્દ્રિયથી લઇ પંચેન્દ્રિય સુધીના જીવોનું ઔદારિક શરીર પરસ્પર એક બીજાને ઉપ-ભોગ્ય જ હોય છે.

જ્યારે આપણો જીવાત્મા રાગાત્મક કે દ્વેષાત્મક બને છે ત્યારે બીજા જીવોના ઔદારિક શરીરનો આશ્રય આ પ્રમાણે લેશે:-

હાથ સાફ કરવા માટે માટી (પૃથ્વીકાયનું શરીર)
પીવા અને હાથ-પગ ધોવા માટે પાણી (જલકાયનું શરીર)
રસોઇ અને ઠંડીથી બચવા માટે અગ્નિ (તેજસ્કાયનુ શરીર)
શરીરની સુખાકારી માટે વાયુ (વાયુકાયનું શરીર)

ક્ષુધા ભાંગવા માટે અને જીભ ઈન્દ્રિયની લાલસાને સંતોષવા માટે ગેહુ, ચણા, ભીંડા, કાકડી, સાકર ટેટી, મોસંબી, આંબો, ભાજી પાલો આદિ પદાર્થો જે વનસ્પતિકાયનું શરીર છે.

જ્યારે માથામાં પડેલી જૂ, લીખ, ઘરમા થયેલા માંકડ, મચ્છર, માખી, કીડી આદિથી પોતાનું રક્ષણ કરવા માટે, પંચેન્દ્રિય કૂતરૂં, બીલાડો, ઉંદરડા, ગાય, સાપ આદિ જાનવરોથી બચવા માટે, તથા પોતાના માટે તૈયાર થતી હાટ-હવેલીમાં બેઇન્દ્રિય, ત્રીઈન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોના હનનની ઉપેક્ષા કરશે તેજાબ અને સોડાથી બનેલા સાબુથી ધોયેલા કપડાનુ મેલું પાણી ગટરમા નાખશે, જેથી ત્યાં રહેલા અસંખ્યેય નાના મોટા કીડા આદિ ક્ષુદ્ર જંતુઓનું હનન થશે. ઈત્યાદિક અહોરાતમાં કરાતી પ્રતિક્ષણની ક્રિયાઓમાં ક્યાંય રાગવશતા છે, તો ક્યાય દ્વેષવશતા છે, એટલે કે કેટલીક ક્રિયાઓ કરવામાં રાગ રહેલો હોય છે જ્યારે બીજે દ્વેષ પણ રહેલો હોય છે જેમ કે સ્નાન કરવામાં રાગ હોય છે, પણ સ્નાનનું કે ગંદા કપડા ધોયેલું મેલું પાણી જ્યારે ગટરમાં નાખવામાં આવશે ત્યારે આ ક્રિયા દ્વેષ વિના થતી નથી. સારાંશ કે રાગ અને દ્વેષ સાથે જ રહેલા હોય છે માટે જ કહેવાય છે કે ક્રિયા રાગ-પૂર્વક હોય પણ તેનો ઉપયોગ દ્વેષ વિના થતો નથી.

એવી રીતે પાકી ગયેલી સુગંધી કેરીને હાથમાં લઈને પંપાળતી વખતે ભલે રાગ હશે ? પણ, જ્યાં કેરીનો રસ કે ટૂકડા ખાવાની લાલસા જાગૃત થઈ, ત્યાં જ કેરી ઉપરનો રાગ, દ્વેષમાં બદલાઈ જતાં, તે કેરીના ફળને સૌથી પહેલાં ઠંડા પાણીની ડોલમાં ડુબાડી દેવામા આવી. ત્યારપછી રાજી રાજી થતા કેરીને મસળવા બેઠા અને તેની રગેરગમાંથી રસ કાઢવાની તૈયારી કરી અને રસ કાઢ્યો, અથવા ચપ્પુ વડે ઉપરની છાલ સરસ રીતે ઉતારીને ૫-૨૫ ટૂકડા કરતા ગયા અને મોઢામાં મૂકતા ગયા. આ બધી ક્રિયાઓમાં દ્વેષ તો પ્રત્યક્ષ રહેલો જ છે

પર સ્ત્રીને કે કન્યાને પોતાની બનાવવા માટે પહેલા તો તેના ઉપર રાગ સંજ્ઞા જ હોય છે, પછી પ્રેમમાત્રા જેમ જેમ વાસનામાં બદલાતી જાય છે, તેમ તેમ વાસનાના પ્રબલયોગે તે સ્ત્રીને પોતાની બનાવવા માટે જૂદી જૂદી જાતના છલ-પ્રપંચો કરીને પણ તેને વશ કરીએ છીએ

જ્યાં વાસના છે-મોહ છે ત્યાં દ્વેષરાજાની સવારી આવતાં વાર ન લાગે

કૃષ્ણરાજાની પટ્ટરાણી રૂક્ષ્મણીના પૂર્વભવના જીવે મોરના અંડાને તોડ્યા નથી, તોડવા ફોડવાની ભાવના પણ હતી નહીં, કેવળ રાગવશ થઈને અંડા હાથમાં લીધા છે બાહ્ય મનમાં અંડાઓને કોઈપણ પ્રકારે હાનિ કરવાની ઈચ્છા નહીં હોવા છતાં પણ અન્તર્હૃદયમાં સમ્યગ્જ્ઞાનની જ્યારે કચાશ હોય છે, ત્યારે જીવમાત્રને અહિંસા તત્ત્વની સમજુતી હોતી નથી. અથવા રાગના કારણે દબાઈ જાય છે. માટે જ રાણીજી ભૂલ ખાઇ ગયા અને "મોરણી અને અંડા જે માતા અને પુત્ર રૂપે હતા તેનો વિયોગ કરાવવો એ જ મોટામા મોટી હિંસા છે, અને જ્યા હિંસા છે ત્યાં પ્રચ્છન્ન રૂપે દ્વેષ તો હોય જ છે.

આ પ્રમાણે જીવ માત્ર પ્રતિ સમયે કંઇ ને કંઇ ક્રિયાઓ કરે છે.

માન્યું કે ખાનપાન–રહેણી–કરણી તથા કુટુંબનું કે પોતાનું રક્ષણ કરવા માટેની ક્રિયાઓ સર્વથા અનિવાર્ય છે. જેને કર્યા વિના જીવમાત્ર રહી શકતો નથી. કેમકે તે વિના તેનું જીવન જ જોખમમાં મૂકાઇ જવાનો ભય રહે છે.

માટે ક્રિયાઓ કરવી સર્વથા અનિવાર્ય છે, અને કરાતી ક્રિયાઓમાં જીવહિંસા પણ રહેલી જ છે. આવી રીતના ધર્મ-સંકટમાં પણ શાસ્ત્રકારોએ કહ્યું કે 'કરાતી ક્રિયાઓથી હિંસા-કર્મ ભલે લાગે, તો પણ તે કર્મોનો બંધ તો પોતાના પરિણામ એટલે કે આત્માના અધ્યવસાયો ઉપર નિર્ભર છે. માટે સંસારની વાસના અને પૌદ્ગલિક પદાર્થો પ્રત્યેની માયાને જેમ બને તેમ ઓછી કરવા માટેની જ ટ્રેઇનિંગ લેવી તે હિતાવહ માર્ગ છે, તથા માનસિક જીવન અહિંસામય બનાવવું જેનાથી પરિણામોની શુદ્ધિ થતાં કરાતી ક્રિયાઓમાં જીવાત્મા અલિપ્ત અને અનાસક્ત રહેવા પામશે; જેથી કર્મોનો રસબંધ અને સ્થિતિબંધ પડવા પામે નહીં. કદાચ પડશે તો એ પ્રતિક્રમણ દ્વારા ખંખેરાઇ જતા વાર નહીં લાગે.

પ્રશ્નોત્તરનો ભાવ આ પ્રમાણે છે · બીજા જીવોના ઔદારિક શરીરના આશ્રયને લઇ જીવાત્માને ત્રણ ક્રિયા તો નિશ્ચિત લાગશે. કદાચ ચોથી પણ લાગે અને પાચમી પણ લાગવા પામે.

ત્રણ ક્રિયા એટલે કાયિકી, અધિકરણિકી અને પ્રાદ્વેષિકી

કારણ આપતા ભગવંતે કહ્યું કે આ ત્રણે ક્રિયાઓને પરસ્પર અવિનાભાવનો સંબંધ છે. એટલે કે જે અવીતરાગી જીવ છે તે

પોતાની કાયાને કંટ્રોલમાં રાખી શકે તેમ નથી, તેથી કાયિકી ક્રિયા માટે તો કંઇ કહેવાપણું નથી અને જ્યાં જ્યાં કાયિકી ક્રિયા છે ત્યાં અધિકરણિકી અને પ્રાદ્વેષિકી પણ નિયત હોય છે. ત્રણે ક્રિયાઓમાં કાર્યકારણભાવ નથી પણ અવિનાભાવ સંબંધ છે. માન્યું કે અધિકરણનો અર્થ શસ્ત્ર થાય છે પણ સૌથી મોટામાં મોટું અને ખતરનાક શસ્ત્ર તો આપણું શરીર જ છે, જેને માટે માણસ માત્ર ભયંકરમાં ભયંકર પાપકર્મો કરવા પ્રેરાય છે. વ્યવહારમાં પણ આપણે કહીએ છીએ કે 'પાપી પેટને માટે શું નથી કરાતું... ?'

અને દ્વેષ સિવાય પર જીવ મર્દન, હનન, તાડન, તર્જન, મારણ, પીડન, સંતાપન આદિ ક્રિયાઓ થતી નથી.

આ પ્રમાણે ત્રણે ક્રિયાઓ એકી સાથે જ રહેવાવાળી છે.

જ્યારે પરિતાપનિકી અને પ્રાણાતિપાતિકી કદાચ હોય તો આ પ્રમાણે :—

યદી જીવાત્મા દ્વેષવશ બીજા જીવોને મન–વચન અને કાયાથી પરિતાપ આપે ત્યારે ચોથી ક્રિયા પણ લાગશે. અને બીજા જીવોને અપાતો પરિતાપ જ્યારે ક્લિષ્ટ પરિણામનો હોય છે ત્યારે બીજા પ્રાણીઓના પ્રાણનો અતિપાત અર્થાત્ ફરીથી જીવતો ન થઇ શકે તે રીતે શરીરથી છુટો કરી દેવો તેને પ્રાણાતિપાતિકી ક્રિયા કહેવાય છે.

જ્યા સુધી જીવ અવીતરાગ અવસ્થામાં છે, ત્યા સુધી તેને રાગ–દ્વેષ, મોહ–માયા, લોભ–પરિગ્રહ અને મૈથુન આદિ પાપોની

વિદ્યમાનતા રહેલી છે. તે કારણે ભગવંતે કહ્યું કે ક્રિયાઓનો માલિક બનતો જીવ પ્રતિસમયે સાત કે આઠ કર્મોનો બંધક છે.

આ પ્રમાણે નારક તથા અસુરકુમારાદિ દેવોને પણ પર ઔદારિક શરીરને આશ્રયી ત્રણ ચાર કે પાંચે ક્રિયાઓ હોય છે.

હવે કોઇ જીવ વૈક્રિય શરીરને આશ્રયી ક્રિયા કરે તો તે પ્રાણાતિપાતિકી ક્રિયાને છોડીને પહેલાની ચારે ક્રિયાઓનો માલિક થશે. કેમકે વૈક્રિય શરીરનો નાશ હોઇ શકતો નથી.

તેવી રીતે આહારક, તૈજસ અને કાર્મણ શરીરને આશ્રયી ચાર ક્રિયાઓ જ હોય છે કેમકે આ ત્રણે શરીરોનો નાશ થતો નથી.

આ પ્રમાણે ક્રિયા સંબંધી ખુલાસો સાંભળીને ગૌતમસ્વામી આદિ પર્ષદા ખુશ થઈ.

**સાતમો ઉદ્દેશો સમાપ્ત**



# શતક ૮મું : ઉદ્દેશક—૮

તે કાળ અને તે સમયે રાજગૃહી નામની નગરી હતી, તેમાં ગુણશીલ નામે યક્ષનું ચૈત્ય હતું, પાષાણ વિશેષથી બનાવેલું સુંદર પૃથ્વીશિલા નામક પટ્ટક હતું, તે ચૈત્યથી થોડે દૂર ઘણી સંખ્યામાં બીજા ધર્મના વાદને માનનારા લોકો રહેતા હતા

તે કાળ અને તે સમયે પોતાના તીર્થની અપેક્ષાએ આદિકર ભગવાન મહાવીરસ્વામી તીર્થંકર હતા તેઓશ્રી એક દિવસે ચતુર્વિધ સંઘની સાથે ગુણશિલ ચૈત્યના ઉદ્યાનમાં પધાર્યા. સમવસરણની રચના થઈ ભગવાનની દિવ્ય વાણી સાંભળીને ખુશ થયેલી પર્ષદા પોતાના સ્થાનકે ગઈ

જે કાળે ભગવંત ચૈત્યના ઉદ્યાનમાં સમવસરણે બિરાજમાન હતાં, તે સમયે જાતિસમ્પન્ન, કુળસમ્પન્ન, યાવત્ જીવન અને મરણના ભય વિનાના ઘણા સ્થવિરો ભગવાનથી ઘણા દૂર નહીં અને નજદીક નહીં, પોતાના ઉચિત સ્થાને બંને ઘુંટણ ઉંચા અને મસ્તક નીચું રાખીને, ધ્યાનરૂપી કોઠામા એટલે કે એકાગ્રતા-પૂર્વકના ચિંતનમાં સંયમ અને તપથી આત્માને ભાવતા રહેતા હતાં. કોઠામા રહેલું ધાન્ય જેમ સ્થિર રહે છે, તેમ તે સ્થવિર મુનિઓનું મન, ઈન્દ્રિયોની પ્રવૃત્તિમા ભટકયા વિનાનું સ્થિર હતુ. ક્રોધ, માન, માયા તથા લોભ નામના કષાયોને ઘણા જ પાતળા કરી દીધા હતાં.

આ પ્રમાણે તે સ્થવિરો જ્યા હતાં ત્યાં તે અન્ય તીર્થિકો આવ્યા અને સાક્ષેપ તેઓ આ પ્રમાણે બોલ્યાઃ હે સ્થવિરો !

'તમે લોકો સંયત નથી, વિરત નથી અને પ્રતિહત પ્રત્યાખ્યાત પાપકર્મવાળા પણ નથી માટે એકાન્ત બાળ છો.'

(૧) અસંયત—એટલે વર્તમાનકાલિક સર્વસાવદ્ય અનુષ્ઠાનોથી દૂર રહેનાર સંયત કહેવાય છે. હે સ્થવિરો! મહાવીર શિષ્યો! તમે તેવા સંયત નથી. કેમકે મન, વચન અને કાયાથી પ્રાણાતિપાતાદિ કાર્યો કરો છો, કરાવો છો અને અનુમોદનારાઓ છો.

(૨) અવિરત—ભૂતકાલીન પાપકર્મોથી જુગુપ્સા કરે—દૂર રહે અને ભવિષ્યમાં થનારા પાપોને જે સંવર કરે તેને વિરત કહેવાય છે. પણ હે સ્થવિરો! તમે તેવા નથી.

(૩) અપ્રતિહત પાપકર્મ—એટલે વર્તમાનકાળમાં પાપકર્મોનો સંવર કરવો—નાશ કરવો, પૂર્વકૃત અતિચારોની નિંદા કરવી અને ભવિષ્યમા હું પાપકાર્યો નહીં કરૂં આવા પ્રકારે અકરણ દ્વારા પાપકર્મોનું નિરાકરણ કરવાનું જેમાં થાય તે પ્રતિહત પ્રત્યાખ્યાન પાપકર્મ કહેવાય છે. હે સ્થવિરો! તમે તેવા નથી, માટે અપ્રતિહત પાપકર્મવાળા છો. અને એકાન્ત બાલ છો એટલે સર્વ પ્રકારે જ્ઞાનરહિત છો

આ પ્રમાણે અન્ય તીર્થિકોના ક્ષેપપૂર્વક વચન સાંભળ્યા પછી પણ રતિમાત્ર ઉશ્કેરાયા વિનાના સ્થવિરોએ તેમને પૂછ્યુ કે 'હે આર્યો (અન્ય તીર્થિકો) તમે ક્યા કારણે અમને (મહાવીર સ્વામીના મુનિઓને) અસયત, અવિરત, અપ્રતિહત પાપકર્મા અને એકાન્તબાળ કહો છો?

(અહીં સ્થવિર એટલે જૈનમુનિ અને આર્ય એટલે અન્યતીર્થિક સમજવા.)

આર્યોએ કહ્યું કે 'તમે અદત્ત આહારનો ઉપયોગ કરો છો. અદત્ત વસ્તુને ગ્રહણ કરવાની અનુમોદના કરો છો, માટે તમે અસંયાતાદિ છો

સ્થવિરોએ પૂછ્યું, હે આર્યો! અમે કઇ રીતે અદત્ત વસ્તુને લઇએ છીએ, તેનો ઉપયોગ કરીએ છીએ, અનુમોદીએ છીએ અને પ્રાણાતિપાતાદિનું સેવન કરી અમે અસંયતાદિ કેવી રીતે છીએ?

ત્યારે અન્ય તીર્થિકોએ કહ્યું કે હે સ્થવિરો! તમારા સિદ્ધાંત મુજબ દાતા વડે દેવાઇ રહેલી વસ્તુ અદત્ત કહેવાય છે, તથા ગ્રાહક વડે ગ્રહણ કરવામા આવી રહી હોય તેને તમે અપ્રતિગૃહીત માનો છો. પાત્રની અંદર ક્ષિપ્યમાન (નાખવામા આવતી વસ્તુ) વસ્તુને તમે અનિસૃષ્ટ (અક્ષિપ્ત) સમજો છો, અર્થાત્ દીયમાન વસ્તુ કાળની અપેક્ષાએ વર્તમાનકાળવર્તી હોય છે, અને દત્ત અપાઇ ચૂકેલી વસ્તુ ભૂતકાળવર્તી હોય છે. યદી વર્તમાન ભૂતકાળમાં ભેદ માનવામા આવે તો તેમનાથી યુક્ત વસ્તુમાં તે બંને કાળની અપેક્ષાએ ભેદ કેમ ન હોય? એટલે તેમની વચ્ચે પણ ભેદ જરૂર માનવો પડશે. દીયમાન વસ્તુ દત્ત કહેવાતી નથી, માટે તે અદત્ત જ છે અને તમે તે વસ્તુને ગ્રહણ કરો છો, માટે હે સ્થવિરો! તમે અદત્તાદાન ગ્રહણ કરનારા છો. હે સ્થવિરો! તમને લોકોને જે વસ્તુ આપવામા આવી રહી હોય છે, તે અપાઇ ચૂકેલી અપાતી નથી પણ અદત્ત જ અપાય છે. તેથી જ્યા સુધી તમારા પાત્રમાં નથી પડતી અને વચ્ચે જ તેનું અપહરણ થઇ જાય તો તમારા મતે દાતાની વસ્તુનું અપહરણ તમે માનો છો, માટે જ તે વસ્તુ તમારા માટે અદત્ત બને છે આ કારણે જ તમે (જૈન મુનિઓ) અદત્ત વસ્તુનો

આહાર કરો છો, અદત્તની અનુમોદના કરો છો, અને પ્રાણાતિપાતનું ત્રિવિધે સેવન કરો છો; માટે તમે સંયત વિરત આદિ છો, એ શી રીતે કહેવાય અને મનાય ?

પ્રત્યુત્તર આપતા સ્થવિરોએ કહ્યું: હે આર્યો ! અમે જૈન મુનિઓ અદત્ત વસ્તુને ગ્રહણ કરતા નથી, અનુમોદતા નથી, માટે અમે દીધેલી (દત્ત) વસ્તુને જ ગ્રહણ કરનારા છીએ. તેનો જ આહાર કરનારા અને અનુમોદનારા છીએ. તેથી અમે સયંત–વિરત અને પ્રતિહતપાપકર્મવાળા જ છીએ, અને સર્વથા જ્ઞાન· યુક્ત પંડિત છીએ. તાત્પર્ય સમજાવતા સ્થવિરોએ કહ્યું, અમે દીયમાન વસ્તુને દત્ત, પ્રતીગૃહ્યમાણ વસ્તુને પ્રતિગૃહીત અને નિસૃજ્યમાન વસ્તુને નિસૃષ્ટ માનીએ છીએ, તેથી પાત્રમાં પડતી વસ્તુને વચ્ચે કોઈ અપહરી લે તો તે વસ્તુને અમે અમારી માનીએ છીએ, દાતાની નહીં તેથી અમે અપાયેલી દત્ત વસ્તુને જ ગ્રહણ કરનારા છીએ. કેમ કે–દીયમાનકાળ ભલે વર્તમાન રહ્યો હોય અને દત્તકાળ ભૂતકાળ ભલે રહે તો એ બનેનો અભેદ માનીને જ સસારનો વ્યવહાર ચાલે છે અને ચાલશે. કેમકે દાતાને દેવાનો ભાવ છે, ગ્રાહકને ગ્રહણ કરવાનો ભાવ છે. દાતા માણુસ ગ્રાહકને દેવાની કલ્પનાથી દેવાની ક્રિયા કરી રહ્યો હોય છે, જ્યારે લેવાવાળો દાતા પાસેથી લેવાની ભાવાનાથી લેવાની ક્રિયા કરી રહ્યો હોય છે આ પ્રમાણે સંસારનો વ્યવહાર પ્રાયઃ કરીને બંને કાળને અભેદ માનવાથી સુચારૂ રૂપે ચાલે છે માટે દીયમાન વસ્તુ અદત્ત કહેવાતી નથી પણ દત્ત જ કહેવાશે અને અમે જૈન મુનિએ દત્ત–દીધેલું જ લઈએ છીએ, તેને તમે હે આર્યો ! બરાબર સમજો.

આ વાતના અનુસંધાનમાં સ્થવિર મુનિઓએ અન્ય તીર્થિકોને કહ્યુ ' તમારા સિદ્ધાંત પ્રમાણે જ દીયમાન વસ્તુ અદત્ત કહેવાય

છે, તેથી તમે જ અદત્ત વસ્તુના ભક્ષક છો માટે અસંયત અને અવિરત છો."

ત્યારપછી તે આર્યોએ સ્થવિરોને આ પ્રમાણે કહ્યું કે હે મુનિઓ! તમે મન-વચન-કાયાથી પ્રાણાતિપાતનુ સેવન કરનારા હોવાથી અસંયત છો, યાવત્ બાળ છો. સ્થવિરોથી કારણુ પૂછાયેલા તેઓએ કહ્યું 'તમે જૈન મુનિઓ એક સ્થાનેથી બીજા સ્થાને જતાં-આવતાં પૃથ્વીના જીવોને

अभिहणइ-દબાવો છો, તમારા પગથી તેમને આઘાત કરો છો.

वत्तेह-પગના આઘાતથી તેમના ચૂરેચૂરા કરો છો.

लेसेह-પગથી ચગદો છો.

सघाएह-પગથી તેમને ઘસો છો, સઘર્ષિત કરો છો.

सघट्टेह-અહીં તહીંથી તેમને એકત્ર કરો છો

परितावेह-તેમને પરિતાપ આપો છો

किलामेह-તેમને દુઃખી કરો છો.

उवदवेह-અને તે જીવોને મારી નાંખો છો

આ પ્રમાણે પૃથ્વીકાયિક જીવોને તમે મારી નાખનારા છો. માટે અસંયત યાવત્ બાળ છો

જવાબ આપતા સ્થવિરોએ કહ્યું કે 'અમે પૃથ્વીકાયિક જીવોને દબાવતા નથી. યાવત્ મારતા નથી, કેમકે :-અમે જે ગમનાગમન કરીએ છીએ તે કેવળ સર્વથા અનિવાર્યરૂપે મળ-મૂત્રના ત્યાગ, અથવા ગ્લાન-બાળ-વૃદ્ધ મુનિ આદિનુ વૈયાવચ્ચ, બીજા જીવોના ઊપદ્રવ સમયે અર્થાત જલકાય કે ત્રસકાય જીવોના

સંરક્ષણરૂપ સંયમની આરાધના માટે જ એક સ્થાનથી બીજા સ્થાન તરફ, એક દેશથી બીજા દેશ તરફ જઈએ છીએ, ત્યાં અથવા બીજે ગમે ત્યાં પણ પાણી–વનસ્પતિ તથા બીજા કોઈ પણ સચિત્ત પદાર્થનો સ્પર્શ સુધાં પણ અમે કરતા નથી અને જે ધોરી માર્ગ હોય છે ત્યાંથી અમે જઈએ છીએ કેમ કે તે રસ્તે પૃથ્વીકાયિક જીવો હોતા નથી

અણખેડાયેલી પૃથ્વી સર્વથા સચિત્ત હોવાથી ત્યાં અમે પગ પણ મૂકતા નથી મળ–મૂત્ર ત્યાગતા નથી કે બીજુ કોઇ જાતનું પાણી પણ અમે ફેંકતા નથી. ચાલીએ છીએ ત્યારે હલકો પગ મૂકીને તથા ઇર્યાસમિતિ એટલે બન્ને આંખોનો ઉપયોગ મૂકીને જ્યાં એક પણ નાનો મોટો જંતુ ન હોય તેવી રીતે ચાલીએ છીએ, માટે અમારા ગમનાગમનથી કોઇ પણ જીવ મરતો નથી, દબાતો નથી અને પરિતાપ પણ પામતો નથી.

અમે જ્યારે સંયમ સ્વીકારીએ છીએ, ત્યારે અરિહંત ભગવંતોની તથા ગુરુ મહારાજાઓની સાક્ષીએ મન–વચન–કાયાથી કરણ–કરાવણ તથા અનુમોદનથી પૃથ્વીકાય જીવોના હનનરૂપ પ્રાણાતિપાતનો સર્વથા ત્યાગ કરીએ છીએ. અને તેમ કરીને સત્તર ભેદે અણિશુદ્ધ સંયમનું પાલન કરીએ છીએ. આ કારણે અમે પ્રાણાતિપાતાદિ પાપોનો ત્યાગ કરેલો હોવાથી તથા લીધેલી પ્રતિજ્ઞા બરાબર પાળતા હોવાથી જૈન મુનિઓ જ સંયત, વિરત અને પ્રતિહત પાપકર્મવાળા હોઈએ છીએ.

હે તાપસો ! તમે તેવા નથી જ તે નક્કી જાણજો. કેમ કે તમારા સિદ્ધાંતમાં જીવોનુ સ્વરૂપ જ સ્પષ્ટ નથી. તેમના સંયમની રૂપરેખા નથી. તેવી રીતે ઈર્યાસમિતિ આદિની ટ્રેઇનિંગ પણ નથી.

જૈન મુનિઓનો સ્પષ્ટ જવાબ સાંભળ્યા પછી હતાશ થયેલા અન્ય તીર્થિકોએ સ્થવિરોને કહ્યું કે, તમે જૈન મુનિઓ ગમ્યમાન (જ્યાં જવાનું હોય) વ્યતિક્રમ્યમાન (જે રસ્તાને ઓળંગવો હોય) તેને અગત અને અવ્યતિક્રાત માનો છો રાજગૃહ નગરમાં પહોચવાની ઇચ્છાવાળાને તમે લોકો તે નગરને અસંપ્રાપ્ત માનો છો.

જવાબમાં સ્થવિરોએ કહ્યું કે : અમે લોકો ગન્તવ્ય સ્થાનને ગત, વ્યતિક્રમ્યમાણ સ્થાનને વ્યતિક્રાંત અને રાજગૃહી નગર તરફ પ્રસ્થાન કરેલાને રાજગૃહ સંપ્રાપ્ત માનીએ છીએ.

અરે તાપસો ! વ્યવહારની ભાષા પણ તમે સાંભળી છે ?

"નીચેથી મેડા ઉપર જનાર માણસ હજી તો પહેલે પગથીએ પગ જ મૂકતો હોય છે તો ય આપણે કહીએ છીએ કે 'તે માણસ મેડા ઉપર ગયો છે', મેડો હજી સંપ્રાપ્ત નથી તો પણ તમે અને અમે બોલીએ છીએ અને ભાવ સમજી લઇએ છીએ. નિરક્ષર પણ આ વ્યવહાર તો સાચો માને છે"

રાજગૃહી નગરીમાં પહોચતા હજી બે ત્રણ દિવસ લાગવાના છે તો એ કોઇ પણ બીજાને પૂછે છે "ફલાણા ભાઇ ક્યા ગયા ? ત્યારે સૌ કોઇ એક જ જવાબ આપે છે કે તે ભાઈ રાજગૃહી ગયા છે.

આ પ્રમાણે સ્થવિર જૈન મુનિઓએ અન્ય તીર્થિકોને નિરુત્તર કર્યા અને ગતિપ્રપાત નામનાં અધ્યયનની પ્રરૂપણા કરી.

## ગતિપ્રપાત અધ્યયન :

જવાબ આપતાં ભગવતે કહ્યું કે ગતિપ્રપાત પાંચ પ્રકારે છે, તે આ પ્રમાણે :

૧ પ્રયોગગતિ, ૨ તતગતિ, ૩ બંધન છેદગતિ, ૪ ઉપપાત-ગતિ, ૫ વિહાયોગતિ.

૧ પ્રયોગગતિના પંદર ભેદ છે.

૪ મનોયોગ, ૪ વચનયોગ, ૭ કાયયોગ

આ પ્રમાણે મન, વચન અને કાયાના વ્યાપારને યોગ કહે છે. તેની ગતિ પ્રવૃતિનું નામ પ્રયોગગતિ છે, સારાંશ કે સત્યમનો-યોગ આદિ વ્યાપાર દ્વારા મન-વચન અને કાયાના પુદ્ગલોની જે ગતિ થાય તે પ્રયોગગતિ છે.

૨. તતગતિ–એટલે વિસ્તીર્ણ ગતિ, જેમ બીજે ગામ જવાને માટે કોઈ માણસ પોતાના સ્થાનેથી રવાને થાય છે, અને ગંતવ્યસ્થાને જલ્દી પહોંચવા માટે રસ્તામાં પોતાની ગતિને ઝડપી કરે તે તતગતિ કહેવાય છે

૩ બંધનછેદગતિ–કર્મોના બંધનનો અભાવ થયે છતે જે ગતિ થાય તે બંધનછેદગતિ છે. આવી ગતિ જીવમુક્ત શરીરની કે શરીરમુક્ત જીવની થાય છે.

૪. ઉપપાતગતિ-ત્રણ પ્રકારે છે. ક્ષેત્રગતિ, ભવગતિ અને નોભાવગતિ નારક, તિર્યંચ, મનુષ્ય, દેવ કે સિદ્ધના જીવનો જે ક્ષેત્રમાં ઉત્પાદ થવાનો હોય, તે ક્ષેત્રપર્યંતનું તેમનુ ગમન ક્ષેત્રોપપાતગતિ કહેવાય છે નારકાદિ જીવોની પોતાના ભવમાં ઉત્પાદ રૂપ ગતિને ભવોપપાતિ ગતિ કહેવાય છે

સિદ્ધ અને પુદ્દગલનું ગમન નોભવોપપાત છે.

બાકીનું પ્રજ્ઞાપના સૂત્રના ૧૬માં પ્રયોગપદથી જાણવું.

આઠમો ઉદ્દેશો સમાપ્ત.



# શતક આઠમું : ઉદ્દેશક–૯

## ગુરુ આદિના પ્રત્યનીકો :

આનાથી પહેલાના ઉદ્દેશામાં સ્થવિર ભગવંતોના પ્રત્યનીક તરીકે અન્ય યૂથિકોને કહ્યાં છે.

ત્યારે આ ઉદ્દેશામાં આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, ગતિ, શ્રુત આદિના પ્રત્યનીકોનું વર્ણન છે. પ્રત્યનીક એટલે પ્રતિ સૈન્ય.

જેમ એક દેશના રાજાનો બીજા દેશનો રાજા અને એક દેશના સૈનિકનો બીજા દેશનો સૈનિક શત્રુ હોય છે. તેમ આધ્યાત્મિક જીવન મહાદુષ્કર હોવાના કારણે તેમના પણ પ્રત્યનીકો વિદ્યમાન જ હોય છે. રાજગૃહીનગરીમાં ગૌતમ-સ્વામીએ ભગવાનને પૂછ્યું કે 'હે પ્રભો! પંચ મહાવ્રતધારી ગુરુ ભગવંતોના પ્રત્યનીકો કેટલા કહ્યાં છે?'

જવાબમાં ભગવાને કહ્યું કે હે ગૌતમ! તેમના પ્રત્યનીકો ત્રણ પ્રકારે કહ્યાં છે તે આ પ્રમાણે :–

આચાર્ય પ્રત્યનીક, ઉપાધ્યાય પ્રત્યનીક, સ્થવિર પ્રત્યનીક.

આચાર્ય ભગવંતો તીર્થંકરોની ગેરહાજરીમાં જૈન શાસનના રાજા સમાન હોય છે. આખાય જૈન સમાજના યોગક્ષેમની સુરક્ષા તેમના ઉપર હોવાથી શાસનના સ્તંભ સમાન છે. સૂત્રાર્થોના વ્યાખ્યાતા હોય છે. ઉપાધ્યાય ભગવંતો આચાર્ય મહારાજની આજ્ઞાનુસાર મુનિઓને પઠન–પાઠન કરાવનાર તેમજ ચતુર્વિધ સંઘને શૈથિલ્યથી દૂર રાખનારા હોય છે તેમજ સૂત્રોના દાતાર હોય છે.

સ્થવિર ભગવંતો ત્રણ પ્રકારે હોય છે.

(૧) સાઠ વર્ષની ઉંમરના હોય તે જાતિ સ્થવિર.

(૨) સમવાયાંગ સૂત્રના ધારક તે શ્રુત સ્થવિર. અને

(૩) દીક્ષાના વીશ વર્ષના પર્યાયવાળાને પર્યાય સ્થવિર કહેવાય છે.

આ પ્રમાણે જૈન શાસનના માલિક જેવા આચાર્ય, ઉપાધ્યાય અને સ્થવિર ભગવંતોના પ્રત્યનીકો—

ગૃહસ્થ વેષધારી અને મુનિ વેષધારી પણ હોય છે. જેઓ તે મહાપુરુષોના જાતિ, કુળ, આદિને લઈ અથવા એકાદ પ્રમાદ કે ભૂલને આગળ કરી તેમની નિંદા, અવર્ણવાદ કરનારા હોય છે, તેમની સમીપે રહ્યા છતા પણ પોતાના આચાર્ય ઉપાધ્યાય અને સ્થવિરોની સેવા અને વૈયાવચ્ચ આદિ સત્કર્મોથી દૂર રહે છે. મતલબ કે બીજાઓને વૈયાવચ્ચ આદિના પાઠો ભણાવવા હોય અથવા વ્યાખ્યાનની પાટ ઉપરથી સંઘને ગુરુવિનય આદિ ધર્મો બતાવવામાં ઘણા જ હુશિયાર અને વાદ ચતુર હોય છે પણ પોતાને ગુરુદેવની સેવા કરવી હોય, વૈયાવચ્ચ કરવી હોય, તેમના હાથ પગ દબાવવા હોય અથવા તેમના ઠલા માત્રાની ક્રિયાઓમાં કંઈક કરવુ પડતું હોય ત્યારે તે ગુરુપ્રત્યનીકો કંઈપણ કરી શકતા નથી અને દૂર બેઠાબેઠા જ તે ગુરુદેવોનો કઇને કઇ અવર્ણવાદ જ બોલતા હોય છે. પોતાના આચાર્ય ઉપાધ્યાય અને સ્થવિરો પ્રત્યે અહિતકારી, છિદ્રાન્વેષી અને સર્વથા પ્રતિકૂલ વર્તન જ કરનારા હોય છે. મુનિવેષમાં રહેલા, બહારથી ગૃહસ્થોની સામે થોડુંઘણું કંઇક કરનારા, પરંતુ અંદરખાનેથી ગુરુઓની સાથે દ્રોહાત્મક વર્તન કરનારા શિષ્યોએ બીજાઓને દશ પ્રકારના

વૈયાવચ્ચમાં રહેલી સૂક્ષ્માતિસૂક્ષ્મ ખુબીઓ દ્વારા થતી લબ્ધિઓનું વર્ણન કરવામાં ખૂબ વાક્ચાતુરી કેળવી લીધી હોય છે, પણ પોતાના જીવનમાં વિદ્યાદાતા ગુરુ તથા દીક્ષાદાતા ગુરુ અને સાધુધર્મમાં સ્થિરકર્તા ગુરુઓ પ્રત્યે રતિમાત્ર પણ વૈયાવચ્ચ ધર્મની સેવના કરી શકતા નથી નિંદા કર્યાનું મહાપાપ બીજા શ્રોતાઓને બરાબર સમજાવી શકતા હોય છે, પણ પોતે પોતાના ગુરુઓની નિંદાથી દૂર રહેતા નથી હોતા.

આ પ્રમાણે મુનિવેષમાં રહેલા હોવા છતાં પણ ભગવતી સૂત્રકારે તેમને ગુરુપ્રત્યનીક કહ્યા છે. જે ગુરુની પાસે ભાવપૂર્વક દીક્ષા સ્વીકાર્યા પછી પણ પોતાના અંગત સ્વાર્થના કારણે ગુરુ શિષ્યની આંખો લડી પડે છે ફળસ્વરૂપે પ્રત્યનીક (દ્રોહી) બનેલા શિષ્ય ગુરુથી વિરૂદ્ધ ચાલે છે અને સમાજને તથા પોતાના અંગત જીવનને પણ હાનિ પહોંચાડે છે કેમ કે ગુરુદ્રોહ મહા પાપ છે.

ગતિ પ્રત્યનીક :—એટલે ગતિને આશ્રયી પ્રત્યનીકો ત્રણ પ્રકારે છે: ઈહલોક પ્રત્યનીક, પરલોક પ્રત્યનીક, ઉભયલોક પ્રત્યનીક.

ઇહલોક પ્રત્યનીક :—એટલે મહા પુણ્યયોગે મળેલી પાંચે ઇન્દ્રિયોને સંયમમાં રાખીને તે દ્વારા ઘણા આધ્યાત્મિક કાર્યો કરી લેવા જોઈતાં હતાં, કેમ કે આત્મકલ્યાણ સાધવાને માટે ઇન્દ્રિયો પણ સાધન છે. સ્વાધ્યાયબળ દ્વારા આત્મવશ બનેલી ઇન્દ્રિયો સાધકની ઈષ્ટ સાધનામાં સહાયક બનવા પામે છે. અન્યથા બળજબરીથી ઇન્દ્રિયોને મારી નાખવા માત્રથી પાપોના દ્વાર બંધ થતા નથી. ઘણીવાર આપણે જાણીએ છીએ કે, ઇન્દ્રિયોને બાહ્ય દૃષ્ટિથી મૌન આપેલું હોવા છતાં પણ સાધક પોતાના સિદ્ધિના સોપાનો એક પછી એક સર કરી શકતો નથી

અને પ્રકારાન્તરે પણ અધઃપતનના ઊંડા ખાડામાં પડીને પોતાનો નાશ કરે છે. કેમ કે બાહ્ય ઇન્દ્રિયો નહીં હોવા છતા પણ અંધા, બહેરા, મૂંગા, બોબડા તથા હાથ-પગના લુલા લંગડા માણસોને આપણે પાપ કાર્યોમાં મસ્ત બનેલા જોઇએ છીએ. માટે "સ્વાધ્યાયબળ, તપ અને જપના સુગમ માર્ગે પ્રસ્થાન કરેલી આભ્યન્તર ઇન્દ્રિયો જ બાહ્ય ઇન્દ્રિયોને કંટ્રોલમાં રાખવા માટે સમર્થ બને છે, પૂર્ણ સમર્થ બને છે"

આભ્યન્તર ઇન્દ્રિયોને સુસંસ્કારી મન સ્વાધીન કરે છે. તથા સંયમધારી આત્માને આધીન મન હોય છે આમ મોક્ષમાર્ગનો સરળ માર્ગ વિદ્યમાન હોવા છતાં પણ કેટલાક અજ્ઞાનીઓ પોતાની ઇન્દ્રિયોને બળજબરીથી વશમાં લેવા માટે પંચાગ્નિ તપ આદિ નિરર્થક અને કષ્ટસાધ્ય માર્ગને અપનાવીને મોક્ષ મેળવવા માટે દ્વાર જેવા મનુષ્યભવને ઉંધે માર્ગે લઇ જઈ આ લોકના તેઓ પ્રત્યનીક બનવા પામે છે.

યદિ મનમાં સંયમ નથી, ઇન્દ્રિયો સ્વવશ નથી, આત્મામાં અજ્ઞાન છે તો નેતીધોતી, પ્રાણાયામ ઊંધેમાથે લટકવાનું કે પદ્માસને બેસવાનું પણ તે આત્માને માટે નિરર્થક સાબીત થશે અને તેમ થતાં તેવા સાધકો પોતાના ભવને બગાડનારા બનશે.

**૨. પરલોક પ્રત્યનીક :**

બળજબરી પૂર્વક ઇન્દ્રિયોને સ્વાધીન કરવાનો માર્ગ જેમ નિષ્કંટક નથી, તેમ અજ્ઞાન, મોહ અને માયાને વશ થઇ ઇંદ્રિયોના સર્વથા ગુલામ બની જનાર સાધક પરલોક પ્રત્યનીક છે, એટલે કે પોતાનો આવતો ભવ પણ બગાડી રહ્યો છે. કેમકે માનવ શરીરરૂપી ભાડાના મકાનથી પોતાના આત્માની વિશેષ સાધના

કરવી જરૂરી હતી પણ ઇન્દ્રિયોના ગુલામ બની જઈ તે સાધક આ ભવ માટેની મોજમઝા ભલે માણી લેશે. પણ પરલોકને તો એવી રીતે બગાડશે જેને લઈ લાખો ભવ સુધી પણ માનવ-શરીર પામવું અતિ દુર્લભ બનશે.

ઇન્દ્રિયોની ગુલામી સ્વીકારનાર માનવ સર્વથા પરાધીન છે, પરતંત્ર છે. જ્યારે ઇન્દ્રિયોને જ ગુલામ બનાવનાર માનવ સર્વથા સ્વાધીન છે, સ્વતંત્ર છે.

"સ્વ" એટલે આત્મા અને "તંત્ર" એટલે આધીન જે ભાગ્યશાળી પોતાની ઇન્દ્રિયોને અને મનને આત્મવશ કરશે તેજ સાચો સ્વતંત્ર છે. "सा विद्या या विमुक्तये" તેજ સાચી વિદ્યા છે, જે મુક્તિને અપાવે.

અહીં મુક્તિનો અર્થ સીધેસીધો મોક્ષ કરવાની ઉતાવળ કરવી નહીં, પણ દુષ્ટ અને દુરાચાર માર્ગે સંચાર કરનારી ઈન્દ્રિયોથી તથા મનથી પોતાના આત્માને મુક્ત કરે તે વિમુક્તિ છે.

અનાદિકાળથી આપણો આત્મા ઈન્દ્રિયોને આધીન બન્યો છે. માટે તેનું જ્ઞાન અને વિજ્ઞાન પણ આહાર–મૈથુન–પરિગ્રહ અને ભય સંજ્ઞાનો જ પોષક રહ્યો છે, કેમ કે જે આહાર સંજ્ઞાનો ગુલામ છે તે મૈથુન સંજ્ઞાનો પણ ગુલામ છે

જે મૈથુન સંજ્ઞાથી વાસિત છે તે પરિગ્રહ સંજ્ઞાને કંટ્રોલમાં કરી શકે તેમ નથી, અને જ્યાં પરિગ્રહ સંજ્ઞા હોય ત્યાં ભય સંજ્ઞાની હાજરી નકારી શકીએ તેમ નથી.

દેવદુર્લભ મનુષ્ય અવતારને મેળવી ચૂકેલા ભાગ્યશાળીએ એ સમજવું જોઇએ કે ઉપરની ચારે સંજ્ઞા તો પશુઓમાં અને

પક્ષીઓમાં પણ હોય જ છે, માટે જ પશુ સદૈવ વિવેકહીન જ રહે છે. માનવ શરીર પ્રાપ્ત કરીને પણ માનવ યદિ આહાર-મૈથુન-પરિગ્રહ અને ભય સંજ્ઞા ઉપર આધીનતા મેળવવા માટે ટ્રેનિંગ ન લઈ શક્યો તો માનવનું જીવન પણ વિવેકભ્રષ્ટ બનવા પામશે અને વિવેકભ્રષ્ટોનું અધઃપતન સર્વથા અનિવાર્ય છે

## ઇન્દ્રિયો દુર્જય શા માટે?

અનાદિ કાળથી મોહ-માયા અને કામદેવના કુસંસ્કારોમાં પોષાયેલી ઇન્દ્રિયો અને મનના માલિકોના શરીરમાં રહેલા સાતે ધાતુઓ પણ અશુદ્ધ અને પાપકર્મોને પોષણ કરીને તેની ઉત્તેજના કરનારા જ હોય છે. આવી પરિસ્થિતિમાં અર્થાત્ દુર્વાસનાપૂર્વકના ઇન્દ્રિયોના ગુલામો ભલે બદામનો શીરો અને ઘરના આગણે બાંધેલી ગાય-ભેંસના દૂધ-દહીં અને મલાઇઓ ખાતા હોય, કે ઘરના ખેતરમાં પાકેલા ગેંહુ, ચણા, બાજરી આદિના રોટલા ઘીમાં ડુબાડી ડુબાડી ખાતા હોય તો યે સારામાં સારા ખોરાકમાંથી બનેલો રસ અને રસમાંથી બનેલા લોહી, માંસ, હાડકા, મેદ, મજ્જા અને શુક્ર (વીર્ય) પણ સર્વથા તામસિક અને રાજસિક જ બનવા પામશે. શ્રાદ્ધગુણ વિવરણ-કાર તો ત્યા સુધી કહે છે કે જેમ ક્રોધના આવેશમાં ખાધેલો સારામાં સારો ખોરાક પણ માણસને કે તપસ્વીને પણ ક્રોધી બનાવ્યા વિના રહેતો નથી, તેમ કામચેષ્ટા, ગંદી ભાવના અને કામુકરસમાં તરબોળ બનીને કરાયેલો સારામાં સારો ખોરાક પણ માણસને કામુક જ બનાવશે.

આવા પ્રકારના અત્યંત કામુક બનેલા મા-બાપોના શુક્ર અને રજથી આપણું શરીર ( પિંડ ) બનેલું હોય છે. તેમનાં

સાતે ધાતુઓના કુસંસ્કારો તેમના પુત્રો કે પુત્રીઓમાં પણ આવ્યા વિના રહેતા નથી, કેમ કે સંતાન માત્રનું શરીર માની કુક્ષિમાં જ રચાયેલું હોવાથી માતાનું તામસિક અને રાજસિક રજ અને પિતાનું દુરાચારી સંસ્કારને પામેલું વીર્ય જ મુખ્ય કારણ બનીને તેવા પ્રકારની ચેષ્ટાઓ કરાવવાનું કામ કરે છે. પારણે ઝુલતાં સાવ નાના હજારો બાલુડાઓને જોયા પછી જ અનુમાન કરતાં વાર નથી લાગતી કે આટલી નાની વયે તેમનામાં આવા કુસંસ્કારો ક્યાંથી આવ્યા ?

જે સંતાનોના માતા પિતાઓ પૌષધ-પ્રતિક્રમણ તથા નાની મોટી તપશ્ચર્યાઓ કરતાં હોય છે છતાંય તેમના બાળકોને કુસંસ્કારવાળા જોઈએ છીએ ત્યારે માનવું જ પડશે કે કથિત ધર્મ કરનારા પણ પોતાના આન્તર જીવનને શુદ્ધ તથા પવિત્ર બનાવવા માટે બેધ્યાન જરૂર રહ્યા છે. તેના જ પરિણામે તેમના સંતાનો જૂઠ-પ્રપંચ અને દુરાચારના શોખીન બનવા પામ્યા છે. યદ્યપિ જન્મ લેનારા જીવોમા આરાધના ( પુરુષાર્થ ) બળ કાચું હોવાના કારણે પૂર્વભવીય સંસ્કારોની કલ્પના કરવી ખોટી નથી. છતાંએ આવા જીવો આવી રીતના કુસંસ્કારી માતા પિતાઓને ત્યાં જન્મ લે છે, તેમાં પોતાનું ઉપાદાન જેમ કુસંસ્કારી હોય છે તેમ તેમના માતા પિતાઓનું કુસંસ્કારી જીવન અને તેમનાં રજ-શુક્રમાં રહેલા કુસંસ્કારો જે નિમિત્ત કારણો છે તે અત્યંત બળવાળા હોવાથી જન્મ લેનારા સંતાનને પણ સુસંસ્કારી બનવા દેતા નથી.

ભણીગણીને બહુ જ હોંશિયાર બની ગયેલા તેમજ હજારોનું રંજન કરવાની તાકાતવાળા તેમજ પારકાઓને સલાહ દેવામાં ખૂબ સારી રીતે ડહાપણ ધરાવનારા આપણે પોતે જ આપણા

આન્તર જીવનનું જો નિરીક્ષણ કરીએ તો આપણુને પણ નવાઈ લાગે છે કે બીજાઓને સદાચાર દેખાડનારો હું કેટલો દુરાચારી? દાનેશ્વરીની પ્રશંસા કર્યા પછી પણ મારી કેટલી કંજુસાઈ? સમતા ભાવનો ઉપદેશ દેનારો હું પોતે આટલો ક્રોધી? તપશ્ચર્યાઓનો ઉપદેષ્ટા હું પોતે કેટલો ખાઉધરો? સંઘનો મહિમા ગાયા પછી મેં પોતે સંઘને હાનિ કેટલી પહોંચાડી છે? ત્યાગધર્મની ચરમસીમા દેખાડ્યા પછી પણ મારો એકલાનો પરિગ્રહ કેટલો?

ઇત્યાદિ અગણિત વાતોનું નિરીક્ષણ કરતાં આપણુને લાગશે કે આવું શી રીતે બને છે? મનને ખૂબ જ સમજાવ્યા પછી જ્યારે આવું બને છે ત્યારે આપણા પૂર્વભવીય સંસ્કારોની અને માતા પિતાઓના કુસંસ્કારોની તાકાતનું માપ કાઢતાં વાર લાગતી નથી.

ઘણીવાર ઇન્દ્રિયોને અને મનને આધીન નહીં થવાની આત્મિક તૈયારી કર્યા પછી પણ અમુક આછા-પાતળા નિમિત્તો મળતાં જ આપણા મનમાં શૈથિલ્ય (ઢીલાશ) આવતાં ઈન્દ્રિયોની ગુલામી ફરીથી સ્વીકાર કરીને અપકૃત્ય કરી બેસીએ છીએ અને ત્યાર પછી લમણે હાથ દઈ પસ્તાવો કરીએ છીએ

આમ આખી જીંદગી ઇન્દ્રિયોની ગુલામી છોડી શક્યા નથી અને મગરના આંસુ જેવો પસ્તાવો પણ છોડ્યો નથી અને ભવ પૂરો થયો આ પ્રમાણે ઇન્દ્રિયોના ૨૩ વિષયમાં આસક્ત બનેલા જીવો પરલોક પ્રત્યનીક કહેવાય છે, એટલે કે પોતાનો આવતો ભવ બગાડનારા છે.

(૩) **ઉભયલોક પ્રત્યનીક :** એટલે આ ભવ અને પરભવને બગાડનારાઓનો સમાવેશ આમાં થાય છે.

માનવ માત્રનું જીવન પોતાના પૂર્વભવમાં કરેલા પાપકર્મો અને પુણ્યકર્મોને આધીન છે. ત્યારે જ લાખો માણસોને આપણે જોઈએ છીએ કે—

(૧) તનતોડ પ્રયત્ન કરવા છતાં પણ દાળ-રોટી મેળવી શકતા નથી.

(૨) વિવાહિત જીવન માટેની ઝંખના છતાં, લગ્નગ્રંથીથી જોડાઈ જવાની શક્યતા પણ ઘણાઓમાં જોવાતી નથી.

(૩) માંડેલા ગૃહસ્થાશ્રમમાં દિવાળીના દીવા લગાડવા જોઈતા હતાં પણ આવડતના અભાવમાં આખુંએ જીવન કલેશ કંકાસની હોળીમાં નેસ્ત નાબુદ થયું.

(૪) અર્થ અને કામના ભોગવટાથી આશીર્વાદ મેળવવા જોઈતા હતાં પણ જીવનના પ્રારંભકાળમાં થયેલી ભૂલોના અભિશાપે વૃદ્ધાવસ્થા અત્યંત રોગિષ્ઠ અને આર્ત્તધ્યાનમય બનાવી દીધી.

(૫) અરિહંતોની ઉપાસના તો દૂર રહી, પરંતુ પાપોદયના કારણે કામદેવની ઉપાસનામાં જ જીવનધન બરબાદ થયું.

(૬) લક્ષ્મીદેવીના અભાવમાં આખુંએ જીવન વનવગડાના રોઝ જેવું રહ્યું. સંસારભરની અસહ્ય વેદના ભોગવતા વૃદ્ધ થયાં. આકાશ સામે મીટ માંડી યૌવનકાળ પૂરૂં થયું. રોષ અને ક્રોધ જ જીવનમાં શેષ રહ્યાં.

કુટુંબી, મિત્રજન યાવત્ સ્વસ્ત્રીનો પણ આદર મેળવી શક્યો નથી. ઇત્યાદિક સંતાપોથી આખુંએ શરીર અને જીવન સંતપ્ત રહ્યું. આ બધાએ પાપકર્મોના ફળો છે જેમાં લાખો-કરોડો માનવો રીબાઈ રહ્યાં છે.

આનાથી વિપરીત પુણ્યકર્મોનો ઉદય જ્યારે હોય છે ત્યારે માનવને મનગમતાં ભોજન, વસ્ત્ર, ઔષધ અને સ્ત્રી-પુત્ર પરિવારની પ્રાપ્તિ થાય છે. ઈત્યાદિક ચક્ષુપ્રત્યક્ષ પ્રસંગોને જોયા પછી સહૃદય માણસ અનુમાનથી પણ જાણી શકે છે કે મનુષ્ય અવતાર, માનવતા, ખાનદાન જીવન સાથે જૈન ધર્મના સંસ્કારો મેળવવા માટે આપણે પૂર્વભવમાં

(૧) અરિહંતોને પાંચે આંગળીએ પૂજ્યા હશે

(૨) પંચ મહાવ્રતધારી સાધુ-સાધ્વીની ભક્તિ ઊભે પગે કરી હશે, તેમજ તેમને ગોચરી પાણી માટે ઘરો દેખાડવા પગોનો ઉપયોગ કર્યો હશે.

(૩) વર્ષીતપ, વર્ધમાનતપ આદિની નાની મોટી તપશ્ચર્યાઓ સાથે જીવનમાં સંવરધર્મની આરાધના કરી હશે.

(૪) સામાયિક-પ્રતિક્રમણ દ્વારા હજારો ક્ષુદ્ર જંતુઓને અભયદાન આપ્યું હશે.

(૫) દીન-દુઃખી અનાથોને ભોજન, પાણી, ઔષધ અને વસ્ત્રો આપ્યા હશે.

(૬) સાધુ-સાધ્વીઓને ભણાવવા માટે પંડિતોની વ્યવસ્થા કરી હશે-કરાવી હશે.

ઈત્યાદિક સુકૃત્યો દ્વારા ઉપાર્જન કરેલા પુણ્યના સંભારથી મેળવેલા મનુષ્ય અવતારને સંસારની માયામાં લુબ્ધ બની માણસ ફરીથી ઉભયલોક ભ્રષ્ટ થાય છે.

અર્થાત્ ચૌર્યકર્મ, મૈથુનકર્મ અને પરિગ્રહ આદિ કર્મો વડે ઇન્દ્રિયોના વિષયોને સાધવામાં તત્પર થયેલો માનવ પોતાનો

આ ભવ અને પરભવ પણ બગાડે છે. સારાંશ કે વ્યાપારમાં ચોરી, ખોટા તોલમાપ, વ્યાજના ગોટાળા કરે છે, ગમે તેમ પૈસાવાળો થઇને મનગમતા ખાનપાન કરૂં તેવી વૃત્તિ અને પ્રવૃત્તિને વધારનારો ઇન્સાન ઉભયલોક પ્રત્યનીક છે.

સાધુસમૂહ પ્રત્યનીક ત્રણ પ્રકારના હોય છે :

કુલપ્રત્યનીક, ગણપ્રત્યનીક અને સંઘ પ્રત્યનીક.

એક આચાર્ય ભગવંત પાસે જે મુનિઓ રહેલા હોય તે કુલપ્રત્યનીક કહેવાય છે. જેમ ચાન્દ્રકુલ આદિ.

આવા ત્રણ કુલ મળીને એક ગણ થાય છે અર્થાત્ ત્રણ આચાર્ય ભગવંતો અને તેમની આજ્ઞામાં રહેલા મુનિ વર્ગને ગણ કહેવાય છે. જેમ કૌટિક ગણ આદિ.

અને સમ્યગ્દર્શન-જ્ઞાન અને ચારિત્ર ગુણોથી વિભૂષિત સર્વે કુલો, સર્વે ગણોના બધાએ આચાર્યો અને તેમની આજ્ઞામાં રહેલા સાધુ સાધ્વીઓ-શ્રમણ સંઘ. શ્રાવક શ્રાવિકાઓ-શ્રાવક સંઘ. મતલબ કે અરિહંતોના શાસનને માન્ય કરનારા છત્રીસ ગુણોના ધારક બધાએ આચાર્ય ભગવંતોના સમુદાયને સંઘ કહેવાય છે.

ગુણ ગરિષ્ઠ, કુલ, ગણ અને સંઘના અવર્ણવાદ બોલવા, પરસ્પર કલેશ કરાવવો, સંઘના ભાગલા પડાવવા તે સાધુસમૂહ-પ્રત્યનીક કહેવાય છે. પંચમ આરો અને હુંડા અવસર્પિણી હોવાના કારણે સાતિશય જ્ઞાનીઓની વિદ્યમાનતા નહી હોવાથી મતિભેદ થતા સમાચારી જુદી જુદી હોઈ શકે છે. વિધિ વિધાનો પણ પૃથક્ પૃથક્ હોઈ શકે છે કોઈક સમયે બધા આચાર્યો એક સ્થળે ભેગા થઇને પણ પાછા પોતાના મુનિઓને લઈ જુદા

જુદા વિચરી શકે છે. મતિજ્ઞાનની દુર્બલતા હોવાના કારણે કદાચ કોઈક સમયે પરસ્પર વિચાર ભેદ થવાની પણ શક્યતા હોઈ શકે છે. અને પાછા तत्वतु केवलिगम्यं....ના તાત્પર્યે પરસ્પર મિથ્યાદુષ્કૃતં દઈ એક પણ થઇ જાય છે. આવી વિકટ પરિસ્થિતિમાં પણ પંચમ આરાના દોષે સમુદાયમાંથી કોઈ એકાદ મુનિ કે પદવીધર હઠાગ્રહી, વિતંડાવાદી, મિથ્યાભિમાની, ગુરુદ્રોહી પોતાની બોલકણી શક્તિ વડે આખા સંઘમાં મતભેદ કરાવે, સંઘને તોડાવે, મુનિઓને આપસમાં લડાવે, સાધ્વી સંસ્થાના બે ભાગલા કરાવે, શ્રીમંતોને તથા ટ્રસ્ટીઓને પરસ્પર વૈરઝેર કે સમ્યક્ત્વ-મિથ્યાત્વને ચકાવે ચઢાવીને તેમને પોતાના હાથા બનાવી મંદિરો કે ઉપાશ્રયોના નામે ભગાણ પડાવે, પાઠશાળાઓના પંડિતોને પોતાના દલાલ બનાવી તેમની દ્વારા સંઘની વ્યવસ્થામાં તોફાન કરાવે.

' तत्वतु केवलिगम्यं 'ના બદલે ' तत्वतु मद् गम्ययं 'ના ઉઠા ભણાવીને ગૃહસ્થોની ભાવુકતાનો દુરુપયોગ કરાવી સંઘ વ્યવસ્થાને છિન્નભિન્ન કરાવે તો ભગવતીસૂત્રના મતે કુલ, ગણ અને સંઘના પ્રત્યનીક કહેવાશે.

સ્વકલ્પિત સિદ્ધાંતો કદાચ સાચા પણ હોઇ શકે છે. તથાપિ તે તત્વો યદિ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવ સાથે અસંબંધિત હશે તો પણ તેને માટે કદાગ્રહમાં તણાઈ સંઘનો વિદ્રોહ કરવો તે પાપ છે કેમ કે તે સંઘપ્રત્યનીક બને છે.

છેવટે સંઘસત્તા સર્વોપરી સત્તા હોવાથી તેને અખંડ રાખવામાં જ માનવ અને સમાજનું કલ્યાણ છે.

અનુકંપ્ય પ્રત્યનીક ત્રણ પ્રકારના હોય છે. તપસ્વી પ્રત્યનીક, ગ્લાનપ્રત્યનીક અને શૈક્ષપ્રત્યનીક. તપસ્વી એટલે ક્ષપક સાધુ.

ગ્લાન એટલે રોગઆદિથી પીડિત બીમાર સાધુ, શૈક્ષ–નવી દીક્ષા લીધેલ મુનિ.

આ ત્રણે મુનિઓ ભક્તિને યોગ્ય છે માટે અનુકંપ્ય છે. તેમની ભક્તિ કરવામાં અને કરાવવામાં દોષાદિને પ્રકટ કરી તેમને અંતરાય કરવો તે રૂપ. અનુકંપ્ય પ્રત્યનીક કહેવાય છે.

હવે સૂત્રને આશ્રયી પ્રત્યનીકો ત્રણ છે.

સૂત્ર પ્રત્યનીક, અર્થ પ્રત્યનીક, તદુભય પ્રત્યનીક.

સૂત્ર પ્રત્યનીક એટલે સમ્યગ્‌જ્ઞાનના ખજાના રૂપ જૈન શાસનનાં મૂળ સૂત્રો પ્રત્યે અસદ્‌ભાવ રાખવા, અને છતી શક્તિએ સૂત્રોને ભણવાનો પ્રયાસ ન કરવો તથા ભણેલા સૂત્રો ભૂલી જવું તે સૂત્ર પ્રત્યનીકતા છે.

અર્થ પ્રત્યનીક–વંદિતુ આદિ પ્રતિક્રમણ સૂત્રો અને જીવ-વિચારાદિ પ્રકરણગ્રંથો ગોખી લીધા છે પણ તેનો ભાવ. અને ભાવાર્થ સમજવામાં બેદરકાર છે તે અર્થ પ્રત્યનીકતા છે.

તદુભય પ્રત્યનીક–સૂત્રો અને અર્થો ઉપર બેદરકાર રહેનારને તદુભય પ્રત્યનીક છે.

આ પ્રમાણે ભાવ પ્રત્યનીક ત્રણ પ્રકારના છે

જ્ઞાન પ્રત્યનીક, દર્શન પ્રત્યનીક, ચારિત્ર પ્રત્યનીક. અહીં ભાવ એટલે પર્યાય અને પ્રશસ્ત તથા અપ્રશસ્ત બંને પર્યાયો જીવમાં હોય છે. ક્ષાયિક જ્ઞાનાદિ ભાવ જે પ્રશસ્ત પર્યાય છે, તેના પ્રત્યે ઉદાસીનતા રાખવી તે ભાવ પ્રત્યનીકતા છે.

જેમ કે પ્રાકૃત ભાષામા સૂત્રો કોણે રચ્યા ? દાન વિનાના ચારિત્રનું શુ પ્રયોજન છે ? ઇત્યાદિ.

## પાંચ પ્રકારનો વ્યવહાર :

પ્રશ્ન—એ જ પ્રત્યનીકો યદિ પોતાની મેળે સમજીને પોતાનો ધર્મ સમજી લે અને ગુરુ ,આદિને મિચ્છામિ દુક્કડં આપી ફરીથી તેનું પુનરાવર્તન ન કરે તો તે મુનિને ભગવતી સૂત્રકારે આરાધક કહ્યો છે. આવા આરાધક મુનિનો વ્યવહાર કેવો હોય છે? અને તે કેટલા પ્રકારનો છે?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે, વ્યવહાર પાંચ પ્રકારના છે તે આ પ્રમાણે:—

આગમ વ્યવહાર, શ્રુત વ્યવહાર, આજ્ઞા વ્યવહાર, ધારણા વ્યવહાર અને જીત વ્યવહાર.

મોક્ષ મેળવવાની ઇચ્છાવાળો મુનિ સંયમી, મહાવ્રતધારી કે નિગ્રંથ કહેવાય છે. દ્રવ્ય અને ભાવથી ગૃહસ્થાશ્રમનો સંપૂર્ણ ત્યાગી બનેલા તે મુનિનો વ્યવહાર ગૃહસ્થને યોગ્ય હોઈ શકે જ નહીં. કેમ કે પાપોના દ્વાર જેમનાં ઉઘાડા હોય તે ગૃહસ્થાશ્રમી છે અને તે પાપોના દ્વાર જેમણે બંધ કર્યા છે તે સયમી કહેવાય છે. તેથી ગૃહસ્થાશ્રમીની જેમ ખાવું, પીવું, ઉઠવુ, બેસવું, બોલવું, લખવું આદિ વ્યવહારને સંયમધારી સ્વીકારી શકે તેમ નથી અને પ્રમાદવશ જો રાખવા જાય છે તો તેના સંયમમાં દૂષણોની પરંપરા જ વધવા પામશે પરિણામે ભાવ સંયમથી તેનું પતન થશે. ત્યારે ભાવ સંયમી મુનિનો વ્યવહાર કેવો હોય? તેની વિચારણા ભગવતી સૂત્રમાં છે.

એક તીર્થંકરથી બીજા તીર્થંકરની વચ્ચે પણ અવિચ્છિન્ન રૂપે રહેલી શ્રમણસંસ્થાને બધા સમયે કેવળજ્ઞાની, ચારજ્ઞાની,

ચતુર્દશ પૂર્વધારી આદિનો સંપર્ક મળી શકતો નથી, તેમ શ્રુતનો પણ સહવાસ બરાબર મળતો નથી.

ત્યારે જે પુણ્યવંતા સંયમધારીને કેવળજ્ઞાનીની નિશ્રા પ્રાપ્ત થઈ છે, તેઓએ કેવળજ્ઞાન રૂપ આગમનો વ્યવહાર કરવો, જેમને કેવળજ્ઞાની નથી મળ્યા તેઓ ક્રમે ચાર જ્ઞાનવાળા, ત્રણ જ્ઞાન-વાળા, ચતુર્દશપૂર્વી, દશપૂર્વી અને નવપૂર્વી મહાપુરૂષોનો આગમ વ્યવહાર પાળવો તે આગમ વ્યવહાર કહેવાય છે.

**શ્રુતવ્યવહાર**—જેમના ભાગ્યમાં કેવળી આદિનો આગમ વ્યવહાર નથી રહ્યો, તેમને તીર્થંકર પ્રરૂપિત અને ગણધરરચિત આચારાંગસૂત્ર આદિ શ્રુતગ્રંથોની અનુસારે પોતાનો વ્યવહાર કરવો અર્થાત્ પોતાના સંયમની શુદ્ધિ માટે આચારાંગ આદિ સૂત્રોને ભણવાં, ભણાવવાં, વિચારવા અને તે શ્રુતના અનુસારે એટલે કે શ્રુતસિદ્ધાંતના અનુસારે પોતાનો વ્યવહાર બનાવીને સંયમમાર્ગને શુદ્ધ કરવો.

આચારાંગાદિ સૂત્ર પ્રમાણે પોતાની પ્રવૃત્તિ અને નિવૃત્તિનો વ્યવહાર કરે તે શ્રુતવ્યવહાર કહેવાય છે. યદ્યપિ નવ, દશ, એકાદશ અને ચતુર્દશ પૂર્વમાં પણ શ્રુતત્વ વિદ્યમાન જ છે. તો પણ તે પૂર્વો અતીન્દ્રિય પદાર્થોના જ્ઞાનમાં વિશિષ્ટ હેતુરૂપ હોવાથી તે સાતિશય જ્ઞાનસંપન્ન છે માટે કેવળજ્ઞાનીની જેમ તે આગમ છે અને આચારાગાદિ સૂત્રો શ્રુત છે.

**આજ્ઞાવ્યવહાર**—જેમને શ્રુતવ્યવહાર પણ મળ્યો નથી તેમને ગીતાર્થો પાસેથી જેવી આજ્ઞા મળી હોય તે પ્રમાણે પોતાનો વ્યવહાર કરવો. મતલબ કે દૂર દેશમાં રહેલા ગીતાર્થો પાસેથી

શિષ્યો દ્વારા જે આજ્ઞા મળી હોય તે અગીતાર્થીએ પાળવી તથા અતિચારોની શુદ્ધિ કરવી તે આજ્ઞાવ્યવહાર કહેવાય છે.

**ધારણાવ્યવહાર**—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરી ગીતાર્થે જે દોષની જે રીતે શુદ્ધિ કરી હોય તે પ્રમાણે યાદ રાખીને વૈયાવચ્ચ કરનારને પ્રાયશ્ચિત આપવું તે ધારણા-વ્યવહાર છે.

**જીતવ્યવહાર**—પ્રાયશ્ચિત આપતાં સામેવાળાઓનું સંહન-બળ તથા તેમનું ધૈર્ય આદિ જોઈ તપાસીને પ્રાયશ્ચિત આપવું તે જીતવ્યવહાર છે.

આ પ્રમાણે રાગદ્વેષના ત્યાગપૂર્વક પોતાને જેવા પ્રકારનો વ્યવહાર મળ્યો હોય તેવા વ્યવહારને કરતો આરાધતો મુનિ આરાધક થાય છે. પાંચે વ્યવહારમાં પૂર્વે પૂર્વેના વિશેષ બલ-વાન છે. જેમ કે જીત કરતાં ધારણા, તેના કરતાં આજ્ઞા, તેનાથી પણ શ્રુત અને તેનાથી પણ કેવળજ્ઞાનનો વ્યવહાર શ્રેષ્ઠ છે.

## ઐર્યાપથિકબંધ :

ગૌતમસ્વામીના પૂછવાથી ભગવાને કહ્યું કે, હે ગૌતમ! બંધ બે પ્રકારના છે ઐર્યાપથબંધ અને સાંપરાયિકબંધ. ઈર્યા એટલે ગમન અને તેને માટે પંથ એટલે રસ્તો તેને ઈર્યાપથ કહેવાય છે. મતલબ કે રાગ દ્વેષ વિનાના જે ભાગ્યશાળીઓ છે તેમને પણ મન-વચન અને કાયાના યોગો હોવાથી માનસિક, વાચિક અને કાયિક વ્યાપાર (ગમન) કરવો પડે છે અને જ્યા ક્રિયા છે ત્યાં કર્મ છે. આ કર્મનો બંધ બે પ્રકારે હોય છે જે યોગના વ્યાપારમાં કોઈ પણ જાતનો રાગ નથી, દ્વેષ નથી,

મોહ નથી, તે બંધ ઐર્યાપથ કહેવાય છે અને જેમાં રાગ દ્વેષની માત્રા રહેલી હોય છે, તે સાંપરાયિક બંધ કહેવાય છે.

આ પ્રશ્નોત્તરમાં વિશેષ રૂપે ઐર્યાપથની ચર્ચા છે.

૧૧મે ગુણુઠાણે રહેલા ઉપશાંત મોહવાળા.

૧૨મે ગુણુઠાણે રહેલા ક્ષીણુ મોહવાળા.

૧૩મે ગુણુઠાણે રહેલા કેવળી ભગવંતો.

આ પ્રમાણે ઉપરના ત્રણે ગુણુઠાણે જ આ ઐર્યપથિક કર્મનો બંધ હોય છે. આનાથી નીચેના ગુણઠાણે આ કર્મ બાંધવાની યોગ્યતા નથી.

માટે નરકના જીવો, તીર્યંચો, તીર્યંચ સ્રીઓ, બધાએ દેવો અને દેવીઓ આ કર્મને બાંધતા નથી, પરંતુ પૂર્વપ્રતિપન્ન ભાગ્યશાળી મનુષ્યો અને મનુષ્યસ્રીઓ આ કર્મને બાંધે છે.

પ્રતિપદ્યમાન્ એટલે આ કર્મબંધનના પહેલા સમયમાં વર્તનારા.

૧. મનુષ્ય બાંધે છે.

૨. મનુષ્ય સ્રી બાંધે છે.

૩. મનુષ્યો બાંધે છે.

૪. મનુષ્ય સ્રીઓ બાંધે છે.

૫. મનુષ્ય અને મનુષ્ય સ્રી બાંધે છે.

૬. મનુષ્ય અને મનુષ્ય સ્રીઓ બાંધે છે.

૭. મનુષ્યો અને મનુષ્ય સ્રી બાંધે છે.

૮. મનુષ્યો અને મનુષ્ય સ્રીઓ બાંધે છે.

ઐર્યાપથિક કર્મને શું ?

૧. સ્ત્રી બાંધે? ૨. પુરૂષ બાંધે? ૩. નપુંસક બાંધે? ૪. સ્ત્રીઓ બાંધે? ૫. પુરૂષો બાંધે? ૬. નપુંસકો બાંધે? ૭. અથવા નો સ્ત્રી, નો પુરૂષ, કે નો નપુંસક બાંધે ?

ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે હે ગૌતમ! પહેલાના છ પ્રકારના જીવો વેદોદય કર્મવાળા પણ હોઈ શકે છે. માટે તેઓ ઐર્યાપથિક કર્મના બંધક નથી. પરંતુ પૂર્વ પ્રતિપન્નને આશ્રયી વેદરહિત જીવો બાંધે છે કેમ કે કેવળીઓ ક્ષીણમોહી અને સયોગી બને પ્રકારના હોવાથી પૂર્વ પ્રતિપન્ન જીવો ઘણા હોય છે માટે બહુવચનમાં વાત કરી છે. પ્રતિપદ્યમાનમાં વેદરહિત જીવ અથવા વેદરહિત જીવો આ કર્મને બાંધે છે.

પ્રશ્ન–હે પ્રભો! વેદરહિત જીવો ઐર્યાપથિક કર્મને બાંધે છે તો શું ?

૧. સ્ત્રી પશ્ચાત્કૃત અવેદક જીવ બાંધે ?
૨. પુરુષ પશ્ચાત્કૃત અવેદક જીવ....
૩. નપુંસક પશ્ચાત્કૃત અવેદક જીવ
૪. સ્ત્રી પશ્ચાત્કૃત અવેદક જીવો બાંધે ?
૫. પુરૂષ પશ્ચાત્કૃત અવેદક જીવો
૬. નપુંસક પશ્ચાત્કૃત અવેદક જીવો બાંધે ?

(એક સંયોગી ૬ ભેદ)

૧. અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત અને પુરુષ પશ્ચાત્કૃત જીવ ?
૨. અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત અને પુરુષ પશ્ચાત્કૃત જીવો ?

૩. અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત જીવો અને પુરુષ પશ્ચાત્કૃત જીવ ?
૪. અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત જીવો અને પુરુષ પશ્ચાત્કૃત જીવો ?
૫ અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત જીવ અને નપુંસક પશ્ચાત્કૃત જીવ
૬. અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત જીવ અને નપુંસક પશ્ચાત્કૃત જીવો ?
૭. અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત જીવો અને નપુંસક પશ્ચાત્કૃત જીવ ?
૮ અવેદક સ્ત્રી પશ્ચાત્કૃત જીવો અને નપુંસક પશ્ચાત્કૃત જીવો
૯. પુરૂષ અથવા નપુંસક પશ્ચાત્કૃત અવેદક
૧૦. પુરૂષ પશ્ચાત્કૃત અવેદક જીવ અને નપુંસકો
૧૧. પુરૂષ પશ્ચાત્કૃત જીવો અને નપુંસક પશ્ચાત્કૃત જીવ
૧૨. પુરૂષો અને નપુંસકો પશ્ચાત્કૃત અવેદક.

( દ્વિક સંયોગી ૧૨ ભેદ )

૧. પુરુષ સ્ત્રી નપુંસક પશ્ચાત્કૃત અવેદક ?
૨. પુરુષ સ્ત્રી નપુંસકો ,, ,, ?
૩. પુરુષો સ્ત્રી નપુંસક ,, ,, ?
૪. પુરુષ સ્ત્રીઓ નપુંસકો ,, ,, ?
૫. પુરુષો સ્ત્રીઓ નપુંસકો ,, ,, ?
૬. પુરુષ સ્ત્રીઓ નપુંસક ,, ,, ?
૭. પુરુષો સ્ત્રીઓ નપુંસક જીવ
૮. પુરુષો સ્ત્રીઓ નપુંસકો પશ્ચાત્કૃત અવેદક ?

( ત્રિક સંયોગી ૮ ભેદ )

આમ ૨૬ ભેદે ઐર્યાપથિક કર્મ બંધાય છે.

પશ્ચાત્કૃત અવેદક એટલે શું ?

પહેલાં જેમને પુરુષવેદનો કે સ્ત્રીવેદનો કે નપુંસકવેદનો અનુભવ કર્યો હોય અને પછીથી દીક્ષિત થઈ વેદ રહિત થયેલા જીવોને.

૧. પુરુષ પશ્ચાત્કૃત અવેદક

૨. સ્ત્રી પશ્ચાત્કૃત અવેદક

૩. નપુસંક પશ્ચાત્કૃત અવેદક કહેવાય છે.

પ્રશ્ન—હે પ્રભો ! ઐર્યાપથિક કર્મનો બંધ ભૂતકાળમાં કોઇએ કર્યો છે ? વર્તમાનકાળમાં કરે છે ? ભવિષ્યકાળમા કરશે ? આ પહેલો ભાંગો થયો, બીજા પણ ભાગા નીચે પ્રમાણે થશે.

૧. કર્યો છે ? કરે છે ? કરશે ?

૨ કર્યો છે ? કરે છે ? નહીં કરે ?

૩. કર્યો છે ? કરતો નથી ? કરશે ?

૪. કર્યો છે ? કરતો નથી ? નહીં કરે ?

૫. નથી કર્યો ? કરે છે ? કરશે ?

૬. નથી કર્યો ? કરે છે ? નહીં કરે ?

૭. નથી કર્યો ? કરતો નથી ? કરશે ?

૮. નથી કર્યો ? કરતો નથી ? નહિ કરે ?

આ પ્રમાણેના ઉપરના આઠે વિકલ્પો ભવાકર્ષની અપેક્ષાએ જાણવા.

અનેક ભવોમાં ઉપશમ શ્રેણીની પ્રાપ્તિ થયે ઐર્યાપથિક કર્મને ગ્રહણ કરવા તે ભવાકર્ષ કહેવાય છે. આઠ વિકલ્પોને જરા વિસ્તારથી જાણી લઈએ.

(૧) અવેદક (વેદત્વ વિનાનો) જીવે પૂર્વભવમાં કોઈક સમયે મોહનો ઉપશમ થયે છતે ઐર્યાપથિક કર્મનો બંધ કર્યો હતો. આ ચાલુ ભવમાં મોહનો ઉપશમ થયે ફરીથી બંધ કરે છે, અને ભવિષ્યમાં પણ મોહની ઉપશાન્તતામાં બંધ કરશે.

(૨) કોઈ જીવે પૂર્વભવમાં ૧૧મે ગુણઠાણે આવ્યા પછી બંધ કર્યો. ૧૨મે ક્ષીણમોહ અવસ્થામાં પણ કરે છે પણ શૈલેશી અવસ્થામાં બંધ કરતો નથી

(૩) પૂર્વભવમાં બંધ કર્યો, પરંતુ ૧૧મા ગુણઠાણાથી નીચે ઉતરી જવાથી બંધ કરતો નથી, પરંતુ પછીથી પુનઃ કરશે.

(૪) શૈલેશી અવસ્થા પહેલા કર્યો, પછી કરતો નથી અને ભાવીમા પણ કરશે નહીં.

(૫) પૂર્વના કોઈપણ ભવે મોહકર્મનો ઉપશમ કરવા જેટલી ક્ષમતા ન હોવાના કારણે ઐર્યાપથિક કર્મ બંધ કર્યો નથી પણ ચાલુ ભવમા પોતાના પુરુષાર્થ બળે ઉપશાતતા થઈ અને બંધ કર્યો અને ભવિષ્યમાં પણ કરશે.

(૬) પૂર્વભવમાં કર્યો નથી અને ચાલુ ભવમાં મોહની ક્ષીણ અવસ્થામા કરી રહ્યો છે. ભવિષ્યમાં કરવાની જરૂરત નથી.

(૭) ભવ્ય જીવની અપેક્ષાએ પહેલા કર્યો નથી, અત્યારે કરતો નથી પણ ભવિષ્યમાં કરવાની શકયતા છે.

(૮) અભવ્ય આત્માની અપેક્ષાએ મોહને ઉપશાન્ત કર્યો નથી, વર્તમાનમાં મોહરૂપી મદમસ્ત હાથીને કંટ્રોલ કરવાની ક્ષમતા નથી, અને ભવિષ્યમાં પણ એ શક્તિ આવવાની નથી માટે ઐર્યાપથિક બંધનો માલિક અભવ્ય હોઇ શકે નહીં

નવગ્રૈવેયેક દેવલોક મેળવવો સુલભ છે, સામાન્ય દેવ અવતાર મેળવવો વધારે સુલભ છે મનુષ્ય અવતારમાં પણ રાજા-મહારાજા, શેઠ-શાહુકારો બનીને લાખો-કરોડો અને અઢળક હીરા-મોતીના ઝવેરાતો ભેગા કરવા તેમજ મોટી સત્તાઓ દ્વારા હજારો-લાખોને મૃત્યુના મુખમાં ધકેલવા સાથે જીવનમાં તોફાની તત્વ પ્રાપ્ત કરવું ઘણું જ સરળ અને સુગમ છે. પરંતુ પોતાના આત્માને કંટ્રોલ કરી સમયે સમયે ઉત્પન્ન થતાં કામ ક્રોધ મોહ અને લોભ નામના ગુંડાઓને મારી ભગાડવા ઘણું જ કઠણ છે. પોતાની ધર્મપત્નીઓને લાખો રૂપીયાના આભૂષણોથી તેમજ બંગલાઓને લેટેસ્ટ ફેશનેબલ બનાવવામા કેવળ વિજળીના ચમકારા જેવું ક્ષણસ્થાયી પુણ્યકર્મ જ કામ કરી રહ્યું હોય છે. જ્યારે ભવભવાતરના ઉપાર્જન કરેલા પાપકર્મોથી ભારી બનેલા પોતાના આત્માને સુધારવા માટે મોહકર્મનો ઉપશમ કરવો અત્યંત કઠણ માર્ગ છે, જે સૌને માટે સુગમ નથી.

હવે ગ્રહણાકર્ષ (એક જ ભવમા ઐર્યાપથિક પુદ્ગલોને ગ્રહણ કરવા રૂપ)ની અપેક્ષાએ પણ પૂર્વ પ્રમાણે આઠ વિકલ્પો સમજવા અને ઘટાડવા. આ ઐર્યાપથિક બંધ સાદિ સપર્યવસિત જ હોય છે અને સર્વ દેશથી સંપૂર્ણ રૂપે બંધાય છે.

સાંપરાયિક કર્મનો બંધ કોણ કરે ?

બધાયે નારકો, તિર્યંચો, તિર્યંચ સ્ત્રીઓ, બધા દેવો અને

બધી દેવીઓ નિયમા સાંપરાયિક કર્મના માલિકો છે. જ્યારે મનુષ્યો અને મનુષ્યસ્ત્રીઓ કષાયપૂર્વક હોય છે ત્યારે તે નિયમા બંધ કરે છે. તેમ તે સવેદ હોવાથી પણ કર્મને બાંધે છે અને કષાય તથા વેદ વિનાના મનુષ્યો તેમજ મનુષ્યસ્ત્રીઓ આ કર્મના બંધક નથી.

ત્રણે વેદકર્મની ઉપશાન્તિમાં અથવા ક્ષીણતામાં જ્યાં સુધી યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી અપગત વેદવાળો નોપુરુષ, નોસ્ત્રી અને નોનપુંસક પણ આ કર્મનો બંધક હોય છે.

સંસારી જીવ જ્યાં સુધી યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત કરતો નથી, ઉપશમ કે ક્ષપક પણ બન્યો નથી ત્યાં સુધી નિયમા તે જીવાત્મા આ કર્મનો માલિક છે.

એટલે કે સાંપરાયિક કર્મનો બંધ કરતો જ રહે છે વર્તમાનમાં પણ કરે છે અને ભવિષ્યમાં પણ કરશે. મોહકર્મનો ક્ષય થયા પહેલા ભૂતકાળમાં જીવે આ કર્મનો બંધ કર્યો છે, વર્તમાનમાં કરે છે અને ભાવીમા મોહક્ષય થયે બાંધશે નહીં

ઉપશાંત મોહ પહેલા જીવે કર્મ બાંધ્યું છે. ઉપશાંત થયા પછી બાંધતો નથી, પણ મોહની ઉપશાંત અવસ્થાથી ચ્યુત થઈ જાય ત્યારે બધ કરશે. અનાદિ કાળથી સાંપરાયિક કર્મનો માલિક હોવાથી ભૂતકાળમાં બાંધ્યુ છે, વર્તમાનકાળમાં જ્યારે મોહનો ક્ષય થાય છે ત્યારે બાધતો નથી અને ભાવીમાં પણ બાંધશે નહીં.

ઉપશાંત મોહવાળો બનીને તેનાથી ચ્યુત થઇ જાય, પાછો ફરીથી તે જીવ ઉપશાન્ત કે ક્ષય દશાને પામે છે તે અપેક્ષાએ આ કર્મ સાદિ સપર્યવસિત બંધ કહેવાય છે અભવ્ય જીવની

અપેક્ષાએ અનાદિ અનંત છે. ક્ષપકની અપેક્ષાએ અનાદિ સપર્યવસિત છે, પણ સાદિ અપર્યવસિત ભાંગો નથી. આત્મા પોતાના સંપૂર્ણ દેશથી સંપૂર્ણરૂપે સાંપરાયિક કર્મ બાંધે છે

## પરિષહ સંબંધી વક્તવ્યતા :

**પ્રશ્ન**—હે ભગવન્! કર્મો કેટલા પ્રકારના છે?

જવાબમાં ભગવાને કહ્યું કે, કર્મો આઠ પ્રકારે છે. તે આ પ્રમાણે :—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય.

રાગદ્વેષના ભારથી ભારી થયેલો આત્મા અનાદિ કાળથી કર્મોના ચક્કરમાં ફસાયેલો છ. આમ તો આત્માનો પ્રતિસમયનો એકે એક અધ્યવસાય એકે એક કર્મ જ છે. પણ તે બધાએ અધ્યવસાયોનો આઠેમાં સમાવેશ થઈ જવાની કર્મોની સંખ્યા આઠ છે.

આ કર્મો જેમ પ્રતિસમયે બંધાય છે અને ભવભવાતરમાં કરેલા પ્રારબ્ધ કર્મો ઉદયમાં આવતા રહે છે જેમ દોરી પર લટકાયેલા કપડા ઉપર નવી ધૂળ લાગતી જાય છે અને જુની ધૂળ પોતાની મેળે ખરતી પણ જાય છે, તેમ કર્મોના ઉદયે આત્માની પરિસ્થિતિ પણ તેવા પ્રકારે થઈને સુખ-દુઃખ આવ્યા કરે છે

કર્મસત્તા ત્રિકાળાબાધિત સર્વતંત્રસ્વતંત્ર હોવા છતાંય વૈરાગ્યરાજાની છાવણીમાં પ્રવેશેલો પંચમહાવ્રતધારી મુનિ ગુરુની આજ્ઞામા રહીને આ કર્મસત્તા સાથે જબરદસ્ત રણમેદાન રમે છે અને એક સમય એવો પણ આવી જાય છે કે કર્મોના એકે

એક પરમાણુને આત્માના પ્રદેશોથી અલવિદા લેવી પડે છે. ત્યાર પછી આત્મા પોતાના મૂળ સ્વભાવમાં આવે છે અને નિરંજન નિરાકાર, શુદ્ધસ્વરૂપી અર્હંત, સર્વજ્ઞ, દેવાધિદેવ તીર્થંકર ભગવાન પરમાત્મા પરમેશ્વર બને છે.

હે પ્રભો ! પરિષહો કેટલા છે ? જવાબમાં ભગવાને બાવીશની સંખ્યામાં પરિષહો કહ્યાં છે.

સંયમમાર્ગમાં આગળને આગળ વધતો આત્મા પોતાના સંયમમાર્ગથી ડગે નહીં અને કર્મોના ચૂરેચૂરા કરી નાખે તે માટે ઉદયમા આવેલી અથવા જાણી બુઝીને ઉદયમાં લાવેલી વિટંબનાઓને સહન કરે તેને પરિષહો કહેવામા આવે છે. આત્મા ચાહે ગમે તેવી સ્થિતિમા હોય તો ય ઉપાર્જન કરેલા પ્રારબ્ધકર્મોનો ઉદયકાળ તો સર્વથા નિશ્ચિત જ છે.

જ્ઞાનારણીય કર્મોના ઉદયે આત્મા પોતે પોતાની અનઆવડતના કારણે બીજાઓ દ્વારા અપમાનિત તિરસ્કારિત અને હસનીય બનીને વારવાર દુઃખી બને છે.

વેદનીય કર્મોના કારણે કોઇક સમયે પરાધીન બન્યા છતા ભૂખ્યો, તો બીજા સમયે તરસ્યો ઠંડીની મોસમમાં ધ્રુજતો, ગરમીમા હેરાન પરેશાન થતો રહે છે અને દુઃખો સહન કરે છે.

મોહનીય કર્મના ઉદયે કોઈક સમયે ક્રોધી બનીને બીજાઓના પ્રેમથી વંચિત રહે છે, માની બનીને મિત્રોને પણ દુશ્મન બનાવે છે, માયાવી બનીને સગા કુટુબીઓનો પણ વિશ્વાસઘાતનું પાપ માથા ઉપર વહોરી લે છે અને લોભી બનીને બીજાઓના હાથે માર
ચથી

પોતપોતાના કર્મોને ભોગવતો અને પુનઃ પુનઃ નવીન કર્મોને ઉપાર્જન કરતો રહે છે

જ્યારે સંયમધારી આત્મા કર્મોના ઉદયને સમ્યગ્જ્ઞાન દ્વારા કેળવાયેલી પોતાની આત્મશક્તિ વડે તે તે દુઃખોને જાણી બુઝીને સહન કરે છે.

સારાશ કે અજ્ઞાની આત્મા દુઃખી-મહાદુ.ખી બનીને કર્મોને ભોગવે છે, ત્યારે સયમધારી આત્મા હસતે મોઢે મારા જ કર્મો મારે ભોગવવાના છે એમ જાણી બુઝીને કર્મોને ભોગવે છે, અને તેના ચક્રમાથી છૂટી અનંત સુખોને મેળવવાને માટે પોતાની શક્તિનો વિકાસ વધારતો જાય છે જેલમાં પડેલો ચોર ભૂખે મરે છે, લુખા-સુકા ટૂકડા ખાય છે, જમીન પર સૂવે છે, બ્રહ્મચર્ય પાળે છે તથા દાઢી-મૂછ કે માથા પરના વાળ વધી ગયા છે તો ય ન છૂટકે સહન કરે છે અર્થાત્ ઇચ્છા નથી તો ય ભૂખે મરવું પડે છે. નથી ભાવતું તો ય લુખા-સુકા રોટલા ખાવા પડે છે, ફરજિયાત બ્રહ્મચર્ય પાળવું પડે છે, ઊંઘ નથી આવતી તો ય જમીન પર સૂવા સિવાય બીજો માર્ગ નથી, દાઢી-મૂછના વાળ નથી ગમતા પણ બીજો ઉપાય કયો? આ પ્રમાણે અનિચ્છાએ પણ દુઃખોની પરપરા ભોગવવી પડે છે.

ત્યારે સયમી આત્મા ઉપર પ્રમાણેના દુઃખોને સંયમની સમજદારીપૂર્વક હસતા હસતા ભોગવશે. માટે એક સરખી ક્રિયાઓ હોવા છતા પણ ચોર કરતા સયમધારી હજાર વાર વંદનીય છે. જગતને માટે વારવાર પ્રશંસનીય છે.

પોતાના સયમમાર્ગને બાધા થાય તેવા પ્રકારના આહાર, પાણી, સ્ત્રી, ચર્યા, સંથારા, કપડા આદિ પદાર્થો મળવા છતા પણ તેને ઠોકરાવી દેશે અને પોતાના સયમની રક્ષા કરશે.

રણમેદાને ચઢેલો સૈનિક શત્રુ સૈન્યને પરાજિત કરી જેમ વિજયમાળા મેળવે છે, તેમ આત્મસંયમી પણ મોહરાજાના એક પછી એક સુભટને પછાડતો અને પોતાના સંયમની રક્ષા કરતો મોક્ષ ભણી આગળ વધે છે, અને મુક્તિકની(કન્યા)ની વરમાળા પહેરે છે. હવે પરિષહોના સ્વરૂપને જાણીએ:—

(૧) દિગિછા પરિષહ–એટલે ભૂખ પરિષહ—તપના પારણે અથવા ક્ષુધા વેદનીયના પ્રબળ ઉદયે ગોચરી ( ભિક્ષા ) નીકળેલો સાધુ સંયમને દુષણ લગાડે તેવો અનેષણીય, સચિત આદિ દૂષણોથી યુક્ત આહાર નહીં લેતા, સર્વથા નિર્દોષ આહારનુ ગ્રહણ કરશે અને ક્ષુધાવેદનીય કર્મને સહન કરશે પણ દૂષિત આહાર સ્વીકારશે નહીં

(૨) પિપાસા પરિષહ—ખૂબ તરસ લાગવા છતાં પણ સાધક કુવા–વાવડી કે વરસાદનુ પાણી ગ્રહણ કરશે નહીં અને ગૃહસ્થને ત્યાં ત્રણવાર ઉકાળા આવેલું પાણી લેવાનો આગ્રહ રાખીને પોતાના સંયમમાં સ્થિર રહેશે

(૩) શીત પરિષહ—ભયંકર ઠંડીમા પણ પોતાના સંયમની રક્ષાર્થે અગ્નિ, સગડી, તાપ અથવા પડિલેહન કર્યા વિનાના કપડાઓને ઈચ્છશે નહીં.

(૪) ઉષ્ણુ પરિષહ—ગરમીમાં પણ સર્વથી કે દેશથી સ્નાનને નહી ઈચ્છતો મુનિ સમભાવે રહેશે અને ઉષ્ણુતાથી કંટાળી જઇને ઠંડી હવાના સ્થાનને પણ ઈચ્છશે નહીં

(૫) દંશ–મશક પરિષહ—ચતુરિન્દ્રી પ્રાણી વિશેષ ડાંસ, મચ્છર, માખી, જૂ, માકડ આદિના ઉપસર્ગને સહન કરતો મુનિ તે ક્ષુદ્ર જંતુઓ શરીરને વ્યથા ઉત્પન્ન કરે છે; તે

પણ તેમના નિવારણ માટે પ્રયત્ન કરે નહીં તેમ તેમનાથી ભય પણ પામે નહીં અને તેમના પ્રત્યે દ્વેષ પણ લાવે નહીં.

(૬) અચેલ પરિષહ–કોઈક સમયે વસ્ત્રનો અભાવ હોય, અથવા જીર્ણપ્રાય વસ્ત્ર મળે તો પણ લજ્જા પામે નહીં દૈન્ય લાવે નહીં. બીજા વસ્ત્રની આકાંક્ષા પણ કરે નહીં.

(૭) અરતિ પરિષહ–મોહનીય કર્મથી ઉત્પન્ન થયેલો માનસિક વિકાર ભલભલાને પણ ચલાયમાન કરવા સમર્થ હોય છે પરંતુ આત્મકલ્યાણનો સાધક તેવા અરતિ એટલે માનસિક ખેદને ઉત્પન્ન કરાવનારા સ્થાનોમા રહીને પણ સ્વસ્થ રહે છે અરતિને પણ માનસિક જીવન માટેની ટ્રેનીંગ સમજીને સ્થિર રહે. કેમકે સાધકમાત્ર સમજે છે કે અશુભ પુદ્ગલો, અણગમતી ખાનપાનની સામગ્રી, રહેઠાણો આદિ સ્વતઃ જડ છે તો તે જડ પદાર્થો ઉપયોગવંત મારા આત્માને શું કરવાના છે? એમ સમજીને અરતિ સ્થાનો પ્રત્યે દ્વેષ લાવ્યા વિના સમતાભાવમાં રહે છે.

(૮) સ્ત્રી પરિષહ–વ્યવહારમાં રહેતાં, અથવા એકાંતે રહેતાં કદાચ કોઈ સ્ત્રી દુરાચારભાવથી સાધક પુરૂષને, અથવા દુરાચારભાવથી કોઇ પુરુષ સાધક સ્ત્રીને વ્યભિચાર માટે આમંત્રણ આપે, તો પણ સાધક પોતાના સંયમમાર્ગ માટે તેને કંટક સમાન સમજીને તેને ઠોકર મારે અને પોતાના સંયમની રક્ષા કરે. કેમ કે બ્રહ્મચર્યસાધના જ ગુરૂકુલવાસ છે અને ગુરૂકુલવાસ જ બ્રહ્મચર્ય છે, જે સાધક માત્રને માટે અનિવાર્ય છે.

(૯) ચર્યા પરિષહ–સંયમધારીને રાગ અને દ્વેષને માટે એક ગામથી બીજે ગામ અને એક દેશથી બીજા દેશમાં જવું સર્વથા હિતાવહ છે. તેમ કરતાં કદાચ વિહારના કષ્ટો આવે

તો ય તેને સહન કરે કેમ કે ગ્રામાન્તર કે દેશાન્તર સંયમની શુદ્ધિને માટે છે તથા વિહારના કષ્ટોથી કંટાળીને એક સ્થાને જ રહેવું તે અસંયમ છે.

(૧૦) નૈષેધિકી પરિષહ—ઉત્તમ સ્વાધ્યાયને માટે શૂન્યગૃહ તથા શ્મશાન ભૂમિમાં કદાચ સમય પસાર કરવો પડે અને ત્યાં જે કંઇ ઉપસર્ગ આવે તેને ખેદ લાવ્યા વિના સહન કરે—અત્રસ્ત રહે

(૧૧) શય્યા પરિષહ—શય્યા એટલે વસતિ. સાધુને રહેવાનું સ્થાન કદાચ પ્રતિકૂળ પણ હોઈ શકે છે. તો પણ મનમાં દુઃખ ન લાવે.

(૧૨) આક્રોશ પરિષહ—ગોચરી પાણી જતાં કદાચ કોઈ અણસમજુ માણસ સાધુને આક્રોશપૂર્વક કંઇક બોલે, ભાંડે તો પણ તેના પ્રત્યે ભાવદયા ચિંતવીને તેના દુર્વચનોને સહન કરવા, આત્માથી બળવાન બનેલો સાધક પ્રતિક્ષણે વિચારવંત બનશે. કેમ કે ભગવાન મહાવીરસ્વામીએ ચંડકૌશિક જેવા નાગરાજના ડંખ સહન કર્યા, પાર્શ્વનાથ ભગવાને કમઠના જીવલેણ ઉપસર્ગો સહ્યાં, તો પછી મારે તો કેવળ આ ભાઈના દુર્વચનો જ સહન કરવાના છે. એમ સમજીને આત્મસંયમી પોતાની સંયમ સાધનાથી ચલાયમાન થશે નહીં.

(૧૩) વધ પરિષહ—કદાચ કોઈ માણસ સાધુને લાકડીથી મારવા માટે પણ તૈયાર થાય, તો ય સમતાભાવનું આલંબન સ્વીકારીને તેના મારને પણ સહન કરે. કેમ કે સહન કરવું તે સમતાભાવના લક્ષણ છે અને સમતાભાવ જ સાધુતા છે.

(૧૪) યાચના પરિષહ—માન-અહંકારને નામે મોહકર્મના સબળ સુભટે આપણને ઘણા ભવો સુધી રખડાવ્યા છે. તેથી આ ભવમાં આવું ન બને તે માટે વાતે વાતે ઉત્પન્ન થતાં માન-અહંકારને જ મારી નાખું. એમ સમજીને તે સાધુ તૃણના ટૂકડાથી લઇ બધી વસ્તુઓની યાચના કરશે. તેમાં કદાચ કોઈક સમયે માન-અહંકાર વચમાં આવે તો પોતાના આત્માના કટ્ટર વૈરી જેવા માનને જ દબાવી દેવાનો ભાવ રાખીને પોતાની સાધનાને તેજ બનાવે.

(૧૫) અલાભ પરિષહ-પોતાના અંતરાયકર્મોને લઇ કોઇ વસ્તુની યાચના કરવા છતાં પણ વસ્તુની પ્રાપ્તિ સુલભ બનવા નહીં પામે, તો ય પોતાના મનમા તે વસ્તુ માટેનું આર્તધ્યાન કરે નહીં; તેમ "હું કેવો ગરીબ છું કે મને માંગવા છતાં પણ કંઇ મળતું નથી" આવો દૈન્યભાવ પણ લાવવો ન જોઇએ. વસ્તુત. એમ ચિંતવે કે પૌદ્ગલિક પદાર્થ સંયમ નથી માટે જે વસ્તુ નથી મળી તે માટે હું મારા સયમભાવને બગાડીશ નહીં અને હવેથી તે પૌદ્ગલિક વસ્તુઓનો જ ત્યાગ કરીશ.

(૧૬) રોગ પરિષહ—સયમભાવમાં સ્થિર રહે છતે પણ પૂર્વભવની અસાતા ઉદયમાં આવતાં કઇક રોગની ઉત્પત્તિ પણ થવા પામે તો ય આત્મામા સ્થિર રહીને સહન કરવુ, પણ જે ચિકિત્સામાં ઘણા જીવોની હત્યા હોય તેવી દવા ન કરાવતા, નિર્દોષ દવા કરાવવી.

(૧૭) તૃણસ્પર્શ પરિષહ—તૃણમય સથારો મળ્યે છતે તૃણના સ્પર્શથી જે પીડા થાય તેને સહન કરે પણ મુનિધર્મની નિંદા ન કરે

(૧૮) જલ્લ પરિષહ—જલ્લ એટલે શરીર. હાથ, પગ, મુખ અને વસ્ત્ર ઉપર લાગેલા મેલને કારણે કદાચ અરતિ માનસિક ખેદ થાય તો પણ પાપના ભરેલા શરીરને સર્વસ્નાનથી કે દેશ-સ્નાનથી સાફ કરવાની ભાવના ન રાખે.

(૧૯) સત્કાર પુરસ્કાર પરિષહ—સાધક મુનિને પૂર્વભવના પુણ્યકર્મના યોગે ઘણા ભાગ્યશાળી ગૃહસ્થો વસ્ત્ર, પાત્ર, કામલી આદિથી સત્કારે અથવા ઘણા મોટા શ્રીમંતો અને રાજદ્વારીઓ પુરસ્કારે તો પણ પોતાના આત્માના ઉત્કર્ષનું વર્જન કરે એટલે કે ગર્વની માત્રા ઉત્પન્ન નહીં થવા દે, અને તેની પ્રાપ્તિ નહીં થતા તેની આકાંક્ષા પણ ન કરે

(૨૦) પ્રજ્ઞા પરિષહ—મતિજ્ઞાન વિશેષને પ્રજ્ઞા કહેવાય છે. તે પ્રજ્ઞાના બળે ઘણા ભાવુકોનું આકર્ષણ પોતાની તરફ થાય, તો પણ પ્રજ્ઞાના સદ્ભાવમાં મદ-ગર્વ ન કરે, અને તેનો અભાવ હોય બુદ્ધિબળ ઓછું હોય તો ઉદ્વેગ પણ ન કરે.

(૨૧) જ્ઞાન પરિષહ-મતિ આદિ જ્ઞાનની વિશેષતાના સદ્-ભાવે મદને વર્જે અને ઓછા જ્ઞાને ખેદ ન પામે. બીજા ગ્રંથોમાં આને અજ્ઞાન પરિષહના નામે આળખાવી છે સાર સરખો જ છે કે જ્ઞાન માત્રા ઓછી હોતા દુઃખી ન થાય અને સંયમ પ્રત્યે તિરસ્કાર ન લાવે.

(૨૨) દર્શન પરિષહ—દર્શન એટલે નવ તત્ત્વો પ્રત્યે શ્રદ્ધા. જિનેશ્વર દેવોના અત્યંત સૂક્ષ્મ ભાવોને આપણે ન સમજી શકયા હોઇએ તો પણ જિનકથનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થવા નહીં દે.

પ્રશ્ન—કયા પરિષહો કયા કર્મોના ઉદયે હોય છે?

ભગવાને કહ્યું કે પ્રજ્ઞા પરિષહ જ્ઞાનાવરણીયના ભેદરૂપે મતિ-જ્ઞાનાવરણીય કર્મમા સમવતાર પામશે. કેમ કે પ્રજ્ઞા(બુદ્ધિ)ના અભાવમાં મતિજ્ઞાનાવરણીય કર્મ કામ કરે છે.

પ્રજ્ઞાના અભાવમાં દૈન્ય અને સદ્ભાવમા માન આ બંને ચારિત્રમોહનીય કર્મની સત્તામાં હોય છે.

ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશમશક, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણ સ્પર્શ અને મળ પરિષહોથી થતી પીડામાં વેદનીય કર્મ કારણરૂપે છે અને તે પીડાને સહન કરવામા ચારિત્ર મોહ નીય કર્મનો ક્ષયોપશમ કામ કરી રહ્યો છે. કેમ કે "સહન કરવુ એ ચારિત્ર છે." દર્શન પરિષહ જે તત્ત્વ શ્રદ્ધાનરૂપ છે તે દર્શનમોહનીયના ક્ષયોપશમમાં જ હોઈ શકે છે.

અરતિ પરિષહમાં અરતિ મોહનીય કર્મ કારણરૂપે છે. અચેલ પરિષહ જુગુપ્સા મોહનીય કર્મમાં સમાવેશ થશે. સ્ત્રી પરિ-ષહમાં વેદકર્મ કામ કરે છે. નૈષેધિકી પરિષહથી ભયની ઉત્પત્તિ થાય છે. માટે ભય મોહનીયકર્મમાં સમાવેશ થશે. યાચના પરિષહ માનમોહનીય કર્મના કારણે છે. કેમ કે માન મોહને લઈ યાચના દુષ્કર હોય છે. આક્રોશ પરિષહમા ક્રોધ નામનો મોહ કામ કરે છે. સત્કાર પુરસ્કાર પરિષહ આનાથી માન મોહકર્મના ઉદયની સંભાવના હોવાથી મોહકર્મમાં સમાવેશ થશે

અલાભપરિષહ-લાભાન્તરાય કર્મના કારણે આ પરિષહની સભાવના હોય છે. જે જીવાત્મા સાત કર્મોનો બધક છે તેમને ઉપરની બાવીશ પરિષહો હોય છે પણ એક સાથે વીશ પરિષહોને વેદશે કેમકે જે સમયે શીતપરિષહનો ઉદય હશે ત્યારે ઉષ્ણવેદના હોતી નથી. તેમ ચર્યાપરિષહની વિદ્યમાનતામા નૈષેધિકી હોતી નથી.

બાકીનો વિસ્તાર મૂળ સૂત્રથી જાણી લેવો.

જંબૂદ્વીપના બંને સૂર્યોની વક્તવ્યતા મેરૂ પર્વતની સમતલ ભૂમિથી જંબૂદ્વીપમા ઉદયાસ્ત પામતા બંને સૂર્યો ૮૦૦ યોજનની ઉંચાઈ ઉપર જ વિદ્યમાન છે. આમાં કોઇ કાળે પણ ફેરફાર નહી થવા છતાં પણ એટલે કે ગમે તેવી પરિસ્થિતિમાં નિયત થયેલી ઉંચાઈથી સૂર્ય ક્યારે પણ નીચે આવતો નથી. તેમ આનાથી ઉપર પણ જઈ શકતો નથી. શાસ્ત્રીય હકિકત આ પ્રમાણેની સત્ય હોવા છતાં પણ સૂર્ય ઉદયકાળે અસ્તકાળે દૂર હોવા છતાં જોનારને સમીપમા કેમ દેખાય છે? અને મધ્યાહ્નમાં નજદીક દેખાતો પણ સૂર્ય બહુ દૂર કેમ દેખાય છે. અર્થાત્ દૂર રહ્યો છતા સૂર્ય ઉદયકાળે જોનારને નજદીક જેવું લાગે છે. અને અસ્ત સમયે પણ નજદીક હોવાનો ભાસ થાય છે. જ્યારે ભરબપોરે સાવ સમીપે હોવાનો ભાસ હોવા છતાં પણ દૂર દૂર દેખાય છે આવું શા માટે થાય છે? કેવી રીતે થાય છે?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે ઉદયને પામતા સૂર્યની લેશ્યા(તેજ)નો પ્રતિઘાત એટલે પોતાના તેજનો વિકાસ નહીં થયેલો હોવાથી સુદૃશ્ય એટલે સૌને જોવા લાયક હોય છે માટે હે ગૌતમ! સૂર્ય ઉદયકાળમા જોનારને દૂર હોવા છતાં પણ સમીપે દેખાય છે. અને અસ્ત સમયે પણ એમ જ છે. જ્યારે મધ્યાહ્નકાળે સૂર્ય બધી રીતે તેજસ્વી હોય છે. માટે દુર્દશ્ય–જોઇ ન શકાય તેવો –હોવાથી માથા ઉપર જ સમીપે દેખાવા છતાં દૂરદૂર દેખાય છે.

હે પ્રભો! જમ્બૂદ્વીપના બંને સૂર્યો શું વ્યતિક્રાંત ક્ષેત્રમાં આવે છે? અતિક્રમ્યમાન ક્ષેત્રમાં જાય છે? અથવા ગન્તવ્ય ક્ષેત્રમાં જાય છે?

ગમન કરાતો માર્ગ જે ઉલ્લંઘી લીધો છે તે અતિક્રાંત,

ઉલ્લંઘન કરાતો માર્ગ અતિક્રમ્યમાન છે. નિકટ ભવિષ્યમાં કે થોડી કલાકો પછી જ્યાં જવાનું હોય છે તે ગન્તવ્યક્ષેત્ર કહેવાય છે.

ભગવાને કહ્યું કે, સૂર્યે જે રસ્તાને કાપી લીધો તે ક્ષેત્રમાં સૂર્ય જતો નથી. ભવિષ્યમાં જે રસ્તે જશે? તે રસ્તાના ક્ષેત્રમાં વર્તમાનકાળે જતો નથી, પણ પતિપન્ન (ગમ્યમાન) ક્ષેત્રમાં જ સૂર્ય જાય છે.

જેમ કે સૂર્ય દિવસભરમાં લગભગ ૫૫ કળા ચાલવાનો હોય છે. તેમાથી ૨૩ કળા ચાલી ચૂક્યો છે ૨૪મી કળામા ચાલી રહ્યો છે. સારાશ કે જે કળાનું ક્ષેત્ર સમ્પન્ન કર્યું છે માટે ૨૨મી કળા તરફ સૂર્ય આવતો નથી અને ગમ્યમાન કળાને છોડી આગળની કળાના ક્ષેત્રમાં વર્તમાનમાં જશે નહીં. માટે જ ગમ્યમાન ક્ષેત્રમાં સૂર્ય ગતિ કરે છે. આ પ્રમાણે અતિત કે અનાગત ક્ષેત્રને પ્રકાશિત પણ કરતો નથી. પરંતુ વર્તમાનક્ષેત્રને જ પ્રકાશિત કરે છે અને તે પણ સબંધિત ક્ષેત્રને જ પ્રકાશે છે. છએ દિશાને પ્રકાશિત કરતો સૂર્ય સ્પષ્ટ થયેલા ક્ષેત્રને ઉદ્યોતિત કરે છે, તપાવે છે. બંને સૂર્યો પોતાના વિમાનથી ઉચે ૧૦૦ યોજન ક્ષેત્રને તપાવે છે.

૧૮૦૦ યોજન પોતાથી નીચેના ક્ષેત્રને તપાવે છે તિચ્છી ૪૭૨૬૩ ૨૦/૬૦ યોજન પ્રમાણુને તપાવે છે ભગવાન મહાવીર-સ્વામીની દિવ્યવાણી સાભળીને ગૌતમસ્વામી ખૂબ પ્રસન્ન થયા, પ્રભાવિત થયા અને ભગવંતના ગુણાનુવાદ કર્યા

નવમો ઉદ્દેશો સમાપ્ત.

# શતક આઠમું : ઉદ્દેશક–૧૦

## પુદ્ગલોના બંધની વિસ્તૃત વિવેચના:

હે પ્રભો! બંધ કેટલા પ્રકારે કહ્યો છે? જવાબમાં ભગવાને કહ્યું કે બધના બે પ્રકાર છે. પ્રયોગબંધ અને વિસ્રસાબંધ. આખાએ બ્રહ્માંડમાં (૧૪ રાજલોકમાં) જે કંઈ તત્ત્વ દેખાય છે તે કાં તો ચેતન છે અને કાં તો જડ છે. આ બંનેથી અતિરિક્ત બીજું એકેપણ તત્ત્વ નથી. માટે ચેતન અને જડનું મિશ્રણ જ સંસાર છે આ બન્ને પોતપોતાની મર્યાદામાં અનંત શક્તિને ધરાવનારા છે. અને સંખ્યાબળમાં ચેતનતત્ત્વ પણ અનંતાનંત છે અને જડતત્ત્વ પણ અનંતાનંત છે. પોતાની અદમ્ય શક્તિ વડે સંસારમાં પોતે પણ પરિવર્તિત થતાં સંસારને પણ પરિવર્તન કરનારા છે. આ પ્રમાણે આખોને સર્વથા પ્રત્યક્ષ સંસારના રૂપાંતરમાં કે પરિણામાંતરમા ઈશ્વરીય તત્ત્વની કલ્પના યુક્તિ, અનુભૂતિ અને શ્રુતિને પણ સુસંગત નથી.

આપણાં જીવનનાં પ્રત્યેક પ્રસંગમાં ઇશ્વરની પ્રત્યક્ષ કે પરોક્ષની હાજરી રહી હોય તેવો અનુભવ પણ કોઇને થયો નથી. પોતાની જીવનયાત્રામા કોઈપણ જીવને જે કંઈ સુખ–દુઃખ, સંયોગ, વિયોગ અનુભવાય છે, તેમાં પોતાની સદ્બુદ્ધિ કે દુર્બુદ્ધિનો ચમત્કાર છે. જેની પાછળ પૂર્વભવીય પ્રારબ્ધ કર્મો જ કામ કરી રહ્યા છે. તથા અતીન્દ્રિય જ્ઞાનના માલિક, તિર્થંકરદેવપ્રણીતશ્રુતિ (આગમ) પણ જગતના નિર્માણમાં, સંચાલનમાં, પાલનમાં કે સંહરણમાં ઈશ્વરની સત્તાનો ઈન્કાર કરે છે

જૈન શાસને ઈશ્વરને પૂજ્યતમ અને સંસારીઓને પૂજક માન્યા છે. અર્થાત્ ઇશ્વર આપણો પૂજ્ય છે, અને આપણે પૂજક છીએ.

ઈશ્વરને આરાધ્ય દેવ સમજીને, આરાધક માત્ર પરમાત્માની હૈયાના ભાવથી આરાધના, પૂજા, ભક્તિ કરે એ જ સર્વશ્રેયસ્કર માર્ગ છે.

અનંતાનંત પુદ્દગલ પરમાણુઓથી અને સ્કંધોથી પરિપૂર્ણ સંસારમાં એક પુદ્દગલ બીજાથી છુટો પડે છે અને નિમિત્ત મળતા જ પાછો જોડાઈ જાય છે. છૂટા પડેલા પુદ્દગલો પાછા શી રીત જોડાતા હશે ? આ બધી વાતોની વિસ્તૃત ચર્ચા આ ઉદ્દેશામાં કરાઈ છે, કેમકે સંસારનો એક પણ પુદ્દગલ પરમાણુ તીર્થંકરોનાં જ્ઞાનચક્ષુને અગોચર નથી આ કારણે સંસારભરના પુદ્દગલ પરમાણુથી લઈ મોટામાં મોટા પુદ્દગલ સ્કધોનો યથાર્થ નિર્ણય યથાર્થવાદી તીર્થંકર સિવાય બીજો કોઈપણ કરી શકતો નથી.

કેમકે બુદ્ધશાસનમાં બુદ્ધદેવની હાજરી દરમ્યાન તેમના શિષ્યો દ્વારા પૂછાયેલા ઘણા પ્રશ્નોનું સ્પષ્ટીકરણ બુદ્ધદેવે કર્યું નથી. इदं न द्दष्टव्यं न व्याकरणीयं આમ કહીને ઘણા પ્રશ્નોને ટાળી દીધા છે.

જ્યારે બીજાઓને માટે જે દ્રષ્ટવ્ય અને વ્યાકરણીય નથી તે બધાએ ખુલાસા જૈન દ્વાદશાગીમાં સ્પષ્ટરૂપે જોવા મળશે.

ગૌતમસ્વામીના પૂછવાથી ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું કે હે ગૌતમ ! કેટલાક બંધો પ્રયોગથી હોય છે અને કેટલાક સ્વાભાવિક હોય છે. જીવાત્માના વ્યાપાર વિશેષથી જે બંધ થાય છે તે પ્રયોગ બંધ કહેવાય છે. આ બંને બંધમાંથી વિસ્રસા બંધ

માટે થોડું જ કહેવાનું હોવાથી સૌ પહેલા તેનો નિર્ણય કરી લેવામાં આવ્યો છે.

ભગવાને કહ્યું કે સાદિક અને અનાદિક રૂપે વિસ્રસા બંધ બે પ્રકારનો છે.

જે બંધની આદિ હોય તે સાદિક અને જેની આદિ નથી તે અનાદિક કહેવાય છે.

અનાદિ વિસ્રસા બંધ ત્રણ પ્રકારે છે. ધર્માસ્તિકાય અન્યોઅન્ય અનાદિવિસ્રસાબંધ. આ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય.

એટલે કે સંસારના સંચાલનમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય સ્વતઃ અરૂપી હોવા છતાં પણ અનાદિકાલીન પૂર્ણ શક્ત તત્ત્વો વિદ્યમાન છે. જ્યાં આકાશાશ્તિકાયનો પ્રદેશ છે, ત્યાં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનો પણ પ્રદેશ વિદ્યમાન હોય છે. આમ ત્રણેના પ્રદેશો અનાદિકાળથી કોઈપણ જીવની કે ઈશ્વરની સહાયતા વિના જ પરસ્પર બંધાયેલા છે.

સસલાને કે ગધેડાને સીંગડાનો સર્વથા અભાવ હોય છે માટે તેમના બંધનો વિકલ્પ હોઈ શકતો નથી, પરંતુ ચર્મચક્ષુના માલિકોને સર્વથા અદૃશ્ય હોવા છતાં પણ ઉપરના ત્રણે તત્ત્વો સદૈવ વિદ્યમાન હોવાથી તેમના બંધની વિચારણા ઉપયુક્ત છે.

ભગવાને કહ્યું કે આ ત્રણેના પ્રદેશો અનાદિકાળથી પરસ્પર સંબંધિત છે. ગણધરે પૂછ્યું કે તેઓ દેશબંધથી બંધાયેલા છે કે સર્વબંધથી? ભગવાને કહ્યું કે તેઓ દેશબંધથી બંધાયેલા છે પણ સર્વબંધથી બંધાતા નથી.

સાદડી, ચટ્ટાઈ ઉપર ખજૂરીના પાંદડાંઓનું સંયોજન છે, પરંતુ તે પાંદડાઓનું સંયોજન સાદડીના સર્વભાગમાં નથી હોતું માટે બંનેનો દેશ સંબંધ હોવાથી વ્યપદેશ પણ જૂદો જૂદો કરાય છે.

જ્યારે સર્વબંધ દૂધ અને પાણીની જેમ એકાકારે થાય છે. અર્થાત્ બંનેના પ્રદેશો પરસ્પર સર્વથા એકાકાર થઇને પાણી પોતાનું વ્યક્તિત્વ છોડે છે અને દૂધના વ્યપદેશથી સંબોધાય છે. આ પ્રમાણે આ ત્રણે દ્રવ્યોનો સર્વબંધ માનીએ તો તેમને પોતપોતાની સત્તા છોડવી પડે છે. પણ આવું કોઇ સમયે થયું નથી. માટે ભગવાને કહ્યું કે આ ત્રણેનો બંધ સર્વબંધન રૂપે નથી આ બંધન અનાદિકાળથી અનંતકાળ સુધી વ્યવસ્થિત છે. કોઈ કાળે અને કોઇની શક્તિથી પણ આમાં ફેરફાર થઈ શકે તેમ નથી.

હવે સાદિક બંધ માટે ભગવાને કહ્યું કે હે ગૌતમ! સાદિક વિસ્રસા બંધ ત્રણ પ્રકારે છે.

૧. બંધ પ્રત્યયિક ૨. ભાજન પ્રત્યયિક ૩. પરિણામ પ્રત્યયિક.

પુદ્ગલ માત્ર પરિવર્તન પામવાના સ્વભાવવાળા હોવાથી કોઈ સમયે મોટો સ્કંધ (જેમાં અનંતાનંત, અનંત, અસંખ્યેય પુદ્ગલ પરમાણુઓ છે.) નિમિતો મળતા તૂટે છે અને તૂટતાં તૂટતાં, એક પરમાણુરૂપે પણ બને છે અને ફરીથી એક પરમાણુ સાથે બીજો પરમાણુ જોડાય છે, અને બે સાથે ઘણા પરમાણુઓ જોડાઇને પાછો નાનો મોટો સ્કંધ બને છે. આ બધા પરિણામનો (જેમાં કોઈપણ ઈશ્વરનો હસ્તક્ષેપ નથી) આપણને પણ પ્રત્યક્ષ-ગમ્ય છે.

ગૌતમસ્વામીજીએ પૂછ્યું કે હે પ્રભો ! આ બંધ પ્રત્યયિક શું છે? શી રીતે થાય છે ?

ભગવાને કહ્યુ કે "बध्यते अनेन इति बन्धनं" જેના દ્વારા બાંધવામાં આવે તે બંધન છે પરમાણુમાત્રમા રહેલી સ્નિગ્ધતા અને રૂક્ષતા જ એક પરમાણુને બીજા સાથે યાવત્ સ્કંધરૂપે પણ બાંધવાનું કામ કરે છે.

પરમાણુમાત્રમાં સ્નિગ્ધતા કે રૂક્ષતા રહેલી જ હોય છે. બેશક ! તારતમ્યભાવે ઓછાવત્તાપણુ હોઈ શકે છે. આ બને અથવા એક એકના કારણે પુદ્ગલો આવસમાં બધાય છે માટે તે બધન આદિ છે. આ બંધનો સમય ઓછામાં ઓછો એક સમયનો છે અને વધારે અસંખ્યાત કાળ સુધી રહે છે.

આ બંધનમાં સ્નિગ્ધતા અને રૂક્ષતાની માત્રા કેટલી હોવી જોઇએ, તેની ચર્ચા કરતાં ભગવાને કહ્યું કે, સરખાભાગે સ્નિગ્ધતા હોય કે રૂક્ષતા હોય તો પરસ્પર બંધન થતુ નથી. પણ બે ગણા વધારે સ્નિગ્ધતા હોય કે રૂક્ષતા હોય તો જ બંધન થશે. જેમ કે–પરમાણુ કે સ્કંધમા જે ગુણ હોય તેના કરતાં મળવા વાળા પરમાણુમાં કે સ્કધમાં બે ગુણો વધારે ગુણ હોવો જોઈએ, અથવા જેમાં મળવું છે તેમા બે ગુણો વધારે ગુણ હોવો જોઇએ, અને પહેલા બે ગુણો હોય તો મળવાવાળામાં ચારગુણો ગુણ હોવો જોઈએ. પરતુ બે ગુણાથી ઓછો ગુણ ન હોવો જોઇએ આ નિયમ સ્નિગ્ધતાને સ્નિગ્ધતા ગુણવાળા સાથે અથવા રૂક્ષતાને રૂક્ષતાના ગુણવાળા સાથે છે. પણ સ્નિગ્ધ ગુણવાળા પરમાણુને રૂક્ષગુણવાળા પરમાણુ સાથે મળવાનો નિયમ એવો છે કે પરસ્પર જઘન્ય ગુણને છોડીને એટલે કે એક ગુણ સ્નિગ્ધ હોય

કે એક ગુણ રૂક્ષ હોય તો પરસ્પર બંધ થશે નહીં પણ એક ગુણથી વધારે હશે તો બંધ થશે.

स्निग्धरूक्षत्वाद् बन्धो भवति ।
न जघन्य गुणानां बन्धो न भवति ।
गुणसाम्ये सदृशानामपि बन्धो न भवति ।
द्व्यधिकादिगुणानां तु बन्धो भवति । (તત્ત્વાર્થ સૂત્ર)

तद्यथा :—

स्निग्धस्य द्विगुणाद्यक स्निग्धेन बन्धो भवति ।
द्विगुणाद्यधिक स्निग्धस्य स्निग्धेन बन्धो भवति ।
रूक्षस्यापि द्व्यधिकगुणरूक्षेण बन्धो भवति ।
द्विगुणाद्यधिकरूक्षस्य रूक्षेण बन्धो भवति ।
एकादि गुणाधिकयोस्तु सादृशयोर्बन्धो न भवति ।
(ભાષ્ય)

(૨) ભાજન પ્રત્યયિક બંધન શું છે?

ભાજન એટલે આધાર આ આધાર જે બંધનમાં કારણભૂત બને તેને ભાજન પ્રત્યયિક બંધ કહે છે. જેમ કે પુરાણા મદિરામાં, જૂના ગોળમાં, જૂના ચોખામાં થાય છે. એટલે કે એક પાત્રમાં જ્યારે આ પદાર્થોને લાંબા સમય સુધી રાખવામાં આવે ત્યારે પિંડરૂપે બની જવાનું કારણ તે ભાજનમાં તેમને ભરી રાખ્યા તે છે. આનો ઓછો સમય અંતર્મુહૂર્ત છે અને વધારે સમય સંખ્યાતકાળ છે.

(૩) પરિણામ બંધન પ્રત્યયિક :

પરિણામ એટલે રૂપાંતર થવું. પહેલા ન હતું અને પછી થવું તે સાદિક વિસ્રસા પરિણામ બંધ છે. જેમ આકાશના વાદળા અભ્રવૃક્ષ, ગંધર્વનગર, ઉલ્કાપાત, દિગ્દાહ, વિદ્યુત્પાત, ધૂલવૃષ્ટિ, ચંદ્ર તથા સૂર્યગ્રહણ તથા તેમનું પરિવેષણ, ઈન્દ્ર ધનુષ્ય આદિ આ બધા પરિણામો જે પોતાની મેળે જ થાય છે. આનો ઓછો કાળ એક સમયનો છે, અને વધારે છ માસનો કાળ છે.

આ પ્રમાણે વિસ્રસાબંધને જાણી લીધા પછી હવે પ્રયોગ-બંધની ચર્ચા છે.

ભગવાને કહ્યું કે પ્રયોગબંધના ત્રણ પ્રકાર છે. (૧) અનાદિ, અપર્યવસિત, (૨) સાદિક અપર્યવસિત, (૩) અને સાદિક સપર્યવસિત.

માનસિક, વાચિક અને કાયિક શક્તિઓની પ્રાપ્તિ જીવાત્માને જ હોય છે. તેથી જીવપ્રદેશોનો અને ઔદારિકાદિ શરીર પુદ્-ગલોનો જે બંધ થાય તેને પ્રયોગબંધ કહે છે.

(૧) અનાદિ અપર્યવસિત બંધ—જીવના અસંખ્યેય પ્રદેશોમાથી આઠ સંખ્યાના મધ્ય પ્રદેશોનો આત્મા સાથે અનાદિ અપર્યવસિત બંધ હોય છે. જે સમયે કેવળી ભગવત કેવળી સમુદ્ઘાત કરે છે તે સમયે તેઓ સમગ્રલોકને વ્યાપ્ત કરે છે. પરંતુ તેમના આઠ પ્રદેશો કોઈપણ જાતના ફેરફાર વિનાના તેમ જ રહે છે. જ્યારે તેમના બીજા પ્રદેશોમાં હલનચલન થાય છે. માટે પહેલો ભેદ આઠ મધ્યપ્રદેશોને લાગુ પડશે. સિદ્ધ ભગવંતોને બીજો ભેદ છે.

જ્યારે સાદિક સપર્યવસિત બંધના ચાર પ્રકાર છે. ૧ આલા-પનબંધ ૨. આલીનબંધ ૩. શરીરબંધ ૪. શરીર પ્રયોગબંધ.

૧. આલાપન બંધ–નેતરની છાલ, લત્તા, ચામડાની દોરી, શણની દોરી, કપડાની ચીંદરડીથી ઘાસની ગાંસડીઓ, લાકડાનો ભારો, પાનની ગાંઅડી, વેળ અને કુપલોના ભારાને બાંધવા રૂપને આલાપનબંધ કહે છે.

(૨) આલીનબંધના ચાર ભેદ છે :

(૧) શ્લેષણબંધ : તૂટ્યા ફૂટ્યા ઘડાને, કાષ્ઠને, ચટ્ટાઈને, મકાનોને, ભીંતોને અને તેવા પ્રકારના બીજા પદાર્થોને ચૂનાથી, લાખથી, મીણથી, રાળથી, સરેસથી અને આજના જમાનામાં પદાર્થોને સાંધવાની જે ટયુબો નીકળી છે તે બધાથી સંધાતા પદાર્થોને શ્લેષણબંધ કહે છે.

(૨) ઉચ્ચયબંધ : ઘાસ, લાકડા, પાન કે બીજા પદાર્થોને રાશિનો ઉંચો ઢગલો કરવારૂપ આ બંધ છે.

(૩) સમુચ્ચયબંધ : કુવા, તળાવ, નદી, દ્રહ, વાવ, દેવકુલ, પ્યાઉ (પરબ), સભા મકાન, ઘર, દ્વાર, સડક આદિને ચૂના, સીમેન્ટથી સુધારવારૂપ આ બંધ છે.

(૪) સંહનનબંધ : દેશ અને સર્વરૂપે બે પ્રકારે છે.

(૧) એક વસ્તુના એક દેશનો બીજી વસ્તુના બીજા દેશને સંબંધિત કરવો, જેમ ગાડીના એક ભાગને સુધારવા માટે કોઈ એકાદ લાકડાનો કે લોખંડના ટૂકડાનો બંધ કરવો પડે તે દેશ સંહનનબંધ છે.

(૨) દૂધ અને નીરના સંબંધને સર્વસંહનન બંધ કહે છે.

હવે સાદિ સપર્યવસિત બંધ ત્રીજો ભેદ પૂર્વ પ્રયોગ અને પ્રત્યુત્પન્ન પ્રયોગ પ્રત્યયિકરૂપે બે પ્રકારે છે.

સાદિ સપર્યવસિત બંધનો શરીરપ્રયોગ બંધ પાંચ પ્રકારે છે

ઔદારિક શરીર પ્રયોગબંધ, વૈક્રિય, આહારક, તેજસ અને કાર્મણ શરીર પ્રયોગબંધ.

ઔદારિક શરીર પ્રયોગબંધના પણ પાંચ પ્રકાર છે.

એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય શરીર પ્રયોગબંધ.

પાંચ સ્થાવરોને લઇ એકેન્દ્રિય શરીર પ્રયોગબંધ પણ પાંચ પ્રકારે છે.

શેષભેદ–પ્રભેદ પ્રજ્ઞાપનાસૂત્રના ૨૧મા અવગાહ સંસ્થાન-પદ દ્વારા જાણી લેવા.

**પ્રશ્ન**–હે પ્રભો! ઔદારિક શરીરપ્રયોગ બંધ કયા કર્મના ઉદયે થાય છે? અર્થાત્ કયા કર્મો, કેવા કાર્યો, અધ્યવસાયોને લઈ જીવાત્મા એકેન્દ્રિય આદિ સ્થાનને પ્રાપ્ત થાય છે.

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે હે ગૌતમ! સવીર્યતા, સયોગતા અને સદ્રવ્યતાથી તથા પ્રમાદરૂપ કારણે કર્મયોગ, ભવ અને આયુષ્યને આશ્રયી જીવને ઔદારિક શરીરપ્રયોગ નામ-કર્મનો ઉદય થવાથી આ બંધ થાય છે, જે ઔદારિક શરીર પ્રયોગબંધ કહેવાય છે. સવીર્યતા પ્રવાહથી અનાદિકાળના વીર્યાન્તરાય કર્મના ભારથી ભારી બનેલા જીવાત્માનો આત્મિક વ્યાપાર ઘણા મોટા ભાગે નિષ્ક્રિય જેવો જ હોય છે. છતાંય અનંત શક્તિનો માલિક આત્મા કોઈ સમયે પુરૂષાર્થ શક્તિનો આશ્રય લે છે ત્યારે આ કર્મનો થોડે ઘણે અંશે પણ ક્ષયોપ-શમથી ઉત્પાદિત શક્તિનું નામ વીર્ય છે. અને તે વીર્યથી યુક્તતાને

સવીર્યતા કહેવાય છે. જે સમસ્ત જીવોમાં અને ખાસ કરી ઔદારિક શરીરનું પ્રકરણ હોવાથી ઔદારિક શરીરધારી જીવાત્માઓમાં તરતમભાવે સૌમાં સવીર્યતા રહેલી છે.

સયોગતા-વિર્યાન્તરાય કર્મનો ક્ષયોપશમ જેમ જેમ થતો જાય છે તેમ તેમ મન-વચન અને કાયાના વ્યાપારો પણ વધતા જાય છે. તેનાથી યુક્તતાને સયોગતા કહે છે.

સદ્રવ્યતા-પુદ્ગલોને દ્રવ્ય કહેવાય છે. તેનાથી યુક્તતા તે સદ્રવ્યતા.

પ્રમાદ-આત્મીય તત્ત્વથી સર્વથા વ્યતિરિક્ત કથાને વિકથા કહે છે. જે અત્યંત દુસ્ત્યાજ્ય અને દુષ્ટ તત્ત્વોથી પરિપૂર્ણ હોવાથી મોહરાજાને સર્વથા પરાધીન જીવાત્માને રાજકથામાં, દેશકથામાં, સ્ત્રીઓના શણગારની કથામા અને ભોજન કથામાં જ રસ પડે છે, માટે જ આ વિકથા પ્રમાદ છે, વિષયકષાયોની વાર્તાઓ પણ પ્રમાદ છે.

"आत्मानं प्रमाद्यते इति प्रमादः" એટલે કે સર્વતંત્રસ્વતંત્ર આત્માને પણ વાતેવાતે મુંઝવણ કરાવે, મોહ પમાડે, ભાન ભૂલાવે ધાર્મિકતાને દેશવટો અપાવે તે પ્રમાદ છે.

કર્મ-ઉપાર્જિત કર્મોના કારણે વર્તમાનમાં ઉદયવર્તી એકેન્દ્રિય જાતિને કર્મ કહે છે.

યોગ-ઉદયમા વર્તતો કાય આદિ યોગ.

ભવ-અનુભૂયમાન તિર્યંચ આદિ ભવ.

આયુષ્ક—જે યોનિમાં જે આયુષ્ય વર્તતા હોય તે ઉદયવર્તી આયુષ્ય.

આ બધા કર્મકારણોને લઈને જીવાત્મા ઔદારિક શરીર પ્રયોગબંધ કરે છે.

હવે ઉપરની બધી વાતોને ઉદાહરણની કલ્પના કરી સમજી લઈએ

પચેન્દ્રિય જાતિ સંપન્ન મનુષ્યને વીર્યાન્તરાયકર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલી આત્મિક શક્તિઓ જ્યારે મોહવાસનાથી વાસિત, ક્રોધ કષાયમાં ધમધમતી અને લોભરાક્ષસથી પરિવેષ્ટિત બને છે ત્યારે પ્રાપ્ત થયેલો ક્ષયોપશમ પણ પાપમય કાર્યો કરવામાં તથા હિંસા, જૂઠ, ચોરી, પરસ્ત્રીગમન તથા સંસારની માયા વધારવામાં ઉપયુક્ત બને છે તથા મન-વચન અને કાયાની શક્તિઓ પણ દુષ્ટ તત્વને આધીન બનીને મર્યાદિત પાપકર્મોને ઉપાર્જિત કરે છે, અને જેમ જેમ મન-વચન તથા કાયાના યોગો પાપ કાર્યોમાં આગળ વધે છે તેમ તેમ આત્મદ્રવ્ય પણ કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાઓથી અધિવાસિત બને છે.

આ પ્રમાણે મોહમાયાની–મદિરાના નશામાં બેભાન બનેલા આત્માને પ્રમાદ ચારે બાજુથી ઘેરી લે છે. પરિણામે વાંદરો જેમ ઝાડની ડાળીઓ ઉપર કૂદકા મારતો રહે છે તેમ પ્રમાદી આત્માનો માનસિક અને વાચિક વ્યાપાર પણ રાજકથા કરવામાં, સાંભળવામાં અને બીજાઓને સંભળાવવામાં જ રસતરબોળ બને છે. દુનિયાભરના રાજા-મહારાજાઓના નામ, તેમનાં યુદ્ધો, જય અને પરાજયોની વાતો કરવામાં પ્રમાદી આત્માના ૪-૫ કલાક પૂરા થાય છે. પછી રાજકથા કરતાં કંટાળો આવે ત્યારે દેશકથા

ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે. જાણે દેશપ્રદેશના ઇતિહાસોના ઓલ ઇન્ડિઆ રેડિઓ બ્રોડકાસ્ટ પોતેજ એવો સરસ બને છે કે ન પૂછો વાત. રેડિઆનો બ્રોડકાસ્ટ કરનારના ભેજામાંથી જેમ જેમ નવા સમાચારો ફૂટતાં જાય છે તેમ દેશકથાના શોખીનો પણ ઓટલા-કલબ પર બેસી દિવસના ૩-૪ ઘંટા પૂરા કરે છે.

પણ મનજીભાઈ તો વાંદરા કરતા પણ ભારે ચંચળ એટલે દેશકથાની ડાળી ઉપરથી કૂદકો મારીને ભોજન કથાની ટેસ્ટ-ફૂલ કથાઓની ગોષ્ઠી માંડી બેસે છે કલાકોના કલાકો સુધી દહીવડા, પાણીપતાસા, ચવાણા, ગાઠીયા, કચોરી, બટાકાવડા, પાણીપુરી, તેની ચટણી, ભેળ આદિ ચોપાટી ઉપર વેચાતા દ્રવ્યોની વિચારણામાંથી ઉંચે જ આવી શકતા નથી.

અને આ બધી વાતોમાં શૃંગારરસને ઝરતી, રસાલ, નમણી, ગોરાંગી નવયુવતિ ઝાંઝરના ઝમકારને કરતી આપણી વચ્ચે આવીને બેસી જાય પછી જોઇ લો આ મનજીભાઈના દાવપેચ આંખોની મસ્તી, બોલવાની ચાલાકી, હાથ-પગના ઇસારાઓની કરામત.... અને પછી તો જાણે કામશાસ્ત્ર આખુયે મુખપાઠ થઇ જાય છે

આ બધી વાતોને જૈન શાસને પ્રમાદના નામે ઓળખાવી છે, જે આત્માનો કટ્ટર વૈરી છે. આ પ્રમાદ આપણા આત્મા ઉપર જેમ જેમ પોતાનું રાજ્ય જમાવતુ જશે તેમ તેમ વધી ગયેલા કે વધારી દીધેલા પાપકર્મોને લઈ જન્માન્તરને માટે એકેન્દ્રિય અવતારની યોગ્યતા પ્રાપ્ત થતી જશે. કેમ કે ભારી વજનદાર પદાર્થ જેમ નીચે તરફ જાય છે, તેમ ભારી બનેલો આત્મા પણ દુર્ગતિ તરફ જ પ્રસ્થાન કરવાની ટિકિટ ખરીદી

રહ્યો હોય છે. અને પછી તો એકેન્દ્રિયનું શરીર મળે અને તે ભવ મળે તેવા જ પ્રયત્નો આત્મા કરતો રહે છે અને છેવટે એકેન્દ્રિય ભવનું આયુષ્ય પણ બાંધે છે અને મોક્ષના દ્વાર જેવા મનુષ્ય ભવથી પતિત થયેલો માનવ એકેન્દ્રિય અવતારમાં જઈ ઘણા લાંબા કાળ સુધી ત્યાંથી બહાર આવી શકતો નથી.

આ પ્રમાણે ઔદારિક શરીર સંબંધી બીજી પણ વક્તવ્યતા સાથે વૈક્રિય, તૈજસ શરીર પ્રયોગબંધનની ચર્ચા ખૂબ વિસ્તારથી ચર્ચાઈ છે જે મૂળ સૂત્રથી અને ટીકાથી જોઈ લેવી. હવે કાર્મણ શરીરપ્રયોગ બંધ જાણવા જેવું હોવાથી જાણી લઈએ.

પ્રશ્ન—હે પ્રભો! કાર્મણ શરીર પ્રયોગબંધ કેટલા પ્રકારનો છે?

જવાબમાં ભગવાને આઠ પ્રકારનો કહ્યો છે તે આ પ્રમાણે :—

જ્ઞાનાવરણીય કાર્મણ શરીરપ્રયોગ બંધ.

દર્શનાવરણીય કાર્મણ શરીરપ્રયોગ બંધ.

મોહનીય કાર્મણ શરીરપ્રયોગ બંધ.

વેદનીય કાર્મણ શરીરપ્રયોગ બંધ.

આયુષ્ય કાર્મણ શરીરપ્રયોગ બંધ.

નામ કાર્મણ શરીરપ્રયોગ બંધ.

ગોત્ર કાર્મણ શરીરપ્રયોગ બંધ

અંતરાય કાર્મણ શરીરપ્રયોગ બંધ.

પાંચ પ્રકારના શરીરમાં કાર્મણ શરીર પાંચમું છે. "कर्मणां समूह इति कार्मणम् ।" કૃત અને ક્રિયમાણ કર્મો દૂધ અને

સાકરની જેમ આત્માના પ્રદેશો સાથે એકાકાર થયેલા છે તે કાર્મણ શરીર જ કહેવાય છે. પહેલાના ચારે શરીરોને ગ્રહણ કરવાનું મૂળ કારણ કાર્મણ શરીર છે, જે સૂક્ષ્મશરીર તરીકે ઓળખાય છે.

આત્મા પોતે જ શુભાશુભ પ્રયોગ વડે અમૂક અમૂક કાર્યો કરે છે, તેને જ કાર્મણ શરીર પ્રયોગબંધ કહે છે.

હે પ્રભો ! જ્ઞાનાવરણીય કાર્મણ શરીર પ્રયોગબંધમાં કયા કારણો છે ? અર્થાત્ કયા કારણે અને કયા કર્મના ઉદયે આ શરીરનો બંધ થાય છે.

ભગવાને કહ્યુ કે સાત પ્રકારે આ કર્મ બંધાય છે

णाणपडिणीययाए—સમ્યક્શ્રુતજ્ઞાન અને જ્ઞાની મહાપુરૂષો પ્રત્યે પ્રત્યનીકતા તથા પ્રતિકૂલતાનો ભાવ રાખવો. સમ્યગ્જ્ઞાન મેળવવા માટે વિરોધભાવ રાખવો.

णाणनिण्हवणयाए—સમ્યગ્જ્ઞાન અને જ્ઞાનીનો અપલાપ કરવો. જે ગુરુ પાસે થોડે ઘણે અંશે જ્ઞાન મેળવ્યું હોય તેમનો અપલાપ કરવો, તેમના માટે ખરાબ શબ્દો બોલવા, તેમનું નામ છુપાવી દેવું.

णाणतराएणं-જેનાથી જીવમાત્ર પોતાના આત્માનો પ્રકાશ મેળવવા ભાગ્યશાળી થાય છે તે સમ્યગ્જ્ઞાનનો અંતરાય કરવો. ભણવા ગણવાવાળાને વિઘ્ન કરવું.

णाणपओसेणं-સમ્યગ્જ્ઞાન પ્રત્યે અને જ્ઞાની ભગવંત આચાર્ય, ઉપાધ્યાય, મુનિ કે ગૃહસ્થ પ્રત્યે દ્વેષ અપ્રીતિ રાખવી, એટલે

કે જ્ઞાન મેળવવા માટે ખરાબ ભાવ રાખવો. જેમકે "ધર્મનું ન ભણ્યા તો યે આપણું બગડી શું ગયું ? ધર્મનું ભણવાથી શું લાખો રૂપીયા મળવાના છે? માટે જે પ્રકારે શ્રીમંત થવાય તે જ સારો માર્ગ છે. આ પ્રમાણે જ્ઞાન પ્રત્યે અણગમો કરવો.

णाणऽच्चासायणाए–જ્ઞાનની હીલના કરવી, જ્ઞાનીની આશાતના કરવી, અર્થાત્ જ્ઞાન અને જ્ઞાની સાથે વક્ર વ્યવહાર રાખવો.

णाणविसंवायणा जोगेणं–જ્ઞાન અને જ્ઞાનીમાં અધુરાપણાનો દાવો કરવો, અથવા તેમાં ઘણા દોષોનું દર્શન કરવું.

ઉપર પ્રમાણેના કારણો બાહ્ય છે. જ્યારે પૂર્વભવીય ઉપાર્જન કરેલા જ્ઞાનાવરણીય કર્મના કારણે આંતર જીવનમાં આ કર્મ ઉપાર્જન કરવાના અધ્યવસાયો જ જ્ઞાનાવરણીય કાર્મણશરીરનું મૂળ કારણ છે. આ પ્રમાણે દર્શનાવરણીય કાર્મણ શરીરપ્રયોગબંધ માટે પણ ઉપરના કારણો સમજવા.

એટલે કે જ્ઞાન અને જ્ઞાની પ્રત્યે પ્રત્યનીકતા, અપલાપ, અંતરાય, આશાતના આદિ સામાન્ય પ્રકારે કરવી તે દર્શનાવરણીય કાર્મણ શરીરનું કારણ છે. ભૂત–પ્રાણી આદિ ઉપર અનુકંપા રાખવી તે શાતાવેદનીય કાર્મણ શરીરપ્રયોગબંધના કારણો છે. આનાથી વિપરીત પ્રમાણે અશાતાવેદનીય માટે જેનું વિવેચન પહેલા ભાગમાં થયું છે ત્યાંથી જાણી લેવું.

મોહનીય કાર્મણશરીરબંધ :

તીવ્ર ક્રોધ, માન, માયા અને લોભ, તીવ્ર મિથ્યાત્વ અને તીવ્ર ચારિત્ર મોહનીયના કારણે આ કર્મ બંધાય છે. તીવ્ર એટલે અત્યંત મલિન અધ્યવસાયોપૂર્વક કષાયની ઉદીર્ણા કરવી, કષાયવંત આત્માઓનો સહવાસ કરવો, વારંવાર હાસ્ય, રતિ, અરતિ,

ભય, શોક, જુગુપ્સા, પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદની ઉદીર્ણા કરીને આ કર્મોને ઉદયમાં લાવવાવાળો ભયંકરમાં ભયંકર આ કર્મને બાંધે છે.

ક્રોધના પર્યાયો—ક્રોધ, કલહ, ખાર, પરસ્પર મત્સરભાવ, ખેદ, મનમાં બળ્યા કરવું, અધીરતા, તામસિકતા, સંતાપ, તિરસ્કાર, બીજાની અવહેલના, આપખુદી (જોહુકમી), અતડાપણું અને પારકાઓના કરેલા ઉપકારનો નાશ, આનાથી ઘણા જ આકરા અને ચીકણા કર્મો બંધાય છે.

માનના પર્યાયો–માન–મદ–અહંકાર, પરપરિવાદ, આત્મોત્કર્ષ પરપરાભવ, પરનિંદા, ઇર્ષ્યા, અસૂયા, હેલના, પરોપકાર રહિત જીવન, અક્કડ સ્વભાવ, અવિનય અને પરગુણ આચ્છાદન

માયાના પર્યાયો—માયા, કપટ, છાનું પાપ, કુડ, ઠગારાપણું, અવિશ્વાસ અર્થાત્ કોઇની સાથે મેળ નહીં, પરન્યાસાપહાર, છળ, બીજાની વાતો જાહેર કરવી, માયા મૃષાવાદ (પોલીટીકલ) અને વિશ્વાસઘાત.

લોભના પર્યાયો—લોભ, અતિ સંગ્રહશીલતા, ક્લિષ્ટભાવ, અતિ મમત્વ, કૃપણતા, મૂર્ચ્છા, ધનનો અતિ લોભ, સદા લોભ, ધન, પુત્ર, પરિવાર, વિષયવાસના, વસ્ત્રો, આભૂષણ, યશકીર્તિ અને પ્રતિષ્ઠાનો લોભ તથા સત્તાની પ્રાપ્તિ માટે ધમપછાડા કરવા. આ બધોએ લોભ છે.

નારકાયુષ્ય કાર્મણ શરીર પ્રયોગબંધ :–

મહારંભ, મહાપરિગ્રહ, કુણિમ એટલે અભક્ષ્ય આહાર પાણી કરવાથી તથા પંચેન્દ્રિય જીવ વધ નારકપર્યાયના કારણો છે.

તિર્યંચ આયુષ્ય કાર્મણ શરીરબંધ :–

માયાવી જીવન, કપટપણું, અસત્ય વચન, ખોટા તોલમાપ, તિર્યંચ આયુષ્ય બાંધવાના કારણો છે.

મનુષ્યાયુષ્ય કાર્મણ શરીર પ્રયોગબંધ–

સ્વભાવે ભદ્રિક, વિનીત, દયાલુતા, અમત્સરી દેવાયુષ્ય કાર્મણ શરીર પ્રયોગ બંધ.

સરાગસંયમ, દેશવિરતિ, અજ્ઞાનતપ, અકામનિર્જરા શુભનામકર્મ શરીર પ્રયોગબંધ.

યોગો જેના સરળ હોય અને સૌની સાથે સંપીલું જીવન હોય તે શુભનામ કર્મ ઉપાર્જન કરે છે.

જ્યારે મન, વચન, કાયા, ભાવ અને ભાષામાં વક્રતા હોય અને યોગોમાં વિસંવાદન એટલે અન્યથા પ્રતિપન્ન વસ્તુને અન્યથા પ્રકારે કહેવું તે વિસંવાદન છે.

ઉચ્ચગોત્ર કાર્મણ શરીર પ્રયોગબંધ :–

આઠે પ્રકારના મદથી રહિત જીવ ઉચ્ચ ગોત્ર બાંધે છે, જ્યારે મદોને કરનાર નીચ ગોત્ર બાંધે છે તે આ પ્રમાણે:–

(૧) જાતિમદ : ઘણા ભવોમાં પરિભ્રમણ કર્યા પછી રાધાવેધની સમાન કોઈક ભવે ઉચ્ચજાતિ મેળવ્યા પછી માણસ પોતાની જાતિનો મદ કરે અને હીનજાતિનું અપમાન–તિરસ્કાર અને તેની સાથે કટુ વ્યવહાર રાખે.

(૨) કુલમદ : પોતાના કુલની આપ બડાઈ કરતો અને સામે વાલાને હીનકુલવાલો માનતો પોતાના ગર્વમાં મસ્ત રહે.

(૩) બળમદ : સ્નાયુબદ્ધ પોતાના શરીરના બળમાં બીજાઓનાં હીનબળની કલ્પના કરીને જ્યાં ત્યાં તોફાનો કરી જીવન પૂરૂં કરે છે.

(૪) રૂપમદ : પુણ્યોદયે મળેલી રૂપસંપત્તિનો ગર્વ કરીને બીજાઓની મશ્કરીમાં રાત દિવસ પૂરા કરે છે

(૫) તપમદ : વીર્યાંતરાયકર્મના ક્ષયોપશમથી મેળવેલી તપશ્ચર્યાની શક્તિનો મદ થવો તે તપમદ.

(૬) શ્રુતમદથી પોતાના જ્ઞાન–વિજ્ઞાનનો મદ કરવો

(૭) લાભમદ : પોતાની આવડતના કારણે જુદી જુદી જાતના થતા લાભોમા મદ કરી બીજાઓને તિરસ્કારવા તે લાભમદ છે.

(૮) ઐશ્વર્યમદ : પોતાની ઋદ્ધિ સમૃદ્ધિ આદિ ઐશ્વર્યનો મદ કરવો.

આ પ્રમાણેના આઠે મદો યાવત્ મોક્ષપ્રાપ્તિને માટે પણ વિઘ્નકારક હોય છે.

હવે અંતરાય કાર્મણ શરીરપ્રયોગબંધના કારણો કહે છે.

દાનધર્મનો અંતરાય કરવાથી દાનાન્તરાય કર્મ.

લાભનો અંતરાય કરવાથી લાભાન્તરાય કર્મ.

ભોગનો અંતરાય કરવાથી ભોગાન્તરાય કર્મ.

ઉપભોગનો અંતરાય કરવાથી ઉપભોગાન્તરાય કર્મ અને બીજાની કે પોતાની શક્તિનો અંતરાય કરવાથી વીર્યાન્તરાય કર્મનું બંધન થાય છે.

**દશમો ઉદ્દેશો સમાપ્ત.**

# શતક આઠમું : ઉદ્દેશક–૧૧

## અન્ય યૂથિકો સાથે ચર્ચા :

હે પ્રભો ! અન્ય યૂથિકો (બીજા મતાવલંબીઓ) આ પ્રમાણે માને છે કે :—

(૧) શીલ જ શ્રેય છે.

(૨) જ્યારે બીજા વાદીઓ જ્ઞાનને જ શ્રેય માને છે.

(૩) જ્યારે કોઇ આ પ્રમાણે કહે છે કે પરસ્પરની અપેક્ષા વિનાના શીલ અને શ્રુત શ્રેયસ્કર છે

ઉપર પ્રમાણેની પોતપોતાની માન્યતાઓમાં તેઓ નીચે પ્રમાણે તર્કો પણ આપે છે :—

(૧) શીલ એટલે ક્રિયા

આ મતના માનનારા વાદીઓ ક્રિયા માત્રથી જ પોતાના ઈષ્ટની સિદ્ધિને માને છે. એટલે કે ઇષ્ટ અર્થની સિદ્ધિ ક્રિયાથી જ થાય છે, જ્ઞાનથી નહીં, કેમ કે : "જ્ઞાન સ્વતઃ ક્રિયા રહિત હોય છે, જેમ આકાશ." પુરૂષને ક્રિયા જ ફળ આપે છે. જ્ઞાન ફળ આપતું નથી ભોજ્ય અને ભોગ્ય પદાર્થનુ જ્ઞાન થવા માત્રથી સુખ મળતું નથી, પણ ભોગ માટેની ક્રિયા કરવાથી જ સૌને સુખની પ્રાપ્તિ થાય છે.

"ચંદનના લાકડાનો ભાર વહન કરનાર ગધેડો ભારનો ભાગીદાર બને છે, પણ સુગંધનો ભાગીદાર બનતો નથી, તેમ ક્રિયા વિનાનો કોરો જ્ઞાની પણ સુગતિનો માલિક બનતો નથી."

મતલબ કે સુગતિનો માલિક બનવામાં જ્ઞાનની નહીં પણ શીલ એટલે ક્રિયાની જ આવશ્યકતા રહેલી છે માટે આ મતવાદીઓનું કહેવુ છે કે પ્રાણાતિપાતાદિ વિરમણ રૂપ ક્રિયા જ મોક્ષપુરૂષાર્થની સાધનિકા હોવાથી શ્રેયસ્કરી છે.

જયારે બીજા મતાવલંબીઓ ઇષ્ટ સિદ્ધિમાં જ્ઞાનનુ જ માહાત્મ્ય માને છે અને કહે છે કે ગમે તેવી ક્રિયાઓ કરનારો યદિ જ્ઞાન રહિત છે તો ઇષ્ટસિદ્ધિ મેળવી શકે તેમ નથી. "સાધકને જ્ઞાન જ ફળદાયી હોય છે, ક્રિયા ફળવતી નથી હોતી. જ્ઞાન વિનાનો કે વિપરીત જ્ઞાનનો માલિક ગમે તેવી અને તેટલી પ્રવૃત્તિ કરે તો પણ સિદ્ધિ દેખાતી નથી" પહેલું જ્ઞાન છે, પછી દયા છે, માટે સૌ પહેલા જ્ઞાન જ શ્રેયસ્કર છે બિચારો જ્ઞાન વિનાનો અજ્ઞાની પાપ અને પુણ્યને શી રીતે જાણવાનો હતો? માટે તેઓનુ કહેવું છે કે શ્રુતજ્ઞાન જ શ્રેયસ્કર છે

આ જ પ્રસંગને બીજાઓ આ પ્રમાણે કહે છે. એકબીજાની અપેક્ષા રાખ્યા વિના જ્ઞાન અને ક્રિયા ઇષ્ટ સિદ્ધિના ફળને આપનારા હોય છે. "જ્ઞાન સાથે ક્રિયા હોવી જ જોઇએ, કે ક્રિયા સાથે જ્ઞાન હોવુ જ જોઇએ." આ પ્રમાણેની માન્યતા ઠીક નહી માનતા તેઓ એમ કહે છે "જે પાત્રથી તરાય તે પાત્ર ચાહે જ્ઞાનવાન હોય તો ય વાંધો નથી અને એકલી ક્રિયાવાળો હોય તો ય વાધો નથી માટે શીલ અને જ્ઞાન સાધકને પવિત્ર કરાવનાર હોવાથી બને પોતપોતાના સ્થાને સારા છે ત્રીજો આમ કહે છે" ક્રિયાને ઉપકારક જ્ઞાન હોવાથી તે ગૌણ હશે તો પણ ચાલશે પરંતુ મોક્ષ મેળવવાને માટે ક્રિયાની આવશ્યકતા જરૂરી છે ત્યારે આનાથી વિરૂદ્ધ આમ પણ કહેવાય છે કે જ્ઞાન ઉપર ક્રિયાનો ઉપકાર છે, માટે ક્રિયા ગૌણ હશે તો

પણ ચાલશે, પણ જ્ઞાન તો મુખ્યરૂપે જોઇએ જ. આ ચારે પક્ષો ફળસિદ્ધિ માટે અનુપકારી હોવાથી મિથ્યા છે

સમુદાયપક્ષ (જૈનપક્ષ) મોક્ષફળ માટે "આત્માને પ્રકાશ કરનાર જ્ઞાન, શોધન કરનાર તપ, તથા આત્માને, મનને અને ઇન્દ્રયોને ગુપ્ત રાખનાર સંયમ હોય છે. માટે જ્ઞાન, તપ અને સયમ જ મોક્ષનું કારણ છે." તપ અને સંયમ ક્રિયા હોવાથી શીલ કહેવાય છે. જૈન શાસન કહે છે કે "જ્ઞાન અને ક્રિયા પોત પોતાના સ્થાને મુખ્ય બનીને જ મોક્ષફળ આપનાર બને છે. એક ચક્રથી રથ ચાલતો નથી, તેમ જ્ઞાન વિનાની ક્રિયા અને ક્રિયા વિનાનું જ્ઞાન ફળદાયી બનતું નથી માટે "ज्ञान क्रियाभ्यां मोक्षः" વનમાં ફસાઈ ગયેલો અધ અને લંગડો માણસ જો એક બીજાની સહાયતા ન સ્વીકારે તો તે બન્નેને ત્યાં જ મર્યા વિના છૂટકારો નથી. માટે ગૌતમ! જ્ઞાનવતી ક્રિયા અને ક્રિયાવંત જ્ઞાન જ ફળદાયી છે. આમ શા માટે? જવાબમાં ભગવાને કહ્યું કે–મેં પુરૂષોને ચાર પ્રકારે કહ્યા છે:

(૧) શીલ સમ્પન્ન છે પણ જ્ઞાન સમ્પન્ન નથી.

(૨) જ્ઞાન સમ્પન્ન છે પણ શીલ સમ્પન્ન નથી.

(૩) જ્ઞાન અને શીલ સમ્પન્ન છે.

(૪) જ્ઞાન અને શીલ સમ્પન્ન નથી.

આ ચારેમાં જે પહેલા નંબરનો પુરૂષ છે તે શીલસમ્પન્ન હોવાથી હિંસા, જૂઠ, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહના ત્યાગરૂપ ક્રિયાવંત હોવા છતાં પણ જ્ઞાનસમ્પન્ન નહીં હોવાથી ત્યાગધર્મનો મર્મ જાણી શકવા માટે સમર્થ બનતો નથી. માટે મેં

તેને દેશ આરાધક કહ્યો છે. અર્થાત્ જ્ઞાનના અભાવમાં એકલી ક્રિયાનો જ તે આરાધક છે. માટે તેમાં દેશ આરાધકતા જ રહેવાની છે "દેશ આરાધક ક્રિયા કહી" બીજા નબરનો પુરૂષ યદ્યપિ જ્ઞાનસમ્પન્ન હોવાથી ત્યાગ કરવા યોગ્ય તત્ત્વોને જાણે છે જરૂર, પણ શીલ સમ્પન્નતા નહીં હોવાથી ત્યાગ કરી શકવા માટે સમર્થ બનતો નથી, માટે તેવા પુરૂષને મેં દેશવિરાધક કહ્યો છે. કેમ કે બગીચામાં ગમે તેટલા ઝાડો રોપ્યા હોય પણ તે વાંઝયા હોય, ફળ વિનાના હોય તો તે સુદર દેખાતા ઝાડો અને બગીચો પણ શા કામનો ? તેવી રીતે જ્ઞાનનું ફળ પણ વિરતિ એટલે પાપોના ત્યાગરૂપી ક્રિયા જ છે આ પ્રમાણે જ્ઞાનીમાં પણ ક્રિયા ન હોય તો તે જ્ઞાન પણ વાંઝીયુ છે.

ત્રીજા નંબરનો મહાભાગ્યશાળી પુરૂષ જે ગ્નાન અને શીલ સમ્પન્ન છે એટલે કે ત્યાગ કરવા યોગ્ય તત્ત્વો હમેશાને માટે ત્યાજ્ય જ છે. આવા પ્રકારનું તેને જ્ઞાન પણ છે અને જ્ઞાન પ્રમાણે તે તત્વોને અર્થાત્ પાપોને ત્યાગ્યા પણ છે, માટે તે પુરૂષને સર્વ આરાધક કહ્યો છે .."સર્વ આરાધક જ્ઞાન...."

અને ચોથો માણસ જ્ઞાનસમ્પન્ન પણ નથી અને શીલ-સમ્પન્ન પણ નથી, માટે તે સર્વ વિરાધક છે. આ વિવેચનમાં જ્ઞાનસમ્પન્નતાથી સમ્યગ્જ્ઞાન અને શીલસમ્પન્નતાથી સમ્યક્-ચારિત્ર લેવું. કેમ કે કુત્સિત જ્ઞાન અને કુત્સિત ચારિત્ર તો જીવ માત્રમા વિદ્યમાન હોય જ છે જેને લઈ જીવનના છેલ્લા શ્વાસ સુધી પણ તે જીવો પોતાના આત્માને સમ્યક્ પ્રકારે જાણી શકતા નથી. માટે :—

(૧) ધર્મ અને અધર્મની વ્યાખ્યાઓમાં કુતર્કગ્રસ્ત હોય છે.

(૨) પાપ અને પુણ્યની મર્યાદાઓમાં બેધ્યાન રહે છે.

(૩) આત્મા અને પરમાત્માની ઓળખાણમાં દરકાર વિનાના હોય છે, માટે તે જીવોને સર્વ વિરાધક કહ્યા છે.

દેશ આરાધક એટલે સમ્યગ્ બોધરહિત હોવાથી મોક્ષ-માર્ગનો અમુક અંશ જ આરાધતો હોવાથી દેશ આરાધક છે.

દેશ વિરાધકમાં સમ્યગ્ બોધ છે પણ મોક્ષમાર્ગનો તૃતીય વિભાગ એટલે ચારિત્ર અંશનો વિરાધક હોવાથી તે દેશ વિરાધક છે.

સર્વ આરાધક એટલે ત્રણે પ્રકારના મોક્ષ માર્ગનો આરાધક હોવાથી તે સર્વ આરાધક છે મોક્ષમાર્ગને જે આરાધે તે આરાધક અને ન આરાધે તે વિરાધક છે.

## આરાધનાના ભેદો :

હે પ્રભો ! આરાધના કેટલા પ્રકારે કહી છે ?

જવાબમા ભગવાને કહ્યું કે હે ગૌતમ ! જ્ઞાનારાધના, દર્શના-રાધના અને ચારિત્રારાધનારૂપે આરાધના ત્રણ પ્રકારની કહી છે.

આ ત્રણે પ્રકારની આરાધના ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્યથી ત્રણ ત્રણ પ્રકારની છે.

અનાદિ કાળના અનંત ભવોમાં મિથ્યાત્વવાસિત આત્માએ પોતાના આત્મીય ગુણોની આશાતના–વિરાધના જ કરેલી હોવાથી તેનાથી વજનદાર બનેલા આત્માએ નરકગતિ અને તિર્યંચગતિમાં જ અવરજવર કરી છે. કોઇક સમયે થોડાક પુણ્ય કર્મોને લઈ

કદાચ દેવગતિમાં ગયો હોય તો પણ ત્યાં એ વિષયવાસનાના ભોગવિલાસોમાં જ દેવગતિનું આયુષ્ય પૂર્ણ કરીને ફરીથી દુર્ગતિનો જ માલિક બન્યો છે. મનુષ્ય અવતાર પામીને પણ મિથ્યા જ્ઞાન, ભ્રમજ્ઞાન કે પૂર્વગ્રહના કારણે પોતાને સમજી શક્યો નથી, મિથ્યાદર્શનના કારણે પોતાને જોઈ શક્યો નથી અને મિથ્યાચારિત્રને લઈ પોતાને આરાધી શક્યો નથી પરિણામે દેવદુર્લભ મનુષ્ય અવતારને પામ્યો છતાં પણ આત્મતત્વ કે પરમાત્મતત્વને ઓળખી ન શકવાને કારણે આત્મતત્વનો ભયંકર વિરાધક બનેલો આ આત્મા સંસારયાત્રાને ટૂંકી કરી શક્યો નથી. પણ અનંત ભવોમાં મુસાફરી કરતો આ જીવાત્મા પોતાની અકામ નિર્જરાના લીધે ઘણા ઘણા ચીકણા કર્મો જ્યારે ભોગવી લે છે ત્યારે ભવિતવ્યતાના યોગે આત્મસન્મુખ બનીને શક્તિ સંપન્ન બને છે

બગડેલા શાક કે દાળને સુધારવા અને મસાલેદાર બનાવવાને માટે કેરીનો આચાર ( અથાણુ ) કે લીંબુના આચારનો ઉપયોગ જ કામ આવે છે. જેથી બગડેલો શાક કે દાળ સ્વાદિષ્ટ બનીને ખાનારને તૃપ્ત કરે છે.

તેવી રીતે કુવાસનાના કારણે નિરંજન-નિરાકાર સ્વરૂપ આપણો આત્મા પણ હિંસક, જુઠો, ચોર આદિ અશુદ્ધ થવાના કારણે બગડી ગયો હોય છે માટે જ તેની જીભમાં કડવાશ, આંખોમાં ઝેર, હાથોમાં મારકાટની આદત, પગમાં અસંયમ, હૃદયમાં ક્ષુદ્રતા, મસ્તિષ્કમાં વિકાર અને ચાલ તથા રહેણી કરણીમા હિંસકતા છે આવી સ્થિતિમાં કોઈક સમયે જાગૃત બનેલો આત્મા પોતાના ખરાબ કર્મોને સુધારવા માટેનો પુરૂષાર્થ આદરે છે, અને જે પદ્ધતિએ આત્મા બગડેલો છે તેનાથી વિરૂદ્ધ પદ્ધતિનો આશ્રય સ્વીકારીને આત્માનું શુદ્ધિકરણ કરે છે. તેને માટે સમ્યગ્જ્ઞાન,

દર્શન અને ચારિત્રની આચાર પદ્ધતિ જ હિતાવહ છે. કેરી અને લીંબુનો આચાર ( અથાણું ) દ્રવ્ય આચાર છે, ત્યારે દર્શન જ્ઞાન–ચારિત્રની રૂડી આરાધના ભાવ આચાર છે.

ત્રણેની આરાધનાથી સૂકા ચામડા જેવો બની ગયેલો આત્મા નરમ પડશે, ત્યારે જીભમાં મીઠાશ આવશે, આંખોમાં અમૃતનો વાસ થશે, પગોમાં સંયમ આવશે, હૃદય ગંભીર બનશે, મસ્તિષ્ક નિર્વિકારી બનશે અને રહેણી તથા કરણી અહિંસક બનશે.

યાદ રાખજો કે પાપ કર્મો કરવા માટે પણ વિધિવિધાન શીખવા પડે છે જેમ કે હિંસા માટે તલવાર, ધનુષ્ય, છરો હાથમાં શી રીતે પકડવા ? મારતી વખતે પગ કેવી રીતે રાખવા ? પહેલો હુમલો કયા સમયે કરવો ? ઇત્યાદિ

જૂદા જૂદા સમયમાં જૂદી જૂદી રીતે જૂઠ શી રીતે બોલવું ? બીજાની સાચી વાતને પણ જૂઠી કઇ રીતે કરવી ? સ્વાર્થ માટે બોલવાની ભાષામાં કઈ રીતે ફેરફાર કરવો ? ઇત્યાદિ

પાકા ઘરમાં કે કાચા ઘરમાં છેદ (બકોરૂં) પાડવું હોય તો કયા કયા શસ્ત્રો કામે આવશે ? પાડેલા બકોરામા પહેલા માથું નાખીને અંદર પ્રવેશ કરવો કે પગ પહેલા નાખવા ? અમુક તાળાને ઉઘાડવા હોય તો લોખંડનો સળીયો તેમા કઈ રીતે નાખવો ઇત્યાદિ ચોરી કરવા માટેનું પણ શાસ્ત્ર વિદ્યમાન છે.

જ્યારે મૈથુન કર્મના શિક્ષણ માટે કોકશાસ્ત્ર, કામશાસ્ત્ર અને ૮૪ આસનોના લખાયેલા શાસ્ત્રો અને છપાયેલા ચિત્રો ઢગલાબંધ છે. આવી રીતે ધનોપાર્જન, રક્ષણ, વર્ધન આદિને સૂચવનારા શાસ્ત્રો પણ રચાયેલા પડ્યા છે.

આ બધા પાપશાસ્ત્રો ભણીને કરાયેલા પાપ દ્વારા બગડી ગયેલા આત્માને સુધારવા માટે ધર્મકાયદાઓ, નીતિમર્યાદાના પાઠો ઉપરાંત જે દ્વારા આત્માની પ્રતિક્ષણે ઉન્નતિ થાય તેવા જ્ઞાનાચારાદિના પાઠો ભણવા માટે પણ વિધિવિધાનોની અત્યંત આવશ્યકતા રહેલી છે, તેની નોધ આપણે લઈએ.

જ્ઞાનાચાર :

૧. જે કાળે સમ્યગ્જ્ઞાન ભણવાની આજ્ઞા હોય તે કાળે તે ભણવું તે કાળઆચાર.

૨. જ્ઞાન આપનાર ગુરુનો વિનય કરવો તે વિનયાચાર.

૩. જ્ઞાન અને જ્ઞાનીનુ બહુમાન કરવું તે બહુમાનઆચાર.

૪. સૂત્રોને ભણવા માટે તપ વિશેષ કરવો તે ઉપધાનઆચાર.

૫. ગુરુને ભૂલવા નહી તે અનિન્હવઆચાર.

૬ સૂત્રોનું ઉચ્ચારણ શુદ્ધ કરવું તે વ્યંજનઆચાર

૭. બોલાતા સૂત્રોના અર્થો વિચારવા તે અર્થઆચાર.

૮. સૂત્ર અને અર્થ બંને શુદ્ધ ભણવા તે તદુભય આચાર.

દર્શનાચારના પણ આઠ આચાર :

૧. વીતરાગના વચનમાં શંકા ન કરવી તે નિઃશંકિત આચાર.

૨ જિનમત વિના બીજા ધર્મોની ચાહના ન કરવી તે નિઃકાંક્ષિત આચાર.

૩. સાધુસાધ્વીના મેલાં વસ્ત્ર દેખી નિંદા ન કરવી, અથવા ધર્મના ફળમાં સંદેહ લાવવો નહી તે નિર્વિતિગિચ્છા આચાર.

૪. મિથ્યાત્વીઓના ઠાઠમાઠ, ચમત્કાર દેખી સત્યધર્મથી ચલાયમાન ન થવું તે અમૂઢ દૃષ્ટિ આચાર.

૫. સમ્યગ્દૃષ્ટિ જીવના થોડા ગુણના પણ વખાણ કરવા તે ઉપબૃંહક આચાર.

૬. ધર્મને નહી પામેલાને ધર્મ આપવો અને ધર્મથી ચલાયમાન થયેલા જીવોને પૈસો, ધાન્ય, વસ્ત્ર તથા ઔષધ આપીને સ્થિર કરવા તે સ્થિરીકરણ આચાર.

૭. સ્વામીભાઈઓનું હિત ચિંતવવું તે વાત્સલ્ય આચાર.

૮. બીજા લોકો પણ ધર્મની અનુમોદના કરે તેને પ્રભાવના આચાર કહે છે.

સમ્યક્ચારિત્રના આઠ આચાર :

મન, વચન અને કાયાથી એકાગ્ર થઈને પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિનો ઉપયોગ કરવો તેને ચારિત્રાચાર કહેવાય છે. ત્રણેની આરાધના ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય પ્રકારે પણ હોય છે.

મોક્ષમાર્ગ પ્રત્યે પ્રકૃષ્ટ પ્રયત્ન, જેમાં કોઈ જાતનો પ્રમાદ નથી તેને ઉત્કૃષ્ટ આરાધના કહે છે. પ્રયત્નોમાં થોડી શિથિલતા હોય પ્રમાદ હોય તે મધ્યમ આરાધના છે.

પ્રયત્નોમાં વધારે શિથિલતા અને વધારે પ્રમાદ હોય તે જઘન્ય આરાધના છે.

કોણે કેટલી આરાધના ?

જે ભાગ્યશાળીને જ્ઞાનની આરાધના ઉત્કૃષ્ટ વર્તતી હોય

તેને દર્શનારાધના ઉત્કૃષ્ટ અને મધ્યમ પ્રકારે થશે. જેને દર્શનારાધના ઉત્કૃષ્ટ હોય તેને જ્ઞાનારાધના ત્રણે પ્રકારની હોય છે.

આ પ્રમાણે જ્ઞાન અને ચારિત્રનો સંબંધ પણ જાણવો. જે ભાગ્યશાળીને દર્શનારાધના ઉત્કૃષ્ટ હોય છે તેને ચારિત્રારાધના ત્રણે પ્રકારની હોય છે. પરંતુ જેઓ ઉત્કૃષ્ટરૂપે ચારિત્રારાધક હશે તેમને દર્શનારાધના પણ નિયમા ઉત્કૃષ્ટ હશે ઉત્કૃષ્ટરૂપે જ્ઞાન-દર્શનની આરાધના કરનાર કોઈક તે જ ભવે, કોઈ બે ભવે મોક્ષમાં જાય છે અને કોઈક કલ્પોપપન્ન દેવલોકના માલિક બને છે ઉત્કૃષ્ટ ચારિત્રારાધક પણ એક કે બે ભવે મોક્ષમાં જાય છે અને કેટલાએક કલ્પાતીત દેવલોકમાં જાય છે.

જ્ઞાન-દર્શનની મધ્યમ આરાધના કરનાર બે કે ત્રણ ભવે મોક્ષમાં જાય છે અને જઘન્યથી દર્શન-જ્ઞાન તથા ચારિત્રનો આરાધક સાત, આઠ ભવથી વધારે ભવ કરતો નથી. આત્મામા જેટલા અંશે પવિત્રતા, સરળતા અને એકાગ્રતા હશે તેટલી જ આરાધના પણ સુંદર બનવા પામશે કેમ કે આરાધનાને પૌદ્ગલિક શરીર, ઇન્દ્રિયો કે મન સાથે સીધો સંબંધ નથી, પણ આત્મા સાથે જ સીધો સંબંધ છે. તેથી દૂધ અને સાકરની જેમ આત્મા અને આરાધનાનુ જ્યારે તાદાત્મ્ય થશે ત્યારે સશક્ત બનેલી આરાધના સાધકના પાપ દ્વારો બંધ કરવાપૂર્વક પુરાણા પાપોને ધોઈ નાખવા માટે સમર્થ બનશે. આ બધી વાતોનુ ધ્યાન રાખીને સાચો આરાધક :-

૧. સંસારની ખટપટો સાથે સંબંધ રાખનારો હોતો નથી

૨. ગૃહસ્થાશ્રમીઓના કોઇ પણ પ્રસંગમાં ભાગ લેતો નથી.

૩. માયા, કલેશ અને કષાયની પ્રવૃત્તિઓથી સર્વથા દૂર હોય છે

૪ અનાદિ કાલીન આત્મીય દૂષણોનું દમન કરનારો હોય છે.

૫. યથાશકય ગૃહસ્થાશ્રમીના સંસર્ગથી અને તેમની ઓળખાણથી દૂર રહેનારો હોય છે.

૬. કામ અને લોભનો નિગ્રહ કરનારો હોય છે.

૭. પઠન–પાઠન–ધ્યાન અને જાપ આદિ પ્રવૃત્તિઓ જ જેને પ્રાણપ્યારી હોય છે.

૮. ગૃહસ્થોની એકે સંસ્થા સાથે રાગ–દ્વેષથી સંકળાયેલો નહીં હોય.

ઉપર્યુક્ત પ્રસંગોમાં ક્યાય પણ રાગ–દ્વેષ રાખ્યા વિનાનો સાધક જ સાચી સાધકતા પ્રાપ્ત કરે છે. અને એક, બે, ત્રણ છેવટે આઠ ભવે પણ મોક્ષ પામે છે. જ્યારે શ્રુત સામાયિક-સમ્યક્ત્વધારી, દેશવિરતિ શ્રાવક અસંખ્યેય ભવો પણ કરશે અને દર્શન–જ્ઞાનના ધારક હોવા છતાં પણ યદિ તે ચારિત્ર વિનાનો છે તો અસંખ્યેય ભવો હજી તેમને કરવાના રહેશે.

## પુદ્ગલ પરિણામ :

પ્રશ્ન—હે પ્રભો! પુદ્ગલોનું પરિણમન કેટલા પ્રકારનું છે? જવાબમાં ભગવાને કહ્યું કે હે ગૌતમ! તે પાંચ પ્રકારનું છે. યથાહિ, વર્ણ પરિણામ, ગંધ પરિણામ, રસ પરિણામ, સ્પર્શ પરિણામ અને સંસ્થાન પરિણામ.

એટલે કે જ્યાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય તે પુદ્ગલ જ છે. જીવને ગંધ, વર્ણ, રસ, સ્પર્શ અને સંસ્થાન નથી માટે તે પુદ્ગલ નથી.

વર્ણ પરિણામના પાંચ પ્રકાર છે :

શ્વેત, પીત, રક્ત. નીલ અને કૃષ્ણવર્ણ. આ મૂળ વર્ણ છે. બાકીના એક બીજાના મિશ્રણથી થાય છે. પરમાણુથી લઈને સ્કંધ સુધીના પુદ્ગલોમા એકાદ વર્ણ નિયમા હોય છે.

રસ પરિણામના પાંચ પ્રકાર છે :

તિક્ત (તીખો રસ), કટુ (કડવો રસ), કષાય (તુરો રસ), આમ્લ (ખાટો રસ) અને મધુર (મીઠોરસ).

ગંધપરિણામ, સુરભિ અને કરભિગંધ રૂપે બે પ્રકારે છે.

જ્યારે આઠ પ્રકારે સ્પર્શ પરિણામ છે શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, લઘુ, ગુરૂ, મૃદુ, કર્કશ પરમાણુમાત્રમાં એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ હોય છે.

સંસ્થાન પરિણામ :

કેટલાક પુદ્ગલ સ્કંધો બંગડીની જેમ વલયાકારે હોય છે.

" ગોળાકાર હોય છે.

" ત્રણ ખુણીઆ હોય છે

" ચાર ખુણીઆ હોય છે.

" લાંબા હોય છે.

**આઠ કર્મ :**

હે ગૌતમ ! કર્મ આઠ પ્રકારના હોય છે

"क्रियते ईति कर्म" આ વ્યુત્પત્તિએ વીર્યાંતરાયના ક્ષયોપશમને લઈ મન-વચન અને કાયાના જે પરિસ્પંદ થાય છે

તે જ કર્મ છે, અને તે પરિસ્પંદો અનંત છે. પરંતુ કેવળજ્ઞાની તીર્થંકર ભગવંતોએ આઠ વિભાગમાં અન્તર્ગત કરેલા હોવાથી કર્મો આઠ કહેવાય છે.

૧. જ્ઞાનાવરણીય કર્મ આત્માની જ્ઞાનશક્તિને ઢાંકે છે.

૨ દર્શનાવરણીય કર્મ આત્માની દર્શનશક્તિને અવરોધે છે.

૩. વેદનીય કર્મ સુખદુઃખની વેદના કરાવે છે.

૪. મોહનીય કર્મ આત્માને પોતાની ઓળખાણ અને શુદ્ધીમાં બે ધ્યાન કરાવે છે

૫. આયુષ્યકર્મ એક ગતિમાંથી બીજીગતિમાં રખડપટ્ટી કરાવે છે.

૬. નામકર્મ ચિત્રકારની જેમ શરીરની રચનામાં ફેરફાર કરાવે છે.

૭. ગોત્રકર્મ ઉચ્ચ અને નીચના વિશેષણો વિશેષિત કરે છે.

૮. અંતરાયકર્મ બધી રીતે આત્માને વિઘ્નો કરે છે.

આ પ્રમાણેના આઠે કર્મો સૂક્ષ્મ નિગોદ, બાદર નિગોદ અને નારકજીવોથી લઇ ઠેઠ ઈન્દ્ર, વાસુદેવ, ચક્રવર્તી, રાજા–મહારાજા અને તીર્થંકર ભગવંતોને પણ હોય છે.

હે પ્રભો ! જ્ઞાનાવરણીય કર્મના અવિભાગ પરિચ્છેદ કેટલા કહ્યા છે? ભગવાને કહ્યું કે હે ગૌતમ ! તે પરિચ્છેદો અનંત હોય છે.

એક લેશ્યામાંથી બહાર આવતા અને બીજી લેશ્યામાં પ્રવેશ કરતા જ જીવ માત્રના અધ્યવસાયો એક, બે કે ત્રણ નથી હોતા પણ અનંત હોય છે. જેમ કે રસ્તામાં ચાલતાં આપણે જ્યારે

સામેથી આવતા શત્રુ મહાશત્રુને જોઈએ છીએ ત્યારે આપણા મગજમાં ઢગલાબંધ વિચારોની આવ–જા થઈ જાય છે અને શરીરનો પરમાણુ પરમાણુ ક્રોધાવેશમાં આવી જાય છે.

પ્રેમપાત્ર સ્ત્રી કે કન્યાને જોતાં જ હજારો પ્રકારના રાગ પરમાણુઓથી આપણે ઓતપ્રોત થતાં જ આપણા શરીરનો પરમાણુ પણ રાગાવેશમાં મસ્ત બની જાય છે તે સમયે આખોમાં આખી દુનિયાને ભૂલાવી દે તેવો નવો ચમકારો દેખાવા લાગે છે હૃદય તેને ભેટવા માટે તલપાપડ થઈ જાય છે ત્યારે તે ભાઈ-સાબના આખોના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સંકેતો જોવા જેવા થઈ જાય છે અને તેના હાથના ઇસારાઓને તો બીજો માણસ સહસા ન કલ્પે તેવા થઈ જાય છે ઇત્યાદિક પ્રસંગોને લઈ મનમા જેટલા અધ્યવસાયો હોય છે, કર્મોના પ્રદેશો પણ તેટલા જ બંધાય છે.

પરિચ્છેદ એટલે અંશ જેનો કેવળજ્ઞાનીની પ્રજ્ઞાથી પણ વિભાગ નથી કરાતો તેથી તેને અવિભાગ કહેવાય છે

માટે જ ભગવાને ફરમાવ્યું કે આત્માના અનંત જ્ઞાનપ્રદેશોને આવૃત્ત કરનાર જ્ઞાનાવરણીય કર્મના અવિભાગ પરિચ્છેદ પણ અનત છે.

શક્તિસમ્પન્ન સૂર્યના કિરણો સ્વતઃ પ્રકાશમાન હોવા છતાં પણ તેના ઉપર જ્યારે વાદળાઓ ચઢી આવે છે અને તેઓ જેટલા અંશોમા કિરણોને આવૃત્ત કરે છે, તેટલી માત્રામા કિરણો પ્રકાશ આપી શકતા નથી કોઈક સમયે વાદળાઓનો હુમલો જોરદાર હોય છે ત્યારે દિવસ પણ રાત્રિ જેવો થઈ જાય છે. છતા એ સૌને ધ્યાન રાખવાનું છે કે વાદળાઓ ગમે તેટલા

જોરદાર હશે તો પણ સૂર્યના કિરણો સર્વથા અપ્રકાશમાન નથી હોતા, અને જેમ જેમ વાયરાના જોરે વાદળાઓ ખસતા જાય છે તેમ તેમ કિરણો પણ તેટલા અંશોમાં પ્રકાશ આપતા જાય છે.

આ પ્રમાણે સૂર્યના કિરણો જેવા આત્માના અસંખ્યાત પ્રદેશો ઉપર જ્ઞાનાવરણીયાદિ કર્મોના વાદળાઓ પ્રવાહરૂપે અનાદિ કાળથી છે. તેથી અનંતશક્તિનો આત્મા અપ્રકાશમાન જેવી અવસ્થા ભોગવી રહ્યો છે.

સમ્યગ્જ્ઞાનરૂપી વાયરો જ્યારે જોરદાર બને છે, ત્યારે કર્મો રૂપી વાદળાઓ પણ ધીમે ધીમે ખસતા જાય છે અને આત્મા પોતાના મૂળ સ્વરૂપમાં આવતો જાય છે. આ સૂત્રમાં પ્રશ્ન અને ઉત્તર એટલો જ છે કે જ્ઞાનાવરણીય કર્મના અવિભાગ પરિચ્છેદ અનંત હોય છે. કેવળજ્ઞાનીને છોડીને જીવમાત્રનો એક એક પ્રદેશ અનંત અવિભાગ પરિચ્છેદ વડે વ્યાપ્ત હોય છે.

આ પ્રમાણે દર્શનાવરણીય કર્મોનું પણ જાણવું. જેમને જ્ઞાનાવરણીય કર્મ હોય છે તેમને દર્શનાવરણીય કર્મ પણ અવશ્યમેવ હોય છે અને વેદનીયકર્મ પણ હોય છે. પણ વેદનીય કર્મના માલિકને જ્ઞાનાવરણીય કર્મ હોય પણ છે અને નથી પણ હોતું. જેમ કે કેવળીને વેદનીય છે પણ જ્ઞાનાવરણીય નથી. જેને મોહ કર્મ છે તેને જ્ઞાનાવરણીય જરૂર હોય છે, પણ જેને જ્ઞાનાવરણીય છે તેમને મોહનીય હોય કે ન પણ હોય, કારણ કે કેવળજ્ઞાન થતા ઘાતી કર્મોમાંથી સૌથી પહેલા મોહનીયનો છેદ થાય છે. ત્યાર પછી જ્ઞાનાવરણીય છેદાય છે, માટે તે મહાપુરૂષોને મોહનીય નથી છતાં પણ અમુક સમય પૂરતું જ્ઞાનાવરણીય હોય છે.

કેવળજ્ઞાનીને વેદનીય છે છતાં મોહનીય નથી, જ્યારે બીજા બધાઓને બંને હોય છે. આ પ્રમાણે વેદનીય અને આયુષ્ય કર્મ હોવા છતાં પણ કેવળજ્ઞાનીને મોહકર્મ નથી હોતું.

## જીવ પણ પુદ્ગલ છે :

પ્રશ્ન-જીવ પુદ્ગલી છે કે પુદ્ગલ ?

જવાબમાં ભગવાને ફરમાવ્યું કે હે ગૌતમ ! જેમ જેની પાસે છત્ર, દંડ કે ધન હોય છે તે માણસ છત્રી, દંડી કે ધની કહેવાય છે, તેમ પુદ્ગલો જેમને હોય તે પુદ્ગલી પણ કહેવાય છે. કેમકે શરીરમાત્ર પુદ્ગલ છે, ઇન્દ્રિયો પુદ્ગલ છે, મન પુદ્ગલ છે. સંસારી જીવ માત્રને આ ત્રણે હોય છે, માટે તે બધાએ પુદ્ગલી હોય છે. અને જીવ પુદ્ગલ પણ છે કેમકે જીવ એ પુદ્ગલની સંજ્ઞા છે, માટે પુદ્ગલ પણ છે.

આ કારણોને લઈને જ જૈન શાસન અનેકાન્ત શાસન છે. ગધેડાની પૂંછડી પકડીને બેસનારની જેમ કોરા શબ્દોની માયાજાળમાં ન ફસાય તે અનેકાન્ત છે. શબ્દો તો સાધન છે અને અર્થ સાધ્ય છે આટલું ધ્યાનમાં રખાય તો જૈન શાસનનો સ્યાદ્વાદ સર્વત્ર શાંતિ અને સમાધિનો સર્જક બનીને સંસારને નંદનવન જેવું બનાવી દેવા માટે પૂર્ણ સમર્થ છે.

અગિયારમો ઉદ્દેશો સમાપ્ત

ટીકાકાર કહે છે કે હૃદયની ભક્તિરૂપી આહુતિવડે વધ્યો છે તેજ જેનો, એવા પાર્શ્વનાથ ભગવાનની કૃપાદષ્ટિરૂપી અગ્નિ અને તે પ્રભુના નામ અક્ષરરૂપી મંત્રની વિધિવડે વિઘ્નોરૂપી ઇન્ધનોને બાળીને ખાખ કર્યા છે, માટે સમ્પન્ન થયું છે પવિત્ર શાંતિ કર્મ જેનુ એવો હું (અભયદેવસૂરિ) શિલ્પીવડે જેમ સારૂં મકાન બનીને તૈયાર થાય છે તેમ ભગવતીસૂત્રનું આઠમું શતક પણ મેં પૂર્ણ કર્યું છે.

## સમાપ્તિ વચન

શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય, નવયુગ પ્રવર્તક સ્વ શ્રી વિજય-ધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન, શાસનદીપક સ્વ શ્રી મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજના શિષ્ય ન્યા. વ્યા. કાવ્યતીર્થ, પંન્યાસપદ વિભૂષિત શ્રી પૂર્ણાનંદવિજયજી(કુમાર-શ્રમણ)એ જ્ઞાન સમ્પન્ન ભગવતીસૂત્રના આઠમા શતકના અગિયાર ઉદ્દેશા શાંતાક્રુઝ ઉપાશ્રયે પૂર્ણ કર્યા છે.

॥ शुभं भुयात् सर्वेपा प्राणिनाम् ॥

॥ सर्वे जीवाः जैनतत्त्वं प्राप्नुयुः ॥



# શતક નવમું : ઉદ્દેશક-૧

અત્યાર સુધીના શતકોમાં ઉદ્દેશાઓની સંખ્યા દશ દશની જ હતી. જ્યારે આ શતકમાં ૩૪ ઉદ્દેશા છે.

ઉદ્દેશાઓમાં વિષયાનુક્રમ :

૧. જમ્બૂદ્વીપની વક્તવ્યતા.

૨. જ્યોતિષદેવોની વક્તવ્યતા.

૩ થી ૩૦ અઠાવીસ અંતર્દ્વીપના એકએકનો એકએક ઉદ્દેશો એમ ૨૮ ઉદ્દેશા.

૩૧. સાંભળ્યા વિના પણ ધર્મને મેળવે છે ?

૩૨. ગાંગેય અનગારની વક્તવ્યતા.

૩૩. ઋષભદત્ત, દેવાનંદા અને જમાલીનું વર્ણન.

૩૪. પુરૂષને મારનારની વક્તવ્યતા.

આમ ૩૪ ઉદ્દેશે આ શતક પૂર્ણ થશે.

**જમ્બૂદ્વીપ :**

એક લાખ યોજન પ્રમાણ આ દ્વીપનું વર્ણન પહેલા ભાગમાં આવી ગયુ છે. જેમાં વર્ષો (સાત ક્ષેત્રો) અને વર્ષધરો (છ પર્વતો) તથા તેનાં માપ આદિનું વર્ણન છે. આ ઉદ્દેશો મિથિલાનગરીમાં ચર્ચાયો છે.

ચાલુ અવસર્પિણી કાળના ચોથા આરામાં જ્યારે દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામી વિચરી રહ્યાં હતાં તે સમયે મિથિલા

નામની નગરી ઘણી જ વિશાલ અને સમૃદ્ધ હતી નમિરાજર્ષિ ત્યાં રાજ્ય કરતાં હતાં. કાદવમાં ઉત્પન્ન થયેલા કમળની જેમ સંસારમાં રહ્યા છતાં પણ સંસારથી નિર્લેપ હતા

"કામભોગો ફણીધરની ફણા જેવા, કાચા કાચની બંગડી જેવા, યૌવન પાણીના પરપોટા જેવું, શ્રીમંતાઈ અને સત્તા વિજળીના ચમકારા જેવી તથા રાધાવેધની જેમ મનુષ્ય અવતારને માનનારા હતા. માટે જ રાજ્યગાદી ઉપર બિરાજમાન હોવા છતાં પણ જન્મજન્મના વૈરાગી, ત્યાગી અને તપસ્વી હતા એક દિવસે માથામાં થયેલી વેદનાના કારણે રાજરાણીઓ સુખડ આદિ ઔષધ ઘસી રહી હતી, ત્યારે રાણીઓના હાથમાં રહેલા બે-ચાર કંકણનો અવાજ પણ રાજાને માટે અસહ્ય હતો, પરંતુ જ્યારે એક જ કંકણ હાથમાં રાખીને રાણીઓ ઔષધ ઘસવા લાગી ત્યારે અવાજ નહીં આવતાં રાજાજીએ પૂછ્યું કે, હે મંત્રી ! હવે અવાજ આવતો બંધ કેમ થયો ? મંત્રીએ કહ્યું રાણીઓના હાથમાં એક જ કંકણ છે માટે અવાજ બંધ થયો છે. આટલું સાંભળતાં જ વેદનામા પડેલા રાજાનો આત્મા જાગૃત અને વિચારે ચડ્યો કે "જ્યાં બે ત્રણનું મિલન હતુ ત્યાં દુઃખ હતુ, પણ જ્યારે રાણીઓએ એક જ કંકણ રાખ્યું ત્યારે મને સુખ લાગ્યું, માટે જ્યાં સંજોગ છે ત્યા દુઃખ છે.

"संजोग मूला जीवेण, पत्ता दुःख परंपरा"

આવા ત્યાગ-સંપન્ન રાજર્ષિની મિથિલામા ભગવાન પધાર્યા છે ત્યાં દેવોએ સમવસરણની રચના કરી અને ભગવાને શ્રમણ અને શ્રાવકધર્મનો તથા દાન, શિયલ, તપ અને ભાવધર્મનો ઉપદેશ આપ્યો, દેશના સમાપ્ત થઇ, પરિષદા પ્રસન્ન થઈ પોત-પોતાના ઘરે ગઇ.

ત્યારે ગૌતમસ્વામીએ ભગવાનને પૂછ્યું કે હે પ્રભો! જમ્બૂદ્વીપ કયાં આવ્યો ? કેવા સ્થાને છે ? જવાબમાં ભગવાને કહ્યું કે હે ગૌતમ !

અસંખ્યાત દ્વીપ અને સમુદ્રોની વચ્ચે, બધાએ કરતાં નાનો, ગોળ થાળીના આકાર જેવો જમ્બૂદ્વીપ છે. શરીરની બરાબર વચ્ચે જેમ નાભી હોય છે તેમ આ દ્વીપની વચ્ચે લાખ યોજન ઉંચો મેરૂપર્વત છે અને ૧૪૫૬૦૦૦ નદીઓ છે તે આ પ્રમાણેઃ-

ભરતક્ષેત્રમાં ગંગા અને સિંધુ નદી છે

ઐરાવતક્ષેત્રમાં રક્તા અને રક્તાવતી નદી છે.

આ નદીઓની ૧૪-૧૪ હજાર શાખા છે. એ બધી નાની નદીઓ આ ચારે મોટી નદીઓમાં ભેગી મળે છે. એટલે ચારેની ૫૬૦૦૦ની સંખ્યા થઈ.

હૈમવતક્ષેત્રે રોહિતા અને રોહિતાશા નદી છે

હૈરણ્યવત ક્ષેત્રમાં સુવર્ણકૂલા અને રૂપ્યકૂલા નદી છે. પ્રત્યેકને ૨૮-૨૮ હજાર એટલે ૧,૧૨,૦૦૦ શાખા છે.

હરિવર્ષક્ષેત્રે હરિ અને હરિકાંતા નદી છે.

રમ્યક્ક્ષેત્રમાં નરકાંતા અને નારીકાંતા નદી છે. પ્રત્યેકને ૫૬-૫૬ હજાર નદીઓ છે.

મહાવિદેહક્ષેત્રે સીતા અને સીતોદા છે. પરિવાર સંખ્યા ૫,૩૨,૦૦૦ છે.

આ બબ્બે નદીઓમાંથી પહેલી નદી પૂર્વના સમુદ્રને અને બીજી નદી પશ્ચિમ સમુદ્રને મળે છે. આને લગતું વધારે વર્ણન જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિથી જાણી લેવા માટેની ભલામણ ટીકાકારે કરી છે.

પહેલો ઉદ્દેશો સમાપ્ત.

# શતક નવમું : ઉદ્દેશક–૨

આ ઉદ્દેશો રાજગૃહી નગરીમાં ચર્ચાયો છે ગૌતમસ્વામીના પૂછવાથી ભગવાને કહ્યું કે હે ગૌતમ ! જમ્બૂદ્વીપમાં ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં પણ બે ચંદ્રો અને બે સૂર્યો પ્રકાશતા હતાં. એટલે કે ભૂતકાળમાં પણ જે પરિસ્થિતિ હતી તે વર્તમાનમાં પણ છે અને ભવિષ્યમા પણ બે સૂર્યો અને ચંદ્રો જમ્બૂદ્વીપને પ્રકાશિત કરશે. તારાગણની સંખ્યા એક લાખ તેત્રીસ હજાર નવસો પચાસ (૧,૩૩,૯૫૦) કોડાકોડી છે.

લવણ સમુદ્રમાં ચાર ચંદ્ર અને ચાર સૂર્ય છે, ૧૧૨ નક્ષત્ર, ૩૫૨ ગ્રહ અને ૨,૬૭,૯૦૦ કોડાકોડી તારાઓની સંખ્યા ત્રણે કાળમાં હતી, છે અને રહેશે.

ધાતકી ખંડમાં ૧૨ સૂર્ય અને ૧૨ ચંદ્ર, ૩૩૬ નક્ષત્રો, ૧,૦૫૬ ગ્રહો તથા ૮,૦૩,૭૦૦ કોડાકોડી તારાઓ છે.

કાળોદધિ સમુદ્રમા ૪૨ ચંદ્ર અને ૪૨ સૂર્ય, ૩,૬૯૬ ગ્રહો, ૧,૧૭૬ નક્ષત્રો અને ૨૮,૧૨,૯૫૦ કોડાકોડી તારા છે.

પુષ્કરદ્વીપમાં ૧૪૪ સૂર્ય અને ચંદ્ર છે, ૧,૨૬૭ ગ્રહો છે, ૪,૦૩૨ નક્ષત્રો અને ૯૬,૪૪,૪૦૦ કોડાકોડી તારાઓ છે.

આભ્યન્તર પુષ્કરાર્દ્ધમા આનાથી અર્ધા કરવા. આ પ્રમાણે અઢીદ્વીપમાં ૧૩૨ ચંદ્ર છે અને ૧૩૨ સૂર્યની સંખ્યા છે. જે ત્રણે કાળે આ પ્રમાણે જ છે પુષ્કરોદ સમુદ્રમા ત્રણે કાળે સંખ્યાત ચંદ્ર અને સૂર્ય છે. સ્વયંભૂરમણ સમુદ્ર સુધીમાં અસંખ્યાત ચંદ્રો અને સૂર્યો પ્રકાશતા હતા, પ્રકાશે છે અને પ્રકાશશે.

બીજો ઉદ્દેશક સમાપ્ત

# શતક નવમું : ઉદ્દેશક–૩ થી ૩૦

જેમાં એકએક અન્તર્દ્વીપનો એકએક ઉદ્દેશો જાણવો. આ પ્રમાણે ૨૮ અન્તર્દ્વીપના ૨૮ ઉદ્દેશા જાણવા

આ દ્વીપોમાં મનુષ્યો રહે છે અને જીવાભિગમ સૂત્રથી અન્તર્દ્વીપોનુ વર્ણન જાણી લેવા ટીકાકારે ભલામણ કરી છે.

ત્રણથી ત્રીસ ઉદ્દેશા સમાપ્ત



# શતક નવમું : ઉદ્દેશક–૩૧

## સાંભળ્યા વિના પણ ધર્મ પામે ?

અશ્રુત્વા એટલે અરિહંતાદિ પાસેથી સાંભળ્યા વિના પણ સાધકને અરિહંતધર્મની, બોધિલાભની, અનગારધર્મની, બ્રહ્મચર્યધર્મની, સંયમની તથા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન આદિ ૧૧ પદોની પ્રાપ્તિ થઈ શકે છે ? થતી હોય તો કયા કારણે ? અને નહી થવામાં કારણ શુ ?

પ્રશ્નનો હાર્દ સમજીએ તે પહેલા પારિભાષિક શબ્દોને સંક્ષેપથી જાણી લઈએ.

(૧) તીર્થંકર :

આ પદને પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળા ભાગ્યશાળીઓને બેત્રણ ભવ પહેલાથી જ આવી ભાવના ઉદ્ભવે છે.

૧. સંસારના જીવમાત્રને હિંસા–ચોરી–મૈથુન અન પરિગ્રહ રૂપી મહાપાપમાથી બચાવીને અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને સતોષ ધર્મ આપનારો થાઉં.

૨ દીન, દુ:ખી, અનાથ અને કર્મોના કારણે પરેશાન બનેલા જીવોનો હું સહાયક બનું.

૩. દ્રવ્ય અને ભાવ દરિદ્રતાને દૂર કરાવીને તેમને ધર્મરૂપી આંબાના ઝાડ નીચે લાવનારો બનું.

૪. કામીઓના કામને દૂર કરાવું.

૫. ક્રોધીઓના ક્રોધને ભગાડનારો બનું.

૬ માયાવીઓને માયાની જાળમાંથી મુક્ત કરૂં

૭ સંતોષામૃત આપીને સૌને સંજીવન કરૂં.

૮ દ્રવ્ય અને ભાવ રોગીઓને ક્ષમા આદિ દશ પ્રકારના ઔષધના પડિકાઓ આપીને રોગમુક્ત કરૂં.

આવા પ્રકારની અને બીજા જીવોને માટે સર્વથા અશક્ય માટે જ અભૂતપૂર્વ તથા અજોડ ભાવદયાથી પ્રેરાયેલા એ મહાપુરૂષો વીશસ્થાનકોની ઉત્કૃષ્ટતમ, નિષ્કામ અને નિર્વ્યાજ આરાધના કરીને, પોતાના આત્માને દ્રવ્ય તથા ભાવકર્મોમાંથી મુક્ત કરી તીર્થંકર નામકર્મની નિકાચના કરી ત્રીજે ભવે પણ ઘાતીકર્મોનો નાશ કરી કેવળજ્ઞાન મેળવવાને માટે ભાગ્યશાળી બને છે અને તરત જ ત્રીજા ભવે ઉપાર્જિત તીર્થંકર નામકર્મનો ઉદય થતા સંમવસરણમાં બિરાજમાન થઈ જીવમાત્રને ધર્મોપદેશ આપે છે અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી તીર્થંકર બને છે

(૨) કેવળી શ્રાવક :

તીર્થંકર ભગવંતોના સમવસરણમાં બેસીને ધર્મ સાંભળ્યો હોય, તથા શંકાઓનું નિવારણ કર્યું હોય તે કેવળી શ્રાવક અને કેવળી શ્રાવિકા કહેવાય છે.

(૩) કેવળી ઉપાસક :

કેવળી ભગવંતોની ઉપાસના કરનારાને કેવળીના ઉપદેશનો લાભ મળતો નથી પણ તીર્થંકરોના શિષ્યો પ્રશિષ્યો પાસેથી ધર્મ શ્રવણ કર્યો હોય તે કેવળી ઉપાસક કે કેવળી ઉપાસિકા કહેવાય છે.

(૪) કેવળી પાક્ષિક :

જે સ્વયંબુદ્ધો હોય તેમને કેવળી પાક્ષિક કહેવાય છે. ગૌતમસ્વામીજીનો પૂછવાનો આશય આ પ્રમાણે છે કે-જે જીવાત્માએ કેવળીઓને, કેવળી શ્રાવક શ્રાવિકાને, ઉપાસક ઉપાસિકાને કે સ્વયંબુદ્ધોને સાંભળ્યા નથી તેમને અરિહંતોના ધર્મ આદિની પ્રાપ્તિ થશે ?

જવાબનો નિર્ણય કરીએ તે પહેલા ધર્મ આદિ ૧૧ પદોનો ગૂઢાર્થ પણ જાણી લેવા જેવો છે.

(૧) જિનપ્રજ્ઞપ્ત ધર્મ

રાગદ્વેષને સમૂળ નાશ કરી કેવળજ્ઞાનને મેળવ્યા પછી સમવસરણમાં બિરાજમાન થઈને ધર્મનો જે ઉપદેશ આપ્યો તેને જૈન ધર્મના નામે કહીએ છીએ. જેમા રાગદ્વેષ મોહ અને વિષયવાસનાનો સંપૂર્ણ વિરામ થાય છે. ક્રોધ, માન, માયા અને લોભની સંપૂર્ણ સમાપ્તિ થાય છે. ઈન્દ્રિયોના અને મનના વેગ

સર્વથા ઠંડા પડે છે ભોગૈષણ, લોકૈષણ અને વિતૈષણાનું બધી રીતે દમન થાય છે તે જૈન ધર્મ કહેવાય છે. આવા ધર્મના પ્રરૂપક તીર્થંકર વિના બીજો કોઈ હોતો નથી. કેમકે પોતાના અદમ્ય પુરૂષાર્થ વડે તથા ત્યાગ અને તપોધર્મની ચરમસીમાએ કરેલી આરાધનાના બળે નવા કર્મોના દ્વારને સંવરધર્મ વડે સર્વથા બંધ કરીને, પોતાના જુના કર્મોના સૂક્ષ્માતિસૂક્ષ્મ એક એક આવરણ પરમાણુને બાળીને ખાખ કરી દીધા હોય છે. માટે જ કેવળજ્ઞાનના માલિક તીર્થંકર દેવાધિદેવોનો પ્રરૂપિત ધર્મ જ સર્વોત્કૃષ્ટ ધર્મ છે.

ગૌતમસ્વામીએ પૂછ્યું છે કે આવો ધર્મ શી રીતે પ્રાપ્ત થાય? તેનું મૂળ કારણ શું?

(૨) બોધિલાભ

અનાદિ અનંત સંસારમાં ચક્રવર્તીપદ અને ઇંદ્રપદ પણ ઉત્કૃષ્ટ પુણ્યના જોરે પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ બોધિ (સમ્યક્ત્વ) લાભ માટે પુણ્યબળ કામે નથી આવતું પણ આત્માની મોક્ષાભિલાષીણી પુરૂષાર્થશક્તિ જ કામે આવે છે. કારણ કે સંખ્યાતા કે અસંખ્યાતા ભવમાં ઉપાર્જિત કરેલી અનતાનંત કર્મોના કારણે ભેગી થયેલી અનતાનુબંધી કષાયોની મોહમાયાને ભગાડી નાખવા માટે કે દબાવી દેવા માટે આત્માનું અનિવૃત કરણ જ મુખ્ય કારણરૂપે હોય છે.

પુરૂષાર્થી બનેલો આત્મા અનંતાનુબંધી કષાયોની માયા સાથે જ્યારે જબરદસ્ત રણમેદાન ખેલે છે અને કાળી નાગણ કરતાં પણ ભયંકર આ માયા નાગણને દબાવી દે છે ત્યારે તે માયાની શક્તિ લગભગ ઘણા મોટા ભાગે ક્ષીણ થતાં એક

કોડાકોડી જેટલા કર્મો શેષ રહે છે અને ૬૯ કોડાકોડી સાગરોપમ જેટલાં ભયંકર કર્મો લગભગ ક્ષય પામે છે અથવા શક્તિહીન બને છે. તે સમયે આત્માને જ્ઞાનનો પ્રકાશ મળે છે જે અભૂતપૂર્વ હોય છે. આવો પ્રકાશ પામેલો આત્મા જ બોધિલાભનો માલિક બને છે.

અનંતાનુબંધી કષાયોને દબાવ્યા વિના કે ક્ષય પમાડ્યા વિના મોહરાજાનુ તથા તેના સૈનિકોનું જોર કોઇ કાળે પણ ઓછું પડતુ નથી. ત્યારે મોહરાજાનો માર ખાઇને મડદાલ બનેલો આત્મા પણ લગભગ મડદાલ જેવો જ હોય છે.

માટે સમ્યક્ત્વ(બોધિલાભ)ને માટે કષાયોનું દમન તથા મારણ જ મુખ્ય અને અજોડ કારણ છે.

ઇન્દ્રપદ મેળવીને કબૂતરોની જેમ ઉડતા પર્વતોની પાંખો કાપવી સરળ છે, ચક્રવર્તી કે વાસુદેવપદના ભોક્તા બનીને લાખો કરોડો માનવોને યમસદનના અતિથિ બનાવવા પણ કઠણ નથી, ભોગ વિલાસોમાં પૂર્ણ મસ્ત બનીને જીંદગી પૂર્ણ કરવી એ પણ સુલભ છે, અને વ્યાપારમાં છળ, પ્રપંચ દ્વારા લાખો કરોડો રૂપીયાની માયા ભેગી કરવી અને તેના ભોગવટામાં જીવન યાપન કરવું તે પણ સુલભ છે. પરંતુ પોતાના આત્માનું દમન, કષાયોનું શમન, ઇન્દ્રિયોનું મારણ, વૃત્તિઓનું નિરાસન કરવુ અત્યંત કઠણ છે. છતાં પણ મોક્ષાભિલાષી આત્મા સરળતાથી કરી શકે છે.

ગૌતમસ્વામીએ ભગવાનને પૂછ્યું કે હે પ્રભો ! બોધિલાભની પ્રાપ્તિમા મૂળ કારણ શું છે ?

(૩) અનગાર ધર્મ

ધર્મપત્ની જેને હોય તે ગૃહસ્થાશ્રમી કહેવાય છે. કેમ કે ગૃહિણી જ ઘર છે. આવું ઘર જેને નથી તે અનગાર છે. માંડેલા ગૃહસ્થાશ્રમને બંને પરિગ્રહો અવશ્યંભાવી છે.

હાટ-હવેલી, પુત્ર પરિવાર, ધન-ધાન્ય, સોનું-ચાંદી અને કપડાં આદિના પરિગ્રહને દ્રવ્ય પરિગ્રહ કહે છે અને જ્યાં જ્યાં દ્રવ્ય પરિગ્રહ હોય છે ત્યાં અનિચ્છાએ પણ રાગ-દ્વેષ હોય જ છે, માટે ક્રોધ, માન, માયા, લોભ, હિંસા, જૂઠ આદિ કર્મો ભાવ-પરિગ્રહ છે.

આ પ્રમાણેના બંને પરિગ્રહોનો જેમણે ભાવપૂર્વક ત્યાગ કર્યો હોય છે તે અનગાર મુનિ વિરતિધર અને શ્રમણ કહેવાય છે.

આકાશમાં રહેલા નવે ગ્રહોની તુષ્ટિ-પુષ્ટિ શક્ય હોય છે પણ આશા-તૃષ્ણા આકાશ જેટલી અનંત હોવાથી પરિગ્રહ નામનો મોટો ગ્રહ સર્વથા દુસ્ત્યાજ્ય રહ્યો છે

પરંતુ સમ્યગ્દર્શનના પ્રકાશમાં જેમનો આત્મા પ્રવેશ કરી ગયો છે, તેવા પુરૂષાર્થીને દ્રવ્ય પરિગ્રહ એટલે પોતાના આત્માથી સર્વથા અતિરિક્ત પૌદ્ગલિક પદાર્થોનો ત્યાગ સુસાધ્ય બને છે તથા સમ્યગ્દર્શનના પ્રકાશમાં સમ્યગ્જ્ઞાન જેમ જેમ વધે છે તેમ તેમ સમ્યક્ચારિત્રનું પ્રાબલ્ય પણ વધતું જાય છે અને તેમ થતાં कोहमुंड़े-मानमुंड़े-मायामुंड़े અને लोभमुंड़े અર્થાત્ કેશોના મુંડન(લુંચન)ની જેમ પોતાના આત્મામાં અનાદિકાળથી સ્થિતિ જમાવીને રહેલા ક્રોધનું પણ મુંડન કરે છે માનને પણ ઉખેડી નાંખે છે. માયાના જાળાને પણ તોડી નાખે છે અને લોભરાક્ષસને

મારી મારી તેનો ભુક્કો કરે છે. આવી રીતનો દ્રવ્ય અને ભાવ-પરિગ્રહનો ત્યાગી જ અનગાર કહેવાય છે.

આવો અનગારધર્મ, શ્રમણુધર્મ, મુનિધર્મ, નિર્ગ્રંથધર્મ કે સમિતિ ગુપ્તિધર્મની પ્રાપ્તિ સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર વિના કોઇ કાળે પણ શકય નથી.

(૪) બ્રહ્મચર્યધર્મ ·

આઠે પ્રકારની મૈથુનવાસનાના ત્યાગ પછી જ બ્રહ્મચર્યધર્મની પ્રાપ્તિ થાય છે કેમ કે આત્મામાં મૈથુન વાસના અને બ્રહ્મચર્ય એકી સાથે કોઈ કાળે રહી શકે તેમ નથી. મતલબ કે આ બંને તત્વો હાડવૈરી છે. વૃદ્ધ અનુભવીઓ પણ કહે છે કે જયા મૈથુન વાસના છે ત્યાં ભાવ બ્રહ્મચર્ય નથી અને જ્યાં ભાવ બ્રહ્મચર્ય છે ત્યાં મૈથુનવાસના અને ચેષ્ટા હોતી નથી મૈથુનવાસના કે ચેષ્ટામા પ્રાયઃ કરી દ્રવ્ય બ્રહ્મચર્ય પણ રહેતું નથી તો ભાવ બ્રહ્મચર્યની શકયતા કયાથી હોય? માટે બ્રહ્મચર્યધર્મની આરાધના માટેનું આદિ કારણ મૈથુનકર્મની વિરતિ જ છે.

મૈથુનના આઠ પ્રકાર નીચે પ્રમાણે છે

(૧) સ્મરણ મૈથુન—સર્વાંશે કે અલ્પાંશે પણ ભોગવાયેલી સ્ત્રી કે ભોગવાયેલા પુરૂષની મીઠી મધુરી રાત્રિઓને પુનઃ પુનઃ યાદ કરતા રહેવું તેને સ્મરણ મૈથુન કહે છે.

શાસ્ત્રકારો તો ત્યાં સુધી કહે છે કે પુરૂષને સ્ત્રીનો ત્યાગ અથવા સ્ત્રીને પુરૂષનો ત્યાગ કદાચ શકય બની શકે છે પણ પરસ્પર થયેલા ભોગ વિલાસોની સ્મૃતિનો ત્યાગ અત્યંત દુસ્ત્યાજ્ય હોય છે; માટે સ્મરણ મૈથુનને ભાવ મૈથુન કહેવામા વાંધો નથી.

(૨) કીર્તન મૈથુન—ભોગવાયેલી, ત્યજાયેલી, કે મૃત્યુ પામેલી સ્ત્રીઓના કે પુરૂષના ભોગ સમયે થયેલી મધુરી વાતોનું ચેષ્ટાઓનું ફરી ફરીથી કથન કરવું તે કીર્તન મૈથુન છે.

(૩) કેલિ મૈથુન—ભોગ્ય પાત્ર સાથે ભોગવાઇ ગયેલા ભોગોને યાદ કરીને સ્વપ્નોમાં પણ ભોગી જીવનની પ્રશંસા કરવી અને ફરીથી તેવા ભોગો સ્વપ્નમાં પણ મળે તેવી ચાહના કરવી તે કેલિ મૈથુન છે.

(૪) પ્રેક્ષણ મૈથુન—ભોગવાયેલી સ્ત્રીના કે પુરૂષના રૂપરંગ તથા વિલાસિતાનું આરોપણ બીજી સ્ત્રી કે પુરૂષમાં કરીને તેના રૂપરંગને જોઈ પોતાના ભોગ્યને યાદ કરી ઉંડા નિસાસા મૂકવા, અથવા બીજી સ્ત્રી કે પુરૂષના અંગોપાંગ, ફેશનેબલ વેષ પરિધાન, વિલાસી ચાલને જોઈ જોઇ માનસિક જીવનમાં ચંચલતાને ઉત્પન્ન કરવી તેને પ્રેક્ષણ મૈથુન કહે છે.

(૫) ગુહ્યભાષણ મૈથુન—બે મિત્રો કે બે સહિયરો વચ્ચે ભોગવિલાસના અષ્ટાંગો તથા ૮૪ આસનો સંબંધી મૈથુન કર્મને લગતી જ ચર્ચામાં ગળેડૂબ રહેવુ તે ગુહ્યભાષણ મૈથુન છે.

(૬) સંકલ્પ મૈથુન—મૈથુનના સંકલ્પો (વિચારો) કરવા અથવા તો તેવાં પ્રકારના દશ્યો, ચિત્રો અને કથાનકોને જોઇ વાંચીને માનસિક જીવનમાં મૈથુનના સંકલ્પો કરવા.

(૭) અધ્યવસાય મૈથુનઃ—અધ્યવસાય એટલે આત્મિક પરિ-ણામ. જેમના માનસિક કે વાચિક વિચારો ખરાબ હશે તેમનાં આત્મિક પરિણામોમાં પણ ખરાબી આવ્યા વિના રહેતી નથી.

માટે જ સંસારભરના બધાએ યોગી મહાયોગીઓના નાથ ભગવાન મહાવીરસ્વામીએ ડંકાની ચોટ સાથે કહ્યું કે, ઓ માનવ! બ્રહ્મનિષ્ઠ કે નૈષ્ઠિક બ્રહ્મચારી થવા માટે "अप्पा चेवद्रमियव्यो" આ ઉક્તિને ચરિતાર્થ કર્યા વિના સંસારભરની એકે પણ પ્રાણાયામિકાદી ક્રિયાઓ કામે લાગવાની નથી, કેમકે આત્માને શુદ્ધ સ્વરૂપના લક્ષ્યસ્થાને પહોચાડ્યા વિના સંસારભરના સારામાં સારા નિમિત્ત કારણો પણ લગભગ સફળીભૂત થતા નથી.

(૮) ક્રિયા નિવૃત્તિ મૈથુનઃ—ઉપર પ્રમાણેના સાતે મૈથુન ભાવોમાં મસ્ત બનીને એક દિવસે સાક્ષાત્ કે સ્વપ્નમાં મૈથુન સેવન કરવું તે ક્રિયા નિવૃત્તિ મૈથુન કહેવાય છે

વ્યવહાર નયે આઠમું ક્રિયા નિવૃત્તિ મૈથુન ભલે ખરાબ મનાયું હશે પણ નિશ્ચયદષ્ટિએ તો આઠમા મૈથુનના પ્રેરક ઉપરના સાતે મૈથુનો આત્માનું અધઃપતન કરાવનારા હોય છે; કેમકે આનાથી મૈથુન સંજ્ઞા બળવતી બનીને ભવભવાંતરને માટે કુસંસ્કારોની વૃદ્ધિ કરનારા બને છે, અને જ્યાં સુધી કુસ્ત્યાજ્યમૈથુન સંજ્ઞા સામે જોરદાર વ્યુહરચના મંડાતી નથી તથા અનાદિકાળના આત્માની સાથે એકાકાર થયેલા આ મૈથુન સંસ્કારોને કાઢવા માટેની શિક્ષા લેવાતી નથી ત્યાં સુધી બ્રહ્મચર્યધર્મ પણ આરાધિત થતો નથી

ગૌતમસ્વામીનો પૂછવાનો આશય આ છે કે હે પ્રભો! આવા પ્રકારનો બ્રહ્મચર્યધર્મ પ્રાપ્ત થવામા મૂળ કારણ શું છે?

(૫) સંયમ દ્વારા સંયમયતના

"यतते प्रतिसमय आत्मान उपयोग घर्मे प्रवर्तत इति यतना" એટલે કે સમ્યક્ચારિત્રના પાલનમાં આત્માને ઉપયોગવંતો રાખવો તેને 'યતના' કહે છે

આત્મામાં સતત જાગૃતિ, જ્ઞાનમાર્ગમાં આત્માની મસ્તી, પૌદ્ગલિક પદાર્થો પ્રત્યે સર્વથા ઉદાસીનતાને જ યતના કહેવાય છે.

(૯) સંવરધર્મ :

કર્મોની નિર્જરાના ખ્યાલાત વિના પણ સત્તામાં પડેલા કર્મોની નિર્જરા ગમે તેટલી થતી હશે તો એ આત્માનું કલ્યાણ થઈ શકે તેમ નથી. કેમ કે અનાદિકાળથી આત્માના પ્રદેશો ઉપર અનંત કર્મો બંધાયા છે અને અકામ નિર્જરાએ તેમની નિર્જરા પણ થઈ છે. છતાંએ આત્માનું સંસારિત્વ ઓછું થયું નથી. અને ભવભ્રમણા મટી નથી કેમ કે અજ્ઞાનાવસ્થામાં જેટલા કર્મો નિર્જરાયા છે તેનાથી કોઈક સમયે તો કરોડો ગુણા વધારે નવા કર્મો પણ બંધાયા છે. આવી પરિસ્થિતિમાં આત્માની દશા શી રીતે સુધરે ?

માટે દયાના સાગરસમા તીર્થંકરદેવોએ કહ્યું કે હે સાધક! સૌથી પહેલાં તું સંવરધર્મનો પાઠ ભણજે જેથી તારો આશ્રવ-માર્ગ બંધ થવા પામશે, અને નિર્જરા તત્ત્વની આરાધના સર્વથા લાભદાયિની બનશે. અર્થાત્ સંવરપૂર્વકની નિર્જરા જ મોક્ષ સાધિકા હોય છે. આજના સંસારની કરૂણતા હોય તો એ જ છે કે આપણે સૌ જીવોના ભેદ–પ્રભેદ તેમના શરીરની અવગાહના અજીવકાયના ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય, સિદ્ધશિલાની ચર્ચા, શાશ્વતા બિમ્બોની સંખ્યા અને મેરૂપર્વતની લંબાઈ ચોડાઈ જ માપવામાં જ લાગી ગયા છીએ. પરંતુ આપણા આત્માના કટ્ટર દુશ્મન જેવા આશ્રવ અને સંવરને ઓળખવામાં બહુ જ ઢીલ કરી બેઠા છીએ. માટે જ જીવનવ્યવહારમાં અસત્ય વચન, ખોટા તોલમાપ, વ્યાજના ગોટાળા,

પરિગ્રહ આદિને છોડી શકયા નથી અને જૈન ધર્મની આરાધના-ઓના માધ્યમથી પણ "જૈનત્વ" મેળવી શકયા નથી અર્થાત્ સંવરધર્મની આરાધના તથા તેના ભેદાનુભેદનું તલસ્પર્શી જ્ઞાન સૌથી પહેલા લેવાની આવશ્યકતા હતી

ગૌતમસ્વામીજી પૂછે છે કે કેવળજ્ઞાની આદિને સાંભળ્યા વિના પણ આવો સંવરધર્મ શી રીતે પ્રાપ્ત થાય છે?

(૭-૮) મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન :

યદ્યપિ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનના આવરણ કર્મો અલગ-ભગ જૂદા છે તો પણ પરસ્પર એકબીજાના આવરણો એકબીજાના કાર્યકારણ ભાવે હોય છે તેને આપણે નકારી શકીએ તેમ નથી. માટે જે સાધક—

૧. રાગ-દ્વેષ અને ક્રોધ કષાયને ઉપશમિત કરશે,

૨. મોહવાસના અને વિષયવાસનાને સંયમિત કરશે,

૩. માન અને લોભને મર્યાદિત કરશે,

૪. સન્માન અને તિરસ્કારનું દમન કરશે,

૫ અને સ્વાધ્યાય, તપ તથા ત્યાગનું પોષણ કરશે ત્યારે સમ્યગ્દર્શન શુદ્ધતર થતાં જ મતિજ્ઞાન પણ વિકસિત થશે અને શ્રુતજ્ઞાન પણ પવિત્રતમ બનશે અને સમ્યગ્મતિજ્ઞાન અને શ્રુત-જ્ઞાનની શુદ્ધતા જ સમ્યગ્દર્શનમાં સ્થૈર્ય લાવનારી બનશે. આ પ્રમાણે આ બંને જ્ઞાનોની પ્રાપ્તિમાં અને આત્મપ્રત્યક્ષ અવધિ જ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન પ્રાપ્ત થવામાં પણ મૂળ કારણ શું છે?

હવે આ પ્રશ્નનો આશય સમજીએ.

હે પ્રભો ! કોઈક જીવ કેવળી, કેવળી શ્રાવક કે શ્રાવિકા, ઉપાસક કે ઉપાસિકા અથવા સ્વયંબુદ્ધની દેશના સાંભળ્યા વિના જ તીર્થંકરપ્રણિત ધર્મ, બોધિલાભ, અનગારત્વ, બ્રહ્મચર્યાદિ ધર્મને પ્રાપ્ત કરી શકશે ? ભગવાને કહ્યું કે હે ગૌતમ ! કોઈ એકાદ જીવ સાંભળ્યા વિના પણ ધર્માદિને પ્રાપ્ત કરી શકે છે અને કોઈ એક સાંભળ્યા વિના ધર્મનો લાભ મેળવી શકતા નથી. કારણ ફરમાવતા ભગવાને કહ્યું કે હે ગૌતમ ! જે ભાગ્યશાળીને જ્ઞાનાવરણીકર્મોનો ક્ષયોપશમ થઈ ગયો હશે તેમને કેવળી ભગવંતાદિની પાસે ધર્મોપદેશ સાંભળ્યા વિના પણ તીર્થંકરપ્રજ્ઞપ્ત ધર્મનો લાભ થશે અને જેને આ કર્મોનો ક્ષયોપશમ નહી થયો હશે તેમને ધર્મનો લાભ નથી થતો.

સારાંશ કે જૈનધર્મની પ્રાપ્તિનું મૂળ કારણ જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયોપશમ છે, તથા જે ભાગ્યશાળીઓને કેવળી આદિની પાસે ધર્મોપદેશ સાભળવાનો અવસર આવ્યે ધર્મની પ્રાપ્તિ થાય છે, તેમાં પણ તીર્થંકરોની વાણી નિમિત્ત કારણ જ હોય છે અને ક્ષયોપશમ રૂપ પોતાનો આત્મા ઉપાદાન કારણ રૂપે મુખ્ય હોય છે.

આ સૂત્રમાં 'ज्ञानावरणीय कर्मणा' જે બહુવચન છે, તેનાથી અવગ્રહ, ઈહા, અવાય, ધારણારૂપ, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનાવરણીયોનો ક્ષયોપશમ જ અપેક્ષિત છે; કારણ કે આ ચારે જ્ઞાનાવરણીયો દેશઘાતી હોવાથી તેમનો ક્ષયોપશમ શક્ય હોય છે અર્થાત એ કર્મોનો ક્ષયોપશમ ગમે તેટલો થાય તોયે થોડા ઘણા આવરણીય કર્મોના સ્પર્દ્ધકો તો

સત્તામાં રહેશે જ, જ્યારે કેવળજ્ઞાનાવરણીય સર્વઘાતી હોવાથી તેનો ક્ષયોપશમ થતો નથી પણ જ્યારે થાય ત્યારે એકીસાથે તેનો ક્ષય જ થાય છે.

ભાગોળની નદીમાં ઘસડાઈને આવેલ પત્થર જે ગોળાકાર અને ચીકણો થયેલ છે. આનો ઇતિહાસ કોઈની પાસે નથી કે આ પત્થર પર્વતથી ક્યારે પડ્યો હશે? અને પ્રતિવર્ષે નદીના પ્રવાહમાં ઘસડાતાં, તૂટતાં, ફૂટતાં મારા ગામની નદીમાં ક્યારે આવ્યો? કોણ લાવ્યું? ક્યા વર્ષે કેટલો ઘસાયો? અને આવો સરસ ચીકણો શી રીતે બન્યો? આ બધા પ્રશ્નો કરીએ કે ન કરીએ? આના જવાબો પણ હોય કે ન હોય? પરંતુ ગમે ત્યારે પણ આ પત્થર વાવાઝોડાના કારણે પર્વત ઉપરથી ગબડ્યો તો હશે? અને હજારો-લાખો વર્ષો સુધી ક્યાંય ઘસડાયો પણ હશે? તૂટ્યો હશે? ફૂટ્યો હશે? અને સૌને ગમી જાય તે પ્રમાણે ગોળ અને ચીકણો બની ગયો હશે? આમાં પણ કેટલાક પત્થરો તો એવા સરસ બને છે કે શાલીગ્રામ તરીકે પૂજ્ય બની પૂજાવા લાગે છે આ જ પ્રમાણે અનાદિ અનંત સંસારમાં કર્મોના ભારથી ખૂબ વજનદાર બનેલો આત્મા સંસારરૂપી સમુદ્રમાં ઘસડાતો, યમદૂતોનો માર ખાતો, પરાધીનતામા ભૂખ, પ્યાસ સહન કરતો, ઠંડીમાં અને ગરમીમાં બેમોતે મરવા જેટલી વેદનાઓને ભોગવતો, ઘણા ઘણા ભવો આ જીવાત્માએ પૂરા કર્યા છે જ્યાં ઘણા કર્મોના ભારને મૂકતો ગયો છે અને કંઈક હળવાશ પ્રાપ્ત કરી છે અને મનુષ્ય અવતારમાં જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયોપશમ કરવાનો ચાન્સ મળતાં જ તીર્થંકરપ્રજ્ઞપ્ત ધર્મનો લાભ મેળવવા માટે ભાગ્યશાળી બને છે.

## કર્મોનો ક્ષયોપશમ :

એટલે કે ગમે તેવા સાધકને ગમે ત્યારે અને ગમે તે નિમિત્તે પણ સત્તામાં પડેલા કર્મોનો ઉદય સર્વથા નિશ્ચિત છે તે સમયે ગમે તેવો સાધક પણ ચલાયમાન થવાની તૈયારી કરશે જ પરંતુ સમ્યગ્દર્શનના પ્રકાશમાં સમ્યગ્જ્ઞાનની આરાધનાથી સમ્યક્ચારિત્રની મર્યાદામાં રહેલો સાધક કર્મોના ઉદય સમયે પોતાના અધ્યવસાયોને બગડવા દેશે નહીં. તથા શુદ્ધ અને પવિત્ર લેશ્યાઓથી પતિત થશે નહીં અને સ્વાધ્યાયબળના જોરે ઉદયવર્તી કર્મોનો સર્વથા ક્ષય કરશે અને ભાવી કાળમાં આવનારા સત્તાસ્થાનીય કર્મોના ઉદયનો સત્પ્રવૃત્તિ અને સદ્વૃત્તિ દ્વારા ઉપશમ કરશે. એટલે કે કર્મોને ઉદયમાં આવવાનો અવસર દેશે નહી. જેમકે સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ માટે જાગરૂક સાધક પ્રતિક્ષણે વાચના, પૃચ્છના, અનુપ્રેક્ષા, આમ્નાય અને ધર્મોપદેશ આદિ પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં પૂર્ણ મસ્ત રહીને ઉદિત જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરશે. તથા પઠન–પાઠનમાં પૂર્ણ દત્તચિત્ત બનીને ઉદયમાં આવનારા કર્મનો ઉપશમ કરશે. એટલે કે જ્ઞાનાવરણીય કર્મોના ભારી જીવોનો, આળસુ તથા પ્રમાદી જીવોનો તથા ગપ્પીદાસોની મિત્રતાનો તથા તેમના સહવાસનો સર્વથા વિચ્છેદ કરીને ઉદયમાં આવનારા જ્ઞાનાવરણીય કર્મનો અવરોધ કરવા માટે ભાગ્યશાળી બનશે. તથૈવ પોતાના શત્રુની પણ આંખ, કાન આદિ ઇન્દ્રિયો માટેની અહિત ચિન્તવનાનો ત્યાગ કરી દર્શનાવરણીય કર્મના દ્વાર બંધ કરી, ઉદિત દર્શનાવરણીયનો ક્ષય કરશે તથા ઉદયમાં આવનારા કર્મનો ઉપશમ કરશે. આ પ્રમાણે મોક્ષ સન્મુખ બનેલો પુરૂષાર્થી બંને કર્મોના ક્ષયોપશમ દ્વારા જૈનધર્મના શ્રવણનો લાભ મેળવશે.

બોધિલાભની પ્રાપ્તિમાં મૂળ કારણ ફરમાવતાં ભગવાને કહ્યું કે દર્શનમોહનીય કર્મનો ક્ષયોપશમજ બોધિલાભ પ્રાપ્ત કરાવી શકે છે જેની પ્રાપ્તિ થયા પછી ચૈતન્ય સ્વરૂપ આત્માની ઓળખાણ થાય છે

ખાણમાંથી નીકળેલા પત્થરને કેવળ તેના પરીક્ષકો જ જાણી શકે છે "આમાં હીરો છુપાયેલો છે" ત્યાર પછી તેને કાપકુપ કરીને સરાણ ઉપર ચઢાવવામાં આવે છે અને તીક્ષ્ણ શસ્ત્રો વડે છેદાતા, ભેદાતા પાણીદાર અને ચમકદારના રૂપમાં પરિણત થયેલો હીરો રાજા મહારાજાના મુગટોમાં શોભા આપે છે, એ જ પ્રમાણે કર્મોના આવરણને લઈ આપણો આત્મા પણ હીરાના પત્થર જેવી દશામાં છે. પરંતુ પ્રત્યેક ગતિઓની તીવ્ર વેદનાને સહન કરતો, ધીમે ધીમે પોતાના આવરણોને પોતે જ ખસેડતો જાય છે, અને જેમ જેમ તે આવરણો ખસતા જાય છે ત્યારે સૌથી પ્રથમ આત્મામાં યથાપ્રવૃત્તકરણ નામનો જબરદસ્ત પુરૂષાર્થ ઉત્પન્ન થાય છે. અને છેવટે આગળ વધેલો પુરૂષાર્થ અનિવૃત્તકરણમાં પ્રવેશતા જ સમ્યગ્દર્શન (બોધિલાભ)ની પ્રાપ્તિ થાય છે. જ્યા પોતાના આત્માનો લાભ મેળવીને ફરીથી દર્શનમોહનીય કર્મનુ જોર વધવા ન પામે તે માટે જાગરૂક બને છે અને કેવળી ભગવંતોનો, ચતુર્વિધ સંઘનો, શ્રુતધર્મનો, જૈન વાણીનો, જૈનધર્મનો તથા ભાવદેવોના અવર્ણવાદનો ત્યાગ કરી તે કર્મનું દ્વાર બંધ કરે છે તથા જિનભક્તિ આદિ સત્કર્મો વડે અને અરિહંતો પ્રત્યે અનન્ય શ્રદ્ધાવંત, તેમના વચનો જ સત્ય છે એવી રોમરોમની ભાવનાના બળે પોતાના આત્માનુ બળ દૃઢ કરે છે અને ઉદયમાં આવતા મિથ્યાત્વનો ક્ષય કરે છે. ત્યાર પછી મિથ્યાત્વની, કષાયોની અને તેના માલિકોની પ્રશંસા તથા

સહવાસનો પણ સર્વથા ત્યાગ કરી મિથ્યાત્વના ઉદયનો અવરોધ કરે છે અર્થાત્ ઉપશમ કરે છે.

આ પ્રમાણે ભાગ્યવંત માણસ બોધિલાભને મેળવે છે અને પ્રતિસમય તેના શુદ્ધિકરણ માટે જ ખ્યાલ રાખે છે.

## અનગારધર્મના મૂળ કારણ :

આ મુનિધર્મની પ્રાપ્તિના મૂળમાં વીર્યાન્તરાય અને ચારિત્ર-મોહનીય કર્મનો ક્ષયોપશમ રહેલો છે. આઠે કર્મો અને તેના ભેદાનુભેદમાં છેલ્લામા છેલ્લી જબરદસ્ત શક્તિને ધરાવનારી વીર્યાંતરાય કર્મની પ્રકૃતિ છે. જેના સદ્ભાવમા આપણે ઢગલાબંધ જીવાત્માઓને જાણીએ છીએ કે તેઓ ખાતા-પીતા અને શ્વાસોશ્વાસ લઈને પણ મરવાના વાંકે જીવી રહ્યા છે.

ઇન્દ્રિયો તેમની શિક્ષણ વિનાની હોવાથી જડ હોય છે. મન તેમનું મૂર્ખ જ રહે છે. હાથપગ કામશક્તિ વિનાના હોય છે, બગાસા ખાઈને જ આખો દિવસ પૂરો કરે છે આંખો ઉઘાડે છે પણ જાણે સંસારમાં કંઈ પણ કરવા જેવું છે જ નહી તેવી રીતે જીવનારા હોય છે, દેવ જેવું જીવન મળ્યું છે તો પણ ભાઈને ઊંઘ જ વધારે પ્યારી હોય છે. અમૃતના ઘુંટડા પીવા જેવું જીવન મળ્યું છે પણ આ ભાઈ આળસ અને પ્રમાદના જ પૂજારી છે. માટે આવા આત્માઓના ત્રણ પ્રકારો નોંધાયા છે

૧ બીમાર દિલ, ૨. મુર્દાદિલ અને ૩. ઉંઘોદિલ.

૧. બીમારદિલ એટલે-જેનું દિલ ( આત્મા ) બીમાર છે. આ બીમાર દિલના માલિકો ઘરના કે બજારના ઓટલે બેસીને ધર્મને માટે, સમાજના માટે, ગરીબોને માટે, દેશના માટે,

સાધુ-સાધ્વીઓને ભણાવવા માટે વ તેના તડાકા જરૂર મારે છે પણ પોતાના ઘરમાંથી કે ગજવામાથી કંઈક રકમ કાઢવી પડે કે કોઈક માટે સમયનો ભોગ આપવો પડે ત્યારે "સો આગળ ચારણ નાસે" આ ઉક્તિને સત્યાર્થ કરતા જાણે એવી રીતે પલાયન થશે કે પાછા ગામમાં ગોત્યા પણ નહી મળે! અને ગમે ત્યાં બેસીને સમાજની સારામાં સારી યોજનાઓને ધૂલ ભેગી કરવા માટેના કાવત્રા પણ ઘડી કાઢે છે. આવા જીવાત્માઓ બીમારદિલના હોવાથી સમાજ કે દેશને માટે સર્વથા ભારભૂત જ હોય છે.

૨. મુર્દાદિલ-એટલે મડદાલ, સર્વથા મડદાલ આત્માઓને મુર્દાદિલ કહેવાય છે. તેમનો આત્મા સર્વથા મરી પરવાર્યો હોવાથી પોતાના અર્થ અને કામના ભોગવટા સિવાય બીજા એકે કામમાં તેમને રસ હોતો નથી. પરમાત્માની મહેરબાનીથી તેમને ત્યાં પૈસો ટકો ઘણો હોવા છતાં પણ તેમનો પૈસો સમાજમાં છળપ્રપંચ રમવા માટે, સાતે વ્યસનોને ભોગવવા માટે, જુગારી અને દુરાચારીઓની મિત્રતા ટકાવવા માટે, અને છેવટે પોતાની ફેશનાલીટીને ટકાવવા માટે જ વપરાતો હોય છે. માટે આવા જીવો મુર્દાદિલવાળા કહેવાય છે.

૩. ઉંધાદિલ—એટલે જેનો આત્મા સંસારના સભ્યપુરૂષો કરતાં ઉંધો હોય તેમનો સમાવેશ આમાં થશે. એવાઓનું શિક્ષણ ઉંધુ, વિચારણા ઉંધી, રહેણીકરણી ઉંધી અને ધર્મ માટેની સમજણ પણ સાવ ઉંધી જ હોય છે. દેશના કે સમાજના કોઈપણ ભાગમાં, ધર્મમાં કે ધર્મના કોઈપણ વિધિવિધાનમાં આવા ઉંધા દિલના ભાગ્યવાનો મળ્યા વિના નહી રહે, જેથી—

(૧) પોતાના છોકરા-છોકરીઓને કોલેજમાં અને છેવટે પરદેશમાં મોકલાવીને પણ ડૉકટર બનાવશે, પણ સમાજના બચ્ચાઓને માટે કોલેજ કે હાઈસ્કૂલ ખોલવામાં પાપકર્મની ભાવના સેવનારા હોય છે

(૨) પોતાના સંતાનોને શણગારી શકે છે, પણ સમાજનાં દીન-દુઃખી અને થોડી આમદાનીવાળા પોતાના જાત-ભાઈઓને માટે ઔષધ. વસ્ત્ર, મકાન કે ધાન્ય આપવાની યોજનાનો જબરજસ્ત વિરોધ કરે છે.

(૩) ધર્મના વિધિ-વિધાનોથી પરિચિત હશે પણ ધાર્મિકતા કે માનવતાનો પરિચય સાધવામાં બેદરકાર હોય છે.

(૪) પોતાના વિરોધપક્ષના વિધિવિધાનોમાં ગમે ત્યાંથી પણ વાંક કાઢીને બીજાના ધાર્મિક અને પવિત્ર કાર્યોને ડોલાવી દેવા માટે રાતદિવસ એક કરનારા હોય છે.

(૫) અને છેવટે સમાજના એકપણ સારા કામ માટે રતિમાત્ર ઉત્સાહ રાખનારા હોતા નથી. ઈત્યાદિક કારણોને લઈ તેઓ ઉધા દિલવાળા હોવાથી સર્વત્ર પાપની ભાવનાને મગજમાં ઠસાવીને બેઠા હોય છે.

આ ત્રણે આત્માઓ વીર્યાન્તરાય કર્મ તેમજ ચારિત્ર મોહનીય કર્મના ભારથી દબાયેલા હોય છે, માટે ભાવનિક્ષેપે અનગારધર્મની પ્રાપ્તિ આવાઓને સુલભ નથી હોતી, પરંતુ જીન્દાદિલ આત્મા પોતાની પુરૂષાર્થશક્તિ વડે બંને કર્મોનો ઉપશમ કરી અનગારધર્મ પ્રાપ્ત કરશે તેમ છતાં પણ બ્રહ્મચર્યધર્મ માટે તો સાધુને પુરૂષવેદ મોહનીયકર્મનો, સાધ્વીને સ્ત્રીવેદ મોહનીય

કર્મનો અને નપુંસકલિંગ મુનિને નપુંસક વેદનીય કર્મનો ક્ષય અથવા ક્ષયોપશમ સર્વથા અનિવાર્ય છે; કેમ કે મૈથુન વિરતિ-રૂપ બ્રહ્મચર્યધર્મને માટે વેદમોહનીયકર્મ બાધક હોય છે માટે તેનો ક્ષયોપશમ જ શ્રેષ્ઠ માર્ગ છે.

વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી આત્મા હંમેશા જાગૃત રહે છે જેથી સંયમની યતના દ્વારા નિરતિચાર સંયમને પાળી શકવા માટે સમર્થ બને છે.

દ્રવ્યાશ્રવ અને ભાવાશ્રવરૂપે આશ્રવ બે પ્રકારે છે. જે ક્રિયાઓ વડે કર્મોનું આવાગમન થાય તે દ્રવ્યાશ્રવ છે અને માન-સિક અધ્યવસાયને ભાવાશ્રવ કહેવાય છે. આ ભાવાશ્રવનો નિરોધ શુભ અધ્યવસાયરૂપ સંવર દ્વારા જ સુલભ હોય છે અને તે સંવરના મૂળમાં અધ્યવસાયાવરણીય કર્મ એટલે ભાવાશ્રવનો ત્યાગ જ રહેલો છે. આ પ્રમાણે—

મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી મતિજ્ઞાન.

શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી શ્રુતજ્ઞાન.

અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી અવધિજ્ઞાન

મનઃપર્યવજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી મનઃપર્યવજ્ઞાન.

કેવળજ્ઞાનાવરણીય કર્મના સમૂળ નાશથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

ઉપરના અગ્યારે સૂત્રોનો સારાંશ આ છે કે કેવળી આદિની પાસે ધર્મને સાભળ્યા વિના પણ જીવાત્મા જ્ઞાનાવરણીય, દર્શનમોહનીય, ચારિત્રમોહનીય, વેદમોહનીય, યતનાવરણીય, અધ્યવસાનાવરણીય અને મતિજ્ઞાનાવરણીયાદિના ક્ષયોપશમથી

જિનપ્રજ્ઞપ્ત ધર્મ, બોધિલાભ, સાધુતા, બ્રહ્મચર્ય, ધર્મ આદિ પ્રાપ્ત કરી શકે છે, અને જેમણે ક્ષયોપશમ નથી કર્યો હોતો તેઓ કેવળી આદિ પાસેથી સાંભળીને ધર્મ આદિની પ્રાપ્તિ કરે છે. એટલું વધારે જાણવાનું કે કેવળી આદિ પાસેથી સાંભળીને ભલે તે જીવ ધર્મને પ્રાપ્ત કરે તો પણ ધર્માદિ પ્રાપ્ત કરવામાં મૂળ કારણ તો તે તે કર્મોનો ક્ષયોપશમ જ મુખ્ય રહેશે જેમ કે મહાવીર પાસે તત્ત્વોનો નિર્ણય કર્યા પછી મનનશીલતારૂપ ક્ષયોપશમના માધ્યમથી ગૌતમસ્વામી સમ્યગ્બોધ બોધિલાભ આદિ ધર્મોને પ્રાપ્ત કરી શકવા સમર્થ બન્યા છે અને છેવટે કેવળજ્ઞાની પણ બન્યા છે

એક ભવનો તપસ્વી મુનિ અને આજનો મિથ્યાત્વસંપન્ન વિષભર્યો ચંડકૌશિક નાગરાજ, મહાવીરસ્વામીના ચરણે પોતાની બધીએ આસુરી શક્તિઓ સમાપ્ત થયે કાળા ભયંકર નાગરાજના અવતારમા પણ બીલમાં મુખ રાખવા રૂપ સમ્યક્ચારિત્રનો સ્વીકાર કરીને દેવલોકનો માલિક બન્યો છે.

બુદ્ધિમાં ભ્રમ આવતાં જ એક ભવનો કુંભરાજા પોતે ખંધકસૂરિના પાચસો શિષ્યોને ઘાણીમાં પીલવાનો હુકમ આપે છે. અને મરીને મહાહિંસક અવતારે ગીધપંખીના અવતારમાં જન્મ ધારણ કરે છે. જ્યા જીવતા જીવોને પકડીને તેમને ચીરીને તેનું માંસ ખાવાનું હોય છે, તથા મરેલા જાનવરોને ફાડીને તેનું કલેવર ખાનારો આ ગીધપંખી એક દિવસે જોગાનુજોગ વનવાસે ગયેલા રામ-લક્ષ્મણ અને સીતાના ગૃહાંગણે પધારેલા મુનિઓના ચરણે નતમસ્તક થતાં જ જ્ઞાનાવરણીય અને દર્શનમોહનીય કર્મોનો ક્ષયોપશમ થવા લાગ્યો, જેથી સમ્યક્ચારિત્રનો પ્રકાશ પણ સુલભ બન્યો, ત્યારે જ તો :—

૧. હું રાત્રિભોજન કરીશ નહીં.

૨. કોઈ જીવને મારીશ નહીં

૩. અને માંસાહાર કરીશ નહીં.

આ ત્રણે પ્રતિજ્ઞાઓ લઇ શક્યો અને શુદ્ધ શ્રદ્ધાપૂર્વક શરીરની પરવા કર્યા વિના પાળી શક્યો અને દેવલોકનો માલિક બન્યો.

આની વાતો, ઘણા ઉદાહરણો જૈન કથાનકોમાં ભર્યા પડ્યા છે ભગવતીસૂત્રમાં જાનવરોને પણ સમ્યક્ચારિત્રનો લાભ માન્યો છે.

કેવળજ્ઞાની **શ્રી** ઋષભદેવને સાંભળેલા ભરત ચક્રવર્તી અને મુદ્દલ નહીં સાભળેલા મરૂદેવી માતાએ અનિત્યાદિ ભાવના રૂપ ભાવચારિત્રના પ્રાબલ્યથી જ ચારિત્રમોહનીયકર્મનો સર્વથા ક્ષય કરી યથાખ્યાત ચારિત્રના ફળ રૂપ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શક્યા છે. इत्यल प्रसगेन:

## અવધિજ્ઞાનની વક્તવ્યતા

કેવળજ્ઞાની આદિ પાસે કંઈપણ સાંભળ્યા વિના જે પદ્ધતિએ કોઈ જીવ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે તેની રૂપરેખા આ પ્રમાણે છે:–

મિથ્યાત્વી માણસ જે નિરંતર છઠ્ઠની તપશ્ચર્યા કરનારા, સૂર્ય સામે ઉંચા હાથ રાખી આતપના લેનાર, ઉપશાંત, કષાયોને પાતલા કરનાર, માર્દવ, સમ્યગ્ગુરુના અનુશાસન રહિત છતાં ભદ્રપરિણામી (વિનયી) ધીમે ધીમે જેની લેશ્યાઓ શુભ

બની રહી છે, આવા બાળ તપસ્વી જીવને વિભંગ જ્ઞાનાવરણીય-કર્મના ક્ષયોપશમ થવાથી કયારેક—

ઈહા–સદર્શની વિચારણા કરાવે તે,

અપોહ–દલીલો દ્વારા વિપક્ષધર્મનો નિરાસ કરાવનાર,

માર્ગણ–અન્વય રૂપે વર્તમાન ધર્મની આલોચના કરાવનાર,

ગવેષણા-વ્યતિરેક ધર્મોની આલોચના કરાવનાર.

આવી રીતે ઉત્પન્ન થયેલા વિભંગજ્ઞાન વડે તે બાળ તપસ્વી વધારે અસંખ્ય યોજન સુધીના ક્ષેત્રને જાણતો, કોઈક સમયે કંઈક અંશે જીવ તથા અજીવને, પાખંડીઓને, સાચા જ્ઞાની-ઓને પણ જાણે છે, જોવે છે અને લેશ્યાઓ શુદ્ધતર બને છે. અને તેમ થતાં મિથ્યાત્વકર્મના અણુઓ સમ્યક્ત્વથી વાસિત થાય છે. સાથોસાથ સમ્યક્ચારિત્રનો સ્વીકાર કરે છે. અને "लिगं पडिवज्जइ" તથા તીર્થંકરના વેષને ધારણ કરી વિભંગ જ્ઞાનીમાંથી શુદ્ધ અવધિજ્ઞાની બને છે.

આવી રીતે બનેલા અજ્ઞાનીને તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લ લેશ્યા હોય છે, મતિ શ્રુત અને અવધિ ત્રણ જ્ઞાન હોય છે સયોગી હોય છે. તેમાં પણ મનોયોગી પણ હોય, વચન-યોગી પણ હોય અને કાયયોગી પણ હોય છે.

સાકાર અને અનાકાર યોગવાલા હોય છે.

વજ્રઋષભ નારાચ સંઘયણવાલા હોય છે અને સંસ્થાનમાંથી કોઈ એકાદ સંસ્થાન હોય છે. જઘન્યથી આઠ વર્ષથી કઈક વધારે અને ઉત્કૃષ્ટથી એ. કોટિ પૂર્વનું આયુષ્ય હોય છે.

વેદ સહિત જ હોય છે પણ અવેદી હોતા નથી અને તે પણ પુરૂષવેદી અને પુરૂષ નપુંસકવેદી હોય છે. સંજ્વલન કષાયના માલિક હોય છે. તેમને પ્રશસ્ત અસંખ્યાત અધ્યવસાય હોય છે.

આ પ્રમાણે વધતા જતાં પ્રશસ્ત અધ્યવસાય વડે તે અવધિ-જ્ઞાની અનંતનૈરયિક, તિર્યંચ મનુષ્ય અને દેવભવમાથી પોતાની જાતને મુક્ત કરે છે અને તે ગતિઓના આધારભૂત અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની કષાયોનો ક્ષય કરે છે અને ત્યારપછી સંજ્વલન કષાયોને પણ છેદે છે.

પાંચે પ્રકારના જ્ઞાનાવરણીયનો, નવે પ્રકારના દર્શનાવરણીયનો, પાંચે પ્રકારના અંતરાયનો અને છેલ્લે મોહનીયને પણ છેદે છે અને અપૂર્વકરણમાં પ્રવેશ પામેલા ભાગ્યવંતોને કેવળજ્ઞાન અને કેવળદર્શનની પ્રાપ્તિ થાય છે.

અહીં "लिंग पडिवज्जइ" સૂત્રના અર્થમાં વિદ્વાન મુનિરાજ શ્રી ઘાસીલાલ કૃત ભગવતીસૂત્રના સાતમા ભાગમાં ૩૮૨ પૃષ્ઠમાં લિંગ શબ્દનો અર્થ પોતાના સંપ્રદાયની પદ્ધતિએ "सदोरक मुखवस्त्रिका बद्ध मुखादि रुपं मुनिवेष" કર્યો છે પણ સહૃદય અને સદ્‌વિવેક બુદ્ધિએ વિચાર કરતાં આ કરાયેલો અર્થ સર્વથા અયુક્ત અને જૈનાગમને કલંકિત કરનાર છે.

કારણ કે લોકાશાહને થયે હજી પાંચસો વર્ષ પણ પૂરા થયા નહીં હોય તે પછી સો વર્ષે લવજી ઋષિએ મુહપતિ મોઢે બાંધી છે આ વાત લગભગ ત્રણસો-ચારસો વર્ષ વચ્ચેની છે. એટલે કે દોરો નાંખીને મુહપતિ બાધવાનો રીવાજ હમણાનો જ છે તે પહેલા દુનિયાભરના કોઇપણ ઇતિહાસમાં કે ચિત્રમાં પણ મોઢે વસ્ત્ર બાંધવાનો રીવાજ નથી જ.

ઓપરેશન કરતાં ડૉકટરો, સંડાસ સાફ કરતાં હરિજનો કે દમના રોગીઓ પોતાની દુર્ગંધ છૂપાવવાને માટે અથવા રોગીનો રોગીષ્ટ શ્વાસ પોતાના મુખમાં પ્રવેશ ન કરે તે માટે મોઢા આગળ પટી કે કપડું બાંધે ઈત્યાદિક તર્કોનો આશ્રય લઈને મોઢા પર સતત મુખવસ્ત્રિકા બાંધવી સર્વથા અનુપયુક્ત છે

કદાચ સંપ્રદાયને આશ્રયી પ્રયોજન હોય તો પણ જૈનસૂત્રના અર્થને વિપરીત કરવાથી કોઈને પણ લાભ થવાનો નથી.

ગાંધીયુગના રંગમાં રંગાયેલા સ્થાનકવાસી કોન્ફરન્સ કે બીજા પણ અધિનાયકોને પણ આગમોના અર્થની વિપરિતતા ખટકયા વિના રહેશે નહીં. इत्यलम् આ ચાલુ ઉદ્દેશામા અશ્રુત્વા અને શ્રુત્વા અવધિજ્ઞાની માટે બીજી પણ ઘણી જ્ઞાતવ્ય વાતો સંગ્રહાયેલી છે, જે મૂળ સૂત્રથી જ જોવાની રહેશે.

**એકત્રીશમો ઉદ્દેશો સમાપ્ત**



# શતક નવમું : ઉદ્દેશક—૩૨

વાણિજ્યગ્રામના દૂતિપલાશ યક્ષાયતનના ઉદ્યાનમાં પાર્શ્વ-નાથ ભગવાનની પરંપરાના ગાગેય મુનિએ આ ઉદ્દેશામાં પ્રશ્નો પૂછ્યા છે અને દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામીએ જવાબ આપ્યો છે.

પ્રશ્ન—હે પ્રભો ! નૈરયિકોની ઉત્પત્તિ સાન્તર છે કે નિરંતર તથા અસુરકુમારો, પૃથ્વીકાયિકાદિ પાંચ સ્થાવરો, વિકળેન્દ્રિયો, પંચેન્દ્રિયો, જ્યોતિષ્કો અને વૈમાનિકોની ઉત્પત્તિ સાન્તર કે નિરતર ?

સાન્તર એટલે વચ્ચમાં સમયનો અંતર હોય તે અને અંતર ન હોય તે નિરતર.

હે પ્રભો ! બીજી ગતિમાંથી નીકળીને નરક ગતિમાં ઉત્પન્ન થનારા જીવો સાન્તર એટલે એક જીવને નરકમાં ઉત્પન્ન થયા પછી બીજો જીવ થોડીવાર પછી ઉત્પન્ન થાય તે સાન્તર છે કે અંતર વિનાના નિરંતર છે ? આ પ્રમાણે બીજા જીવોની ઉત્પત્તિ માટે આ પ્રશ્ન છે.

ભગવાને કહ્યું કે હે ગૌતમ ! કેવળ બધાએ જીવોમાંથી પાંચ સ્થાવર જીવોની ઉત્પત્તિ નિરંતર જ હોય છે જ્યારે બીજા જીવો સાન્તર પણ હોય છે અને નિરતર પણ હોય છે.

અનંતાનંત સ્થાવર યોનિમાં ઉત્પન્ન થનારા જીવો સંખ્યા-બળમાં સૌ જીવોથી ઘણા હોય છે કેમ કે સ્થાવર યોનિ પ્રાપ્ત કરવા માટે ચારે ગતિઓમાં દ્વાર ઉઘાડા જ છે. તે આ પ્રમાણે—

૧ અસંખ્યેય, સંખ્યેય અને અનંત ઉત્પસર્પિણી સુધી સ્થાવર જીવોને ત્યાં જ જન્મવું અને મરવું લગભગ અનિવાર્ય છે. માટે સ્થાવરના જીવો ફરીથી ત્યાં જ ઉત્પન્ન થાય છે

૨. વિષયવાસનામાં, આરંભ-સમારંભમાં, વૈર-વિરોધમાં જીવન પાવન કરનારા મનુષ્યોને પણ સ્થાવર યોનિમાં પ્રાયઃ કરીને ઉત્પન્ન થવાનું હોય છે.

૩. દેવગતિના જીવો અત્યંત આસક્તિપૂર્વક વિષયવાસનામાં મસ્ત બને છે ત્યારે તેમને પણ સ્થાવર યોનિ ભાગ્યમાં લખાયેલી છે.

૪ ધર્મ-કર્મ-વિવેક વિનાના તિર્યંચોને માટે સ્થાવરમાં જન્મ લેવો દુર્લભ નથી.

આ કારણોને લઇને સ્થાવરમાં જન્મ લેનારા ઘણા હોવાથી તેની ઉત્પત્તિ નિરંતર કરી છે. જ્યારે બીજા બધા જીવો અર્થાત્ સ્થાવરમાં જન્મ નહી લેનારાઓ સાન્તર અને નિરંતર પણ હોય છે આ જ પ્રમાણે ઉદ્વર્તના માટે પણ સમજવાનું છે. અત્યારે જે જે યોનિમાં જીવ વિદ્યમાન હોય આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી નીકળવું-ચ્યવવું તેને ઉદ્વર્તના કહેવાય છે. ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે સ્થાવર જીવોની ઉદ્વર્તના નિરંતર જ હોય છે જ્યારે બીજા જીવો સાન્તર અને નિરંતર બંને હોય છે.

## જીવોના પ્રવેશનક :

પાર્શ્વનાથ ભગવાનના શિષ્ય ગાંગેય મુનિએ ભગવાનને પૂછ્યું કે હે પ્રભો! જીવોના પ્રવેશનક કેટલા પ્રકારે હોય છે?

વર્તમાનમાં જે પર્યાયો ગ્રહણ કરેલા હોય ત્યાંથી નીકળીને જીવો જે બીજી ગતિમાં જાય છે તેને પ્રવેશનક કહે છે. ચરાચર સંસારને અને તેના અનંત પર્યાયોને પોતાના કેવળજ્ઞાનવડે પ્રત્યક્ષ જોનારા યથાર્થવાદી ભગવાને કહ્યું કે :– હે ગાંગેય ! પ્રવેશનક ચાર પ્રકારના હોય છે.

૧. નૈરયિક પ્રવેશનક, ૨. તૈર્યંચ પ્રવેશનક, ૩. માનુષ પ્રવેશનક અને ૪. દેવ પ્રવેશનક.

નરકગતિમાં જવાની લાયકાત જેમણે પ્રાપ્ત કરી છે, અર્થાત્ બીજા ભવમાં રહીને નરકગતિ આયુષ્ય નરક નામકર્મ અને નરક આનુપૂર્વી કર્મો જેણે બાંધ્યા છે, તેવો જીવ નૈરયિક પ્રવેશનક કહેવાય છે.

તિર્યંચ આયુષ્ય, નામકર્મ અને આનુપૂર્વી કર્મના ઉદયે તિર્યંચ ગતિમાં જનારો જીવ તિર્યંચયોનિક પ્રવેશનક છે સમૂર્ચ્છિમ કે ગર્ભજ મનુષ્યનું આયુષ્ય, નામકર્મ કે આનુપૂર્વી કર્મ બાંધીને જે મનુષ્ય અવતાર મેળવનાર છે તે મનુષ્યયોનિક પ્રવેશનક કહેવાય છે.

ચારે નિકાયના દેવમાં જનાર જીવ દેવ પ્રવેશનક છે ગાંગેય મુનિએ પૂછ્યું કે 'નારક પ્રવેશનક કેટલા પ્રકારે છે ?' ભગવાને કહ્યું કે નીચે પ્રમાણે સાત પ્રકારે છે.

૧ રત્નપ્રભા નૈરયિક પ્રવેશનક.

૨. શર્કરાપ્રભા નૈરયિક પ્રવેશનક.

૩. વાલુકાપ્રભા નૈરયિક પ્રવેશનક.

૪. પંકપ્રભા નૈરયિક પ્રવેશનક.

૫. ધૂમપ્રભા નૈરયિક પ્રવેશનક.

૬. તમઃપ્રભા નૈરયિક પ્રવેશનક.

૭. તમસ્તમાપ્રભા નૈરયિક પ્રવેશનક

નરકભૂમિમાં જવાવાળા એક–બે-ત્રણ–ચાર–પાંચ-છ–સાત સંખ્યેય અસંખ્યેય જીવો પણ હોય છે. નૈરયિક પ્રવેશનક દ્વારા એક જીવ યદિ નરકભૂમિમાં જાય તો તે શું રત્નપ્રભામાં? શર્કરાપ્રભામાં? વાલુકાપ્રભામાં? પંકપ્રભામાં? ધૂમપ્રભામાં? તમઃપ્રભામાં? કે તમસ્તમાપ્રભામાં જાય છે?

જવાબમાં ભગવાને કહ્યું કે, પહેલી ભૂમિથી સપ્તમી ભૂમિ સુધી પણ જઇ શકે છે.

આ પ્રમાણે એક જીવને લઇ, નારક પ્રવેશનકના સાત ભાંગા બતાવવામાં આવ્યા છે. બે જીવોને આશ્રયી પ્રવેશનકના ૨૮ ભાંગા કહે છે. બંને જીવો એક સાથે પહેલી ભૂમિમાં યાવત્ સાતમીમાં પણ જાય છે. આ રીતે અસંયોગી ભાંગા સાત થયા. હવે સંયોગી ભાગા ૨૧ આ પ્રમાણે જાણવા.

જેમ બેમાંથી એક જીવ રત્નપ્રભામાં જાય અને બીજો જીવ શર્કરાપ્રભાથી સાતમી સુધી જાય. આમ ભાંગા નીચે પ્રમાણે જાણવા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧-૨ | ૨-૩ | ૩-૪ | ૪-૫ | ૫-૬ | ૬-૭ |
| ૧-૩ | ૨-૪ | ૩-૫ | ૪-૬ | ૫-૭ | ૧ ભાગો |
| ૧-૪ | ૨-૫ | ૩-૬ | ૪-૭ | ૨ ભાંગા | |
| ૧-૫ | ૨-૬ | ૩-૭ | ૩ ભાગા | | |
| ૧-૬ | ૨-૭ | ૪ ભાંગા | | | |
| ૧-૭ | ૫ ભાંગા | | | | |
| ૬ ભાંગા | | | | | |

૬+૫+૪+૩+૨+૧=૨૧ ભાંગા થયા.

સાત ભાંગા અસંયોગીના મેળવતાં બે નારક પ્રવેશનક જીવના ૨૮ ભાંગા થયા

ત્રણ નારક પ્રવેશનકના અસંયોગી ભાંગા પહેલાંની જેમ સાત થાય છે, જ્યારે દ્વિક સંયોગી ૪૨ અને ત્રિક સંયોગી ૩૫ ભાંગા થશે.

૭+૪૨+૩૫=૮૪

હવે આપણે દ્વિક સંયોગીના ૪૨ ભાંગાનો ક્રમ જાણીએ.

ત્રણમાંથી એક પહેલી ભૂમિમાં બીજા બે બીજીથી સાતમી સુધી ૬ ભાંગા

બે નારકો પહેલીમાં, એક નારક બીજીથી સાતમી સુધી ૬ „

એક શર્કરાપ્રભામાં અને બે નારક ત્રીજીથી „ ૫ „

બે નારકો શર્કરા પ્રભામાં અને એક ત્રીજીથી „ ૫ „

એક નારક વાલુકાપ્રભામાં અને બે ચોથીથી „ ૪ „

બે નારક વાલુકાપ્રભામાં અને એક ચોથીથી „ ૪ „

| | | |
|---|---|---|
| એક નારક પંકપ્રભામાં અને બે પાંચમીથી સાતમી સુધી | ૩ | ભાંગા |
| બે નારક પંકપ્રભામાં અને એક પાંચમીથી ,, | ૩ | ,, |
| એક નારક ધૂમપ્રભામાં અને બે છઠ્ઠીથી ,, | ૨ | ,, |
| બે નારક ધૂમપ્રભામાં અને એક છઠ્ઠીથી ,, | ૨ | ,, |
| એક છઠ્ઠીમાં અને બે સાતમીએ .... .... | ૧ | ,, |
| બે છઠ્ઠીમાં અને એક સાતમીએ .... .... | ૧ | ,, |

આ પ્રમાણે બધા ૬+૬+૫+૫+૪+૪+૩+૩+૨+૨+૧+૧=૪૨

ત્રિક સંયોગના ૩૫ ભાંગા નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧-૨-૩ | ૧-૩-૪ | ૧-૪-૫ | ૧-૫-૬ | ૧-૬-૭ |
| ૧-૨-૪ | ૧-૩-૫ | ૧-૪-૬ | ૧-૫-૭ | |
| ૧-૨-૫ | ૧-૩-૬ | ૧-૪-૭ | | |
| ૧-૨-૬ | ૧-૩-૭ | | | |
| ૧-૨-૭ | | | | |

| | | | |
|---|---|---|---|
| ૨-૩-૪ | ૨-૪-૫ | ૨-૫-૬ | ૨-૬-૭ |
| ૨-૩-૫ | ૨-૪-૬ | ૨-૫-૭ | |
| ૨-૩-૬ | ૨-૪-૭ | | |
| ૨-૩-૭ | | | |

| | | |
|---|---|---|
| ૩-૪-૫ | ૩-૫-૬ | ૩-૬-૭ |
| ૩-૪-૬ | ૩-૫-૭ | |
| ૩-૪-૭ | | |

| | | |
|---|---|---|
| ૪-૫-૬ | ૪-૬-૭ | ૫-૬-૭ |
| ૪-૫-૭ | | |

બધા મેળવીને ત્રિકસંયોગે ૩૫ ભાંગા

૭ ભાંગા અસંયોગી
૪૨ ભાંગા દ્વિકસંયોગી
૩૫ ભાંગા ત્રિકસંયોગી
——
૮૪ ભાંગા સંપન્ન થયા.

આવી રીતે ચાર નૈરયિક પ્રવેશનકથી બધાએ ભાંગા ઉપરની પદ્ધતિ પ્રમાણે જ જાણવા.

બધા ભાંગા નીચે પ્રમાણે—

| | | | | |
|---|---|---|---|---|
| એક | નૈરયિક | પ્રવેશનક | ભાંગા | ૭ |
| બે | ,, | ,, | ,, | ૨૮ |
| ત્રણ | ,, | ,, | ,, | ૮૪ |
| ચાર | ,, | ,, | ,, | ૨૧૦ |
| પાંચ | ,, | ,, | ,, | ૪૬૨ |
| છ | ,, | ,, | ,, | ૯૨૪ |
| સાત | ,, | ,, | ,, | ૧૭૧૬ |
| આઠ | ,, | ,, | ,, | ૩૦૦૩ |
| નવ | ,, | ,, | ,, | ૫૦૦૫ |
| દશ | ,, | ,, | ,, | ૮૦૦૮ |
| સંખ્યાત નૈરયિક પ્રવેશનક | | | ,, | ૩૩૩૭ |
| અસંખ્યાત નૈરયિક પ્રવેશનક | | | ,, | ૩૬૫૮ |
| ઉત્કૃષ્ટ જીવોના | | | ,, | ૬૪ |

સાતમે નારકોના પ્રવેશનકોનું અલ્પ બહુત્વ આ પ્રમાણે છે:-

સાતમી નરકના પ્રવેશનકો સૌથી ઓછા છે. કેમ કે સાતમીમાં જનારા જીવો બીજી ભૂમિઓ કરતાં ઓછા હોય છે.

આના કરતાં છઠ્ઠી નરક ભૂમિમાં જનારા અસંખ્યાત ગુણા છે. કેમ કે આમાં જનારા જીવો સાતમી કરતાં પણ વધારે હોય છે. પાંચમી નરકમાં જનારા અસંખ્યાત ગુણા વધારે.

ચોથીમાં, ત્રીજીમાં, બીજીમાં અને પહેલીમાં પણ આગે આગે અસંખ્યાત ગુણા વધારે સમજવાં.

× × ×

તૈર્યંચયોનિ પ્રવેશનક પણ એકેન્દ્રિયથી પચેન્દ્રિય સુધી પાંચ પ્રકારે છે. એક જીવ યાવત્ પંચેન્દ્રિયમાં પણ જઈ શકે છે. બે જીવોમાંથી એક જીવ એકેન્દ્રિયમાં અને બીજો જીવ બેઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધી પણ જાય છે.

આ પ્રમાણે નારકની માફક ભાંગાની કલ્પના કરવી પણ નરક ભૂમિ પ્રવેશનક સાત હતી જ્યારે તિર્યંચયોનિક પ્રવેશનક પાંચ જ છે.

અહીં એટલું ધ્યાન રાખવાનું કે તૈર્યંચ પ્રવેશનક એક જીવ એકેંદ્રિયમાં જતો નથી. કેમ કે પ્રતિસમયે અનંત જીવો એકેંદ્રિય અવતાર લેનારા હોય છે. છતાં અહીં એક જીવનો પ્રવેશનક કહ્યો છે તેનું કારણ આપતાં કહ્યું કે દેવાદિ વિજાતીય પર્યાયમાંથી નીકળીને જે જીવ ત્યાં ઉત્પન્ન થાય તે અપેક્ષાએ આ વાત છે. કેમ કે અન્ય વિજાતીય પર્યાયમાંથી વિજાતીય પર્યાયમાં જવું તેને પ્રવેશનક કહેવાય છે.

અસંયોગી ભેદ પાંચ છે જ્યારે દ્વિકસંયોગી ૧૦ ભેદ અને ત્રિકસંયોગી ૬ ભેદ છે.

અલ્પ બહુત્વમાં પંચેન્દ્રિય તિર્યંચયોનિક પ્રવેશનક જીવો થોડા છે. ચતુરિન્દ્રિય જીવો વિશેષ, ત્રણ ઇન્દ્રિય જીવો વધારે, બે ઇન્દ્રિય જીવો તેનાથી પણ વધારે અને એકેન્દ્રિય જીવો સૌથી વધારે છે.

મનુષ્ય પ્રવેશનક સંમૂચ્છિંમ અને ગર્ભજરૂપે બે પ્રકારે છે તેમાંથી ગર્ભજ થોડા અને સંમૂચ્છિંમો સૌથી વધારે દેવ પ્રવેશનકના ચાર ભેદ છે, તે મૂળ અને ટીકાથી જાણી લેવા.

વૈમાનિકો સૌથી અલ્પ, ભવનપતિ અસંખ્યાત ગુણા વધારે, તેનાથી વાણવ્યંતરો અસંખ્યાત ગુણા વધારે અને જ્યોતિષ્ક દેવો સૌથી વધારે છે.

ચારે ગતિમાંથી મનુષ્યો સૌથી અલ્પ.

નૈરયિકો અસંખ્યાત ગુણા વધારે.

દેવયોનિક જીવો તેનાથી પણ અસંખ્યાત ગુણા વધારે અને તિર્યંચ યોનિક જીવો સૌથી વધારે છે.

× × ×

ગાંગેય મુનિ પૂછે છે કે હે પ્રભો! જે સત્ એટલે કે દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ જે વિદ્યમાન હોય એવા નારકો નરકમાં ઉત્પન્ન થાય છે? અથવા દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ અવિદ્યમાન જીવો નરકમાં ઉત્પન્ન થાય છે!

ભગવાને કહ્યું કે હે ગાંગેય! દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિએ વિદ્યમાન નારકો જ નરકમાં ઉત્પન્ન થાય છે. અવિદ્યમાન ઉત્પન્ન થતા નથી.

પર્યાયો ઉત્પન્ન થયા કરે છે, દ્રવ્ય ઉત્પન્ન નથી થતું, તેથી જે પદાર્થ પોતાના મૂળરૂપે અવિદ્યમાન હોય તે વંધ્યા સ્ત્રીના પુત્રની જેમ ઉત્પન્ન શી રીતે થાય? માટે અવિદ્યમાન તત્ત્વનો ઉત્પાદ નથી સારાંશ કે જેમાં જીવદ્રવ્યની અપેક્ષાએ અને નારક પર્યાયની અપેક્ષાએ સત્તા કહેલી છે.

કોઈ જીવ મરીને નારક પર્યાયથી નરકમાં ઉત્પન્ન થવાનો હોય છે, ત્યારે એવા જીવને ભાવી નારક પર્યાયની અપેક્ષાએ દ્રવ્યનારક કહેવામાં આવે છે. અને તે દ્રવ્યનારક થયેલા જીવ જ નારક પર્યાયે ઉત્પન્ન થાય છે, અથવા નરકગતિ નામકર્મ નરકાનુપૂર્વી અને નરકાયુષ્યનો ઉદય એક જ સાથે થાય છે માટે તે સમયે નારકાયુષ્યનો ઉદય થઈ જવાથી ભાવનારક બનેલો જીવ નરકમાં નારક પર્યાયે ઉત્પન્ન થાય છે.

આજ પદ્ધતિએ અસુરકુમારોથી લઇ વૈમાનિક દેવો સુધી પણ જાણી લેવું. એટલે કે દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ વિદ્યમાન અસુરકુમારાદિ જીવો જ અસુરકુમારાદિ પર્યાયમા ઉત્પન્ન થાય છે. અવિદ્યમાન અસુરકુમારાદિ જીવો અસુરકુમારાદિ પર્યાયે ઉત્પન્ન થતા નથી અથવા આયુષ્યના ઉદયથી ભાવનિક્ષેપે અસુરકુમારાદિ રૂપે બનેલો જીવ જ ત્યાં ઉત્પન્ન થાય છે. ઉદ્વર્તના માટે પણ જાણવું. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ વિદ્યમાન નારકો જ ઉદ્વર્તના કરે છે, ગધેડાના શિંગડાની જેમ દ્રવ્યાર્થિક નયે અવિદ્યમાન નારકો પોતાના મૂળ રૂપે અવિદ્યમાન વસ્તુમાં ઉદ્વર્તના કરતા નથી. આ પ્રમાણે અસુરકુમાર દેવો, એકેન્દ્રિયો, વિકલેન્દ્રિયો, વ્યંતરો, જ્યોતિષો અને વૈમાનિક દેવો માટે પણ સમજવું; પરંતુ જ્યોતિ અને વૈમાનિક દેવો માટે ઉદ્વર્તનાના

સ્થાને ચ્યવન શબ્દનો પ્રયોગ કરવો. જેમ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ વિદ્યમાન જ્યોતિષ્કો અને વૈમાનિકો ચ્યવે છે અને અવિદ્યમાન જ્યોતિષ્કો ચ્યવતા નથી.

ગાંગેયમુનિજી મૂળસૂત્રમાં 'सओ' શબ્દને આર્ષ માનીને વિભક્તિ પરિણામથી 'सत्सु' આવો અર્થ કરવો એમ સમજીને પ્રશ્ન કરે છે કે નરકગતિમાં નારકો રહ્યે છતે બીજા નારકો ઉત્પન્ન થાય છે, કે નારકોથી નરકગતિ અવિદ્યમાન થયે છતે નારકો ઉત્પન્ન થાય છે? અસુરકુમારાદિ માટે પણ આ પ્રમાણે જાણવું, અને ઉદ્વર્તના માટે એટલે નરકમાં નારકો રહ્યે છતે નારકની ઉદ્વર્તના થાય છે કે અવિદ્યમાનતામાં?

ભગવાને કહ્યું કે હે ગાંગેય! નરકગતિમાં નારકોની વિદ્યમાનતા હોય છે ત્યારે જ બીજા નારકો ઉત્પન્ન થાય છે અને ઉદ્વર્તના કરે છે, નારકોની અવિદ્યમાનતામાં બીજો કોઈ પણ નારક જીવ ઉત્પન્ન પણ થતો નથી અને ઉદ્વર્તના પણ કરતો નથી. આ પ્રમાણે અસુરકુમારોથી વૈમાનિક સુધી જાણવું. સારાંશ કે કોઇ પણ ગતિ અને કોઇ પણ યોનિ જીવ વિનાની રહેતી નથી.

હે પ્રભો! આપ શ્રીમાન શા કારણે એવું કહો છો કે-નરકગતિમાં નારકોની વિદ્યમાનતા હોય ત્યારે જ બીજો નારક જીવ જન્મે છે અને ઉદ્વર્તિત થાય છે.

જવાબમાં ભગવાને કહ્યું-હે આયુષ્યમાન્ ગાંગેય! ગધેડાના શિંગડા જેવો, આકાશના ફૂલ જેવો, વાંઝણીના છોકરા જેવો, કે મૃગજળના પાણી જેવો આ લોક નથી; કેમકે તેત્રીસ કરોડ દેવો અને દેવેન્દ્રો પરિશ્રમ કરીને થાકી જાય તો પણ અસદ્ભૂત પદાર્થને સત્ કરી શકતા નથી, ગધેડાને શિંગડાનો સર્વથા અભાવ છે.

તેથી જે સર્વથા અસત્ તે ત્રણે કાળે અસત્ જ રહેવાના છે. પરંતુ આ લોક તેવો નથી. પણ ત્રણે કાળે સત્ છે, શાશ્વત છે. આ વાતને જેમ હું કહી રહ્યો છું તેમ પુરૂષાદાનીય તેવીશમા ભગવાન શ્રી પાર્શ્વનાથ તીર્થંકર પણ કહી ગયા છે માટે નરકગતિ કોઇ કાળે પણ નારક જીવો વિનાની હતી નહી. અત્યારે પણ નથી અને અનંત કાળ સુધી પણ રહેવાની નથી.

એકેન્દ્રિય જીવો વિનાની એકેન્દ્રિય યોનિ પણ કોઈ કાળે ખાલી થઇ નથી, થતી નથી અને થશે પણ નહી. તેમ અનંતાનંત જીવો કોઇ કાળે પણ અસંખ્યેય કે સંખ્યેય થવાના નથી. અર્થાત્ ત્રણે કાળે અનંતાનંત જ રહેવાના છે કેમકે લોક સદૈવ શાશ્વત છે અને સત્ છે.

આ પ્રમાણે મહાવીર પ્રભુએ પાર્શ્વનાથ તીર્થંકરના સિદ્ધાંતોથી જ ગાંગેયની શંકાઓનું નિરસન કર્યું છે. કેમકે તીર્થંકરોની અર્થમયી દેશના સર્વથા એક જ હોય છે. કહેવાયું છે કે–

रागाद् द्वेषात् तथा मोहात् भवेद्वितथवादिता ।
तदभावे कथं नामाऽर्हतां वितथवादिता ॥
येतु रागादिभिर्दोषैः कलुषीकृत चेतसः ।
न तेषां सुनृतावाचः प्रसरन्ति कदाचन ॥

તીર્થંકરો રાગદ્વેષ અને મોહ વિનાના હોવાથી તેમની એક વાક્યતા અખંડ રહે છે.

સંખ્યાતીત વર્ષો પહેલાના તીર્થંકરે જે આર્થિક દેશના આપી છે, તે જ વાત શબ્દાંતરે પણ બીજા તીર્થંકરો કહે છે.

માટે જ યથાર્થવાદિતા અરિહંતો સિવાય બીજે નથી.

卐 卐 卐

હે ભગવાન ! આપે જે પદાર્થોની પ્રરૂપણા કરી છે તે પદાર્થોને આપ શ્રીમાન સ્વયં જાણો છો ? આગમની સહાયતા વિના જાણો છો ? અથવા આગમની સહાયતાથી જાણો છો ?

ભગવાને કહ્યું કે હે ગાંગેય ! કેવળજ્ઞાનથી યુક્ત હોવાથી હું સર્વજ્ઞ છું. માટે ઉપર્યુક્ત નારકાદિ જીવો, તેમની ગતિ–આગતિ સ્વભાવ આદિને સ્વયમેવ જાણુ છું. મને આગમાદિની સહાયતાની જરૂરત નથી અન્ય પુરૂષોના વચનો શ્રવણ કર્યા વિના પણ તીર્થંકરો પૂર્વ દિશાના, પશ્ચિમ દિશાના, ઉત્તર કે દક્ષિણ દિશાના મર્યાદિત કે અમર્યાદિત બધાએ પદાર્થોને જાણે છે.

હે પ્રભો ! નરકાદિ ગતિમાં જે જીવો ઉત્પન્ન થાય છે તે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે કે ઈશ્વર આદિની સહાયતાથી ઉત્પન્ન થાય છે ?

કેમ કે બીજા સિદ્ધાંતવાદીઓ એમ કહે છે કે–" જીવ અજ્ઞ છે, માટે પોતાના સુખ–દુઃખને ભોગવવાને માટે પોતે સમર્થ નથી. તેથી તે જીવોને સુખ–દુઃખોનો ભોગવટો ઈશ્વર કરાવે છે અને ઇશ્વરની ઈચ્છા પ્રમાણે જીવાત્મા નરક અને સ્વર્ગમાં જાય છે."

તો હે પ્રભો ! ઉપરની બીજા વાદીઓની આ દલીલો સાચી છે ? અથવા સાચી ન હોય તો આપશ્રીનો શું મત છે ? આપશ્રી જીવોની ગતિ–આગતિ માટે કયુ કારણ આપો છો ? ગાગેય મુનિના ઉપર પ્રમાણેના પ્રશ્નનો જવાબ આપતાં ભગવાને કહ્યું કે " सयं नेरइआ नेरइएसु उववज्जंति " એટલે હે ગાંગેય ! નરકમાં જવાવાળા જીવો પોતે સ્વય નરકમાં જાય છે, પણ

ઈશ્વરની પ્રેરણાથી જતો નથી. કેમ કે કાળાદિ કારણ સમૂહથી વ્યતિરિક્ત બીજી કોઈ પણ યુક્તિઓથી ઈશ્વરની સિદ્ધિ થતી નથી. માટે નીચેના કારણોને લઈને જીવો નરકમાં જાય છે.

(१) कम्मोदएण-कम्मोदएणं :

નરકગતિ નામકર્મ, નરકાનુપુર્વી નામકર્મ અને નરકાયુષ્ય કર્મોનો એકી સાથે જ્યારે ઉદયકાળ વર્તતો હોય છે ત્યારે નારકો નરક ગતિમાં ઉત્પન્ન થાય છે.

(२) कम्मगुरुयत्ताए-कम्मगुरुयत्ताए :

કર્મોનો ઉદય તો કેવળીને પણ હોય છે. માટે કર્મોથી જે ભારી હોય તે નરકમાં જાય છે.

ઘણા પ્રસંગોમાં આવું પણ બને છે કે કર્મોના ભારી જીવો પણ નરકમાં નથી જતા માટે :-

(३) कम्मगुरुसंभारियत्ताए-कम्मगुरूसंभारियत्ताए :

કર્મોના ભારની જેમને પરકાષ્ઠા હોય તે નરકે જાય છે. રૂ વગેરે વસ્તુઓ પ્રમાણમાં વધારે હોવા છતાં તેનું વજન ઓછું હોઈ શકે છે, તેથી તેની નિવૃત્તિ માટે કર્મોના ભારની પરકાષ્ઠા અનિવાર્ય છે

કર્મો તો શુભ પણ હોઈ શકે છે માટે તેની નિવૃત્તિને માટે અશુભ કર્મોનો વિપાકોદય વર્તતો હોય છે, અર્થાત્ બદ્ધકર્મોના રસની તીવ્ર અનુભૂતિ હોય ત્યારે નરકમાં જવાય છે.

સારાંશ કે અશુભ પાપ કર્મોનો વિપાકોદય તીવ્રરૂપે વર્તતો હોય ત્યારે જીવાત્મા સ્વયં નરકમાં ઉત્પન્ન થાય છે. કેમ કે

કર્મોના ફળોને ભોગાવનાર ઇશ્વરની સત્તા કોઈ કાળે પણ સિદ્ધ નથી માટે હે ગાંગેય ! નારકો સ્વયં નરકમાં ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે અસુરકુમારો પણ જાણી લેવા. પણ તેમને શુભ કર્મોનો ઉદય વર્તતો હોય છે.

પૃથ્વીકાયિકો પણ એકેન્દ્રિય પૃથ્વીકાયિકરૂપે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે. નારકની જેમ

આ પ્રમાણે ચરમ તીર્થંકર ભગવાન મહાવીરસ્વામીની વાણીને સાંભળીને ગાંગેય મુનિ ખુશ થયા અને સપ્રતિક્રમણ પાંચ મહાવ્રતોને ઉચ્ચર્યા અને સિદ્ધ બુદ્ધ થયા.

**બત્રીસમો ઉદ્દેશો સમાપ્ત**



# શતક નવમું : ઉદ્દેશક—૩૩

આ ઉદ્દેશામાં ઋષભદત્ત બ્રાહ્મણ અને દેવાનંદા બ્રાહ્મણી તથા જમાલીનું ચરિત્ર વિસ્તારપૂર્વક છે.

બ્રાહ્મણકુંડ નગરમાં સમવસરણની રચના થઈ, અને ભગવાન મહાવીર સ્વામીએ ધર્મોપદેશ આપ્યો.

આ ઉદ્દેશામાં ત્રણેનું જીવન સંક્ષેપીને મૂળ સૂત્રના અનુવાદરૂપે જ કહેવામાં આવે છે, તે આ પ્રમાણે:—

ઋષભદત્ત અને દેવાનંદા તે કાળે અને તે સમયે બ્રાહ્મણકુંડ નામે ઋદ્ધિ સમૃદ્ધિથી સંપૂર્ણ, હાટ હવેલીઓથી શોભતું અને ત્રિક, ચતુષ્ક તથા વિશાલ રસ્તાઓથી શોભતું નગર હતુ. તેની બહાર બહુશાલક યક્ષાયતન હતું. તેમાં ઋદ્ધિસમ્પન્ન બુદ્ધિપ્રભાથી તેજસ્વી, પ્રસિદ્ધ અને કોઈનાથી પણ પરાભવ ન પામે તેવો ઋષભદત્ત નામે બ્રાહ્મણ હતો. જે ચારે વેદોનો અપૂર્વજ્ઞાતા અને બ્રાહ્મણોના બીજા ઘણા રીત રીવાજોમાં કુશળ હતો. પંચમહાવ્રતધારી શ્રમણોનો પરમોપાસક જીવ અજીવાદિ તત્ત્વોનો પૂર્ણજ્ઞાતા, પુણ્ય તથા પાપને ઓળખનાર યાવત પોતાના આત્માને સંયમિત કરતો રહેતો હતો. તેને દેવાનંદા નામે બ્રાહ્મણકુલસંપન્ન ધર્મપત્ની હતી. તેના હાથપગના તળીયા સ્વાભાવિક સુકુમાલ હતાં. તેનું દર્શન સૌને પ્રિય હતું, રૂપ સુંદર હતું. શ્રમણ અને શ્રમણીઓની ઉપાસિકા તથા જીવાદિ તત્ત્વોને જાણનારી હતી. સમય પાકયે જીવમાત્રના તારણહાર ભગવાન મહાવીર સ્વામી તે સમયે યક્ષાયતનમાં સમોસર્યા અને બારે પરિષદા ભગવાનના ચરણોમાં બેઠી છે.

ભગવાનના આવાગમનને સાંભળીને ઋષભદત્ત બ્રાહ્મણ ઘણો જ પ્રસન્ન થયો આનંદવિભોર થયેલા તેની રોમરાજી વિકસિત થઈ અને જ્યાં પોતાની ધર્મપત્ની દેવાનંદા હતી ત્યાં આવીને આ પ્રમાણે કહ્યું કે:—

હે દેવાનુપ્રિયે ! ગ્રામાનુગ્રામ વિહાર કરતા ચરાચર સંસારને ધર્મોપદેશ દેતાં ભગવાન મહાવીર સ્વામી બહુસાલક ચૈત્યમાં સમોસર્યા છે જે સર્વજ્ઞ, સર્વદર્શી અને આઠે પ્રાતિહાર્યોથી સુશોભિત છે માટે તેવા પ્રકારના અરિહંતોનું નામ તથા ગોત્ર જો સાંભળવામાં આવે તો પણ મોટું ફળ મળે છે, તથા અત્યંત શ્રદ્ધાપૂર્વક અરિહંતોની સામે જવું. પચાંગ પ્રણિપાતપૂર્વક વંદન કરવું, નમવું તથા આપણી શંકાઓના નિવારણાર્થે પ્રશ્નો પૂછવા, તેમની સેવા(વૈયાવચ્ચ)માં રહેવુ તે મહાજબરદસ્ત ફળને દેવાવાળું હોય છે. એક પણ જૈનવચનના શ્રવણથી સારૂં ફળ મળે છે. તો વિપુલ અર્થને ગ્રહણ કરવા વડે મહાફળ યાવત્ મોક્ષની પ્રાપ્તિ થાય તેમાં શુ આશ્ચર્ય ? માટે હે દેવાનુપ્રિયે ! આપણે ત્યા જઈએ અને ભગવાનને વંદન, નમન તથા પર્યુપાસના કરીએ; કેમ કે:-અરિહંતોનું વૈયાવચ્ચ બંને ભવ માટે સુખરૂપ, હિતરૂપ અને શુભ કર્મોના અનુબંધ માટે થાય છે આ પ્રમાણે પોતાના પતિના શ્રીમુખે ઉપરની વાત સાંભળીને દેવાનંદા બ્રાહ્મણી ઘણી જ ખૂશ થઈ. રોમરોમ ઉલ્લસિત થયા અને મસ્તકે અંજલિ જોડીને પોતાના પતિની વાતને માન્ય કરી.

ત્યારપછી તે ઋષભદત્ત બ્રાહ્મણ પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવી આ પ્રમાણે કહે છે કે 'હે દેવાનુપ્રિયો ! તેમ શીઘ્રતાથી જલ્દી ચાલવાવાળા પ્રશસ્ત તથા એકસરખા રંગના, સમાન ખરી અને પુચ્છવાલા, સરખા શિંગડાવાલા, આભૂષણોથી યુક્ત,

ચાલવામાં ઉત્તમ, રૂપાની ઘંટડીઓથી શોભતા અને સોનાની નાથ વડે બાંધેલા બળદોથી યુક્ત રથને તૈયાર કરો, જે બધી રીતે સુંદર ઉત્તમ અને ધર્મસ્થાનને યોગ્ય હોય.

ત્યારપછી પ્રસન્ન થયેલા સેવકોએ ઋષભદત્તની આજ્ઞા માથે ચઢાવી અને રથને તૈયાર કર્યો. પછી ઋષભદત્તે સ્નાન કરી અલ્પ પણ મહામૂલ્યવાન આભૂષણોથી શરીરને અલંકૃત કર્યું અને પોતાના ઘરેથી બહાર આવ્યો જ્યાં રથશાળાના આંગણે રથ તૈયાર હતો.

અને રથ ઉપર આરૂઢ થયો.

દેવાનંદા બ્રાહ્મણીએ પણ સ્નાન કર્યું, બલિકર્મ કર્યું અને મંગળ પ્રાયશ્ચિત કરે છે. ઝાંઝર, મણીનો કંદોરો, તથા હાર પહેરે છે, હાથમાં કડા, આંગળીઓમાં વીંટીઓ અને ગળામાં એકસરાદિ હાર પહેરે છે. ઋતુઓના પુષ્પોથી કેશને ગૂંથે છે, કપાળમાં ચંદન લગાડે છે. ધૂપવડે શરીરને સુગંધિત કરે છે. આ પ્રમાણે શૃંગારયુક્ત લક્ષ્મીદેવી જેવી તે બ્રાહ્મણી પોતાની દેશ દેશાંતરની બધી દાસીઓ સાથે પોતાના ઘરેથી બહાર નીકળે છે અને જ્યા રથ હતો ત્યાં આવીને પોતાના પતિ સાથે રથારૂઢ થાય છે.

આ પ્રમાણે તે દંપતી બ્રાહ્મણકુંડ નગરથી બહાર આવી યક્ષાયતન તરફ આવે છે, રથથી નીચે ઉતરે છે અને—

સચિત્ત વસ્તુઓનો ત્યાગ કરે છે

અચિત્ત વસ્તુઓનો ત્યાગ કરતાં નથી.

વિનયથી શરીરને ઝુકાવે છે.

ભગવંતને જોતાં જ અંજલિ કરે છે.

અને મનની એકાગ્રતા સાધે છે.

આ પાંચે અભિગમપૂર્વક દંપતી સમવસરણમાં ઉપર આવે છે અને ત્રણ પ્રદક્ષિણા કરે છે, વાંદે છે, નમે છે. ત્યાર પછી દેવાનંદા પણ ભગવાનને વાંદે છે, નમે છે અને હાથ જોડી ભગવાનની સામે ઉભી રહે છે. સ્નેહ સંબંધને ધર્મ કે નીતિ સૂત્રોની બાધ હોતી નથી. માટે આનંદના અતિરેકને લઈ તેના રોમ વિકસિત થયા, શરીર ફૂલાવા લાગ્યુ, કંચુકી બંધન તૂટવા લાગ્યું અને વયઃ પરિપાક થયે છતે પણ સ્તનોથી દૂધની ધારા છૂટી પડી.

આ બધી સ્થિતિને જોયા પછી ઈન્દ્રભૂતિ ગણધર તથા પરિષદાને પણ નવાઈ લાગી ત્યારે ભગવાનને વાંદી, નમીને ગૌતમે પૂછ્યું કે, હે પ્રભો ! આ લીલા શી છે?

ભગવાને કહ્યું કે–હે ગૌતમ! દેવાનંદા મારી માતા છે હું તેનો પુત્ર છું. માટે મને જોઇને તેનો હર્ષ સમાતો નથી. પછી મોટી પર્ષદામાં ભગવાને ધર્મ કહ્યો. સભા ખુશ થઈ અને પોતપોતાના ઘરે ગઈ.

ત્યારપછી ખુશ થયેલા ઋષભદત્તે ભગવાનને ત્રણ પ્રદક્ષિણા આપી તથા સ્કંદ તાપસની જેમ આભરણ અલંકારનો ત્યાગ કર્યો અને ભગવાનને આ પ્રમાણે કહ્યું કેઃ—

"હે પ્રભો ! સંસાર અસાર જ છે, જ્યાં ક્રોધ કષાયની આગ તથા વિષયવાસનાની જ્વાળાઓ ચારે બાજુથી પ્રાણીઓને બાળી રહી છે." માટે હે પ્રભો ! હું સંયમની ઇચ્છાવાળો છું અને ભગવાને દીક્ષા આપી.

ત્યારપછી દેવાનન્દા બ્રાહ્મણી પણ આર્યા ચંદનબાળા પાસે દીક્ષિત થયા, મુંડિત થયા, શિક્ષિત થયા અને અગ્યાર અંગોનો અભ્યાસ તથા નાની મોટી ઘણી તપશ્ચર્યાઓ કરી, સર્વ કર્મોના ક્ષયપૂર્વક કેવળજ્ઞાન મેળવીને મોક્ષપદના અધિકારી બને છે.

## જમાલીનું ચરિત્ર :

તે કાળે તે સમયે બ્રાહ્મણકુંડ નગરથી પશ્ચિમ દિશાએ ક્ષત્રિય-કુંડ નામે નગર હતું. જેમાં જમાલી નામનો રાજકુંવર રહેતો હતો, તે ધન ધાન્યથી સમૃદ્ધ, તેજસ્વી અને અપરાભવનીય હતો. તથા વિપુલ, વિસ્તૃત હાટ હવેલીઓ, સુંદર શયન, આસન અને વાહનોનો સ્વામી હતો. પોતાના મહેલમાં બત્રીસ પ્રકારના નાટકોને જોતો તથા તેમાં સક્રિય ભાગ લેતો તે ઘણો જ પ્રસન્ન હતો પ્રત્યેક ઋતુના ભોગ્ય સાધનોનો ભોક્તા અને પાંચે ઇન્દ્રિયોના તેવીસ વિષયોમા પૂર્ણ મસ્ત રહેતો હતો

એક દિવસે શ્રૃંગારક ( શિંગોડાના આકાર જેવો રસ્તો ) ત્રિક ( ત્રણ રસ્તા જ્યા ભેગા થાય ) ચત્વર ( ચોક ) ચતુષ્ક (ચાર રસ્તા ભેગા થાય તે) રસ્તે ભેગો થયેલો:-

જનસમૂહ-(જનવ્યૂહ)

જનબોલ-(લોકોનો અવ્યક્ત ધ્વનિ)

જન કલકલ-(વચન વિભાગની ખબર પડે તેવા શબ્દો)

જનોર્મિ- (એકબીજા સાથે અથડાઇ જવાય તેવી ભીડ)

ઈત્કલિકા-(મનુષ્યોનો નાનો સમુદાય)

જન સન્નિપાત-(જૂદે જૂદે સ્થળેથી આવીને લોકો ભેગાં થાય)

પ્રજ્ઞાપના-(સામાન્ય કથન)

પ્રરૂપણા-(વિશેષ કથન)

માનવ સમૂહ નીચે પ્રમાણે વાત ચિત્ત કરતો હતો કે:- " હે દેવાનુપ્રિયો ! જરા ધ્યાન દઇને સાભળો, અત્યારે સર્વજ્ઞ, સર્વદર્શી ભગવાન મહાવીર સ્વામી, બ્રાહ્મણકુંડનગરના બહુશાલક ઉદ્યાનમાં રચિત સમવસરણમાં બિરાજમાન છે."

માટે તેવા અરિહંતોનું નામ શ્રવણ પણ પુણ્ય માટે હોય છે. તો વંદન, નમન યાવત પર્યુંપાસન સાટે શુ કહેવું ?

તે અરિહંતોનો એક પણ શબ્દ સાંભળવાથી માનવનું કલ્યાણ થાય છે, તો સમ્યગ્‌દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ અર્થના વિપુલ શ્રવણ માટે શું કહેવાનુ હોય ? સારાંશ કે તેનું શ્રવણ સર્વથા અનિર્વચનીય છે. તેથી ચાલો આપણે સૌ ભગવાનને વંદન, નમન અને તેમની પર્યુંપાસના કરવા જઇએ.

અને સૌ ભાગ્યશાળીઓ સમવસરણ તરફ આવતા થયા

આ પ્રમાણે પોતાના મહેલ પાસેથી જનસમૂહને જતા જોઇ જમાલી રાજકુંવરને આધ્યાત્મિક, ચિંતિત, પ્રાર્થિત, કલ્પિત અને મનોગત વિચાર આવ્યો

આધ્યાત્મિક—જમીનમાં પડેલા અંકુરની જેમ જે વિચારો કેવળ આત્મામાં જ થાય તે

ચિંતિત—અંકુરાને જેમ પાંદડા આવે તેમ આત્મામાં આવેલો વિચાર પુનઃ પુનઃ પરાવર્તિત થાય.

પ્રાર્થિત—પલ્લવિત લત્તાની જેમ હવે હું આ પ્રમાણે કરીને જ રહીશ તે....

આ પ્રમાણેના વિચારો જે હજી મનોગત જ છે, તે હવે પોતાને પણ ઇષ્ટરૂપે લાગતા જ જમાલી રાજકુંવરને આવો વિચાર આવ્યો કે:—

"આજે ક્ષત્રિયકુંડ નગરમાં શું ઇન્દ્રોત્સવ છે? અથવા કાર્તિકેય, વાસુદેવ, નાગદેવ, યક્ષ, ભૂત, કૂપ, તળાવ નદી કે હૃદ આદિનો મહોત્સવ છે?

જે કારણે ઉગ્રજાતીય, ભોગજાતીય, ઇક્ષ્યાકુવંશીય, નાગવંશીય, કુરૂવંશીય, ક્ષત્રિયો તથા ભટો–ભટપુત્રો, બ્રાહ્મણો, મલ્લકી અને લચ્છવી જાતિના લોકો યુવરાજો, તલવારો, માંડલિકો, કૌટુંબિકો, શેઠીઆઓ, સેનાપતિઓ આદિ બધાએ એક જ દિશામા કેમ જાય છે?"

ત્યારે જમાલીએ પોતાના અંતઃપુરના કંચુકી(સેવક)ને પૂછ્યું કે શણગાર કરેલા આ વિશિષ્ટ લોકો બધા ભેગા મળીને એક તરફ જ શા માટે જઇ રહ્યા છે? જવાબમાં સેવકે કહ્યું કે, હે રાજકુંવર! દેવાધિદેવ, પતિતપાવન, ભગવાન મહાવીરસ્વામી બ્રાહ્મણકુંડ નગરના ઉદ્યાનમા બિરાજમાન છે, તેમને

वदणवत्तिय :–

મન, વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક ભગવાનને નમન–વંદન કરવા માટે.

पुअणवत्तिय–पुअणवत्तिय :

દ્રવ્યથી પચાંગ પ્રણિપાતપૂર્વક અને ભાવથી કષાયના નિરસનપૂર્વક પૂજવા માટે.

सक्कारवत्तिय सक्कारवत्तिय :

આત્મકલ્યાણાર્થે તીર્થંકરદેવોનો સત્કાર કરવા માટે.

सम्मानवत्तिय-सम्मानवत्तिय :

દેવાધિદેવના સન્માન માટે

बोहिलाभवत्तियं-बोहिलाभवत्तिय :

કેવળી ભગવંતનુ વચન શ્રવણ કરવાથી અમને સમ્યક્ત્વ (બોધી)નો લાભ થાઓ તે માટે.

ત્યારે કેટલાક કુતુહલપૂર્વક દર્શન માટે, અશ્રુત આગમનું રહસ્ય જાણવા માટે, નિઃશંકિત થવા માટે, અર્થનો નિશ્ચય કરવા માટે અને કેટલાક શ્રદ્ધાપૂર્વક દેશવિરતિ ધર્મ સર્વવિરતિ ધર્મ સ્વીકારવા માટે જઈ રહ્યા છે.

સેવકોની ઉપર પ્રમાણેની વાત સાંભળીને ખુશ થયેલા જમાલીકુંવરે ઘણા જ ઝડપથી ચાલનારા ચાર ઘંટવાલા અશ્વ-રથને તૈયાર કરીને લાવવાનો આદેશ આપ્યો અને પોતે સ્નાનપાણી (કરી નીચે પ્રમાણે :—

गणनायक : મોટા સમૂહના આગેવાનો

दडनायक : રાજતંત્રના પરિપાલકો

राजा : પોતાના માંડલિક રાજાઓ

इश्वर : યુવરાજ પદવિભૂષિત

तलवर : રાજાના સન્માનનીય લોકો

मांडलिक : પાંચસો ગામના અધિપતિ

कौटुंबिक : અનેક કુટુંબોના પરિપોષકો

इभ्य : હાથી પ્રમાણ દ્રવ્યરાશિના સ્વામીઓ

शेठ : સુવર્ણ પટ્ટબંધથી શોભિત મસ્તકવાલા

सेनापति : સેનાના નાયકો

सार्थवाह : પરદેશ જનારાઓ

दूत : રાજાના આદેશને નિવેદન કરનાર

सन्धिपाल : રાજ્યની સીમાઓનું રક્ષણ કરનાર

अवलगक : સેવા કર્મ કરનારા

मंत्री : રાજ્યકાર્યમાં રાજાને સલાહ દેનારા

सचिव : રાજ્ય સંચાલનમાં રાજાને સહાય આપનારા

महामत्री : મંત્રીમંડળનો અગ્રેસર

गणक : જ્યોતિષી મહારાજાઓ

दौवारिक : દ્વારપાલ

अमात्य : રાજ્યના અધિષ્ટાયક

चेट : ચરણ સેવક

ઇત્યાદિક પોતાના તંત્રીઓ સાથે પરિવૃત થયેલ જમાલી રથારૂઢ થઇને ભગવાન મહાવીર સ્વામીને વાંદવા માટે ચાલ્યો. અને ત્રણ પ્રદક્ષિણા કરીને ભગવાનની સન્મુખે બેઠો.

મધુરધ્વનિએ હિતોપદેશ આપતાં ભગવાને કહ્યું કે હે ભાગ્ય શાળીઓ! " લોક છે, જીવ છે, અજીવ છે, પુણ્યપાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ છે અને શાશ્વતા છે."

આ પ્રમાણેના તત્ત્વોની વિશદ વ્યાખ્યા રૂપ દેશના સાંભળીને અતીવ પ્રસન્ન થયેલી પરિષદા વિસર્જિત થઈ અને પોતપોતાને ઘેર ગઈ.

પ્રસન્ન થયેલા જમાલી રાજકુમારે ભગવાનને ત્રણ પ્રદક્ષિણા-પૂર્વક સવિનય કહ્યું કે હે પ્રભો! આપશ્રીના પ્રવચન પ્રત્યે મને શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે. હે ભદંત! પ્રવચનની સત્યતા સર્વથા અકાટ્ય છે, હે નાથ! મારી ઈચ્છા આપશ્રીની પાસે પ્રવજ્યા ધર્મ સ્વી-કારવાની છે. તો મને દીક્ષા પ્રદાન કરીને અનુગ્રહીત કરશો.

જવાબમાં ભગવાને કહ્યું કે હે દેવાનુપ્રિય! "તમને જેમ રૂચે તેમ કરો. આવા પવિત્ર માર્ગમા વિલંબ કરવો ન જોઈએ."

ત્યાર પછી તે જમાલી સમવસરણથી બહાર આવીને રથ ઉપર સવારી કરી ઘરે આવ્યો. અને જ્યાં પોતાના માતા-પિતા હતા ત્યાં આવ્યો. પ્રસન્નચિત્ત થયેલા જમાલીએ પિતાને કહ્યું કે હે તાત! હે અંબ! આજે મે ભગવાન મહાવીરસ્વામીના ધર્મનું શ્રવણ કર્યું, જે મને બહુ જ ગમ્યું; તેથી તે ધર્મ મને ઈષ્ટ છે અને મને રુચિકર થયો છે અને દીક્ષા અંગીકાર કરી જીવનમાં ઉતારવા માંગુ છું.

માતા-પિતાએ કહ્યું કે, હે બેટા! તને ધન્ય છે તેં ઘણું જ સારૂં કાર્ય કર્યું છે. મોટામાં મોટું પુણ્ય ઉપાર્જન કર્યું છે.

જમાલીએ કહ્યું કે, જન્મ-જરા અને મૃત્યુના ભયથી પૂર્ણ આ સંસારથી ભય પામેલો હું આકુલ વ્યાકુલ થઈ ગયો છું. સંસારવર્તી આત્માને આ ત્રણે ભયો ખૂબ સતાવી રહ્યાં છે માટે આજ્ઞા આપો એવી મારી વિનંતિ છે.

પોતાના પુત્ર જમાલીની અનિષ્ઠ, અકાન્ત, અપ્રિય, અમનોજ્ઞ અને ફરીથી ન ગમે તેવી વાણી સાંભળીને તેની માતા પરસેવાથી તરબોળ થઈ. અંગ કંપાયમાન અને નિસ્તેજ થયું. મુખપર

દીનતા આવી અને જમીન પર ઢળી પડી. શીતલોપચારથી ભાનમાં આવ્યા પછી કહ્યું કે હે બેટા! તું અમારો એકનો એક પુત્ર છો. બધી વાતે સુંદર અને અમારો આધાર છો તારો વિયોગ અમારા માટે અસહ્ય હોવાથી અમારા મૃત્યુ પછી જ તું દીક્ષા લેજે.

જમાલીએ કહ્યું કે, હે માતાજી! આ મનુષ્યભવ, શરીર અને મનના અનેક કષ્ટોથી ભરપૂર છે, જરા અને મરણના દુઃખો તો હૃદયને કંપાવનારા છે મનુષ્યશરીર અધ્રુવ, અનિયત અને ક્ષણભંગુર છે. પાણીના પરપોટાની જેમ અને સંધ્યાના રંગ જેવું અચિરસ્થાયી છે; માટે કોણ જાણે કે તમે પહેલા મરશો? કે હું પહેલા મરીશ? તેથી તમારી હાજરીમાં જ હું સંયમ લેવા ઇચ્છું છું.

માતાજીએ કહ્યું કે હે બેટા! તારૂં શરીર ભોગસમર્થ છે માટે સંસારભોગથી વિરક્ત બન્યા પછી દીક્ષા લેજે.

જવાબમાં જમાલીએ કહ્યું કે હે માતાપિતા! દેહને આધારે મનુષ્યભવ સંબંધીના જે ભોગો ભોગવવામાં આવે છે તે શરીર અપવિત્ર અને નાશવંત છે જેમાં વમનનું, પિત્તનું, કફનું, વીર્યનું અને રુધિરનું ક્ષરણ પ્રતિક્ષણે થયા કરે છે; માટે કામ-ભોગો વમન–પિત્ત–કફ–વીર્ય અને શોણિતનું ક્ષરણ કરનાર છે. જેમાં વિષ્ઠા, મૂત્ર અને નાક આદિના મેલ ભરેલા હોવાથી શરીર દુર્ગંધમય છે. આવા શરીર દ્વારા ભોગવાતા કામભોગોને અજ્ઞાન માણસ જ પસંદ કરે છે તથા ઘરમાં રહેલા હીરા–મોતી–સોનું–ચાંદી આદિ પદાર્થો ચોરોને પણ ગમ્ય હોય છે. આ કારણે જ હું દીક્ષા લેવાની ઇચ્છાવાળો થયો છું.

અને અશ્રુપૂર્ણ હૃદયે માત–પિતાએ જમાલીને દીક્ષાની અનુમતિ આપી

ત્યારપછી જમાલીના પિતાએ પોતાના આજ્ઞાકારી સેવકોને બોલાવીને કહ્યું કે 'તમે શીઘ્રતાથી ક્ષત્રિયકુંડનગરને બહાર અને અંદરથી સ્વચ્છ કરો તથા ધ્વજા પતાકાઓ બંધાવો' તથા પ્રવ્રજ્યા અભિષેકની સામગ્રી પણ ભેગી કરો ઇત્યાદિક સૂચનાઓથી સૂચિત સેવકોએ આજ્ઞા પ્રમાણે કર્યું. ત્યારપછી સ્નાનથી પરવારીને જમાલીએ બધી જાતના શ્રૃંગાર ધારણ કર્યા. કિંમતી વસ્ત્રો પહેર્યા કુત્રિકાપણથી રજોહરણ અને પાત્ર મંગાવી આપવા માટે પોતાના પિતાને કહ્યું. પછી હજામે જમાલીનું મુંડન કર્યું અને કેશોને જમાલીની માતાએ લીધા. ત્યારપછી ઉત્તર દિશા તરફ જમાલીને બેસાડીને સ્નાન કરાવવામાં આવ્યું અને ઠાઠમાઠથી જમાલીનો દીક્ષાનો વરઘોડો બ્રાહ્મણકુંડનગર તરફ ચાલ્યો.

જમાલીને આગળ કરીને તેના માતાપિતા ભગવાન મહાવીર પાસે આવ્યા અને વંદનાદિ કરી આ પ્રમાણે કહ્યું હે ભગવંત! આ જમાલી અમારો એકનો એક બેટો છે. જે અમોને ઘણો જ પ્યારો છે. છતાંએ સંસારથી ભય પામીને આપશ્રીની પાસે દીક્ષા લેવા તૈયાર થયો છે.

ભગવાને કહ્યુ 'હે દેવાનુપ્રિય! તમને જે રીતે સુખ ઉપજે તે પ્રમાણે કરો, પણ આવા શુભ કાર્યમાં વિલંબ કરવો ન જોઇએ' ભગવાનના શબ્દો સાભળીને જમાલી ઘણો જ હર્ષિત થયો અને સંતોષ પામ્યો ત્રણ પ્રદક્ષિણા આપી વંદન નમન કર્યું અને ઈશાન કોણમાં ગયો. પોતાના હાથે વસ્ત્રાલંકાર ઉતાર્યા અને માતાએ લઈ લીધા અને કહ્યું, 'હે બેટા! સંયમના યોગરૂપ અર્થમાં તું પયત્નશીલ રહેજે. અપ્રાપ્ત સંયમયોગોની પ્રાપ્તિ માટે ચેષ્ટા કરજે. સાવધાનીપૂર્વક સંયમની આરાધના કરજે. અને એક સમય માટે પણ પ્રમાદ કરીશ નહીં.'

અને જમાલી મુનિને તથા ભગવાનને વાંદી નમીને ઘેર ગયાં. જમાલી મુનિએ પણ અગ્યાર અંગોનું અધ્યયન કર્યું.

(ઉપર્યુક્ત જમાલીનું ચરિત્ર ભગવતીસૂત્રના મૂળ ઉપરથી સંક્ષેપાવીને આપ્યું છે)

જીવાત્માનું ઉત્થાન અત્યંત પુરૂષાર્થગમ્ય હોવાથી દુર્લભ છે, જ્યારે પતનમાર્ગ સાવ સુલભ છે. આપણે જાણી ગયા છીએ કે ખૂબ વૈરાગ્યપૂર્વક દીક્ષિત થયેલા જમાલી મુનિએ જ્ઞાન-ધ્યાન, ચુતુર્થભક્ત, છઠ્ઠ, અઠ્ઠમ, અર્ધમાસક્ષમણ અને માસક્ષમણ જેવી નાની મોટી તપશ્ચર્યા કરીને પોતાના આત્માનું, મનનુ દમન કરીને સયમમાં પૂર્ણ મસ્ત બન્યા હતા. પરંતુ જમાલી મુનિનું આ દમન સાર્થક થવા પામ્યું નથી. કેમકે:-

ભવપરંપરામાં ઉપાર્જન કરેલી કર્મોની ગ્રંથીઓ ઘણી જ વિચિત્ર અને દુર્ભેદ્ય હોય છે. યદ્યપિ સમ્યક્ત્વની પ્રાપ્તિ સમયે સાતે કર્મ પ્રકૃતિઓનો ક્ષયોપશમ જરૂર થાય છે, તો પણ ઉપશમ એટલે ઉપશમ

દબાઈ ગયેલા માણસનો દાવ કોઈક સમયે પોતાના પક્ષમાં પડતાં પોતાના વિપક્ષીને માર્યા વિના નથી રહેતો તેવી રીતે ઉપશમ પામેલા કર્મો પણ સર્વથા વિશ્વાસને પાત્ર હોતા નથી.

જમાલીમુનિ પણ ઉત્કટ જ્ઞાની, તપસ્વી અને મમત્વ રહિત બનવા જરૂર પામ્યા છે તો પણું સમ્યગ્જ્ઞાનની પકડ જેવી જોઇએ તેવી દ્રઢ ન હોવાના કારણે મિથ્યાત્વકર્મના ઉદય સમયે તેઓ સ્થિર રહી શક્યા નથી. પરિણામે દીક્ષા લેતા પહેલાં અને દીક્ષિત થયા પછી ઘણા વર્ષો સુધી જમાલીમુનિને આવા પ્રકારની શ્રદ્ધા ખૂબ જ મજબૂત હતી કે:—

૧. મોહનીયકર્મને સર્વથા નાબુદ કર્યા પછી કેવળજ્ઞાન થાય છે.
૨. અને કેવળજ્ઞાન થયા પછી જ તીર્થંકર કહેવાય છે.
૩ મહાવીરસ્વામી જ સાચા અર્થમાં તીર્થંકર છે.
૪. મહાવીરસ્વામીને છોડીને બીજા કોઈ તીર્થંકર નથી જ.
૫ તીર્થંકરોના વચનો કોઈ કાળે પણ મિથ્યા હોતા નથી.
૬. છદ્મસ્થને ન સમજાય તો તેની ભૂલ છે, પણ તીર્થંકરની ભૂલ નથી.
૭ હું પોતે છદ્મસ્થ છું, તીર્થંકર નથી જ.

આવા પ્રકારની રોમરોમમાં શ્રદ્ધા રાખનારો જમાલીમુનિ પણ દબાવી દીધેલું મિથ્યાત્વકર્મ જ્યારે જોરદાર ઉદયમાં આવ્યું ત્યારે શ્રદ્ધાથી સર્વથા ચલાયમાન થયો અને મહાવીરસ્વામીના તત્ત્વોને સર્વથા જૂઠ માનનારો પણ થયો છે.

જમાલીમુનિના સંયમ અને તપશ્ચર્યામાં જ્ઞાનબળનું મિશ્રણ જેવું જોઇએ તેવું નહીં થયુ હોય માટે જ ઉપશમ પામેલું મિથ્યાત્વ અત્યંત શક્ત બનીને જ્યારે ઉદયાવાલિકામાં પ્રવેશ્યું ત્યારે તેને ઉપશમ કરવાની શક્તિ સમાપ્ત થયેલી હોવાના કારણે છિદ્રાન્વેષી ચોરની જેમ દર્શનમોહનીયનો તીવ્ર વિપાકોદય પોતાનું જોર બતાવી શક્યું અને ઉત્થાન પામેલો જમાલીમુનિનો આત્મા આંખના પલકારે જ પતનના ઊંડા ખાડામાં પડી ગયો છે.

દુર્ભેદ્ય કર્મોની જબરદસ્ત તાકાત હોવાના કારણે મુહપત્તિની પ્રતિલેખના સમયે પચાસ બોલમાં 'સમ્યક્ત્વ મોહનીય પરિહરૂં' આ બોલ પણ જરૂરથી બોલાય છે.

પ્રશ્ન આ થાય છે કે સમ્યક્ત્વને શા માટે પરિહરવાનું કહ્યું ?

તેના જવાબમાં કદાચ આ કારણ હોઈ શકે છે. "આત્માને માટે ભાડુતી રૂપનો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ જ્યારે જમાલીની જેમ ઉદયમાં આવે અને સાધક પાસે ઉપશમની શક્તિ ન હોય તો આત્માને માટે ખતરો બની શકે છે." માટે સાધક માત્ર સાવધાની રાખે અને પોતાના મૂળ ખજાના જેવું ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા ભાવ રાખે તો તે આત્મા ખતરામાંથી બચી શકશે.

હવે આપણે આગળ વધીએ અને જમાલીનો વિચાર કરીએ. પુરૂષાર્થ યોગ જેમ સ્વતઃ પૂર્ણ શક્ત છે, તેમ ભવિતવ્યતા નામનો યોગ પણ પોતાની મર્યાદામાં પૂર્ણ શક્ત હોય છે. તેથી એક દિવસે જમાલીમુનિએ ભગવાન મહાવીરસ્વામીને વંદન, નમન કરી આ પ્રમાણે કહ્યું હે પ્રભો! હું મારા પાંચસો શિષ્યોની સાથે જુદો વિચરવા માંગુ છું, માટે મને અનુમતિ આપો. દયાના સાગર ભગવંતે જમાલી મુનિની વાતનો નિષેધ પણ કર્યો નથી, તેમ અનુમતિ પણ આપી નથી. બીજી ત્રીજીવાર પૂછવા છતાં પણ ભગવાન મૌન રહ્યા છે.

અને જમાલીમુનિ પોતાના શિષ્યો સાથે જુદો પડ્યો વિહાર કરતાં ચંપાનગરીના પૂર્ણભદ્ર ચૈત્યના ઉદ્યાનમાં આવી અવગ્રહની યાચનાપૂર્વક પોતાના આત્માને ભાવિત કરતો વિહરે છે.

એક દિવસે :—

અરસ–( હિંગ, જીરૂ આદિથી રહિત હોવાથી સ્વાદ વિનાનું )

વિરસ–( રસ વિનાનુ બની ગયેલું )

અંત–( અરસરૂપ હોવાથી સર્વધાન્યાન્તવર્તી )

પ્રાંત–( વાસી હોવાથી સર્વથા સાધારણ )

રૂક્ષ–( ઘી આદિ પદાર્થ રહિત લુખો )

તુચ્છ-( સત્ત્વહીન )
કાળાતિક્રાંત-( ભૂખ પ્યાસના સમય પછી પ્રાપ્ત થયેલો )
પ્રમાણાતિક્રાંત-( ભૂખ પ્યાસના પ્રમાણ કરતાં વધારે )
શીત-( સર્થવા ઠંડો આહાર )

ઈત્યાદિક આહાર લેવાથી જમાલી મુનિને શૂલાદિ રોગ ઉત્પન્ન થવાથી ઘણો જ બીમાર પડયો દાહજ્વર જેવો ભયંકર રોગ લાગુ પડેલો હોવાથી બેસવાની પણ ક્ષમતા રહી નથી એટલે પોતાના શિષ્યોને સંથારો પાથરવા માટે કહ્યું.

ગુરૂવચન તહત્તિ કરીને મુનિઓ સંથારો પાથરવા લાગ્યા અધિક વેદનાના ભારથી આકુલ-વ્યાકુલ બનેલા જમાલીમુનિએ ફરીથી શિષ્યોને બોલાવીને પૂછ્યુ કે 'સુવા માટે સંથારો પાથરી લીધુ છે? કે પાથરી રહ્યા છો? એટલે કે પથારી થઈ ગઈ છે? કે થઈ રહી છે? આમાં "થઇ ગઇ છે" એ ભૂતકાલિકી ક્રિયા અને થઇ રહી છે એ વર્તમાનકાલિકી ક્રિયા છે. બંનેમાં ભેદની કલ્પના કરીને કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે કૃત અને ક્રિયમાણમાં બંને કાળનો નિર્દેશ છે

જ્યારે જમાલી મુનિએ આ પ્રશ્ન પૂછ્યો ત્યારે શિષ્યોએ કહ્યું હે ગુરો! અમે તમારી આજ્ઞા પ્રમાણે પથારી બિછાવી રહ્યા છીએ પણ બિછાવી દીધી નથી. અત્યંત સરળ સ્વભાવે બોલાયેલા શિષ્યોના વચનો સાભળતાં જ જમાલીમુનિને અત્યાર સુધી ઉપશમિત થયેલો મિથ્યાત્વ મોહકર્મ ઉદયમા આવ્યું અને આત્મગત, ચિંતિત, પ્રાર્થિત, કલ્પિત અને મનોગત આ પ્રમાણે વિચાર થયો.

આત્મગત—એટલે કે તાવની જોરદાર અગ્નના કારણે જીભ જેમ કડવી થાય છે, તેમ મિથ્યાત્વના તીવ્ર વિપાકોદયે જમાલીને પણ મહાવીર પ્રત્યે અશ્રદ્ધા થઈ અને ભગવાનના વચનોની વિરોધભાવનાના અંકુરોની ઉત્પત્તિ થવા પામી.

ચિંતિત—અંકુરામાથી જેમ બે પાંદડી ફૂટે તેમ જમાલીમુનિને પણ અશ્રદ્ધા વધતી ગઈ અને સાથોસાથ વિરોધભાવ પણ વધતો ગયો

પ્રાર્થિત—વિકસિત લતા જેમ પલ્લવિત થાય છે તેમ જમાલીનો ચિંતીત વિચાર વધારે વિકસિત થયો, તેથી તેના મનમાં 'મહાવીરના વચનો સર્વથા અશ્રદ્ધેય છે, આવી ભાવના વધી ગઈ અને પછી તો ' મહાવીર મને ઇષ્ટ નથી ' તેવા વિચારો જમાલીના થયાં.

જમાલીમુનિ ભૂત અને વર્તમાનરૂપ કૃત અને ક્રિયમાણમાં ભેદ માનીને તે બન્નેમાં અભેદનું પ્રતિપાદન કરનારા ભગવાનના વચનોને મિથ્યા અને અસત્ય માનનારો થયો છે કારણ આપતાં કહે છે કે "બિછાવવામાં આવી રહેલું સંથારિયું બિછાવાઇ ચૂકયું નથી. માટે સંસ્તીર્યમાણ સંથારક અસંસ્તૃત છે." તેથી ક્રિયામાણ શય્યા સંસ્તારક (સંથારિયું) જેમ અકૃત હોય છે તેમ સંસ્તીર્યમાણ સંસ્તારક અસંસ્તૃત જ રહે છે. તેવી રીતે ચલાયમાન વસ્તુ અચલિત, ઉદીર્યમાણ અનુદીર્ણ, વેદ્યમાન અવેદિત, પ્રહીયમાણ અપ્રહીણ, છિદ્યમાન અછિન્ન, ભિદ્યમાન અભિન્ન, દહ્યમાન અદગ્ધ, મ્રિયમાણ અમૃત અને નિર્જીર્યમાણ વસ્તુ અજીર્ણ જ હોય છે.

તાવના જોરમાં સારામાં સારો ખોરાક પણ અજીર્ણ થઇને વમનરૂપે બહાર આવે છે, તેમ મિથ્યાત્વના જોરદાર હુમલાના

કારણે ઉપરના વિચારો અને વચનો જમાલીના અણુઅણુમાં ઓતપ્રોત થઈ ગયા.

પછી તો પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું કે હે મુનિઓ! તમે મારી વાત ધ્યાનથી સાંભળો.

જે શ્રમણ મહાવીર નીચે પ્રમાણે કહે છે.

જે ચલાયમાન વસ્તુ ચલિત પ્રમાણે કહે છે.

જે ઉદીર્યમાણ વસ્તુ ઉદીર્ણ કહે છે.

જે વેદ્યમાન વસ્તુ વેદિત કહે છે.

જે પ્રહીયમાણ વસ્તુ પ્રહીણ કહે છે.

જે છીદ્યમાન વસ્તુ છિન્ન કહે છે.

જે ભિદ્યમાન વસ્તુ ભિન્ન કહે છે.

જે દહ્યમાન વસ્તુ દગ્ધ કહે છે.

જે મ્રિયમાણ વસ્તુ મૃત કહે છે.

જે નિર્જીર્યમાણ વસ્તુ નિર્જીર્ણ કહે છે.

આવા પ્રકારનો મહાવીરનો ભાષાવ્યવહાર સત્ય શી રીતે હોઈ શકે? તેથી તેમનો ઉપદેશ સર્વથા ખોટો છે. કેમકે ચાલવા બેઠેલી વસ્તુ વાસ્તવિક રીતે તો અચલિત જ હોય છે. યાવત નિર્જીર્યમાણ નિર્જીર્ણ નથી.

હે શિષ્યો! તમે પણ એમ જ કરી રહ્યા છો ને "સંથારિયું હજી બિછાવાઈ રહ્યું છે, બિછાવાયું નથી."

એ જ પ્રમાણે ચાલતી વસ્તુને 'ચાલી' એમ કહેવું મિથ્યા છે, તેથી ક્રિયમાણ વસ્તુ કૃત નથી પણ અકૃત જ છે.

કરાતી વસ્તુ કૃત એટલે કરાઈ જ ગઈ હોય તો પછી તેમાં "કરણક્રિયા" માનવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં અનેક દોષોની સંભાવના રહેશે. કેમ કે જે કૃત હોય તે ક્રિયમાણ હોતું નથી ઘડાઈ ચૂકેલો જૂનો ઘડો જેમ ફરીથી ઘડાતો નથી, તેમ કૃત ચલિત આદિ વસ્તુઓમાં પણ 'કરણરૂપ' ક્રિયા કરવામાં આવે તો કરણક્રિયાનો કયારે પણ અંત આવશે નહીં.

બીજી વાત આ છે કે કરણરૂપ ક્રિયા અકૃતમાં હોય છે. કૃતમાં હોતી નથી તથા અવિદ્યમાન વસ્તુ અમુક ક્રિયા દ્વારા જ વિદ્યમાન બને છે. જેમ વર્તમાનકાળે માટીમાં ઘટ વિદ્યમાન નથી પરંતુ અમુક ક્રિયા કલાપથી તેમાં પર્યાયો ઉત્પન્ન થતા દેખાય છે. તેથી ક્રિયમાણને કૃત કહેવું એ પ્રત્યક્ષ વિરોધાભાસ રૂપ છે. એક ઘટના નિર્માણમાં અધિક ક્રિયાઓની જરૂરત હોય છે. પ્રારભ-કાળે જ ઘડો બનતો નથી માટે તેનું નિર્માણ થયેલુ ત્યારે જ દેખાય છે, જયારે ક્રિયાઓનું અવસાન થાય છે. આ કારણોને લઈ ક્રિયાકાળમાં કાર્યની વિદ્યમાનતા માનવી ઠીક નથી.

આ પ્રમાણે જમાલીના કથિત, પ્રતિપાદિત, પ્રજ્ઞાપિત અને પ્રરૂપિત મતવ્યોને જે સાધુંઓએ શ્રદ્ધાપૂર્વક માન્યા અને સ્વીકાર્યા છે, પરતુ જેઓને જમાલીના વચનો રુચ્યા નથી તે મુનિઓએ બહુ જ હિંમતપૂર્વક જમાલીને સમજાવવા પ્રયત્ન કર્યો, તે આ પ્રમાણે :—

"જે વસ્તુ અકૃત–અભૂત અને અવિદ્યમાન હોય છે તે અભાવ વિશિષ્ટ જ હોવાથી આકાશ પુષ્પની જેમ તેનું નિર્માણ અશક્ય જ હોય છે."

જો અકૃત-અવિદ્યમાનની ઉત્પત્તિ કરાતી હોય તો ગધેડાને શિંગડાની ઉત્પત્તિ પણ સ્વીકારવી પડશે, જે કોઈ કાળે શક્ય નથી. કેમ કે ખરવિષાણુ અસત્ છે.

કૃતને કરવામા કરણરૂપ ક્રિયાની સમાપ્તિ નહીં થાય તે રૂપ જે દોષોની તમે કલ્પના કરી છે તે દોષો તો અકૃતને કરવાની તરફેણમાં પણ લાગુ પડે છે. માટે દોષોની સમાનતા બન્ને તરફ સમાન છે.

મૂળરૂપે જ અવિદ્યમાન વસ્તુનું નિર્માણ કોઈ કાળે શક્ય નથી. તેમ છતાં તેની નિષ્પત્તિ થાય તો અસતને કરવામાં ક્રિયાની સમાપ્તિ થઈ શકે તેમ નથી. અથવા ક્રિયાનું વૈફલ્ય થશે

ઘડાના ક્રિયા કલાપમાં વધારે સમય લાગતો હોય તો તેનો નિષેધ અમે કરતા નથી, કેમકે એક વસ્તુના નિર્માણમાં બીજી ક્રિયાઓ પણ દેખાતી જ હોય છે. સ્થાસ, કોસ આદિ કાર્યાન્તરનાં આરંભે કાર્યાન્તર ઘટ કઈ રીતે દેખાશે ? કેમકે ઘડો બનાવવાના પ્રારંભમાં જ ઘડો દેખાતો નથી પણ ક્રિયમાણનો સમય નિરંશ હોવાથી ક્રિયમાણ જ કૃત હોય છે. યદિ વર્તમાન સમયરૂપ ક્રિયાકાળમાં વસ્તુને અકૃત માનવામાં આવે તો સમય પૂરો થયા બાદ પણ તેની ઉત્પત્તિ બની શકે તેમ નથી વર્તમાનમાં જો કાર્ય ન થયું તો ભવિષ્યમાં પણ કેવી રીતે થશે ? કેમકે બને કાળમાં ક્રિયા અપ્રબધ્યમાન છે તેથી ક્રિયાકાળમાં જ વસ્તુને કૃત કહેવામાં વાંધો નથી ઉપર પ્રમાણેની માન્યતાવાળા શ્રદ્ધાવત મુનિઓ જમાલીને છોડીને મહાવીરસ્વામીના ચરણોમાં પાછા આવી ગયા છે.

કાળક્રમે જમાલી રોગમુક્ત થયો અને શરીર જ્યારે સશક્ત

બન્યું ત્યારે એક દિવસે ચંપાનગરીના પૂર્ણભદ્ર ચૈત્યમાં બિરાજમાન ભગવાન મહાવીર સ્વામી પાસે આવીને જમાલીએ ભગવાનને આક્ષેપ કહ્યું, "જે પ્રમાણે તમારા ઘણા શિષ્યો છદ્મસ્થભાવે વિચરે છે, તેવી રીતે હું છદ્મસ્થ નથી પણ ઉત્પન્ન દર્શન, જ્ઞાન અને ચારિત્રથી યુક્ત અરિહંત છું, જિન છું, કેવળી છું અને કેવળી પર્યાયમા વિહરૂ છું."

જમાલીનું વચન સાંભળીને ગૌતમસ્વામીએ કહ્યુ 'હે જમાલી ! કેવળીનુ કેવળજ્ઞાન પર્વતાદિથી પણ અવરૂદ્ધ થતું નથી; માટે આ પ્રત્યક્ષ દેખાતો 'લોક' શાશ્વત છે કે અશાશ્વત છે? જીવ શાશ્વત છે કે અશાશ્વત? આ પ્રમાણે ગૌતમસ્વામીના પ્રશ્નથી જમાલી મુનિ હેબતાઇ ગયો.

યદ્યપિ જમાલી પણ પંડિત હતો. ઘણા લાબા કાળ સુધી મહાવીરના વચનો પ્રત્યે શ્રદ્ધાળુ હતો. અભ્યાસ પણ અગ્યાર અંગોનો હતો, તેમ છતા પણ ગૌતમસ્વામીના આતપનામ કર્મના પડછાયામાં ભલભલા મહા પંડિતો પણ મુંઝાઈ જતા તેજોહીન બની જાય છે; તો પછી તીવ્રાતિતીવ્ર દર્શનમોહનીય કર્મના ઉદયમાં વર્તતા બિચારા જમાલીનું શું પૂછવાનું? સારાશ કે ગૌતમસ્વામીના પ્રશ્નોનો જવાબ જમાલી આપી શકયો નથી.

"મતિમૂઢ માનવનુ મતિજ્ઞાન અદષ્ટ થાય છે અને બુદ્ધિ વિલુપ્ત થાય છે અથવા સમ્યક્ત્વ સમાપ્ત થયેલાનું જ્ઞાન અને વિજ્ઞાન શકિત થઇને તેના માલિકનો જ મારક બને છે." અગ્યાર અંગના અઠંગ અભ્યાસી જમાલીની પણ એ જ દશા થઈ છે.

દયાના સાગર ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે હે જમાલી ! પોતાની જાતને કેવળજ્ઞાની માનવા છતાં પણ વાસ્તવિકતાને છુપાવી શકાતી નથી.

ભગવાને કહ્યું લોક શાશ્વત જ છે, અશાશ્વત નથી. પહેલાં લોક ન હતો, હવે છે અને ભવિષ્યમાં નહીં રહેશે આવુ નથી કેમ કે શાશ્વત વસ્તુ હમેશા દ્રવ્યનયની અપેક્ષાએ શાશ્વત હોય છે, અશાશ્વત નથી હોતી. તેવી રીતે જીવ પણ સદાકાળે છે, તેનો નાશ નથી. જ્યારે પર્યાયોની દૃષ્ટિએ લોક અશાશ્વત પણ છે કારણ આપતાં ભગવાને કહ્યુ કે ઉત્સર્પિણી અને અવસર્પિણીના કારણે લોકમાં પરિવર્તન થાય છે, તેવી રીતે ગતિઓના કારણે જીવ પણ જુદી જુદી રીતે સંબોધાય છે.

શરીરમાં તાવની અસર જબરદસ્ત હોય ત્યારે સારામા સારો ઘી, દૂધનો પૌષ્ટિક આહાર પણ કડવો ઝેર જેવો લાગે છે. તેવી રીતે મિથ્યાત્વરૂપી તાવ આત્માના અણુ અણુમા ભરાઈ ગયો હોય ત્યારે તેને તીર્થંકરોની વાણી પણ અરૂચિકર બને છે. આમાં તીર્થંકરોનો દોષ નથી. કેમ કે સૂર્યનારાયણની હાજરીમાં ઘુવડ દિવસે જોઇ શકતો નથી, ધોધમાર વરસાદમાં જ્યારે બધીએ વનસ્પતિઓને નવા પાદડા આવે છે તે સમયે પણ કેરના ઝાડને એક પણ પાદડું આવતું નથી બિચારા ઘુવડની કે કેરના ઝાડની ભવિતવ્યતા જે તેવી હોય તો સૂર્ય કે વરસાદ શું કરે ? તેમ સંસારના જીવમાત્રને તીર્થંકરોની વાણી રોચક લાગે છે ત્યારે મિથ્યાત્વી અને અભવ્યને કડવી લાગે છે શુભવીર પણ કહે છે, "મિચ્છ અભવ્ય ન ઓળખે, એક અંધો એક કાણો રે, પ્રભુ તુજ શાસન અતિ ભલું માને સુરનર રાણો રે...."

'स्वय नष्ट परान् नाशयति....' આ ન્યાયાનુસારે જમાલી મરીને ૧૩ સાગરોપમની સ્થિતિવાલો કિલ્મિષિક દેવ થયો છે

આ દેવો ત્રણ પ્રકારના હોય છે :–

૧ ત્રણ પલ્યોપમની સ્થિતિવાલા.

૨. ત્રણ સાગરોપમની સ્થિતિવાલા.

૩. તેર સાગરોપમની સ્થિતિવાલા.

આમાના ત્રણ પલ્યોપમની સ્થિતિના દેવો જ્યોતિષ્ક અને અને પહેલા તથા બીજા દેવલોકની વચ્ચે રહે છે.

ત્રણ સાગરોપમવાલા કિલ્મિશિકો પહેલા અને બીજા દેવલોકની ઉપર અને સનત્કુમાર તથા મહેન્દ્ર દેવલોકની નીચે રહે છે.

તેર સાગરોપમવાલા બ્રહ્મદેવલોકની ઉપર અને લાન્તક દેવલોકની નીચે રહે છે.

મનુષ્યલોકના હરીજનો જેવા આ કિલ્મિશિક દેવો કયા કર્મોના અનુસારે થાય છે?

ભગવાને કહ્યું કે હે ગૌતમ! નીચે લખ્યા પમાણે કિલ્બિશિક દેવોની ઉત્પત્તિ હોય છે.

(૧) આચાર્યદ્રોહી—બહુશ્રુત, તપસ્વી, મહાન ઉપકારી એવા આચાર્ય ભગવતોની નિંદા, હીલના, અપમાન આદિ કરવાથી.

(૨) ઉપાધ્યાયદ્રોહી—પાઠક ઉપાધ્યાયનો દ્રોહ કરવાથી...

(૩) કુળદ્રોહી–એક જ આચાર્યના પરિવારમાં રહેલા મુનિઓનો દ્રોહ કરવાથી, દ્વેષ કરવાથી.

(૪) ગણદ્રોહી-ઘણા કુલોના સમુદાયરૂપ ગણનો દ્રોહ કરવાથી.

આચાર્ય, ઉપાધ્યાયની યશગાથા, તેમની વિદ્વતા અને તપશ્ચર્યા આદિ સદ્ગુણોને નિહવા તથા તેમની પ્રસિદ્ધિ થતી હોય તો તેમની સામે વિરોધ વ્યવહાર કરવો, તેમને હલકા પાડવા, અવર્ણવાદ બોલવા, અપકીર્તિ કરવી તથા પોતાની કપોલકલ્પિત, અસત્ય અને વેરઝેરની ભરેલી માન્યતાઓને આગળ કરી કદાગ્રહપૂર્વક સંઘમાં વિખવાદો ઉભા કરવા અને મૃત્યુ સમયે પણ પોતાના અપરાધોની આલોચના કરવી નહીં, તે જીવો આવા પ્રકારની કનિષ્ઠ દેવયોનિ પ્રાપ્ત કરે છે.

દેવલોકમાંથી ચ્યવીને ચારે ગતિઓમાં પરિભ્રમણ કરતાં ચાર પાંચ ભવે સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ભગવાન મહાવીરસ્વામીના વચનોમાં શ્રદ્ધા રાખતા ગૌતમસ્વામી ઘણા જ ખુશ થયા, મુનિઓ અને સાધ્વીઓ જમાલીના દૃષ્ટાતને સાંભળ્યા પછી પોતાના ચારિત્રની શુદ્ધિ માટે કાળજીવાળા થયા.

તેત્રીશમો ઉદ્દેશો સમાપ્ત



# શતક નવમું : ઉદ્દેશક—૩૪

મગધ દેશની રાજગૃહી નગરીમાં આ ચોત્રીસમો ઉદ્દેશો પ્રકાશાયો છે.

ગૌતમે ભગવાનને પૂછ્યું કે, હે પ્રભો! કોઈ પુરૂષ બીજા પુરૂષને હણે છે તો શું ત હણનારો મરણ પામેલા પુરૂષની હત્યાનો જ ભાગી બને છે કે તેના અનુસંધાનમાં બીજા જીવોને પણ હણે છે?

ભગવાને કહ્યું હે ગૌતમ! એક પુરુષની હત્યા કરતો પુરૂષ બીજા જીવોને પણ હણનારો બને છે.

કારણ આપતાં ભગવાને કહ્યું યદ્યપિ હણનાર પુરૂષ એમ માને છે કે, હું મારા લક્ષ્ય પુરૂષને જ મારૂં છું પરંતુ આ તેનું ભ્રમિત જ્ઞાન છે કેમ કે એક જીવને જ આશ્રય કરીને ત્યાં બીજા જીવો પણ રહેતા હોય છે. જેમ કે તેના માથામાં જૂ, લીખ આદિ, પેટમાં કરમીયા, તેમ મરનાર માણસની કમાણી પર તેના પુત્ર, પરિવાર, સ્ત્રી આદિનો જીવન નિર્વાહ પણ રહેલો હોય છે. તેવી સ્થિતિમાં એક માણસને મારતાં તેના શરીર-પરિશ્રમ આદિ સાથે સંકળાયેલા બીજા જીવોને પણ મરવાનું કારણ બનશે. માટે હે ગૌતમ! એક જીવને મારતાં તેને બીજા જીવોની હત્યા પણ લાગે છે એ જ રીતે ઘોડા, હાથી, સિંહ, દીપડા, વાઘ આદિની હત્યા કરતાં તેઓના આશ્રિત જીવોની હત્યા પણ અવશ્યંભાવિની છે અને તે જીવોની હત્યા પણ મૂળ જીવને મારનારાને જ લાગે છે.

યદ્યપિ બીજા જીવોને મારવાનો આશય તેનો હોતો નથી તો પણ એક જીવને આશ્રયી બીજા નાના મોટા હજારો જીવો પણ ત્યાં રહેલા જ હોય છે માટે આ બધાઓનું અજ્ઞાન એ જ મોટું પાપ છે. માટે કહેવાયું છે કે : "अज्ञानेन आवृत्त ज्ञानं तेन मुह्यन्ति जन्तवः"

एकः शत्रुः न द्वितीयोऽस्तिशत्रुः अज्ञानतुल्यः पुरुषस्य राजन् ।
येनावृत्तः कुरुते सप्रयुक्तो घोराणि कर्माणि सुदारुणानि ॥१॥

卐 卐 卐

હે પ્રભો ! કોઈક માનવ ત્રસજીવની (બેઇન્દ્રિયાદિ જીવની) હત્યા કરતાં, તે કેવળ ત્રસજીવને જ હણે છે કે બીજા જીવોને પણ હણે છે ?

ભગવાને કહ્યું કે મારનારના મનમાં ભલે ત્રસ જીવને જ મારવાનો ભાવ હોય, તો પણ મૃત્યુ પામતા તે ત્રસજીવને આશ્રયી બીજા ત્રસજીવો પણ મરે છે, માટે એક જીવને મારતા બીજા જીવોની હત્યા પણ તેને લાગશે.

સંસારવર્તી કોઈપણ જીવ કોઈ કાળે પણ સર્વથા એકાકી રહી શકવાનો નથી કેમકેઃ-અનંતાનંત કર્મવર્ગણાઓમાં ફસાયેલો જીવ બીજા જીવો સાથે રાગ અથવા દ્વેષ સંબંધથી સંકળાયેલો જ હોય છે. અને તે રાગદ્વેષને ભોગવવા માટે ગમે તે ગતિમાં પણ તે જીવને નાનું મોટું કૌટુબિક જીવન પણ અવશ્યમેવ હોય છે. માટે જ એક જીવને આશ્રય કરીને બીજા જીવો પણ ત્યાં સંકળાયેલા હોય છે જેમ કેઃ-"જ્યાં જ્યાં પાણી છે ત્યાં વનસ્પતિ છે" આવી સ્થિતિમાં સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર વિનાનો માનવ હરહાલતમાં પણ ઉપયોગશૂન્ય હોવાથી જ્યારે

જ્યારે પણ પાણીનો ઉપભોગ કરશે ત્યારે પાણીની સાથે રહેલી વનસ્પતિ અને અસંખ્યાતા ત્રસ જીવોને પણ તે મારશે જ. કેમકે પાણીને હણતાં તેને આશ્રય કરીને રહેલા ત્રસ જીવો પણ મર્યા વિના રહેશે નહીં.

## અચિત્ત પાણી શા માટે ?

આમ છતાં પણ પાણી એ જીવન છે અને જીવન જીવવાને માટે પાણીનો ઉપયોગ સર્વથા અનિવાર્ય છે. ત્યારે સમ્યગ્જ્ઞાની આત્મા પાણીને અચિત્ત કરીને તેનો ઉપયોગ કરશે.

યદ્યપિ પાણીને મગડી ઉપર મૂકતાં ઘણાં ત્રસ જીવો મરવાનાજ છે; તો પણ સર્વથા અનિવાર્યરૂપે પાણીનો ઉપયોગ કરવાનો હોવાથી પ્રતિ સમયે થતી જીવોત્પત્તિથી બચવાને માટે ભાવદયાપૂર્વક તે ભાગ્યશાળી આત્મા પાણીને એકવાર અચિત્ત કરે છે. માટે ઉકાળેલુ પાણી જ સર્વથા શ્રેયસ્કર છે

આ પ્રમાણે વનસ્પતિને આશ્રય કરીને હજારો જીવો ત્યાં રહેલા હોય છે. જેમકે.—ડાળ ઉપર નાના મોટા પંખીઓ, તેના બચ્ચાઓ, તેના માળાઓ, ઝાડના મૂળમાં પણ બીજા ઘણા જીવો ત્યાં રહેલા જ હોય છે માટે વનસ્પતિની હત્યા કરનારો તેના આશ્રિત જીવોને પણ મારનારો બને છે.

## ઋષિ હત્યાનું પાપ

ગૌતમસ્વામી પૂછે છે કે એક ત્યાગી તપસ્વી ઋષીની હત્યા કરતાં તે જીવને બીજા જીવોની હત્યા શી રીતે લાગશે ?

ભગવાને કહ્યું કે હે ગૌતમ ! સમજદારીપૂર્વક પાપભીરુ આત્માઓ પાપોની નિવૃત્તિરૂપ સર્વવિરતિ કે દેશવિરતિ ધર્મ

સ્વીકારે છે અને તેના વ્રતધારીઓની સંખ્યા લાખોમાં એકાદની જ હોય છે જ્યારે બીજા જીવો સ્વાર્થે કે બીનસ્વાર્થે ક્રોધ કે લોભપૂર્વક માયા અને પ્રપંચમાં આવીને મોહવાસનામાં પૂર્ણ મસ્ત બનીને હિંસક, જૂઠા, પ્રપંચી હોઇને આખાએ સંસારને વિષમય બનાવી દેનારા હોય છે. આવી સ્થિતિમાં સંપૂર્ણ ત્યાગી, તપસ્વી અને અહિંસક તથા સંયમધારી ઋષિઓ (મુનિઓ જ) સંસારને અહિંસા, સંયમ અને તપનો ઉપદેશ દેનારા હોવાથી સંસારમા થોડી ઘણી પણ શાંતિ સમાધિ દેખાતી હોય તો તે મહા ઉપકાર ઋષિઓનો જ છે પોતે સર્વથા ત્યાગી હોવાના કારણે પરિશ્રમની પરવા કર્યા વિના જ ઋષિઓ ગ્રામાનુગ્રામ પૈદલ વિહાર કરે છે અને અહિંસા આદિ ધર્મોનો ઉપદેશ કરે છે. માટે જ ઋષિ હત્યા મહાપાપ કહેવાય છે. ભગવાને કહ્યુ કે ઋષિઓના ઉપદેશથી પાપમુક્ત થયેલા જીવો મુક્તિને પામે છે, જ્યા કોઈ પણ જાતનું માનસિક પાપ પણ નથી હોતું.

માટે જ ઘણા જીવોને અભયદાન આપનારા, અપાવનારા, મુનિની હત્યા મન, વચન અને કાયાથી સર્વથા નિષેધ કહેલી છે.

હે પ્રભો ! જે વ્યક્તિ બીજા જીવની હત્યા કરે છે તે શું તેની જ સાથે વૈરથી બંધાય છે? મરનારા બીજા જીવો સાથે પણ વૈરના પાપથી સંબધિત થાય છે?

ભગવાને કહ્યું કે હે ગૌતમ! જેની હત્યા થાય છે, તેની સાથે તો વૈરથી બંધાય જ છે સાથો સાથ તેના આશ્રિત મરનારા બીજા જીવો સાથે પણ વૈર બધાય છે.

હે પ્રભો ! વાતો વાયુ એક ઝાડને નીચે પાડે છે ત્યારે તે વાયુના જીવોને કેટલી ક્રિયા લાગે છે? ભગવાને કહ્યું કે ક્યારેક ત્રણ, ક્યારેક ચાર અને ક્યારેક પાંચ ક્રિયાઓ પણ લાગે છે.

નદીના કિનારે માટી દ્વારા જેના મૂળીયા ઢંકાયેલા નથી તે વૃક્ષ મૂળથી લઈ બીજ પર્યંત એટલે કે મૂળ, કન્દ, સ્કન્દ (થડ) છાલ, શાખા, પ્રવાલ, પાન, પુષ્પ અને ફળ તથા બીજ સહિત વૃક્ષને પાડતો વાયુ પાંચે ક્રિયાઓનો માલિક બને છે.

**ચોત્રીશમો ઉદ્દેશો સમાપ્ત.**

## સમાપ્તિ વચન

નવયુગપ્રવર્તક, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય, સ્વર્ગસ્થ ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ વિશમી શતાબ્દીના શુક્રના તારા જેવા ચમકદાર, ગુરુના તારાની જેમ સૌમ્ય, યુધિષ્ઠિરની જેમ પોતાના શત્રુને માટે પણ સાચા સલાહકાર, બ્રહ્મચર્યની આરાધનાવડે ઓજસ્વી, સંયમની આરાધનાવડે તેજસ્વી, અહિંસાના પ્રચાર માટે અહિંસક ભાષાવાદી હતા, જેમના ગીતડા સંસારના તમામ ભાષાકોવિદોએ ગાયા છે. તે સૂરીશ્વરજીના અનન્ય ચરણોપાસક અપ્રમાદી સ્વાધ્યાયમસ્ત, આગમરહસ્ય-જ્ઞાતા, શાસનદીપક, પ્રચંડ વક્તૃત્વશક્તિધારક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ હતાં. સિન્ધ જેવા હિંસક દેશમાં પણ અહિંસા તથા જૈન ધર્મનો પ્રચાર કરનારા પૂ ગુરુદેવના ચરણોમાં દીક્ષિત અને શિક્ષિત થયેલા પન્યાસ શ્રી પૂર્ણાનંદવિજયજી મ૦ (કુમારશ્રમણે) કેવળ પોતાના સ્વાધ્યાય ખાતર તથા આવતા ભવમાં પણ જૈન વાણીના સંસ્કાર બન્યા રહે તે માટે ભગવતી સૂત્રના નવમા શતકને પોતાની યથામતિએ વિવેચિત કર્યું છે

शुभ भूयात् सर्व ज़ीवानाम् । सर्वे जीवा भद्रं प्राप्नुयुः ।।

**શતક નવમું સમાપ્ત**

卐 卐 卐

# શતક દશમું : ઉદ્દેશક—૧

ભગવતીસૂત્રના દશમા શતકમાં ચોત્રીશ ઉદ્દેશાઓનો સમાવેશ થાય છે તે દરેકમાં નીચે પ્રમાણે વર્ણન છે:–

પહેલા ઉદ્દેશામાં દિશાઓ સંબંધી, બીજામાં સંવરધર્મી શ્રમણો સબંધી, ત્રીજામાં આત્મઋદ્ધિથી દેવો અને દેવીઓ કેટલા આવાસાન્તરો ઉલ્લઘે છે તે સંબંધી ચોથામાં શ્યામહસ્તી મુનિના પ્રશ્નો સંબંધી, પાંચમામાં ચમર વગેરે ઇન્દ્રો અને ઈન્દ્રાણીઓ સબંધી, છઠ્ઠામાં સુધર્મ સભાનાં પ્રતિપાદન સંબંધી અને સાતથી ચોત્રીસ ઉદ્દેશા સુધીમાં ઉત્તર દિશાના ૨૮ અંતર્દ્વીપોનું વર્ણન છે.

આ પ્રમાણે ૩૪ ઉદ્દેશામાં આ શતક પૂર્ણ થાય છે.

## દિશા માટેનું કથન

રાજગૃહી નગરીમાં સમવસરણમાં બિરાજમાન થઈને ત્રિશલાપુત્ર દેવાધિદેવ ભગવાન મહાવીર સ્વામીએ પર્ષદાની આગળ ધર્મકથા કહી અને તે સાંભળી પ્રસન્ન થયેલી પરિષદા પોતપોતાને સ્થાને ગઈ.

વિનયધર્મથી અતિ નમ્ર ગૌતમસ્વામીએ ભગવંતને પૂછ્યું કે હે ભદંત ! પૂર્વ (પ્રાચી) દિશા જીવસ્વરૂપ છે કે અજીવસ્વરૂપ છે ?

જવાબમાં ભગવંતે ફરમાવ્યું કે હે ગૌતમ ! પૂર્વદિશા જીવસ્વરૂપ પણ છે અને અજીવસ્વરૂપ પણ છે. કારણ કે પૂર્વદિશામા એકેન્દ્રિયાદિ જીવો અને પુદ્‌ગલાસ્તિકાય અજીવો પણ

રહેલા હોવાથી જીવ અને અજીવરૂપ છે. આ પ્રમાણે પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર અને ઊર્ધ્વ તથા અધોદિશા માટે પણ જાણવું.

હે પ્રભો! દિશાઓ કેટલી છે?

હે ગૌતમ! દિશાઓ દશની સંખ્યામાં છે

૧ પૌરસ્ત્ય (પૂર્વ દિશા), ૨ પૌરસ્ત્ય દક્ષિણા (પૂર્વ અને દક્ષિણ દિશાની વચ્ચેનો અગ્નિકોણ, ૩ દક્ષિણ દિશા, ૪ દક્ષિણ-પશ્ચિમા (અગ્નિકોણ), ૫ પશ્ચિમ દિશા, ૬ પશ્ચિમોત્તર દિશા (વાયવ્યકોણ), ૭ ઉત્તર દિશા, ૮ ઉત્તર પૌરસ્ત્યા (ઇશાનકોણ) ૯ ઊર્ધ્વદિશા, ૧૦ અધોદિશા.

હે પ્રભો! દશે દિશાઓનાં બીજા નામો કયા છે?

| | |
|---|---|
| ઇન્દ્ર જેનો સ્વામી છે તે ઐન્દ્રી દિશા | (પૂર્વ દિશા) |
| અગ્નિ જેનો સ્વામી છે તે આગ્નેયી દિશા | (અગ્નિકોણ) |
| યમ જેનો દેવતા છે તે યામ્યા | (દક્ષિણ દિશા) |
| નૈઋતિ જેનો દેવતા છે તે નૈઋતિ | (નૈઋત્યકોણ) |
| વરૂણ જેનો દેવતા છે તે વારૂણી | (પશ્ચિમ દિશા) |
| વાયુ જેનો દેવતા છે તે વાયવ્ય | (વાયવ્યકોણ) |
| સોમ જેનો દેવતા છે તે સોમ્યા | (ઉત્તર દિશા) |
| ઈશાન જેનો દેવતા છે તે ઐશાની | (ઇશાનકોણ) |
| અત્યંત વિમલ હોવાથી વિમલા દિશા | (ઉર્ધ્વ દિશા) |
| રાત્રિના જેવી અંધકારમય હોવાથી તમા દિશા | (અધો દિશા) |

ચારે દિશા શકટોદ્ધિ (ગાડાની ઉંધ) જેવા આકારવાળી છે.
ચારે વિદિશા મુક્તાવલીના આકાર જેવી છે.
ઉર્ધ્વ અને અધોદિશા રુચક (ગાયના સ્તન) જેવી છે.

## દિશાઓમાં જીવ અજીવોની વક્તવ્યતા :

હે પ્રભો! પૂર્વ દિશા જીવ રૂપ છે? જીવ દેશરૂપ છે? જીવ પ્રદેશ રૂપ છે? અજીવ રૂપ છે? અજીવ દેશ રૂપ છે? અજીવ પ્રદેશ રૂપ છે?

હે ગૌતમ! પૂર્વ દિશા જીવ રૂપ પણ છે, જીવ દેશરૂપ પણ છે, જીવ પ્રદેશ રૂપ પણ છે. આ પ્રમાણે અજીવ રૂપ, અજીવ દેશરૂપ અને અજીવ પ્રદેશરૂપ પણ છે. પૂર્વ દિશા જીવ રૂપ હોવાથી ત્યાં નિયમા એકેન્દ્રિ, દ્વીન્દ્રિય, ત્રીરિન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય અને અનિન્દ્રિય અર્થાત્ કેવળી જીવો હોય છે.

આ જ પ્રમાણે એકેન્દ્રિયથી યાવત્ કેવળીના દેશ અને પ્રદેશ રૂપ પણ છે. સારાંશ કે પૂર્વ દિશામાં એકેન્દ્રિય જીવો યાવત્ કેવળી જીવો પણ રહે છે.

આ દિશામાં જે અજીવો રહે છે તે રૂપી અજીવ અને અરૂપી અજીવરૂપે બે પ્રકારે છે.

રૂપી અજીવના ચાર ભેદ છે.

૧. સ્કંધ, ૨. સ્કંધ દેશ, ૩, સ્કંધ પ્રદેશ, ૪. પરમાણુ પુદ્ગલ.

અર્થાત્ પૂર્વદિશામાં પુદ્ગલોના સ્કંધો પણ છે. તેના દેશો, પ્રદેશો તેમ પરમાણુ પણ છે.

અરૂપી અજીવ સાત પ્રકારે છે તે આ પ્રમાણે :—

૧. ધર્માસ્તિકાયનો દેશ.

૨. ધર્માસ્તિકાયનો પ્રદેશ

૩. અધર્માસ્તિકાયનો દેશ

૪. અધર્માસ્તિકાયનો પ્રદેશ

૫. આકાશાસ્તિકાયનો દેશ

૬. આકાશાસ્તિકાયનો પ્રદેશ

૭. કાળ ( અદ્ધા )

આ દિશામાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય આ ત્રણે દ્રવ્યો નથી હોતા પણ તેમના દેશ અને પ્રદેશ હોય છે.

કારણ આપતાં કહ્યું કે ધર્માસ્તિકાયથી સંપૂર્ણ ધર્માસ્તિકાયનો બોધ થાય છે અને સૂત્રમાં 'નો' શબ્દનો અર્થ નિષેધાર્થક હોવાથી પૂરા ધર્માસ્તિકાયનો નિષેધ સમજવો. એ જ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય માટે સમજવું. ભગવતી સૂત્રમાં આ પ્રમાણે સાત ભેદ જ મનાયા છે.

જયારે ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીસમા અધ્યયનની પાંચમી ગાથામાં ધર્માસ્તિકાયાદિ ત્રણેનો સમાવેશ કર્યો હોવાથી દશ ભેદ થાય છે.

જ્યારે આ સૂત્રાનુસારે પૂર્વ દિશામાં ધર્માસ્તિકાય નથી પણ તેનો દેશ અને પ્રદેશ છે.

અધર્માસ્તિકાય નથી પણ તેનો દેશ અને પ્રદેશ છે.

આકાશાસ્તિકાય નથી પણ તેનો દેશ અને પ્રદેશ છે

તેમ કાળદ્રવ્યનો પણ પ્રદેશ છે.

માટે સાત પ્રકારના અરુપી અજીવોના આશ્રયરૂપ બનેલી પૂર્વ દિશા અજીવરૂપ પણ છે.

આગ્નેયી દિશા જીવરૂપ, જીવદેશરૂપ કે જીવપ્રદેશ રૂપ છે?

ગૌતમ! આગ્નેયી દિશા જીવરૂપ નથી કેમકે વિદિશા માત્ર એક પ્રદેશની જ પહોળાઈવાળી હોવાથી અસંખ્યાત્ પ્રદેશી જીવનું ત્યાં અવગાહન નથી હોતું. માટે જ આગ્નેયી દિશાને જીવરૂપ નહીં પણ દેશ અને પ્રદેશરૂપ માની છે.

એકેન્દ્રિયજીવો સકળલોકવ્યાપી હોવાથી તેના દેશો ત્યાં વિદ્યમાન હોય છે.

હવે ત્રણ ત્રણ ભાંગે કથન કરે છે.

એકેન્દ્રિય જીવોના અનેક દેશો અને બેઇન્દ્રિય જીવનો એકદેશરૂપ આ દિશા છે. કેમકે એકેન્દ્રિય જીવો કરતાં બેઇન્દ્રિય જીવો ઓછા છે ૧ ભાગો.

એકેન્દ્રિયજીવોના અનેક દેશો અને બેઇન્દ્રિયજીવના અનેક દેશો બીજો ભાગો.

એકેન્દ્રિયજીવોના અનેક દેશો અને બેઇન્દ્રિયજીવોના અનેક દેશો. ત્રીજો ભાગો.

આમાં એકેન્દ્રિયજીવોનું બહુત્વ અને બેઇન્દ્રિયજીવનું એકત્વ અને બહુત્વ વિવક્ષિત છે, માટે ત્રણ ભાંગા સમજવા.

તેઇન્દ્રિયના પણ આ પ્રમાણે ભાંગા છે:-

આગ્નેયી દિશામાં એકેન્દ્રિયના અનેક દેશો તેઇન્દ્રિયનો એક દેશ. ઘણા દેશો અને તેઇન્દ્રિયજીવોના ઘણા દેશોરૂપ ત્રણ ભાંગા સમજવા.

આજ રીતે ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય અને કેવળી પ્રદેશોના પણ ત્રણ ત્રણ ભાંગા સમજી લેવા.

અને આ જ રીતે બીજી દિશા વિદિશામાં પણ એમ જ સમજવું.

શંકા—ઉર્ધ્વદિશામાં સિદ્ધના જીવો હોય છે, પણ અધો-દિશામાં નથી હોતા તો ત્યાં સિદ્ધજીવોના દેશ અને પ્રદેશની કલ્પના શી રીતે સંગત થશે?

સમાધાન—સમુદ્દ્ઘાતરૂપ દંડાદિ અવસ્થાવાળા સિદ્ધજીવોને અનુલક્ષીને જીવના દેશ-પ્રદેશની સંભાવના નકારી શકાતી નથી.

સૂર્યાદિના પ્રકાશના કારણે કાળનો વ્યવહાર સંભવે છે, માટે અધોદિશામા કાળનો વ્યવહાર નહી હોવાથી ત્યા છ ભેદ સમજવા.

ઉર્ધ્વદિશામાં પણ સૂર્યનો સદ્ભાવ નથી, તેમ છતાં મેરૂ-પર્વતના સ્ફટિકકાંડમાં સૂર્યની પ્રભાની સંક્રાન્તિ થાય છે. તેનાથી સંચાર કરતા સૂર્યનો પ્રકાશ ત્યાં પહોંચી શકે છે માટે ઉર્ધ્વ-દિશામાં સમયનો વ્યવહાર છે.

卐 卐 卐

## શરીરોની વક્તવ્યતા :

ભગવાને કહ્યું કે હે ગૌતમ! ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ રૂપે શરીરો પાંચની સંખ્યામાં છે.

## સિદ્ધોને શરીર નથી :

આઠે આઠ કર્મોનો સમૂળ નાશ કર્યા પછી જ સિદ્ધશિલા-પ્રાપ્ત જીવોને "सिद्धाण नत्थि देहो" આ સૂત્રના અનુસારે શરીર હોતું નથી; કેમ કે :–પુણ્યપાપના પ્રારબ્ધકર્મોને ભોગવવા માટે જ શરીર વિનાનો કોઈપણ જીવાત્મા કર્મોનો ભોગવટો કરી શકતો નથી. માટે જ 'જ્યાં જ્યાં કર્મસત્તા છે ત્યાં ત્યાં શરીર છે.' સિદ્ધના જીવો સંપૂર્ણ રીતે નિરંજન, નિરાકાર અને શુદ્ધ સ્વરૂપી હોવાથી તેમને અવતારો લેવાના હોતા નથી અને જે અવતારો લે છે તેઓ પરમાત્મતત્ત્વના માલિકો પણ નથી હોતા. 'यत्र यत्र कर्मपरमाणूनां एकोऽपि परमाणुः विद्यते तत्र तत्र परमात्मतत्त्वमपि नास्ति, यथा वय, कर्मपरमाणुवन्तः सन्ति अतः परमात्मतत्त्ववन्तोऽपि न सन्ति.'

માટે શરીરને ધારણ કરવા અનુમાન આપતા કહ્યું કે, यत्र यत्र कर्मपरमाणवो विद्यन्ते तत्र तत्र शरीरधारणमस्त्येव यथा वय कर्मपरमाणुवन्तः सन्तिअतः शरीर धारण सवथाऽनिवार्यमस्ति.

સારાંશ કે બીજો અવતાર લેવા માટે કર્મપરમાણુઓની વિદ્યમાનતામાં જ શરીર ગ્રહણ કરવું સર્વથા અનિવાર્ય છે, તેથી "सिद्धं बिना सर्वेऽपि जीवाः यावत् लौकिका देवा अपि शरीरवन्तः सन्ति यथावयं तथा देवाअपि अतः तेषामपि अवतारग्रहणं न्याय्यमस्ति."

सिद्धजीवाना एकोऽपि कर्मपरमाणुर्नास्ति अतः तेषामवतार-ग्रहणे किमपि कारणं नास्त्येव.

આ કારણે જ સિદ્ધશિલાપ્રાપ્ત સિદ્ધ જીવો જ જે લોકોત્તર

દેવ છે માટે પરમાત્મા, પરમેશ્વર, તીર્થંકર, દેવાધિદેવ સર્વજ્ઞ અને ભગવાન છે

સંસારી જીવોને શરીર ગ્રહણ કરવામાં મુખ્ય કારણ કર્મો છે. "संसारोऽस्त्येषां ते संसारिण एव" આ ન્યાયે સાત નરકમાં રહેનારા સર્વે પંચેન્દ્રિય નારક જીવો, એકેન્દ્રિય જીવો, બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિયમા બે પગવાળા પંખીડાઓ, ચાર પગવાળા ગાય, ભેંસ, બકરી આદિ, આકાશમાં ઉડનારા, પૃથ્વી પર છાતીએ ચાલતા સર્પ આદિ, પગે ચાલનારા નોળીઆ, ગરોલી વગેરે, પાણીમાં ચાલનારા માછલા, મગર મચ્છ, કાચબા વગેરે, સો પગવાળા કાનખજુરા વગેરે બધા તિર્યંચ જીવો, માત પિતાના સંયોગ વિના જન્મનારા સંમૂર્છિમ પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો, ગર્ભથી ઉત્પન્ન થનારા બધાએ મનુષ્યો, સ્ત્રીઓ, વિદ્યાધરો, ખેચરો, ૫૬ અન્તર્દ્વીપ તથા ૧૫ અકર્મભૂમિ તથા કર્મભૂમિમાં થનારા દેવકુરૂ અને ઉત્તરકુરૂના યુગલિક મનુષ્યો તથા મેઘકુમાર, વાયુકુમાર, સુવર્ણકુમાર, નાગકુમાર આદિ ભવનપતિના દેવ-દેવીઓ, ભૂતપ્રેત, વ્યંતર-યક્ષ, રાક્ષસ-કિન્નર કિંપુરૂષ, આદિ વ્યંતરદેવો અને દેવીઓ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા આદિ જ્યોતિષ દેવો અને દેવીઓ તથા સુધર્મા, ઇશાન, બ્રહ્મલોક આદિના વૈમાનિક દેવો, યાવત્ અનુત્તર વિમાનવાસી દેવો આ બધાએ ચારે ગતિના જીવો સંસારી છે, માટે સૌને પોતપોતાના પુણ્ય ક્ષય થયે બીજું શરીર ધાર્યા વિના હરહાલતમાં પણ છુટકારો નથી. કેમ કે સંસારીને જ સંસારમાં રખડવાનું છે.

ભવ ભવાંતરમાં માયાવશ કરાયેલા નિયાણાઓને લઇને પુણ્ય-પાપના ફળો ભોગવવાના સર્વથા અનિવાર્ય છે, અને શરીર

વિના પુણ્ય પાપના ફળો કોઈ કાળે અને કોઈનાથી પણ ભોગવાતા નથી.

## ઇશ્વર કર્મોનો ફળદાતા નથી

મોહ, માયા, ઇચ્છા આદિ દોષોથી સર્વથા રહિત ઈશ્વર કોઇને પણ શરીર ધારણ કરવામાં નિમિત બની શકે તેમ નથી. ત્યારે સત્યદષ્ટા, યથાર્થવાદી, ભગવાન મહાવીરસ્વામીએ શરીરને ધારણ કરવામાં વ્યક્તિ કે પ્રાણીમાત્રના પોતપોતાના કરેલા કર્મોને જ મુખ્ય કારણરૂપે કહ્યું છે.

જીવ જેમ અનંત શક્તિઓનો માલિક છે, તેમ કર્મસત્તા પણ અનંતશક્તિની માલિક છે. ત્યારે જ તો સંસારવર્તી એક પણ કાર્યમાં ઈશ્વરની સત્તાને અત્યાર સુધીમા કોઇએ જાણી નથી, જોઇ નથી તેમ અનુભવી પણ નથી પોતાની કુક્ષિમાં આવનારા જીવને ઇશ્વર મૂકી જતો હશે ? તેવો અનુભવ સંસારની એક પણ સ્ત્રીને થયો નથી.

ઇશ્વર પુરૂષના શુક્રમાં (વીર્યમાં) જીવને મૂકી દેતો હશે ? માટે શુક્રક્ષરણ સમયે જ જીવ કુક્ષિમાં આવી જાય છે. પરંતુ આ માન્યતા સર્વથા નિરાધાર એટલા માટે છે કે શુક્રક્ષરણમા જો જીવ હોય તો પ્રત્યેક સમયે શુક્રક્ષરણ સમયે જીવને કુક્ષિમાં આવવું જ જોઇએ પણ તેમ થતું જ નથી. માટે શુક્રમાં જીવ રહેતો નથી. પણ શુક્ર અને રજની મિશ્રણતા વર્ષે, બે વર્ષે કે ત્રણ ચાર વર્ષે જ્યારે થાય ત્યારે તે મિશ્રણમા જીવ આવે છે. અને આ વાત સૌને માન્ય છે; પછી તે વૈદિક હોય, આયુર્વૈદિક હોય કે કોકશાસ્ત્રનો જ્ઞાતા હોય.

અમુક મહિના, અમુક દિવસ, ઘડી પળ પર્યંત કુક્ષિમાં રહેનારા જીવને સંસારભરના ડૉકટરો, નર્સો છેવટે ઈશ્વર પણ સમય પહેલા સંસારના સ્ટેજ પર લાવી શકતો નથી માટે કુક્ષિથી જીવને બહાર આવવા માટે અપાન વાયુ જ સ્વતઃ શક્તિમાન છે, જે પૌદ્ગલિક છે. કુક્ષિમાંથી બહાર આવનારા જીવને ઈશ્વર હાથ પકડીને બહાર ખેંચે છે તેવો અનુભવ ઇતિહાસના એકેય પાના ઉપર નોંધાયો નથી.

સંતાન પ્રત્યે અગાધ પ્રેમ જ માવડીના સ્તનોમાં લોહીમાંથી દૂધ બનાવનાર હોય છે. બેશક ! જન્મ લેનારા સંતાનનું પુણ્યકર્મ કે આયુષ્યકર્મ જ ઓછું હોય અને માવડીના સ્તનોમાં દૂધ સૂકાઇ જાય તે ઈશ્વરની મહેરબાની નથી પણ સંતાનના પાપને આભારી છે, જે પૌદ્ગલિક છે. ગરીબી કે શ્રીમતાઈ, તેમજ સંયોગ કે વિયોગ ઈશ્વરદત્ત નથી પણ પાપ અને પુણ્યરૂપ કર્મસત્તાને આભારી છે.

ઉપર્યુક્ત કારણોને લઇ કર્મસત્તાની અનંત શક્તિનો મહિમા નાના મોટા કવિઓને, ઋષિમહર્ષિઓને પણ ગાવો પડ્યો છે અને તે પણ મુક્ત કંઠે કંઈ પણ શરમ રાખ્યા વિના કર્મરાજાના પરાક્રમો ગાયા છે

મૃત્યુ પામતો આત્મા પોતાનું વિદ્યમાન શરીર છોડીને જેમ પરલોકે જાય છે તેમ કૂતરા, બીલાડા, કાગડા, કીડી મકોડા કે દેવ દેવીઓ ચક્રવર્તીઓ પણ પોતાનું શરીર છોડીને જ પરલોક જાય છે, તે છતાં શરીર વિનાનો આત્મા નથી. તેનો સત્યાર્થ આ છે કે શરીર સૂક્ષ્મ અને બાદર રૂપે બે પ્રકારે છે.

કાર્મણ અને તૈજસ સૂક્ષ્મ શરીર છે.

ઔદારિક, વૈક્રિય અને આહારક સ્થૂળ શરીર છે. શરીરોની રચનામાં મૂળ કારણ સૂક્ષ્માતિસૂક્ષ્મ કાર્મણ શરીર હોય છે, જેની વિદ્યમાનતામાં પ્રાણીમાત્રને બીજા શરીરો ધારણ કરવા પડે છે. ભવભવાંતરમાં જતો જીવ વધારેમાં વધારે ચાર સમય સુધી ભલે સ્થૂળ શરીર વિનાનો હોય તો પણ સૂક્ષ્મ કાર્મણ શરીર તો તેની સાથે જ રહે છે. અર્થાત્ એક ભવને છોડતો જીવ પોતાના સૂક્ષ્મ શરીરને સાથે લીધા વિના કોઈ કાળે પણ બીજો ભવ સ્વીકારી શકતો નથી.

બીજા શરીરને ધારણ કરવાના પ્રથમ સમયે જ પોતાની આહાર પર્યાપ્તિ વડે ઓજસ શક્તિથી લીધેલા આહારને પચાવવાનુ કામ તૈજસ શરીર કરે છે

બીજા આચાર્યો એમ કહે છે કે બીજા જીવોને શાપ અને આશીર્વાદ દેવાની શક્તિમાં તૈજસ શરીર મૂળ કારણ રૂપે છે.

સર્વથા નિખાલસ વૃત્તિ, ક્રોધ કષાયનુ મન્દીકરણ, સંયમમાં દૃઢરાગ, બદલાની આશા વિનાની તપશ્ચર્યા, તથા લોભ અને પરિગ્રહોને ત્યાગનારા પુણ્યશાળીઓના આશીર્વાદ ફળનારા હોય છે.

મંત્રોમાં આ શક્તિ હશે, પરંતુ ભૂલવું ન જોઈએ કે મંત્રોની શક્તિના વિકાસમાં મૂળ કારણરૂપે બ્રહ્મચર્ય ધર્મ જ રહેલો હોય છે. બ્રહ્મચર્યની સાધના વિનાની મંત્ર શક્તિઓ, તાંત્રિક પ્રયોગો, એકાક્ષી નાળીયેરો કે જમણા શંખની સાધનાવડે જનતાનુ ભલું કરવાની ભાવના સર્વથા વાંઝણી જ રહેશે.

અરિહંતોના શાસને કહ્યું કે ભાગ્યશાલિન્! સંયમની યથાશક્તિ સાધના જ મોટામા મોટી શક્તિ છે, બ્રહ્મતેજ છે, અને બીજાઓને આશીર્વાદ દેવા માટેની અભૂતપૂર્વ સાધના છે.

હીરવિજયસૂરિજી પોતાના તપ, સંયમ અને બ્રહ્મચર્યની સાધનાથી જ અનાર્ય સંસ્કૃતિના સ્વામી અકબર બાદશાહને જૈનત્વનું દર્શન કરાવી શકયા હતાં.

સિદ્ધસેન દિવાકરસૂરિજીએ સંયમની ઉત્કૃષ્ટ સાધનાવડે જૈન શાસનનો જયજયકાર કરાવી શકયા હતાં.

શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય, સ્વ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી તથા શાસન સમ્રાટ્ વિજયનેમીસૂરીશ્વરજી મહારાજ પોતાની ઉત્કટ બ્રહ્મ સાધનાવડે જૈન શાસનના અભૂતપૂર્વ કાર્યો કરી શકયા હતાં

વ્યક્તિત્વશુદ્ધિના જોરે પ્રાપ્ત થયેલી વકતૃત્વશક્તિ વડે શાસનદીપક સ્વ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ (મારા ગુરુ) સિંધ જેવા માંસાહારી દેશમા સેંકડો–હજારો કુટુંબોને માંસાહાર તથા શરાબપાનનો ત્યાગ કરાવી શકયા હતા. ઈત્યાદિક અગણિત દૃષ્ટાંતો ઈતિહાસ પ્રસિદ્ધ છે.

આહારક શરીરનો માલિક ચતુર્દશ પૂર્વધારી જ હોય છે. વૈક્રિય શરીર દેવોને જ સુલભ છે.

જ્યારે ઔદારિક શરીર અત્યંત ઉદાર અને છેવટે મોક્ષ મેળવવાને માટે સાધકતમ છે.

હવે આ જ વાતને ભગવતી સૂત્રકાર કહે છે:–

હે ગૌતમ! ઔદારિક શરીરના પાંચ પ્રકાર છે–

એકેન્દ્રિય ઔદારિક શરીર

દ્વીન્દ્રિય ઔદારિક શરીર

ત્રીન્દ્રિય ઔદારિક શરીર

ચતુરિન્દ્રિય ઔદારિક શરીર

પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્ય ઔદારિક શરીર

જીવમાત્રના ઔદારિક શરીર જુદા જુદા આકારના હોવાથી

શરીર સંસ્થાન વિવિધ પ્રકારનું કહ્યું છે

શરીર પ્રમાણ જઘન્યથી આંગળીના અસખ્યાતના ભાગમાં હોય છે, અને ઉત્કૃષ્ટ પ્રમાણ એક હજાર યોજન કરતાં પણ કંઈક વધારે છે.

ઔદારિક શરીરનું પુદ્ગલચયન છએ દિશાઓથી થાય છે, અને વ્યાઘાત નડતો હોય તો ક્યારેક ત્રણ દિશાઓથી થાય છે અને ક્યારેક વૈક્રિય શરીર પણ હોય છે.

આહારક શરીર સૌથી થોડા છે.

ઔદારિક શરીરની અવગાહના સૌથી અલ્પ છે

આ પ્રમાણે ભગવાન મહાવીરસ્વામીની વાણી સાંભળીને, ગૌતમ સ્વામીજી ખૂબ જ રાજી થયા અને કહ્યુ હે પ્રભો! આપ શ્રીમાને જે કહ્યું તે સર્વથા યથાર્થ છે, સત્ય છે.

ભગવાનની વાણીની વારંવાર પ્રશંસા કરતા ઇન્દ્રભૂતિ ગણધર ગૌતમ ખૂબ પ્રભાવિત થયા.

પહેલો ઉદ્દેશક સમાપ્ત

# શતક દશમું : ઉદ્દેશક—૨

## ક્રિયાઓ સંબંધી પ્રશ્નોત્તરો :

રાજગૃહી નગરીમાં સમવસરણમાં બિરાજમાન દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામીને ગૌતમે પૂછ્યુ કે, હે પ્રભો! પ્રાણાતિપાતાદિ આશ્રવમાર્ગનો ત્યાગ કરી સંવરધર્મયુક્ત મુનિ, યદી યથાખ્યાત ચારિત્રથી પૃથક્ થઈ કષાયભાવ(વિચિપથ)માં રહીને અથવા સરાગભાવે ઈર્યાસમિતિની મર્યાદાને ઉલ્લંઘીને પોતાથી આગળ રહેલા, પાછળ રહેલા, પડખે રહેલા, ઉંચે રહેલા, નીચે રહેલા પદાર્થોને જોતો હોય, જોવાની ઇચ્છા રાખતો હોય, તેવો મુનિ શું ઐર્યાપથિકી ક્રિયાનો સ્વામી બની શકશે? કે સાંપરાયિકી ક્રિયાનો સ્વામી બનશે?

જવાબ આપતાં ભગવંતે કહ્યુ કે, હે ગૌતમ! ત્યાગી, વૈરાગી અને સંયમધારી પોતાની આજુબાજુ, સામે, પાછળ કે ઉંચે-નીચે રહેલા પદાર્થોને જોવા-જાણવા માટેની ઈચ્છાવાળો થયો છતા સાંપરાયિકી ક્રિયાનો તે માલિક બનશે કેમ કે-અનંત શક્તિઓ સત્તામાં પડેલી હોવા છતાં પણ તે આત્મા અનાદિકાળથી પૌદ્‌ગલિક પદાર્થોનો સહવાસી હોવાથી, અને તે સહવાસથી ભવભવાંતરમા અનંતા દુઃખો ભોગવીને દુઃખી બનેલો હોવાથી જ્ઞાનપૂર્વક તે પૌદ્‌ગલિક પદાર્થોનો સહવાસ છોડવાને માટે જ દીક્ષિત અને શિક્ષિત થયો છે છતાં પણ જ્ઞાન અને સ્વાધ્યાયમાં રમણુતા નહીં થયેલી હોવાથી ઇચ્છાથી કે અનિચ્છાથી પણ પૌદ્‌ગલિક પદાર્થો પ્રત્યેની માયા ગમે તેવા સાધકને પણ એક વાર તો કષાયભાવ ઉત્પન્ન કરાવવા માટે પૂર્ણ સમર્થ બને છે અથવા બની શકે છે

યદ્યપિ પૌદ્ગલિક પદાર્થો સ્વતઃ જડ હોવાથી કોઇને પણ રાગદ્વેષોત્પાદક બનતા નથી, પરંતુ સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની કેળવણી અને આચરણ વિનાનો સાધક પોતે જ જાણી બુઝીને ઇન્દ્રિયો તથા મનનો ગુલામ બને છે. તથા મન, વચન અને કાયાને પૌદ્ગલિક ભાવોથી સર્વથા છુટકારો અપાવનારી સંયમાવસ્થા સ્વીકાર્યા પછી પણ તેના માનસિક જીવનમાં દૌર્બલ્ય, વાચિક જીવનમાં ચાંચલ્ય, સ્વાધ્યાયિક જીવનમાં આલસ્ય, તપશ્ચર્યા ધર્મમાં માન્દ્ય અને કાયિક જીવન અસયમી હોવાથી પ્રકારાન્તરે પણ ત્યાગ કરેલી વસ્તુઓને સ્વીકારવા તરફ તેની વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ ધીમે ધીમે વધવા પામશે. પરિણામ સ્વરૂપે ઇન્દ્રિયોના ઘોડા ફરીથી તોફાને ચઢશે અને શ્રદ્ધા, જ્ઞાન તથા વૈરાગ્યપૂર્વક ત્યાગેલી વસ્તુઓના સગ્રહ પ્રત્યે મનજીભાઈમાં ચંચલતા અને ચપલતા આવશે. અને તેમ થતા ભાવસંયમનો ત્યાગ કરી પૌદ્ગલિક દ્રવ્યોને જોવાના નિરીક્ષણ કરવાના ભાવ થતાં પોતાની પાસે, પડખે, ઉંચે, નીચે કોણ બેઠા છે ? તેને જોવા માટે પ્રવૃત્તિ કરશે.

આવી રીતે ઇન્દ્રિયોની ચંચળતા જ સરાગતા (કષાયભાવ) કહેવાય છે જે અત્યંત દુર્જેય છે.

યદ્યપિ જીવમાત્રને ખાવા, પીવા, સૂઘવા, સાંભળવા, સ્પર્શવા કે જોવાની ક્રિયાઓ સર્વથા અનિવાર્ય છે, એટલે કે હરહાલતમાં પણ જોયા વિના, સૂંઘ્યા વિના, સ્પર્શ્યા વિના કે સાભળ્યા વિના કોઇને પણ ચાલી શકે તેમ નથી. તેમ છતા પણ "જેમનુ હૃદય મૂઢ છે, આંખોમાં લાલસા છે, આત્મા અને પરમાત્મા પ્રત્યે બેધ્યાન છે, સસારના પદાર્થોનો ભોગવટો કરવો એ જ સંસાર છે, સંસારનો સાર છે, અને જીવનનો લહાવો છે." માટે મનગમતી વસ્તુઓને રસવાળી બનાવીને, જેટલી ખવાય તેટલી રસ-

પૂર્વક ખાવી, બીજાઓને ખવરાવવી, પોઝીશન વધે તેવાં કપડા અને આભૂષણો પહેરવા આદિ સંસારના પૌદ્‌ગલિક પદાર્થોના ભોગવટાવાળાને માણુસોની પ્રત્યેક ક્ષણ ખાવા, પીવા, હરવા, ફરવા અને શરીરની ટાપટીપમાં પૂર્ણ થશે અને કષાયોના ઉત્પાદનમાં વર્ધનમાં મૂળ કારણભૂત ઈન્દ્રિયોના ગુલામ બનેલા માણુસોનો કષાયભાવ કોઈ કાળે પણ ઓછો થાય તેમ નથી.

આ કારણથી હે ગૌતમ! પૌદ્‌ગલિક પદાર્થોના સાધકો ચાહે ગૃહસ્થ હોય કે મુનિ હોય તો પણ સાંપરાયિકી ક્રિયાના તેઓ માલિક બનશે. સંપરાય એટલે કષાય જ્યાં વર્તતો હોય ત્યાં સરાગતા (રતિ) કામ કરે છે અને જ્યાં રતિ આવી ત્યાં તેની બ્હેનપણી અરતિ પણ હાજર જ રહેશે જેમ કે વંદન કરતી સ્રીને કે શ્રીમંતને કેવળ ધર્મલાભ આપવા માટે આખનો ઉપયોગ કરવામાં નિખાલસવૃત્તિ હોઈ શકે છે. પરંતુ જ્યારે તે જ વ્યક્તિ ઉપર બીજીવાર આંખ માંડી તેમાં સરાગતા કામ કરે છે. ખાવા બેઠા પછી ભોજનીયાની સરસતા અને વિરસતા ઉપર ધ્યાન જવું તે સરાગતાનું જ કામ છે.

ઇત્યાદિક જીવનના પ્રત્યેક પ્રસંગમાં અથવા ઉપયોગમાં આવતા પ્રત્યેક પદાર્થમાત્રમાં રતિ થાય તે સરાગતા અને અરતિ થાય તે સદ્વેષતા જે બંને કષાયો છે.

યદ્યપિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના આ ચાલુ જમાનામાં સરાગતા સર્વથા દુસ્ત્યાજ્ય જ છે, છતાં પણ પોતાના આત્માની ટ્રેનિંગ સરાગતા ઉપર કાબુ મેળવવાની હોય તો તે સાધક સર્વશ્રેષ્ઠ છે અને નિકટના ભવિષ્યમા તે સાધક મોક્ષના પંથે ચડશે એમા બે મત નથી.

ગોચરીપાણી કે દેવદર્શને જતાં સંયમીની આગળ, પાછળ

કે પડખે કંઇ પણ જોવાની વૃત્તિમાં સરાગતા જ કામ કરે છે. જ્યારે નિરાગી–વિરાગી સાધકને પોતાની ઈર્યાસમિતિ સિવાય બીજે ક્યાંય પણ ખ્યાલ હોતો નથી

"કદાચ કોઇ સાધકને શ્રુતજ્ઞાન આ પ્રમાણે પરણમ્યું હોય કે આવા ભયંકર જમાનામા વનવાસ છોડીને આપણે વસતિમાં રહ્યા હોઇએ શ્રીમંતો તથા તેમની પત્નીઓ કે પુત્રીઓની વચ્ચે રહેતા હોઇએ ત્યારે કોઇની સાથે બોલવું નહીં, ચાલવું નહીં, કોઇને જોવુ નહીં; આ તો નર્યા બુધ્ધુરામના લક્ષણો છે અને ગૃહસ્થો પણ તેવા સાધકને બુધ્ધુ જ કહેશે."

પરંતુ આ પ્રમાણેની માન્યતાને ભગવતીસૂત્ર એટલા માટે પસંદ કરતો નથી કારણ કે આમાં ઈર્યાસમિતિ આદિ આઠે પ્રવચનમાતાઓનો લોપ થવાનો સભવ છે તેમ થયે અસંયમની માત્રા પ્રતિસમયે વધતા તે સાધકને પણ અધઃપતન જ ભાગ્યમાં રહે છે. અને અસંયમની માત્રા પ્રતિસમયે વધતા તે સાધકને પણ અધઃપતન જ ભાગ્યમાં રહે છે. અને અસંયમી આત્મા ઉત્સૂત્રપ્રરૂપક અને ઉત્સૂત્ર આચરણ કરનારો હોય છે.

માટે હે ગૌતમ! સંયમ સર્વશ્રેષ્ઠ માર્ગ છે.

ભગવાનની વાણી સાંભળીને સૌ ખુશ થયા.

## યોનિ વિષયક પ્રશ્નોત્તર

ગૌતમસ્વામીના પૂછવાથી ભગવંતે યોનિના ત્રણ ભેદ કહ્યા છે.

૧. શીતયોનિ ૨. ઉષ્ણયોનિ ૩. શીતોષ્ણ (મિશ્ર) યોનિ.

"તૈજસ અને કાર્મણ સૂક્ષ્મ શરીરવાળા જીવોને પોતાના જ કરેલા પુણ્ય અને પાપ કર્મોના ફળોને ભોગવવા માટે ઔદારિ-

કાદિ શરીરોને ધારણ કરવા જ પડે છે. ત્યારે શરીરાર્થે જે સ્થાનમાં આવે તેને યોનિ કહે છે."

"અથવા જન્મ લેવા માટેનું સ્થાન તે યોનિ છે."

"શુક્ર અને રજના મિશ્રણ થયા પછી ત્યાં જન્મવાની યોગ્યતાવાળા જીવો જેમાં મિશ્રિત થાય તેને યોનિ કહે છે."

તે યોનિનું સ્થાન નિયત નહીં હોવાથી, જેમ ગાયના શરીરમાં ગુમડું થયું અને કીડા પડ્યા તો જન્મ લેનારા તે કીડાઓની યોનિ ગાયનું શરીર છે

લાકડા, ચોખા, ગોળ, વાસી રોટલી આદિમાં ઉત્પન્ન થનારા જીવોની યોનિ લાકડુ, ચોખા, ગોળ આદિ જ કહેવાશે.

આ પ્રમાણે ગાય, ભેંસ, સ્ત્રી આદિના શરીરમાં ઉત્પન્ન થવાની યોગ્યતાવાળા જીવો ત્યાં આવે તે જ તેની યોનિ કહેવાશે.

આમ અનંતાનત જીવોને જન્મ લેવાના સ્થાનો પણ અનત છે, છતાં પણ સ્પર્શ રસગંધ આદિના કારણે તેઓની સંખ્યા ૮૪ લાખ છે. એટલે કે ૮૪ લાખ સ્થાનોમાં જ અનંતાનંત જીવો જન્મે છે અને મરે છે

જેમ કે—છાણમાં ઉત્પન્ન થનારા કીડા, બે ઈન્દ્રિય પણ હોય છે, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય પણ હોય છે; માટે જુદી જુદી ઇન્દ્રિયવાળા જીવોની યોનિ છાણ જ કહેવાશે હવે આપણે ભગવતીસૂત્રને સ્પર્શીએ.

હે પ્રભો! નરકગતિમાં ઉત્પન્ન થયેલા જીવોને શું શીતયોનિ હોય છે? ઉષ્ણયોનિ હોય છે? અથવા શીતોષ્ણ(મિશ્ર)યોનિ હોય છે?

જવાબમાં કહેવાયું છે કે, નારકના જીવોને શીત, ઉષ્ણ અને શીતોષ્ણ ત્રણે પ્રકારની યોનિ હોય છે.

જે સ્થાનમાં જન્મ લેતાં શીત સ્પર્શ હોય તે શીતયોનિ કહેવાય છે અને ઉષ્ણ સ્પર્શ હોય તે ઉષ્ણયોનિ તથા કંઈક શીત, કંઈક ઉષ્ણ સ્પર્શ હોય તે શીતોષ્ણ યોનિ છે

તાત્પર્ય આ છે કે રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા તથા પંકપ્રભા આદિ ચારે નરકમાં ઉત્પન્ન થનારા જીવોનું ઉત્પત્તિ સ્થાન શીત સ્પર્શી હોવાથી તે નારકો પણ શીત યોનિવાળા છે.

ધૂમપ્રભા, તમઃપ્રભા અને તમસ્તમપ્રભાના કેટલાક નરકવાસોમાં નારકોનું ઉત્પત્તિસ્થાન ઉષ્ણસ્પર્શી હોવાથી આ નારકો ઉષ્ણ યોનિવાળા પણ છે. સમસ્ત દેવોને, ગર્ભજ જીવોને, શીતોષ્ણ યોનિ હોય છે. અગ્નિકાય જીવોની ઉષ્ણયોનિ હોય છે. શેષ રહેલા પૃથ્વીકાયિકો, અપ્કાયિકો વાયુકાયિકો, વનસ્પતિકાયિકો, વિકલેન્દ્રિય જીવો, સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યમાં ત્રણે પ્રકારની યોનિ હોય છે.

હે પ્રભો ! યોનિ કેટલા પ્રકારની છે?

ગૌતમ ! સચિત્ત, અચિત્ત અને સચિતાચિત્ત પ્રકારે ત્રણ છે. જે જીવોનુ જન્મસ્થાન સચિત્ત હોય તે સચિત્ત યોનિક, જન્મસ્થાન અચિત્ત હોય તે અચિત્ત યોનિક અને જેમનું સ્થાન સચિત્ત પણ હોય અને અચિત્ત પણ હોય તે મિશ્રયોનિક કહેવાય છે.

નારક અને દેવોનું ઉત્પત્તિસ્થાન અચિત્ત જ હોય છે કેમ કે દેવો દેવશય્યામાં અને નારકો કુંભીપાકમાં જ જન્મે છે, જે અચિત્ત હોય છે ગર્ભજ મનુષ્ય અને તિર્યંચોને મિશ્ર યોનિ

હોય છે, તેમ પાંચ સ્થાવર, ત્રણ વિકળેન્દ્રિય અને સંમૂચ્છિંમ પચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્યોને પણ મિશ્ર યોનિક કહ્યા છે. ગર્ભમાં જન્મ લેનારા મિશ્ર યોનિક એટલા માટે છે કે મિશ્રિત થયેલા શુક્ર અને રજના પરમાણુ અચિત્ત છે અને ગર્ભાશય સચિત્ત હોવાથી મિશ્ર યોનિ બને છે. સ્થાવરોની અને સંમૂચ્છિમ જીવોની યોનિ જીવ પરિગૃહીત, અપરિગૃહીત અને ઉભય પ્રકારે પણ હોય છે; માટે તે મિશ્રયોનિક છે.

હે ગૌતમ! ત્રીજા પ્રકારે યોનિના ત્રણ ભેદ છે: ૧ સંવૃત યોનિ, ૨ વિવૃત યોનિ અને ૩ સંવૃતવિવૃત (મિશ્ર) યોનિ.

એકેન્દ્રિય જીવ, નારક અને દેવ જીવોની યોનિ ઢાંકેલી હોવાથી સંવૃત યોનિ છે, વિકળેન્દ્રિય જીવોની ઉઘાડી યોનિ હોવાથી વિવૃત યોનિવાળા છે.

જ્યારે ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યોને મિશ્ર યોનિ છે. તેવા પ્રકારનો સ્વભાવ હોવાથી એકેન્દ્રિય જીવો સંવૃત યોનિક છે નારકોને સંવૃત યોનિનું સ્થાન ગવાક્ષ જેવું હોય છે અને દેવોને દેવશય્યા પણ ઢાંકેલી હોય છે.

ચોથા પ્રકારે પણ હે ગૌતમ! યોનિના ત્રણ ભેદ છે:

કૂર્મોન્નત, શંખાવર્ત અને વંશીપત્ર.

પહેલી યોનિમાં તીર્થંકરો, ચક્રવર્તીઓ, બલદેવો, વાસુદેવો જેવા મહાપુરૂષો જન્મે છે.

બીજી યોનિમાં ચક્રવર્તીના સ્ત્રી રત્નની હોય છે, જે ગર્ભોત્પાદક નથી. જ્યારે વંશપત્રી યોનિક જીવો શેષ જીવોની હોય છે.

卐 卐 卐

## હે પ્રભો ! વેદના કેટલા પ્રકારની છે ?

ભગવંતે કહ્યું કે શીતા, ઉષ્ણા અને મિશ્રા આ ત્રણ પ્રકારે વેદના હોય છે.

જેનાથી ઠંડીનો સ્પર્શ થાય તે શીત વેદના.

ગરમીનો સ્પર્શ થાય તે ઉષ્ણ વેદના.

અને કયાંય ઠંડી તથા કયાંય ગરમી તે મિશ્રવેદના.

નારકના જીવોને શીત અને ઉષ્ણવેદના છે.

આ પ્રમાણે અસુરકુમારોથી વૈમાનિક સુધી જાણવું.

વેદના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ચાર પ્રકારે છે:-દ્રવ્ય વેદના એટલે દ્રવ્યની અપેક્ષાથી જે વેદના થાય તે પુદ્ગલ દ્રવ્ય સંબંધી વેદનાને દ્રવ્યવેદના કહે છે.

નરકભૂમિઓના દ્રવ્ય પરમાણુઓ જ અત્યંત અશુભ, ગંદા, કાળા, સડી ગયેલા, બીભત્સ અને ભયંકર પીડા કરનારા જ હોવાથી નારક જીવો જે વેદના ભોગવે છે તેને દ્રવ્યવેદના કહે છે.

**ક્ષેત્રવેદના**-નરકભૂમિના ક્ષેત્રો જ ભયોત્પાદક છે, શીત અને ઉષ્ણ છે; માટે નરકભૂમિમાં ગયેલો જીવ તે ક્ષણથી જ ક્ષેત્રવેદનાને ભોગવનારો થાય છે.

**કાળવેદના**-હાથમાં પડેલી બેડી જેવું આયુષ્ય કર્મ જઘન્યથી કે ઉત્કૃષ્ટથી જેટલા કાળ પર્યંતનું હોય છે, તેમાંથી એક સમય પણ ઓછું થઈ શકે તેમ નથી, કોઈ કરી શકે તેમ નથી, તેમનું અનપવર્તનીય આયુષ્ય હોવાથી તે નારકોને પરમાધામીઓથી કે પરસ્પરોદિત દ્વારા ગમે તેવા મરવાના કારણો મળે તો પણ તેઓ

હરહાલતમાં પણ આયુષ્યકર્મનો છેલ્લો ક્ષણ પૂરો કર્યા વિના મરી શકતા નથી.

## ભાવવેદના

કોઈક સમયે પરમાધામીઓનું કે પરસ્પર મારકાટનું કારણ ન પણ હોઈ શકે તો પણ નરકભૂમિની ત્રાસજનક પીડાઓથી અત્યંત પીડિત અને સીમાતીત દુઃખીયારા બનેલા તે નારક જીવોને પોતાના પૂર્વભવના પાપો યાદ આવતાંજ બેહદ ક્રોધ અને શોક આદિ માનસિક પીડાઓને લઈને તેઓ ભાવવેદનાને ભોગવતા હોય છે. પૂર્વભવના મનુષ્ય અવતારને પોતાના વિભંગજ્ઞાન કે સમ્યગ્જ્ઞાન દ્વારા જોતા જ, તેમને આવી યાદ (સ્મૃતિઓ) આવતી હોય છે અને સતાવતી હોય છે, તે આ પ્રમાણેઃ–"હાય રે! મારૂં અહંપોષણ, પોઝીશન અને સમાજમાં મારો વટ પડે તે માટે તથા મિથ્યાભિમાનમાં આવીને ઘરને, પુત્રને, પુત્રીઓને અને ઘરવાળીઓને શણગારવાને માટે, મોટામા મોટો શ્રીમંત થવાને માટે, મોટા ઉદ્યોગો, કારખાનાઓ, પંદર કર્માદાનોના વ્યાપારો અને ગણિકા, જુગારી, શરાબી, માચ્છીમાર, કસાઈ તથા ગુંડાઓની સાથે કરેલા વ્યાપાર દ્વારા યેનકેન પ્રકારેણ પૈસો ભેગો કરવા અર્થે મેં ઘણા જ ખોટા કાર્યો કર્યા, જૂઠ પ્રપંચ કરીને ઘણાઓની સાથે વૈર–ઝેર ઉભા કર્યા, ભાઈભાંડુઓ સાથે પણ સ્વાર્થાંધ બન્યો.

હજારો લાખોના દાનપુણ્ય કર્યા તે પણ અહંપોષણને માટે, ઉજળા કપડાઓમાં ઠાવકેબંદ રહ્યો તે પણ પોઝીશન જમાવવાને માટે, ઘણી સંસ્થાઓનો ટ્રસ્ટી બન્યો તે પણ મારી બદદાનતને પોષવા માટે." આ પ્રમાણે દેવદુર્લભ મનુષ્ય અવતાર બગાડ્યો અને નરકભૂમિમાં આવ્યો. મારી ભેગી કરેલી માયા ત્યાં ને ત્યાં રહી અને માયા માટે કરાયેલા પાપોના પોટલા મારા માથા

ઉપર જ રહ્યા, જે મારે એકલાને જ ભોગવવાના રહ્યાં. હવે મને કોણ બચાવશે? આમ શોક સંતાપ કરતા નારકો ઘણી જ ભાવ-વેદનાઓને ભોગવી રહ્યા છે.

હે ગૌતમ! ઉપર પ્રમાણેની ચાર વેદનાઓ તારતમ્ય જોગે બધાએ સંસારી જીવો ભોગવી રહ્યા છે. મનુષ્ય અવતારને પામેલા જીવો પણ ઈર્ષ્યા, અદેખાઈ અને ક્રોધ આદિના કારણે અંદરના અંદર બળતરા ભોગવતા જ હોય છે. આ પ્રમાણે દેવોને પણ ભાવવેદના હોય છે.

卐 卐 卐

## બીજા પ્રકારે ત્રણ વેદના

હે ગૌતમ! બીજા પ્રકારે પણ વેદના ત્રણ પ્રકારની છે:—

૧. શારીરિક, ૨. માનસિક અને ૩. મિશ્રવેદના.

જેમને દ્રવ્યમન મળેલું છે તેવા સંજ્ઞી (સમતસ્ક) જીવોને છોડીને બાકીના બધાએ અસંજ્ઞી (અસમતસ્ક) જેમાં એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, સમૂર્ચ્છિમ તિર્યંચો અને મનુષ્યોનો સમાવેશ છે, તેમને શારીરિક વેદના જ હોય છે, જે અસ્પષ્ટ, અકથનીય અને અસહ્ય હોય છે.

પૃથ્વીકાયિક જીવોનો ઘાત જેમ કે-પૃથ્વીકાયિક જીવોના ઘાત બે પ્રકારે થાય છે. સ્વશસ્ત્ર, પરશસ્ત્ર. સ્વશસ્ત્ર એટલે કે કાળી માટી ધોળીમાટી સાથે, ધોળીમાટી કાળી અને પીળીમાટી સાથે મિશ્રણ થતા જ પૃથ્વીકાયક જીવો પરસ્પરના ઘાતક બને છે. તે સ્વશસ્ત્ર વેદના કહેવાય છે. કેમકે ધોળીમાટીના અને કાળી માટીના જીવો જુદા જુદા છે અને પરસ્પર ભિન્ન પ્રકૃતિના હોવાથી

એક બીજાને માટે ઘાતક છે. માટે જ સંયમધારી મુનિરાજાને એક ગામથી બીજે ગામ પ્રવેશ કરતાં ડંડાસનથી અથવા રજોહરણથી પગ પુંજવાનું કહ્યું છે.

જ્યારે કોદાળા, પાવડા, હળ, લાકડી કે પગ આદિ પરશસ્ત્ર છે

પાણીકાય જીવોનો ઘાત :

પાણીકાયના જીવોને પણ સ્વશસ્ત્ર અને પરશસ્ત્રરૂપે બે શત્રુ છે એક કુવાના પાણીના જીવો સાથે બીજા કુવાના પાણીના જીવોનો શત્રુભાવ હોવાથી જ દયાવંત માણસો કુવામાંથી પાણી કાઢ્યા પછી અને ગાળ્યા પછીનો કપડા ઉપર રહેલો સંખારો એ જ કુવામાં પાછો નાખે છે. તથા અગ્નિ, વિષ, સાકર, ગોળ, ત્રિફળા, રાખ આદિ પદાર્થો પર-શત્રુ છે.

અગ્નિ જો પાણીનો શત્રુ હોય તો પાણીને ઉકાળતા તે જીવો મરવાના જ છે. તે પ્રમાણે ત્રિફળા, ગોળ, રાખ નાખીને બનાવેલા ધોવણમાં પાણીકાયના જીવો મર્યા વિના રહેવાના નથી. ત્યારે ઉકાળેલું કે ધોવણ પીનારાં જૈન મુનિઓ માટે કરાતો આરંભ પાપ નથી ?

જવાબ આવી રીતે હોઈ શકે છે:—

અનંતાનંત જીવરાશિથી ભરેલા સંસારમાં જલકાય પણ અનંત જીવોથી પરીપૂર્ણ છે અને તે બધા જીવો આંખના પલકારા કરતા પણ ઓછા સમયના આયુષ્યવાળા હોય છે. પાણીમાં રહેલા સૂક્ષ્મ અપ્કાયના જીવોની હત્યાનો પ્રશ્ન રહેતો નથી. કેમ કે તે બાળ્યા બળતા નથી, માર્યા મરતા નથી, કેમ કે તેમનું આયુષ્ય જ એટલું બધું ઓછુ હોય છે કે તેમને મારવાની ભાવનાથી મારતા પહેલાં જ તેઓ પોતાના મોત જ મરી જનારા

હોય છે. પરંતુ તેમાં રહેલા બાદર અપ્કાયિક જીવો અંત-મુંહૂર્તના આયુષ્યવાળા હોવાથી તે પ્રતિ અન્તર્મુંહૂર્તે જન્મે છે અને મરે છે અને બીજાઓના પ્રયોગથી મરી શકનારા હોય છે.

તેમ છતાં પ્રાણીમાત્રને પોતાના જીવન માટે આહાર, પાણી અને હવા સર્વથા અનિવાર્ય છે. જે વિના કોઈ પણ ગૃહસ્થ કે મુનિ પણ હરહાલતમાં બચી શકે તેમ નથી હવે સમજો કે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી મુનિરાજોને પણ પાણી પીવાનું અનિવાર્ય હોવાથી પરશસ્ત્રવડે હણાયા વિનાનું પાણીનું ભરેલું માટલું યદિ મુનિરાજ પોતાની પાસે રાખે તો મુનિમતક તે ઘડામાં રહેલા પાણીમાં પ્રતિક્ષણે જીવો જન્મશે અને મરશે. તેમા નિમિત્ત બનનો જૈન મુનિ પણ તે હત્યાથી બચી શકે તેમ નથી તેવી સ્થિતિમાં પાણીને ઉકાળતી વખતે એક જ વારમાં જીવો મરી જાય છે જરૂર, પણ ઉકળી ગયેલા પાણીમાં અમુક સમયની મર્યાદા સુધી ફરીથી જીવોની ઉત્પત્તિ હોતી નથી. માટે જ જૈન મુનિઓને ઉકાળેલું પાણી જ સર્વથા પીવાનું રહે છે. બીજી વાત આ છે કે કોઇ પણ જાતનો આહાર અને પાણી મુનિના નિમિત્તનો હોય તેવો આહાર અને પાણીનો ઉપયોગ જૈન મુનિ કરતો નથી. પાપભીરુ અને દયાધર્મવાળા ગૃહસ્થો પણ આવી રીતે થનારી નિરર્થક જીવહિંસામાથી બચવાને માટે પોતે પોતાના માટે પણ પાણીને ઉકાળશે અને મુનિઓને તે પાણી વહોરાવશે. આ જ કારણે જૈન મુનિઓ પાપમાથી સર્વથા બચી જાય છે.

બેશક! પાણીના વપરાશ માટે મુનિ પણ જેટલો ઉપયોગ-વંતો હશે તેટલા પ્રમાણમાં તે મુનિ અહિંસક બનવા પામશે. અન્યથા ગૃહસ્થોએ કરેલા આરંભ સમારંભમા મુનિનો આત્મા પણ નિમિત્ત બનતા હિંસાથી લેપાયા વિના રહેવાનો નથી.

ઉકાળેલા પાણીની અચિત્તતાની મર્યાદા કરતાં રાખોડી, ત્રિફળા, ગોળ આદિ દ્રવ્યોથી અચિત્ત કરાયેલા પાણીની મર્યાદા બહુ જ થોડી હોવાથી તે પાણી અમુક જ સમય પછી પાછું સચિત્ત બની જવાના કારણે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી તે પાણીનો ઉપયોગ સર્વથા ત્યાજ્ય છે.

અગ્નિકાયનું પરશસ્ત્ર પાણી રાખોડી તથા ધૂળ આદિ દ્રવ્યો છે.

એકલા વાયુકાયની દયા ખાવા માટે દોરા સાથે મુહપતિને બાંધીને રહેનારા અહિંસકોને સમજવાનું છે કે મોઢામાંથી નીકળતા ગરમ વાયુથી બહાર રહેલા વાયુકાયના જીવો યદી મરી જતા હોય તો ગરમીની મોસમમાં પરસેવાથી રેલમછેલ શરીરવાળો અહિંસક જે બારી કે બારણામાંથી જોરદાર હવા આવતી હોય તેવા સ્થાને જ બેસવાનો આગ્રહ પણ શા માટે રાખી શકશે ? અને રાખે તો પરસેવાના શરીરમાં તે વાયુકાયના જીવોની કઈ દશા થશે ? હવા મળવાથી અહિંસક હોવાનો દાવો કરનારો થોડીવારને માટે શાન્તિનો શ્વાસ જરૂર લેશે પણ તે જીવોની હત્યાનું શું ?

શરીર અને કપડાનો શોખીન અહિંસક ધોઈને સૂકાવેલા કપડાંઓને ઝાટકી ઝાટકીને જ્યારે સંમેટશે, ત્યારે ઝટકાતાં કપડાંઓથી વાયુકાયિક જીવો જીવશે કે મરશે ?

આ પ્રમાણે વનસ્પતિકાયિક જીવો ટાઢ, તડકો, વરસાદનો માર સહન કરવા ઉપરાંત છેદન, ભેદન, દહન, મારણ આદિની ભયંકર વેદનાઓ ભોગવી રહ્યાં છે.

આવી રીતે એકેન્દ્રિય જીવો શારીરિક વેદનાઓને ભોગવતા પોતાનું આયુષ્ય પૂર્ણ કરે છે.

જ્યારે બધાએ નારક જીવો, દેવયોનિકો અને ગર્ભજ પ્રાણીઓ શારીરિક અને માનસિક વેદના ભોગવનારા છે.

## ત્રીજા પ્રકારે ત્રણ વેદનાઓ

હે ગૌતમ! જીવોને સાતા, અસાતા અને સાતા સાતા વેદના હોય છે. સમસ્ત સંસારી જીવોને આ ત્રણે પ્રકારની વેદના હોય છે. જેમકે નારક અને સ્થાવરોને એકાન્તે અસાતા વેદના હોય છે, પણ તીર્થંકરોના જન્મ સમયે તે સમય પૂરતી જ સાતા વેદનાનો પણ અનુભવ થાય છે. દેવો અને મનુષ્યોને સાતા વેદના હોય છે પણ પાપકર્મોના ભોગવટા સમયે અસાતાવેદના પણ અનુભવાય છે. પોતાના આયુષ્યકર્મના છ મહિના શેષ રહે ત્યારે દેવો પણ અસાતાને ભોગવે છે.

સુખ-દુઃખ અને મિશ્રરૂપે પણ વેદના ત્રણ પ્રકારની કહી છે. બંનેમાં ભેદ એટલો જ છે કે ઉદય પ્રાપ્ત વેદનીય કર્મનો સાતા-સાતા રૂપ અનુભવ થાય તે સાતા અસાતા કહેવાય છે અને બીજા દ્વારા ઉદીર્યમાણ વેદનીયના અનુભવને સુખ દુ ખ કહે છે.

હે ગૌતમ! આભ્યુપગામિકી અને ઔપક્રમિકીરૂપે વેદના બે પ્રકારે છે.

આભ્યુપગામિકી વેદના એટલે "શરીર પાપનું ઘર છે, ભવભવાંતરમાં શરીરના કારણે જ અનંતાનત કર્મો ઉપાર્જન કર્યા છે, પરંતુ સમ્યગ્જ્ઞાનનો અભાવ હોવાથી કોઇ દિવસે પણ પોતાના કરેલા પાપકર્મોનો ખ્યાલ આત્માને આવ્યો નથી, આવતો નથી તો પછી તે પાપોને નિર્મૂલ કરવા માટે સમ્યક્-ચારિત્ર પ્રત્યે શ્રદ્ધા કઈ રીતે ઉત્પન્ન થશે? આવી સ્થિતિમાં

મહાપુણ્યયોગે મેળવેલા મનુષ્યાવતારો સર્વથા નિષ્ફળ તો ગયા જ છે, સાથોસાથ બુદ્ધિપૂર્વક જાણી બુઝીને પાપાચરણો વડે જીવાત્માને વધારે વજનદાર બનાવ્યો છે.

રાધાવેધની સમન કોઈક સમયે જૈન મુનિઓના ચરણે અને શરણે આવેલા જીવાત્માને કોઈક સમયે સંસારની અસારતાનો ખ્યાલ આવે છે ત્યારે પાપોના દ્વાર સંપૂર્ણ રીતે બંધ કરે છે અને સાથોસાથ જુના અનિકાચિત કર્મોને ઉદીરણા કરણ વડે નાશ કરવા માટેનો પ્રયત્ન વિશેષપણે આદરે છે. જેમ કે પાપપૂર્ણ શરીરનું જ્ઞાનપૂર્વક દમન કરવા માટે કેશોનુ લુચન કરશે, કરાવશે, ગરમીના દિવસોમાં જાણીબુઝીને તડકામા કાયોત્સર્ગ કરશે, અને ઠંડીમાં ઉઘાડે શરીરે ઠંડીને સહન કરશે, એમ કરીને પણ કાયાની સુકુમારતાની પરવા કર્યા વિના પણ નાના મોટા ઉપસર્ગોને યથાશક્તિ સહન કરશે. માનસિક ઇચ્છાએનું સર્વથા દમન અને મારણ કરશે. સેવાઈ ગયેલા દોષોનું છેદન કરશે, અને ફરીથી દોષો સેવાઈ જવાનો સમય આવે ને પહેલા જ પૌદ્ગલિક પદાર્થો તથા પોતાના નાત–જાત સગા-કુટુબીજનોનો જ સર્વથા છોડી દેવા માટેનો પ્રયત્ન કરશે તથા પોતાના ગુરુચરણોના રાગ સિવાય પોતાના સ્વાર્થ પ્રત્યેનો રાગ પણ ત્યાગી દેશે અને તેમ કરીને પોતાના આત્માને દમનારો આભ્યુપગામિકી વેદનાનો માલિક બનશે.

ઔપક્રમિકી વેદના :

એટલે ઉદીરણા કરણ વડે જાણીબુઝીને ઉદયમાં લાવેલી વેદનાઓને સમતાભાવે ભોગવશે, જેમકે ગુરુવંદન કરીને નવકારશીનું પચ્ચક્ખાણ લીધું છે, ગોચરી માટે લઈ જવા ભાવુકો પણ આવ્યા છે, ભૂખ પણ લાગી છે, તેમ છતાં પણ પોતાની

ભૂખને જ્ઞાનપૂર્વક કંટ્રોલમાં લઈ નવકારશીનું પચ્ચક્ખાણ લીધું છે, છતાએ પોરસીનું પચ્ચક્ખાણ ધારી લેશે. ઈત્યાદિક બધાએ પ્રસંગોમાં મનને મારીને સમતાભાવપૂર્વક સહન કરશે.

આ બંને પ્રકારની વેદનાઓને પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો જ અનુભવ કરનારા હોય છે.

તિર્યંચ માટે આપણે જાણીએ, તીર્થંકરદેવ ભગવાન મહાવીરસ્વામીના કેવળ બે શબ્દો વડે જ ઉપશમિત થયેલા ચંડકૌશિક નાગરાજે બીલમાં જ પોતાનું મોઢું નાખી અદ્ભુત સંયમશીલ બન્યો. બીજા જીવોને મારી નાખવાની શક્તિ હોવા છતા કીડીઓની ભયંકર વેદના જ્ઞાનપૂર્વક સહી છે અને નરકગતિમાં જવાની યોગ્યતાવાળો નાગરાજ દેવગતિનું ભાજન બન્યો છે.

ચોરાશી લાખ જીવયોનિમાંથી કેવળ ગર્ભજ તિર્યંચ અને મનુષ્યો જ ઔપક્રમિકી વેદનાના માલિકો હોય છે. કેમ કે જાણી બુઝીને જ્ઞાનપૂર્વક ભોગવવાની વેદના સંયમના અભાવમાં કોઈ કાળે ભોગવાતી નથી અને ગર્ભજ જીવોને છોડીને બીજે ક્યાંય સંયમ હોતો નથી.

હે ગૌતમ! એક માસની પર્યાયવાલી ભિક્ષુ પ્રતિમાને ધારણ કરેલો ભિક્ષુ જેણે શરીરના સંસ્કારો ત્યાગ્યા છે, વધ-બંધનનો પ્રતિકાર રોક્યો છે તથા ધર્મસાધન નિમિત્તે જ દેહમાં પ્રીતિ રહેલી છે, તથા દેવ-મનુષ્ય અને તિર્યંચોના ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે સહન કરે છે તે ભિક્ષુ આરાધક છે.

હે ગૌતમ! કોઈ સાધુએ અકૃત્યનું સેવન કર્યા પછી તે અકૃત્યની આલોચના અને પ્રતિક્રમણ કરે છે તો તે આરાધક છે પણ વિરાધક નથી.

હે ગૌતમ! અકૃત્ય સ્થાનનું સેવન કર્યા પછી, તે મુનિ જો આમ વિચારે કે "મૃત્યુ સમયે તેની આલોચના કરી લઈશ" પણ આલોચના કર્યા વિના જ તે મૃત્યુ પામી ગયો હોય તો તે આરાધક નથી બનતો, પણ આલોચના અને પ્રતિક્રમણ કરે તો આરાધક બને છે.

દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામીની સત્ય સ્વરૂપા વાણી સાંભળીને ગૌતમસ્વામી ઘણા જ ખુશ થયા છતાં ભગવાનને વારંવાર વાંદે છે, નમે છે અને પોત પોતાની આરાધનામાં દત્ત-ચિત્ત થાય છે.

બીજો ઉદ્દેશક સમાપ્ત



# શતક દશમું : ઉદ્દેશક–૩

## દેવો પોતાની શક્તિથી કેટલા દેવવાસોને ઉલ્લઘે છે?

રાજગૃહી નગરીમાં દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામી પોતાના વિશાળ સાધુ સાધ્વીઓથી પરિવૃત્ત થઈને સમવસરણમાં બિરાજમાન છે.

મનુષ્યભવમાં જ્ઞાન ચારિત્રના પાલન વડે ઉપાર્જન કરેલા પુણ્યકર્મને ભોગવવા માટે, દેવલોક પ્રાપ્ત કરેલા દેવો, દેવીઓ, ઈન્દ્રો, ઈન્દ્રાણીઓ ભગવંતના ચરણે બેઠેલા છે.

હરણ, સિંહ, ગાય, વાઘ, સાપ, મોર, ઉંદર, બીલાડી, જેવા જન્મજાત વૈરને ધારણ કરેલા પ્રાણીઓ પણ સમતારસ પ્રધાન, અહિંસાની મૂર્તિ, દયાના સાગર ભગવંતના ચરણોમાં પોતાના જાતવૈરને ભૂલી જઈને સમવસરણમા બેઠા છે.

સૌ પ્રાણીઓ પોતાના સ્વાર્થને ત્યાગીને ભવભવાંતરમાં કદી પણ નહીં સાભળેલી અમૃતવાણીને સાંભળવામા મસ્ત બન્યા છે સૌનું એક જ લક્ષ્ય છે કે આજે ગૌતમસ્વામી કયો પ્રશ્ન પૂછશે? અને મહાવીરસ્વામી તેનો જવાબ કેવો આપશે?

અને ગૌતમસ્વામીજીએ પૂછ્યું કે હે દયા સાગર! પોતાની આત્મશક્તિ વડે દેવો બીજાના દેવાવાસોને કેટલી સખ્યામાં ઉલ્લંઘી શકે છે?

જવાબમાં ભગવંતે કહ્યું કે હે ગૌતમ! જેમ પોતાના પુણ્ય કર્મના તારતમ્યભાવના કારણે કેટલાક મનષ્યો અલ્પઋદ્ધિવાળા હોવાથી મજદુરી ઘણી કરે છે પણ પોતાનું કે પોતાના કુટું‍બનું પાલન પોષણ બરાબર કરી શકતા નથી. બીજા પ્રકારના મધ્યમ પુરૂષો જેઓ વધારે શ્રીમંત પણ નથી અને ગરીબ પણ નથી, તથા ભાગ્યશાળી પુરૂષો પુણ્યકર્મી હોવાથી મહાસુખી હોય છે, તેવી રીતે દેવલોકના દેવો પણ અલ્પર્દ્ધિક, સમાનાર્દ્ધિક અને મહર્દ્ધિક હોય છે સદ્‌બુદ્ધિ, સદ્વિવેક અને સત્ય પુરૂષાર્થની કમજોરીવાળા મનુષ્યો પણ ધર્મ કર્મ કરે છે પણ તેઓને તેની સૂઝબુઝ નહીં હોવાથી તૂટતે હૃદયે ધર્મધ્યાનના અનુષ્ઠાનો કરે છે, રોતે રોતે દાન પુણ્ય કરે છે, બીમારી, લાચારી કે રોગાદિના કારણે ભગ્નહૃદયે બ્રહ્મચર્ય પાળે છે તથા કીર્તિ માટે, માનપત્ર મેળવવાને માટે, બેટા બેટીઓના સગપણ થઈ જાય તે માટે, નાતજાતમાં મોટાઇ મેળવવા માટે, દાન પુણ્ય કરેલાઓ દેવલોકમાં જન્મ લે છે અને અલ્પર્દ્ધિક દેવ બને છે

થોડા વ્રતો પાળ્યા હોય, ઇન્દ્રિયોને તથા મનને કંઇક સંયમિત રાખ્યા હોય તે સમાનાર્દ્ધિક દેવ થાય છે.

તથા સમ્યગ્દર્શનપૂર્વક દેશવિરતિ કે સર્વવિરતિ પાળી હોય તે ભાગ્યશાળી મહર્દ્ધિક એટલે મોટી ઋદ્ધિ–સમૃદ્ધિનો માલિક દેવ થાય છે. દેવ ચાહે અલ્પર્દ્ધિક હોય કે મહર્દ્ધિક હોય તો પણ તેને વૈક્રિય શરીર અને લબ્ધિ મળેલી હોવાથી ઈન્દ્રોની આજ્ઞાને આધીન થઇને ઉત્તર વૈક્રિય શરીરવડે ગમે ત્યાં અને ગમે તેટલુ જઈ શકે છે.

પરંતુ અહીં જે પ્રશ્નોત્તર છે તે ઉત્તર વૈક્રિય શરીરની અપેક્ષા વિના હોવાથી દેવો પોતાની આત્મઋદ્ધિથી કેટલા

દેવાવાસો ઉલ્લંઘી શકે? કેમ કે દેવો સ્વાભાવિક સુખી–શાંત અને પોતાના પુણ્યકર્મના ભોગવટામાં જ મસ્ત હોય છે. અત્યંત અગત્યના કાર્યો વિના તેમને ગમનાગમન આદિમાં વધારે રસ હોતો નથી.

ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક દેવો માટેની વાત એકસમાન હોવાથી ગૌતમ પૂછે છે કે હે પ્રભો! દેવ પોતાની શક્તિવડે યાવત્ ચાર દેવાવાસોને ઉલ્લંઘી શકે છે? અને તેનાથી આગળ જવું હોય તો અન્ય દેવની સહાયતા વિના જઈ શકે છે? ભગવતે "હા"માં જવાબ આપ્યો છે. અર્થાત્ કોઈપણ દેવ પોતાની શક્તિવડે એક–બે–ત્રણ–ચાર કે પાંચ દેવાવાસોને ઉલ્લંઘે છે, અને આગળ જવા માટે બીજાની સહાયતાની આવશ્યકતા પડે છે

દેવાવાસોને ઉલ્લંઘવામાં નિયમ :

અલ્પર્દ્ધિક દેવ મહર્દ્ધિક દેવની વચ્ચે નીકળી શકતો નથી, સમાનર્દ્ધિક દેવ પણ સમાનર્દ્ધિક દેવની વચ્ચે નીકળતો નથી, પરંતુ સામેવાળાના પ્રમાદ કે અસાવધાનીનો લાભ લઈ બીજો દેવ તેની વચ્ચેથી પસાર થઈ શકે છે સામેવાળા દેવને ધુમસના અંધકાર વડે મોહિત કર્યા પછી જ વચ્ચેથી નીકળે છે, અને તે પણ પહેલા જ મોહિત કરે છે પરંતુ પછી નહી.

મહર્દ્ધિક દેવ, અલ્પર્દ્ધિક દેવને મોહિત કરીને કે કર્યા વિના પણ વચ્ચેથી નીકળી શકે છે.

અલ્પર્દ્ધિક દેવ મહર્દ્ધિક દેવની વચ્ચે નીકળી શકતો નથી,

સમર્દ્ધિક દેવ સમર્દ્ધિક દેવીની વચ્ચેથી નીકળતો નથી, કદાચ નીકળે તો તેની અસાવધાનીના કારણે જ નીકળી શકે છે.

અલ્પર્દ્ધિક દેવી પણ મહર્દ્ધિક દેવની વચ્ચેથી નીકળતી નથી. આ પ્રમાણે જ બધું સમજવું.

ઘોડાના પેટનો વાયુ :

હે પ્રભો ! દોડતા ઘોડાના પેટમાં થી "ખુખુ" એવો અવાજ શા કારણે થાય છે?

જવાબમાં ભગવંતે કહ્યું કે ગૌતમ ! દોડતા ઘોડાના હૃદય અને યકૃત્ (જમણી બાજુનું પેટ)માથી 'કર્બટક' નામનો વાયુ ઉત્પન્ન થાય છે, તે કારણ પેટમાંથી 'ખુખુ' અવાજ નીકળે છે.

## પ્રાણાધારમાં વાયુની મુખ્યતા

અનંત સંસારની અનંત માયાને કેવળજ્ઞાની વિના કોઈ જાણી શકતો નથી તેથી જ સંસારના અલ્પજ્ઞો, અજ્ઞો, વિપરીતજ્ઞો, અને મિથ્યાજ્ઞાનીઓ સંસારની માયાની સત્યાર્થતા સુધી પહોચી શકવાને માટે સમર્થ નથી બની શકતા ત્યારે 'ઈશ્વર'ને વચ્ચે લાવીને સંસારનો બધોએ ભાર ઇશ્વર પર મૂકી દે છે. પણ હું તો કહું છું કે સુખ-દુઃખ, સંયોગ-વિયોગ આદિ દ્વન્દ્વોના ભોગવટા માટે શરીરમાં રહેલા પાંચ પ્રકારના વાયુઓજ મુખ્ય કામ કરે છે તે આ પ્રમાણેઃ-

(૧) પ્રાણવાયુઃ-પ્રાણીમાત્રને પોતાના પ્રાણોને ધારણ કરવા માટે તેમજ સુખરૂપે જીવન પસાર કરવા માટે શ્વાસ અને નિશ્વાસની ક્રિયા મુખ્ય છે, જે પ્રાણવાયુને આધીન છે. બહારનો વાયુ નાકવડે અંદર લેવાય તે શ્વાસ છે, અને તેને પાછો બહાર કાઢવો તે નિઃશ્વાસ છે.

(૨) અપાનવાયુ-શરીરમાં રહેલી વિષ્ટા, મૂત્ર અને ગર્ભ આદિને બહાર લાવવાનું કામ અપાનવાયુનું છે.

(૩) સમાનવાયુ-ખાધેલા આહાર અને પીધેલા પાણી આદિને પરિપક્વ (પચાવીને) કરીને અસાર એવા રસ આદિને પોત-પોતાના સ્થાને પહોંચાડવાનું કામ આ વાયુ કરે છે.

(૪) ઉદાનવાયુ-શરીરમાં ઉત્પન્ન થયેલા રસ, લોહી આદિ પદાર્થોને ઉંચે લઈ જનાર આ વાયુ છે.

(૫) વ્યાનવાયુઃ-આખા શરીરને વ્યાપીને રહ્યો છે.

ઉપર્યુક્ત પાંચે પ્રકારના વાયુઓ પૌદ્ગલિક હોવાથી જડ છે અને પ્રાણીમાત્રના પુણ્ય તથા પાપને આધીન હોવાથી સ્વતઃ શક્તિમાન છે.

સંસારભરના અનંત પૌદ્ગલિક પદાર્થોના નિર્માણમાં અને સંહારમાં ઇશ્વરની હાજરીને કોઇએ જોઇ નથી જોવામાં આવતી નથી અને ભવિષ્યમાં પણ જોવામાં આવશે નહીં

આહાર-શરીરમાં રહેલા પાંચે પ્રકારના વાયુઓને યથાશક્ય કોઈપણ જાતની હાનિ થવા ન દેવી તેનું નામ સુખી જીવન છે. અર્થાત્ આહાર વિહાર અને નિહારને સંયમિત મર્યાદિત રાખનાર ભાગ્યશાળી જ જીવનના છેલ્લા શ્વાસ સુધી સુખેથી જીવી શકે છે અન્યથા આહાર યદી ધર્મ્ય, ન્યાય્ય તથા સુપથ્ય ન રહ્યો, તેમ જ જીવનમાં સંયમની માત્રા ન રહી તો તના પાંચે વાયુઓ પણ અમર્યાદિત થશે અને જીવનક્રિયા દુઃખદ યી બનશે

મેટ્રીક, ડૉકટર, ઈન્જીનિયર થવું, મોટા હોદ્દા કે મોટા ઉદ્યોગપતિ થવું, મોટી સત્તાઓ મેળવીને હજારો લાખો માણસોને

કન્ટ્રોલમાં રાખવા તે કદાચ સુસાધ્ય હોઇ શકે છે પરંતુ સુખ અને સમાધિપૂર્વક જીવન જીવવાની કળા તો ભલભલાને માટે પણ કષ્ટસાધ્ય છે. કેમ કે:–સંસારભરના ભૌતિક પદાર્થોની પ્રાપ્તિમા અને ભોગવટામાં સંયમની આવશ્યકતા હોવી જ જોઇએ. આમાં કદાચ મતભેદ હોઇ શકે છે પરંતુ સુખપૂર્વક જીવન જીવવામાં તો સંયમની મર્યાદા સર્વથા અનિવાર્ય છે.

જીવનના છેલ્લા શ્વાસ સુધી ખાવા–પીવા અને કમાવાની ચિંતામાં રહેનારા તથા પરિગ્રહ અને વ્યાપારો ને અમર્યાદિત કરનારા જીવો સંયમના શત્રુ જ હોય છે, માટેજ તેવાઓના ખાનપાન હિત-મિત અને પથ્ય હોતા નથી. ફળસ્વરૂપે અમર્યાદિત, અસંયમિત, અહિત, અમિત, અપથ્ય તથા અપાચ્ય આહારને કરનારાઓના શરીર ઉમ્ર વધતાં સ્થૂલ અને બેડોળ બનવા સાથે ઉઠવા બેસવામાં વેદનાઓને ભોગવવી પડે છે અને શ્વાસોશ્વાસમાં અમુક પ્રકારની અકથ્ય વેદના ઉભી થતાં કમજોર થઇ ગયેલું હાર્ટ (હૃદય) ગમે ત્યારે પણ ફેલ થતાં વાર લાગતી નથી.

વિહાર અને નિહાર—થોડી કે ઘણી મેળવેલી શ્રીમંતાઈના નશામા શરીર અને તેના અંગોપાગોમાં આલસ્યનો પ્રવેશ થતા વિહાર એટલે વ્યાયામના કટ્ટર વૈરી બનેલાઓનો અપાનવાયુ દૂષિત થવાના કારણે પણ જઠરાગ્નિ પણ કમજોર બને છે. શરીરના પાચક તત્ત્વો પોતાનું કામ કરવામા ઢીલા પડે છે અને શરીરની સુકુમારતાને જ પોષનારા અજીર્ણના રોગષ્ટ બને છે. તેમ છતાં પણ ભોગોપભોગ વિરમણવ્રત (ધર્મ)ના હાડવૈરી બનેલા આવા જીવો રોગિષ્ટ બન્યા પછી પણ જીભ ઇન્દ્રિયના ગુલામ બનીને અપથ્ય ભોજન છોડી શકતા નથી પરિણામે ભડકી ગયેલો અપાનવાયુ વધારે ભડકે છે અને અજીર્ણમાથી જ ઉત્પન્ન

થનારા તાવ, સળેખમ, ઉધરસ, માથાનો તથા હાથ-પગનાં સાંધાઓમાં દુઃખાવાની સાથે સાથ લોહીનો દબાણ આદિ રોગો તેમના શરીરમા હંમેશાને માટે પ્રવેશ કરે છે તે ઉપરાત અજીર્ણના રોગીઓની વીર્યશક્તિ પણ દૂષિત બને છે અને તે સમયે પણ તેમનો વીર્યનાશ રોકી શકાતો નથી. કારણ કે અસંયમપૂર્વકના અજીર્ણ રોગીઓની કર્મેન્દ્રિયે પોતાનો સંયમ ગુમાવી દેતાં વીર્યપતન પણ અવશ્યભાવી છે પ્રાકૃતિક કે અપ્રાકૃતિક વીર્યશક્તિનો નાશ શરીરમા રહેલા લોહી ઉપર અસર કર્યા વિના રહેતો નથી, અર્થાત્ લોહી પાતળુ અને અશક્ત બને છે પરિણામે મળ ઉપર તેની અસર થાય છે, અને તેવાઓનો મળ ત્યાગ કે મૂત્ર ત્યાગ પણ કષ્ટસાધ્ય બનતો જાય છે આમ વીર્યનાશની અસર લોહી ઉપર અને લોહીની અસર મળત્યાગ પર પડે છે અને તેમા થતા જીવલેણ અસાધ્ય રોગો જેવા કે હાર્ટ ઉપર એટેક, લોહીનુ દબાણ (બ્લડ પ્રેશર), ડાયાબિટીસ, ભગદર, મસા, સારણગાઠ અને છેવટે છાતીના કે ગળાના કેન્સરો પણ થઈ જાય છે.

આ પ્રમાણે આહાર-વિહાર અને નિહારમા અસંયમિત થયેલા જીવો રીબાઈ રીબાઇને કમોતે મરે છે.

દેવદુર્લભ મનુષ્ય અવતારની સાથોસાથ માનવતા, આર્ય, ખાનદાન અને તીર્થંકરદેવનો ધર્મ પ્રાપ્ત કરવા માટે આ જીવાત્માએ કોઇક ભવમા—

(૧) કષ્ટસાધ્ય તપોમય જીવન બનાવ્યું હશે.

(૨) મુનિરાજોના સહવાસમાં રહીને અત્યંત દુઃસાધ્ય ત્યાગધર્મ સ્વીકાર્યો હશે.

(૩) દીન, દુઃખી અને અનાથોને ભોજન પાણી આપ્યા હશે.

(૪) સ્રીની વિદ્યમાનતામાં પણ સંયમી જીવન બનાવ્યું હશે.

(૫) ઘણા જીવોને અભયદાન આપ્યું હશે.

ઇત્યાદિક કષ્ટસાધ્ય ધર્મોની આરાધના કર્યા પછી જ માનવને અરિહંતોનુ શાસન મળે છે. માટે મેળવેલા માનવ જીવનમાં:-

(૧) આજીવન વિષયવાસનાના કીડા બનવા કરતાં,

(૨) પરિગ્રહની માયામાં ગળેડુબ રહેવા કરતાં,

(૩) હિંસક, દુરાચારી અને ભોગવિલાસીઓની સોબત કરવા કરતાં,

(૪) પુત્રાદિ પરિવારની માયામાં આસક્ત બનવા કરતાં.

(૫) વ્યાપાર રોજગારમાં જ અહોરાત પૂર્ણ કરવા કરતાં,

પોતાની જીવન કંપનીના બંને ભાગીદારો ફાયદામાં રહે તે માટે જ પ્રયત્ન કરવો હિતાવહ છે વ્યાપારમાં બને ભાગીદારો પરસ્પર વફાદારીપૂર્વક રહે તો કંપનીને કંઇપણ વાંધો આવતો નથી. તેવી રીતે અનાદિકાળથી ચાલતી આપણી જીવન કંપનીમાં પણ બે ભાગીદારો છે

(૧) ચૈતન્યશક્તિ સંપૂર્ણ આપણો આત્મા.

(૨) બીજો ભાગીદાર આપણું શરીર અને શરીર સાથે સંકળાયેલો સંસારના વ્યવહાર.

આ પ્રમાણે બને ભાગીદારોથી સંચાલિત જીવન કંપની ૧ા આત્મા નામના શેઠની પરવા કર્યા વિના તથા તેની વફાદારીનો ત્યાગ કરીને ચોવીસે કલાક સંસારના રંગરાગમાં ડૂબી રહ્યા તો

મૃત્યુના સમયે આત્મા પોતાના બધાએ પુણ્યકર્મોનો દેવાળો કાઢીને પરલોકની યાત્રા કરનારો બનશે માટે ચોવીસ કલાકમાથી ઘડી આધ ઘડી પણ પરમાત્માનું ભજન, કીર્તન, પૂજન, સામાયિક, પ્રતિક્રમણ, દાન, પુણ્ય આદિ સત્કાર્યો કરવા જેથી આત્મા તુષ્ટપુષ્ટ અને ભવાંતરમાં પણ સુખી બને.

**પ્રાણાયામ**–શરીરની સુખાકારી ખાવા–પીવા કે રંગરાગ માત્રથી નથી પણ ધ્યાન પ્રક્રિયાનો અભ્યાસ કરવાથી જ શરીર, ઇન્દ્રિયો, વાયુ, મન અને આત્મા પણ કન્ટ્રોલમાં આવશે

આત્મકલ્યાણની ટ્રેનિંગ લેવા માટે પ્રાણાયામ સુલભ અને સુસાધ્ય માર્ગ છે. જે દ્વારા શરીરમાં રહેલો વાયુ સ્વાધીન બનશે અને મન, વચન તથા કાયાના રોગો નાબુદ થશે

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ નિક્ષેપે જગતના જીવો ઉપર અનંત ઉપકાર કરનારા, દેવાધિદેવ અરિહંત દેવોનુ ધ્યાન જ્યારે કરવાનું હોય છે ત્યારે બધાએ સંકલ્પોનો ત્યાગ કરી મન, વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક પદ્માસને અથવા પોતાની સ્વસ્થતા જે રીતે રહે તે આસને ઘડી આધ ઘડી માટે વાયુના–દમનપૂર્વક ધ્યાન કરવું જોઈએ.

સ્વસ્થતાપૂર્વક બેસીને બહારનો વાયુ નાકવડે અંદર લેવો તે પૂરક કહેવાય છે. અંદર લીધેલા વાયુને મિનિટ આધી મિનિટ રોકી રાખવો તે કુંભક છે અને પછીથી ધીમે ધીમે અંદરના વાયુને નાકવડે બહાર કાઢવાની ક્રિયાને રેચક ક્રિયા કહે છે.

પૂરક પ્રાણાયામ કરવાથી અને ધીમે ધીમે દિન–પ્રતિદિન તેનો અભ્યાસ કરવાથી તથા વધારવાથી શરીર પુષ્ટ બને છે અને વ્યાધિઓ નાશ પામે છે.

ધીમે ધીમે વધારેલો કુંભક હૃદયકમળને વિકસિત કરીને અંદરની ગાંઠોનું ભેદન કરે છે. સાથોસાથ શરીરમાં બળની વૃદ્ધિ થાય છે, તથા રેચક પ્રાણાયામથી પેટની બધીએ બીમારીઓ તથા કફ આદિના રોગોનું શમન થાય છે.

**સ્વરોદય વિજ્ઞાન**—શરીરના અણુ અણુમાં આત્મપ્રદેશોની જેમ વાયુ પણ વ્યાપક બનીને રહેલો છે. માટે જ શરીરનુ પાંજરૂં જ્યારે છોડવાનું હોય છે ત્યારે આત્માની સાથે વાયુનું પલાયન પણ અવશ્યંભાવી છે. આ કારણે જ મરવાની અણી પર આવેલા માણુસના નાકના છિદ્રોમાં રૂ મૂકીને ખાત્રી કરીએ છીએ.

શરીરમાં જ્યાં વાયુ રહે છે, ત્યાં જ મન પણ રહે છે. માટે જ यत्र यत्र वायुः तत्र तत्र मनः અને यत्र यत्र मनः तत्र तत्र वायुः કહેવાય છે. માટે જ યોગીઓએ મનને જીતવાને માટે પવનનો વિજય અનિવાર્યરૂપે માન્યો છે. કારણ કે તે વિના મનજીભાઇ ઉપર વિજય મેળવવો લગભગ અશકય છે.

આ કારણુને લઇને શરીરના પવનને જીતવા માટે પ્રાણાયામ સર્વશ્રેષ્ઠ માર્ગ છે. માળા ગણવાની હોય કે કાયોત્સર્ગ આદિ શ્રેષ્ઠતમ વિધિવિધાનો કરવાના હોય, અથવા કુંભસ્થાપના, મૂર્તિ સ્થાપના કે દીક્ષાપ્રદાન કરવાનું હોય તે બધાએ કાર્યો પ્રાણાયામપૂર્વક જ કરવાના હોય છે.

માનવમાત્રના શરીરમાં રહેલો આ પ્રાણવાયુ કોઇક સમયે નાકની ડાબી બાજુથી, કોઇક સમયે જમણી બાજુથી અને કોઇક સમયે બંને બાજુથી બહાર નીકળે છે. પ્રત્યેક માનવને નાકના બે છિદ્રો હોય છે ડાબા હાથ તરફના છિદ્રને ડાબો નાક ચન્દ્ર-નાડી કે ઈડા નાડી કહે છે. અને જમણા હાથ તરફના નાકને

જમણો નાક સૂર્યનાડી કે પિંગલા નાડી કહે છે. અને બન્ને છિદ્રોને સુષુમ્ણા નાડી કહે છે.

ઇડા નાડી(ચન્દ્રનાડી ડાબીબાજુ)ને શાસ્ત્રકારોએ અમૃતનાડી કહી છે. જે શરીરમા અને આત્મામાં અમૃતની પુષ્ટિ કરનારી, ધારેલા કાર્યોને કરનારી હોય છે. ચન્દ્રસ્વરમાં એટલે કે ડાબી બાજુએ જ્યારે પવન નીકળતો હોય છે ત્યારે મનુષ્ય કે સ્ત્રીનું મન પ્રસન્ન હોય છે, ગાત્રો ઠંડા હોય છે, મગજ શીતળ હોય છે, ઉશ્કેરાટ હોતી નથી. તે સમયે કરેલા કાર્યો સફળતાને આપનારા હોય છે.

જ્યારે પિંગલા નાડી (સૂર્યનાડી જમણો નાક) ચાલતી હોય છે, ત્યારે માનવને કંઈક ગરમીનો અનુભવ થાય છે, મગજમા ઉષ્ણતા વધે છે અને માનસિક દુઃખનો અનુભવ થાય છે. સાધારણ વાતચિતમાં પણ ઉશ્કેરાટ વધતા કલેશ કંકાસનું વાતાવરણ સર્જાઈ જાય છે. આમાં ઉતાવળીયા કામ કરવા.

અને બંને નાકમાંથી પવન વહેતો હોય છે ત્યારે વ્યવહારના કાર્યોમાં હાનિ કરનારો હોવાથી તે સમયે કંઇપણ કામ કરવું તે નુકશાનને માટે થાય છે; માટે પરમાત્માનું ધ્યાન કરવું, મૌન ધારીને બેસી રહેવુ.

સંસારનો માનવ પોતાના પ્રત્યેક કાર્યોથી સુખી થવાની ઈચ્છાવાળો હોય છે. માટે પરમ દયાળુ જૈનાચાર્યોએ અમુક કાર્યો માટે અમુક નાડી નિયત કરેલી છે એટલે કે તે તે કાર્યો તે તે નાડીમા જ કરવા જેથી સુખ અને શાન્તિ મળે; વિઘ્નો અને ઉપદ્રવો નાશ પામે.

**ચંદ્રનાડીમાં કરવાના કાર્યો:**

અમૃતવર્ષિણી ચંદ્રનાડી જ્યારે બરાબર ચાલતી હોય છે ત્યારે નીચેના કાર્યો કરવા.

૧. જિનમંદિર બંધાવનાર ભાગ્યશાળી જ્યારે પોતાનો ચંદ્રસ્વર ચાલે ત્યારે પાયો નાખે

૨. મૂર્તિની પ્રતિષ્ઠા સમયે ચંદ્રસ્વરનો ખાસ ખ્યાલ રાખવો; લગ્ન અને નવાંશનો સમય જો સાથ આપે તો સોનામાં સુગંધ છે અન્યથા ચંદ્રસ્વરમાં જ મૂર્તિ બિરાજમાન કરવી અને વાસક્ષેપ પણ ત્યારે જ નાખવો.

૩. મંદિરના શિખરે કળશારોપણ પણ ચંદ્રસ્વરે કરવો.

૪ પૌષધશાળા, ધર્મશાળા, દાનશાળા, પાઠશાળા, ઘર, હાટ, હવેલી, કોટ વગેરે નવા બનાવવા હોય, અથવા તૈયાર થયેલામાં પ્રવેશ કરવો હોય ત્યારે ચંદ્રસ્વરનો જ આગ્રહ રાખવો.

૫ નાની મોટી તીર્થયાત્રા માટે પ્રસ્થાન કરવુ હોય ત્યારે ચંદ્રસ્વર ચાલતો હોય ત્યારે ઘેરથી રવાના થવુ.

૬. દીક્ષાના સમયે દીક્ષાદાતા ગુરુ પોતાના ચંદ્રસ્વરે જ દીક્ષા આપે

૭. કોઈને મંત્ર આપવો હોય તો પોતાના ચંદ્રસ્વરમા જ આપવો. મંત્ર લેનારને પણ તે સમયે ચંદ્રસ્વર ચાલે તો સારૂં છે. પણ મંત્રની સાધના સમયે સૂર્ય સ્વર ચાલતો હોય તો વધારે સારૂં.

૮. રહેવા માટે નવા ઘરમાં કે શહેર–ગામમાં પ્રવેશ કરતા સમયે ચંદ્રસ્વરનો તિરસ્કાર ક્યારે પણ ન કરવો.

૯. નવા કપડાં અને આભૂષણો પણ ચંદ્રસ્વરે પહેરવા

૧૦. ગામ, દેશ, દુકાન કે બીજી કોઈ પણ સત્તાનો ચાર્જ ચંદ્રસ્વરે લેવો.

૧૧ બીમાર માણુસ ચંદ્રસ્વરે ઓષધ લે.

૧૨. બગીચા કે ખેતરમાં ચંદ્રસ્વરે બીજ નાખે.

૧૩. રાજાની કે મોટા માણુસની મુલાકાત ચંદ્રસ્વરે લેવી

૧૪. રાજયગાદી ઉપર કે સત્તાના ચાર્જ લીધેલી ગાદી કે ટેબલ ખુરશી પર ચંદ્રસ્વરે બેસવું.

૧૫. નવી દુકાન ખોલવી, ગાદી બિછાવવી હોય અથવા દુકાન પર નોકરી અર્થે જવું હોય તો ચંદ્રસ્વરનું ધ્યાન રાખવું.

૧૬. નદી, નાળા કે પુલ ચદ્રસ્વરે બાંધવા.

૧૭. ઝવેરાતનુ કામ શિખવું હોય તો ચંદ્રસ્વરે

૧૮. પરણુવા માટે ઘેરથી બહાર ઘોડે અથવા મોટરમાં બેસતા સમયે યાવત્ પાણીગ્રહણુ પણ ચંદ્રસ્વરે કરવો. ઇત્યાદિક સ્થાયી કાર્યો, તુષ્ટિ-પુષ્ટ કે માંગલિક કાર્યો ચંદ્રસ્વરે જ કરવા.

૧૯. સવારમાં પથારી છોડો ત્યારે ચંદ્રસ્વરે જ ડાબો પગ નીચે મૂકીને છોડશો. પણ સુષુમ્ણા એટલે બંને નાકમાંથી પવન નીકળતો હોય ત્યારે ભૂલેચુકે પણ પથારી છોડશો નહી. અન્યથા આખો દિવસ કલેશ-કકાસ અને નુકશાનમાં પૂરો થશે.

ઈત્યાદિક સ્થાયી કાર્યો તથા તુષ્ટિ-પુષ્ટિને આપનારા કાર્યો ચંદ્રસ્વરે કરવા.

**સૂર્યનાડી (જમણા નાક)માં કરવાના કાર્યો :**

૧. નવી વિદ્યાનો પ્રારંભ સૂર્યસ્વરમાં કરવો

૨. ન્યાયાધીશ કે બીજા કોઇને નિવેદનપત્ર આપવું હોય તો.

૩. શત્રુને હરાવવા માટેનો પ્રારભ કરવો હોય.

૪. ભૂત-પ્રેત કે કોઈ ઝાડો ઝપટો દેવો હોય

૫. વૈદ્યે રોગીને દવા આપવી સૂર્યસ્વરમાં પણ રોગી ખાય ચંદ્રસ્વરમાં.

૬. કોઇની સાથે લડાઈ ઝઘડા કરવા હોય.

૭. ભોજન સૂર્યસ્વરે કરવું પણ પાણી આદિ પીવાનુ કાર્ય ચંદ્રસ્વરે કરવું.

૮. કામસેવન સૂર્ય સ્વરમાં કરવું જેથી પુરૂષાર્થની હાની ઓછી થશે.

૯. નવી ડાયરી કે ચોપડા વહીમાં સૂર્યસ્વરે લખવુ .

૧૦. લડાઈમાં જતા માણસને સૂર્યસ્વર સારો છે.

૧૧. સમુદ્રાદિની યાત્રા આ સ્વરે કરવાની.

૧૨. શત્રુના ઘરે જવા માટે આ સ્વર સારો છે.

૧૩. ઉધાર લેવડ અને દેવડ સૂર્યસ્વરે સારી છે.

૧૪. કોર્ટ કચેરીએ સૂર્યસ્વરે જવું.

ઉપર્યુક્ત કાર્યો ઉપર પ્રમાણે કરવા.

જ્યારે સુષુમ્ણા નાડીમાં પરમાત્માનું ભજન, પ્રતિક્રમણ, જાપ અને મોક્ષની આરાધના સિવાય બીજું કંઈ પણ કરશો નહીં. અન્યથા હાનિ-રોષ-લડાઇ-ઝઘડા જ ભાગ્યમાં રહેશે.

卐 卐 卐

**પ્રજ્ઞાપની ભાષા :**

બોલાતી ભાષાના ચાર ભેદો છે—

૧ સત્યા, ૨ મૃષા, ૩ સત્યામૃષા, ૪ અસત્યા અમૃષા.

આ ચારેમાંથી પહેલાની ત્રણ ભાષાઓનું વિવેચન પહેલા ભાગમાં આવી ગયું છે, જ્યારે આ ચાલુ પ્રશ્નમાં ચોથા નંબરની બાર ભેદવાળી ભાષાને પ્રજ્ઞાપની ભાષા કહેવાય ? કે ન કહેવાય ? આ સંબંધી ચર્ચા છે.

ગૌતમસ્વામી પૂછે છે કે, હે પ્રભો ! "આશ્રય કરવા યોગ્ય વસ્તુનો આશ્રય લઈશું, ખૂબ સૂઈશું, ઊભા થઈશું, બેસીશું, પડ્યા રહીશું ઈત્યાદિ" અને બીજી રીતે આમંત્રણી આદિ ભાષામાં પ્રજ્ઞાપનીયત્વ છે ? એટલે કે તે ભાષા શું પ્રજ્ઞાપની ભાષા કહેવાય ?

પૂછવાનો આશય આ પ્રમાણે છે :

જે અહિંસક માણસો છે તે સદૈવ સત્યા ભાષા બોલે છે. જે હિંસક છે તેઓ સદૈવ મૃષા ભાષા બોલે છે. ત્રીજા પ્રકારના માણસોના ભાષા વ્યવહારમા કંઈક સત્યતા અને કંઈક અસત્યતા હોય છે

જ્યારે ચોથા પ્રકારના માણસોના ભાષા વ્યવહારમાં કેવળ લોક વ્યવહાર એટલે કે લોકોમાં બોલાતી અને સમજાતી ભાષામાં સત્યતા કે અસત્યતા નથી હોતી. કેવળ લોક વ્યવહાર જ મુખ્ય છે બોલવાના આશયમાં ખરાબી, અસત્યતા કે સ્વાર્થાન્ધતા આદિ દોષો નહીં હોવાના કારણે આ ચોથી ભાષા ભાષાસમિતિને લાયક બને છે. એટલે કે ચારે ભાષામાથી પહેલી સત્યાભાષા અને ચોથી અસત્યા અમૃષા ભાષા ઉપર જ ભાષાસમિતિની છાપ લાગે છે. અને વચ્ચેની બીજી અને ત્રીજી ભાષા ગમે તે આશયથી બોલાતી હોય તો પણ તેનો સમાવેશ ભાષાસમિતિમા થતો નથી.

આ વાતને ભગવાન મહાવીરસ્વામીએ પણ કહ્યું કે, હે ગૌતમ! "હું આશ્રય કરીશ" આદિ ભાષાઓમાં પ્રજ્ઞાપનીયત્વ રહેલું છે અને મૃષાત્વ નથી હોતું. તથા નીચે પ્રમાણે બોલાતી બારે પ્રકારની ભાષામાં મૃષાત્વ નથી, તેના બાર પ્રકાર આ છે-

૧. આમંત્રણી ભાષા—'હે જિનદત્ત! હે સુબોધ! હે વિનયચંદ્ર!' આવી રીતની સંબોધનપૂર્વક બોલાતી ભાષા આમંત્રણી ભાષા છે. આમાં અને નીચે લખેલી બીજી ભાષાઓમાં સત્ય, અસત્ય, તથા મિશ્રના લક્ષણો નથી, પણ પોતાનો વ્યવહાર ચલાવવા પૂરતી આ ભાષામાં નિર્દોષિત્વ રહેલું હોવાથી જ આ ભાષા મૃષા ભાષા નથી.

૨ આજ્ઞાપની ભાષા—'હે શિષ્ય! મારૂં પુસ્તક લઈ આવો.' અન્યને પ્રવૃત્ત કરનારી ભાષા આજ્ઞાપની છે.

૩. યાચની ભાષા—'મને ભિક્ષા આપો' ઇત્યાદિ.

૪. પૃચ્છની ભાષા—'આ વાત કેવી રીતે બની શકે?' ઇત્યાદિ.

૫. પ્રજ્ઞાપની ભાષા-'હિંસા કરનાર માણસ દુઃખી બને છે.' આમાં શિષ્યોને ઉપદેશ આપવાનો ભાવ છે.

૬. પ્રત્યાખ્યાની ભાષા—જેમ કે 'સાધુઓએ આવશ્યકતા કરતાં વધારે વસ્ત્ર-પાત્ર આદિ રાખવા જોઇએ નહીં.' આમાં માંગનારને વધારે પરિગ્રહથી અટકાવવા માટે પ્રતિબંધ વચનનો પ્રયોગ છે.

૭. ઈચ્છાનુલોમા ભાષા-શુભ કાર્ય કરવા માટે પ્રવૃત્ત થયેલી વ્યક્તિને કહેવું કે 'હા, તમે આમ જ કરો, મને પણ ગમશે.' પૂછનાર પૂછે છે કે 'હું સાધુ મહારાજની સેવા કરૂં.' તો જવાબ આપવો કે 'હા કરો, મને પણ ત કરવા યોગ્ય લાગે છે.' 'હું

દીક્ષા લઉં.' આમ પૂછનારને કહેવું કે 'હા ભાઈ, તું જરૂર દીક્ષા લે.' વક્તાને અનુકૂળ બોલવું તે આ ભાષાનો આશય છે.

૮ અનભિગૃહીત ભાષા—જે ભાષામાં કોઈ ચોક્કસ અર્થનો બોધ ન થાય તેને અનભિગૃહીત ભાષા કહે છે. જેમ કે 'હું અત્યારે શું કરૂ' આમ પૂછનારને કહેવુ કે 'તમને રૂચે તેમ કરો.'

૯. અભિગૃહીત ભાષા—અર્થને સ્પષ્ટ કરતી આ ભાષા છે. જેમ કે 'આ વસ્ત્ર-પાત્રાદિ ધર્મોપકરણ છે,' 'અત્યારે તમે આમ કરો,' 'અત્યારે તમારે આમ કરવું જોઈએ નહીં.'

૧૦ સંશયકરણી ભાષા—અનેક ધર્મોને કહેનારી હોવાથી સાંભળનારને સંશય કરાવે તેવી ભાષા. જેમ કે-કોઈ કહે છે કે 'સૈન્ધવ લાવ' આમા સૈન્ધવ એટલે સિન્ધ દેશમાં જન્મેલો માનવ, ઘોડો અને સિંધાલુણ. આ ત્રણે અર્થો સૈન્ધવના થાય છે. હરિ શબ્દના વિષ્ણુ, વાનર, સિંહ આદિ અર્થો થાય છે. આવી ભાષા સામેના મનમાં એક વાર તો સંશય ઉત્પન્ન કરનારી થાય છે.

૧૧. વ્યાકૃતા ભાષા—લોકપ્રસિદ્ધ ભાષા બોલવી.

૧૨. અવ્યાકૃતા ભાષા–ગંભીર અર્થવાળી ભાષા બોલવી જેમ કે, 'શ્રાવકસ્ય મહત્પાપ પ્રતિક્રમણ કર્મભિ' આ પદનો સીધો અર્થ કરવામાં આવે તો 'શ્રાવકને પ્રતિક્રમણ કરવાથી મોટું પાપ લાગે છે' પણ આ અર્થ સિદ્ધાંતથી સર્વથા વિરૂદ્ધ છે. અને બોલનાર જુઠો પણ નથી માટે આનો અર્થ આવી રીતે કરવો 'શ્રાવકસ્ય' આ શબ્દમાં શ્રાવક શબ્દને સંબોધનમાં રાખવો અને 'સ્ય'મા 'છો' છેદને અર્થવાળા ધાતુનો પ્રેરક અર્થમાં બીજા પુરૂષનું એક વચન સમજવું. એટલે કે "હે શ્રાવક! પ્રતિક્રમણ કર્મભિઃ મહત્પાપ સ્યછિન્દિઃ' અર્થાત્ પ્રતિક્રમણ વડે પાપને છેદી નાખ.

આ પ્રશ્નોત્તર પાછળનો ભાવ એવો છે કે, 'હું આશ્રય કરીશ.' ઇત્યાદિક રૂપ જે ભાષા છે, તે ભવિષ્યકાળને વિષય કરનારી છે. અને ભાવીકાળની અપેક્ષાએ તેમા કંઈક કહેવામાં આવેલ છે. પણ વચ્ચે વિઘ્ન આવી પડવાની શકયતા હોવાથી તે બોલાયેલી ભાષા વિસંવાદિની પણ હોઈ શકે છે. તથા ભાષાનો પ્રયોગ કરનાર પોતાને માટે જ્યારે બહુવચનનો પ્રયોગ કરે છે, ત્યારે એકાર્થ વિષયવાળી ભાષા હોવા છતાં, બહુવચનથી બોલવામાં તેમાં અયથાર્થતા પણ આવી જાય છે તથા આમંત્રણી આદિ જે ભાષા છે તે વિધિ પ્રતિષેધ રહિત હોવાથી સત્યભાષાની જેમ અર્થપ્રતિપાદનમાં નિયત નથી; માટે અવ્યવસ્થિત છે. તેથી આવી ભાષા બોલવી જોઇએ ? કે ન બોલવી જોઇએ ?

ભગવંતે કહ્યું કે હે ગૌતમ ! 'હું આશ્રય કરીશ.' ઇત્યાદિક રૂપ જે ભાષા છે, તે પ્રજ્ઞાપની ભાષા છે. માટે અસત્ય નથી. તથા आश्रयिष्याम् આમાં વર્તમાનના યોગની અપેક્ષા અનવધારણ રૂપ હોવા છતાં પણ 'આશ્રય કરીશ' ઈત્યાદિ રૂપ વિકલ્પ ગર્ભવાળી છે. તથા ગુરુ અથવા પોતે એક હોવા છતાં બહુવચનનો પ્રયોગ સ્વીકાર્ય માનેલ હોવાથી અર્થાખ્યાનિકા છે એટલે કે પોતાના વાચ્યાર્થને પ્રગટ કરનારી હોવાથી પ્રજ્ઞાપની ભાષા છે અને આમંત્રણી આદિ જે ભાષા છે, તેમાં વસ્તુનું જેમ વિધાન નથી તેમ પ્રતિષેધ પણ નથી છતાં પણ નિરવદ્ય પુરૂષાર્થસાધક હોવાથી પણ તે પ્રજ્ઞાપની ભાષા છે.

ભગવાન મહાવીરસ્વામીની સર્વથા યથાર્થ ભાષાને સાંભળીને ગૌતમસ્વામીએ કહ્યું કે–હે પ્રભો ! આપ જ યથાર્થવાદી છો, માટે વંદનીય, નમસ્કરણીય, પૂજનીય, સ્મરણીય, સન્માનનીય આપ જ છો, એમ કહીને ગૌતમે ભગવાનને વાંદ્યા, નમ્યા, પૂજ્યા અને સન્માન્યા.

**ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.**

# શતક દશમું : ઉદ્દેશક—૪

## ત્રાયસ્ત્રિંશ દેવોનો અધિકાર :

આ ઉદ્દેશામાં દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામીના શિષ્ય શ્યામહસ્તી મુનિએ ગણધર ગૌતમસ્વામીને પ્રશ્નો પૂછ્યા છે. એટલે કે પ્રશ્નકર્તા શ્યામહસ્તી મુનિ છે અને ઉત્તરદાતા ગૌતમસ્વામી છે. ત્યાર પછી ગૌતમસ્વામીને જ્યારે શંકા થાય છે ત્યારે ભગવંતે જવાબ આપ્યો છે

પ્રત્યેક દેવલોકમાં દેવોના દશ ભેદો હોય છે. તે આ પ્રમાણે-

( ૧ ) ઈન્દ્રો—ચારે નિકાયના દેવોના અધિપતિઓ.

( ૨ ) સામાનિકો—ઇન્દ્રની જેમ ઐશ્વર્ય સમ્પન્ન અને અમાત્ય, પિતા, ગુરુ, ઉપાધ્યાયની સદૃશ હોય છે. માત્ર ઈન્દ્રની જેમ આજ્ઞા આપી શકતા નથી.

( ૩ ) ત્રાયસ્ત્રિંશ—પુરોહિત તથા મંત્રી તરીકે નિયુક્ત હોય છે.

( ૪ ) પારિષદ્ય—મિત્ર સમાન છે અથવા સભાસદ છે.

( ૫ ) આત્મરક્ષક—હથિયાર વગેરે લઈને ઇન્દ્રની પાછળ રહેનારા હોય છે.

( ૬ ) લોકપાળ—ફોજદાર તુલ્ય.

( ૭ ) અનિકાધિપતિ—સેનાપતિ સદૃશ.

( ૮ ) પ્રકીર્ણક–પ્રજાજન જેવા

( ૯ ) આભિયોગ–નોકર જેવા

(૧૦) કિલ્બિષિક–હરિજન તુલ્ય

આ દશ ભેદોમાંથી આ પ્રશ્નોત્તર ત્રાયસ્ત્રિંશ દેવો પૂરતો જ છે, વ્યંતર અને જ્યોતિષિક દેવલોકમાં ત્રાયસ્ત્રિંશ અને લોકપાળો નથી હોતા.

બાકીના બધાએ દેવલોકોમાં આ દશ ભેદ છે. નવમા અને દશમા તથા અગ્યારમા અને બારમામા એક એક જ ઈન્દ્ર છે. ઉપરના નવગ્રૈવયેક તથા અનુત્તર વિમાનમાં ઈન્દ્રો હોતા નથી.

તે કાળે અને તે સમયે વાણિજ્ય ગ્રામમાં સ્થાપિત સમવસરણમાં બિરાજિત થયેલા ભગવાન મહાવીર સ્વામીએ બારે પરિષદાને ધર્મનો ઉપદેશ કર્યો, સાંભળીને સૌ ખુશ થયા અને પોતપોતાના ઘેર ગયા.

એક દિવસે ગૌતમ ગણધર પાસે શ્યામહસ્તિ મુનિજી પધાર્યા, જે રોહક અણગારની જેમ ભદ્રિક, સરળ અને પોતાના સયમ પ્રત્યે પૂર્ણ સાવધાન હતા. તેઓએ ગૌતમસ્વામીને ત્રણવાર પ્રદક્ષિણા કરીને સવિનય પૂછ્યું કે હે ગૌતમ! અસુરેન્દ્ર ચમરને સહાયભૂત થનારા તેત્રીસની સંખ્યામાં ત્રાયસ્ત્રિંશ દેવો છે? જવાબમાં ગૌતમે કહ્યું કે હે શ્યામ હસ્તિન્! તે ઈન્દ્રને ત્રાયસ્ત્રિંશ દેવો હોય છે. અને ગૌતમસ્વામીએ તેમનો પૂર્વભવ કહ્યો, તે આ પ્રમાણે :–

જમ્બુદ્વીપના ભરતમાં કાકંદી નગરી હતી, જેમાં શ્રમણોપાસકોની સંખ્યા ઘણી હતી, તેમાંથી ૩૩ શ્રમણોપાસકો મુખ્ય, પરસ્પર અત્યંત પ્રેમાળ, એક બીજાને સહાયભૂત થનારા હતા, યાવત્ કોઈનાથી પણ ભય પામનારા નહીં હતા, ખૂબ શ્રીમંત, જીવાદિ તત્ત્વોના જ્ઞાતા, પાપપુણ્યના ભેદોને જાણનારા હતા. આ તેત્રીસ શ્રમણોપાસકો પહેલા પોતાના શ્રાવકધર્મનું બહુ જ

કડક રીતે પાલન કરનારા હતાં, એટલે કે ધર્મ સંબંધી તેમના વિધિવિધાનો કેવળ પોતાના આત્મકલ્યાણને માટે હોવાથી પોતાના લીધેલા સામાયિકમાં મનના દશ દોષ, વચનના દશ દોષ અને કાયાના બાર દોષોને સર્વથા ટાળનારા હતા. વીતરાગ ભગવંતના મંદિરમાં ચોરાશી આશાતનાઓને સમજણપૂર્વક ટાળી દેનારા હતા, લીધેલા પોષધમાં અઢાર દોષોને સર્વથા વર્જનારા હતા સંવિગ્ન એટલે મોક્ષની જ ચાહનાવાળા હતા, સંસારના કાર્યોથી ભય પામનારા હતા, માટે જ વૈરાગ્યવંત હતા.

છતાં પણ ગમે તે કારણે તેમની શ્રદ્ધામાં ઢીલાશ આવતી ગઈ, અને કરાતી ક્રિયાઓમાં ઉપયોગસંજ્ઞા ઓછી થતી ગઈ. પરિણામે સામાયિક, પોષધ કે મંદિરની આશાતનાઓ પ્રત્યે બેધ્યાન થતા ગયા અને આલસ્ય, પ્રમાદ, બીજાઓની નિંદા, નિદ્રાવિકથા અને ઉપાશ્રયમા રહેનારા બીજાઓની સાથે ગપ્પાસપ્પા મારવાની વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ વધતી ગઇ. ઉપાશ્રયના ભક્ત બન્યા પણ મુનિરાજોના છિદ્રાન્વેષી થયા. પોતાની ક્રિયાઓમાં પ્રમાદના કારણે ડગલે ને પગલે ભૂલો પડે છે અને બીજાઓની ક્રિયાઓમા ભૂલો કાઢવાની આદત વધવા લાગી સાથોસાથ સાધુ સાધ્વીઓને પણ અવસર આવ્યે ટકોર કરી દેવાની વૃત્તિ જોર પકડતી ગઈ. સારાંશ કે પોતાની ગમે તેવી ક્રિયાને સારી માની બીજાઓમાં ગમે ત્યાથી પણ ભૂલો કાઢવાની આદત વધતી ગઈ

ધર્માનુષ્ઠાનોમાં હવે તેમને થાક લાગવા માંડ્યો. પ્રમાદવશ લીધેલા વ્રતોમાં શૈથિલ્ય અને અતિચારો વધતા ગયા. દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ અને વીર્યાચારમાં મંદ પડ્યાં.

આ પ્રમાણે સ્વચ્છંદી બનીને જીંદગીના બાકીના વર્ષો

પૂરા કર્યા છેવટ અર્ધમાસના ઉપવાસ સાથે સંલેખના વ્રતમાં શરીરનો ત્યાગ કર્યો, પણ પોતાની ભૂલો, અપરાધો, અતિચારો આદિનું ભાવ પ્રતિક્રમણ, ભાવ આલોચના કરી શક્યા નહીં એટલે કે દ્રવ્યપ્રતિક્રમણ, દ્રવ્ય ઉપવાસ આદિ કર્યા, પણ ભાવ કોરા ધાકોર જ રહ્યા અને લીધેલા વ્રતો બરાબર નહીં પાળી શકવાના કારણે અસુરકુમાર અમરેન્દ્રના ત્રાયસ્ત્રિંશ દેવરૂપે ઉત્પન્ન થયા છે.

અસુરકુમાર અમરેન્દ્રને આ ત્રાયસ્ત્રિંશ દેવો થયા, તો શું પહેલા તે ઇન્દ્રને ત્રાયસ્ત્રિંશ દેવો નહીં હતા ?

શ્યામહસ્તી મુનિના આવા પ્રશ્નથી ગૌતમસ્વામી પણ શંકા-આકાંક્ષાવાળા થયા છતાં તે બંને ભગવત પાસે આવીને ગૌતમ સ્વામીએ પૂછ્યું ? જવાબમા ભગવંતે કહ્યું કે, હે ગૌતમ ! ત્રાયસ્ત્રિંશ દેવોના નામ શાશ્વતા હોવાથી અમરેન્દ્રને પહેલા પણ આ દેવો હતા, વર્તમાનમાં પણ છે, અને ભવિષ્યમાં પણ રહેશે. ચ્યવન પામેલા દેવના સ્થાને બીજો જીવ દેવ થઇને તેના સ્થાને આવીને જન્મ ધારે છે અને તે ત્રાયસ્ત્રિંશ તરીકે જ ઓળખાય છે.

હે ભગવત ! વૈરોચેન્દ્ર બલિ ઈન્દ્રને ત્રાયસ્ત્રિશ દેવો છે ? 'હા'માં જવાબ આપતાં ભગવંતે કહ્યું કે, ભરતક્ષેત્રના બિભેલ નગરીમાં તેત્રીસ શ્રમણોપાસકો હતા, યાવત્ શ્રાવકકર્મમાં શિથિલ થયા અને પંદર દિવસનો સંથારો કરી ત્રાયસ્ત્રિશ દેવ થયા. શેષ અમરેન્દ્રની જેમ સમજવુ.

નાગકુમાર ધરણેન્દ્રને પણ ત્રાયસ્ત્રિશ દેવો છે, તે દ્રવ્યાર્થિક નયે શાશ્વતા છે અને પર્યાયાર્થિક નયે ચ્યવન થયે બીજો જીવ તેના સ્થાને દેવ થાય છે. બધાએ દેવોનું ચ્યવન એક સમયે થતું નથી

આ પ્રમાણે ભૂતાનંદ, વેણુદેવ, વેણુદારી, હરિ, હરિહસ, અગ્નિશિખ, અગ્નિમાણવ, પૂર્ણ, વસિષ્ઠ, જલકાંત, જલપ્રભ, અમિતગતિ, અમિતવાહન, વેલંબ, પ્રભંજન, સુઘોષા અને મહાઘોષ દેવેન્દ્રો માટે પણ સમજવું.

( આ બધા ભવનપતિના ઈન્દ્રો છે )

ચારે નિકાયના દેવોમાં ભવનપતિ અને વ્યંતર-વાણવ્યંતરોની શ્રેણી કનિષ્ઠ હોય છે, અને મનુષ્ય અવતારમાં લીધેલા વ્રતો, નિયમો, તપશ્ચર્યાઓમા સ્ખલનાઓ થતા વધી ગયેલા અતિચારોને લઈને જ ભવનપતિત્વ કે વ્યંતરત્વ પ્રાપ્ત થાય છે અથવા રાજસિક કે તામસિક ભાવનાના કારણે વ્રતો પાળવા છતાં, તપશ્ચર્યાઓ કરવા છતાં પણ આ દેવલોક પ્રાપ્ત થાય છે. જ્યારે વ્રતો શુદ્ધ હોય, જીવન સાત્ત્વિક હોય, મોહ માયા વિનાનો આશય હોય ત્યારે વૈમાનિકત્વ પ્રાપ્ત થાય છે. માટે વૈમાનિક ઈન્દ્રોને ત્રાયસ્ત્રિંશ દેવો જે થાય છે તેઓ મનુષ્ય અવતારમાં પોતાના વ્રતોને બરાબર પાળનારા તથા લાગેલા અતિચારોની આલોચના-પ્રતિક્રમણ કરનારા હોય છે

આ પ્રમાણે ઇશાનથી અચ્યુત સુધીના ઈન્દ્રો માટે જાણવું. ત્રાયસ્ત્રિંશ દેવોનુ વર્ણન સાભળીને પ્રસન્ન થયેલા ગૌતમસ્વામી વિચારે છે કે શ્રાવકોની આરાધના અને વિરાધનાના ફળોમાં આટલું અંતર હોય છે માટે જ શ્રદ્ધામાં ટકી રહેવું કઠણ છે તે સ્પષ્ટ છે.

ચોથો ઉદ્દેશક સમાપ્ત

# શતક દશમું : ઉદ્દેશક—૫

## ઈન્દ્રો પોતાની સભામાં દિવ્યભોગો ભોગવે છે ખરા ?

તે કાળે અને તે સમયે ભગવાન મહાવીરસ્વામી રાજગૃહી નગરીના ગુણશિલ યક્ષના ચૈત્યના ઉદ્યાનમાં સમવસર્યા. ધર્મોપદેશ સાંભળીને પર્ષદા પોતાના ઘેર ગઈ.

તે સમયે દેવાધિદેવના ઘણા શિષ્યો, તપ અને સંયમથી પોતાના આત્માને ભાવિત કરતા હતા, જે જાતિ સમ્પન્ન, વિનયપૂર્ણ, વિવેકવંત અને જીવિત તથા મરણની ઇચ્છા વિનાના હતા.

ચૌદપૂર્વના પૂર્ણજ્ઞાતા, દ્વાદશાંગીના રચયિતા, ચાર જ્ઞાનના માલિક, ગૌતમસ્વામી સવિનય અને સવિવેક પ્રભુ પાસે આવીને વંદનાપૂર્વક પૂછ્યું કે:—હે પ્રભો ! અમરેન્દ્રને કેટલી પટ્ટરાણીઓ છે ?

ભગવંતે કહ્યું કે, કાલી, રાત્રી, રજની, વિદ્યુત્ અને મેઘા નામે પાંચ પટ્ટરાણીઓ છે. તથા એકેકને આઠ આઠ હજાર દેવીઓનો પરિવાર છે. પોતાની વિકુર્વણા શક્તિથી આઠ આઠ હજાર દેવીઓને વિકુર્વી શકવા માટે સમર્થ છે. આ પ્રમાણે પાંચે રાણીઓના ચાલીસ હજાર દેવી પરિવારને 'ત્રુટિક' અર્થાત્ વૈક્રિયકૃત દેવી શરીરોનો સમૂહ કહે છે

હે પ્રભો ! અસુરરાજકુમાર અમરેન્દ્ર પોતાની અમરચંચા રાજધાનીની સુધર્મા સભામાં અમર નામના સિંહાસન પર બેસીને ચાલીસ હજાર વૈક્રિય શરીરધારી દેવીઓના સમૂહ સાથે દિવ્યભોગો ભોગવી શકે છે ખરો ?

જવાબમાં ભગવતે કહ્યું હે સ્થવિરો! આવું સંભવી શકતું નથી. કારણ આપતાં પ્રભુએ કહ્યુ, અમરેન્દ્રની ચમરચંચા રાજધાનીમાં આવેલી સુધર્મા સભામાં માણવક ચૈત્ય સ્તંભમાં વજ્રની બનેલી ગોળાકાર ડબીઓમાં અનેક જિનેન્દ્ર ભગવંતોના અસ્થિઓ રાખેલા છે, એટલે કે તીર્થંકર ભગવંતોના નિર્વાણ કલ્યાણક મનાવવા માટે ઉપસ્થિત થયેલા ૬૪ ઈન્દ્રો ભગવંતોના અગ્નિ સંસ્કાર થયા પછી તેમના અસ્થિઓને પોત પોતાના વિમાનોમાં લઈ જાય છે, અને માણવક સ્તંભમાં વજ્રની ડાબલીમાં મૂકી રાખે છે દીર્ઘતપસ્વી તીર્થંકર દેવોનું શરીર અત્યંત પવિત્ર હોવાથી તેમના નિર્વાણ પછી પણ તેમના અસ્થિઓ દેવો અને દેવેન્દ્રોને માટે—

अच्चणिज्जाओ—અર્ચના કરવા યોગ્ય બને છે.

वंदणिज्जाओ—વંદનીય બને છે.

नमंसणिज्जाओ—નમસ્કાર કરવા લાયક બને છે

पूयणिज्जाओ—પૂજનીય બને છે

सक्कारणिज्जाओ—સત્કરણીય બને છે.

सम्माणणिज्जाओ-મન, વચન તથા કાયાથી સન્માનને યોગ્ય છે.

આ ઉપરાંત તે દેવેન્દ્રો તીર્થંકર ભગવંતોના અસ્થિઓને મંગળરૂપ તથા ચૈત્ય સમાન સેવનીય માને છે મતલબ કે પોતાની સભામાં મૂકાયેલા તે અસ્થિઓ તેમને માટે ચૈત્ય સ્વરૂપ છે તેથી મંગળ અને કલ્યાણકારી તેઓનું અર્ચન, વંદન, નમન, પૂજન, સત્કાર અને સન્માન સર્વથા ઉચિત છે.

સમ્યગ્દર્શનની આરાધનાપૂર્વક પ્રાપ્ત થયેલી પાપભીરૂતાના

કારણે તે ઈન્દ્રો ચૈત્યસ્વરૂપ મંગળકારી તે અસ્થિઓનું બહુમાન-પૂર્વક વિનય સાચવે અને વિવેક દાખવે તે ઈચ્છનીય છે

પાપભીરૂતા અર્થાત્ "પાપ કાર્યોથી ડરવું" કેવળ શબ્દો બોલવામાં જ ભીરૂતાનો દેખાવ કરવો કે ચર્ચા કરવી, તેના કરતાં જીવનવ્યવહારના પ્રત્યેક પ્રસંગમા આચરણ રૂપથી ભીરૂતા કેળવવી તેને પાપભીરૂતા કહે છે. માન્યુ કે સંસારીને ભોગવિલાસ સર્વથા અનિવાર્ય હોય છે, છતાં પણ યદી તે પાપભીરૂ છે? તો :-

(૧) વિવાહિત થતા પહેલાં જ વિચારપૂર્વક પાપનો માર્ગ સર્વથા બંધ કરવા માટે દીક્ષિત થશે. જેથી પાપનો દ્વાર સર્વથા બંધ થવા પામશે.

(૨) ગૃહસ્થાશ્રમ માંડ્યા પછી પણ "મૈથુનકર્મ પાપમય જ છે" માટે તીર્થંકર મૂર્તિ, જિનમંદિર, ઉપાશ્રય, ગુરુમહારાજ, સાધ્વીજી મહારાજ, પોતાના માતા-પિતા તથા પુત્રોથી શરમ રાખીને તેમનો વિવેક સાચવશે, મર્યાદા રાખશે.

(૩) પર્વતિથિઓ, પર્યુષણ તથા આયંબીલના પવિત્ર દિવસો ઉપરાંત ચતુર્દશી, અષ્ટમી, ઉજાળી પાચમ, અમાવાસ્યા, પૂર્ણિમા જેવા પવિત્ર દિવસો પણ ટાળી દેવા માટે પ્રયત્ન શીલ રહેશે

(૪) માતા પિતાની મરણ તિથિઓ, સ્ત્રી કે પોતાના માંદગીના દિવસો ઉપરાંત ખરાબ નક્ષત્ર, યોગ, તિથિ વાર આદિ દિવસોનો પણ ત્યાગ કરશે.

તથા રેવતી અને મઘા જેવા નક્ષત્રો પણ ટાળશે. કેમ કે જે નક્ષત્રમાં સ્ત્રીને ગર્ભધારણ થયું છે, તેનાથી દશમા નક્ષત્રે

સંતાન જન્મે છે. યદી રેવતી નક્ષત્રના દિવસે ગર્ભાધારણ થયું છે તો આશ્લેષા અને મઘામાં ગર્ભાધાન થયું હોય મૂળ નક્ષત્રમાં સંતાન જન્મે છે, જે ગાર્હસ્થ્ય જીવનને માટે તે સંતાનો કષ્ટદાયક બને છે. આવી રીતે મૈથુન કર્મને પાપ માનનાર વિવેકી મનુષ્યો પણ જેમ અને જેવી રીતે બને તેમ મૈથુન પાપનો ત્યાગ કરે છે તો પછી દેવેન્દ્રો સમ્યગ્દૃષ્ટિ હોવાના કારણે વીતરાગ ભગવંતોના મંદિરની તુલ્ય અસ્થિઓની વિદ્યમાનતામાં મૈથુનકર્મ કરતા નથી.

માટે મારૂં કહેવું છે કે અસુરરાજ ઇન્દ્ર પોતાની દેવસભામાં દેવીઓ સાથે દિવ્ય ભોગો ભોગવતા નથી. પરંતુ હે સ્થવિરો! તે અમરેન્દ્ર પોતાની દેવસભામાં અમર સિંહાસન પર બેસીને ૬૪ હજાર સામાનિક દેવ, ૩૩ ત્રાયસ્ત્રિંશ દેવ, ચાર લોકપાલ, પાચ અગ્રમહિષી, સાત અનીક, સાત અનીકાધિપતિઓ, ૬૪ હજાર આત્મરક્ષક દેવ તથા બીજા પણ દેવ-દેવીઓ સાથે એટલે કે તે બધાઓથી યુક્ત થઇને ભવ્ય, અછિન્ન, નાટકો, ગીતો, વાજિત્રો આદિના મધુર નાદો પૂર્વકનું ગીત-નાટ્ય સાંભળી શકે છે

આ પ્રમાણે દિવ્ય નાટક, સંગીત આદિ દેવતાઇ ઋદ્ધિ-સમૃદ્ધિના ભોગવટા કરવામાં પોતાનો સમય વ્યતીત કરે છે

હે સ્થવિરો! સોમા રાજધાની, સુધર્મા સભા, સોમ સિંહાસન, અમરેન્દ્રના ચાર લોકપાલમાંથી સોમ નામના લોકપાલને કનકા, કનકલતા, ચિત્રગુપ્તા અને વસુંધરા નામે ચાર અગ્રમહિષીઓ કહી છે અને એક એક હજાર દેવીઓનો પરિવાર છે, બાકીની બધી વાતો અમરેન્દ્રની જેમ સમજવી. તે જ પ્રમાણે વૈશ્રમણનું પણ જાણવું.

બલીન્દ્રને શુંભા. નિશુંભા, રંગા, નિરંગા અને મદના નામે પટ્ટરાણીઓ છે, પ્રત્યેકને આઠ આઠ હજાર દેવીઓનો પરિવાર છે.

સોમ નામના લોકપાળને મેનકા, સુભદ્રા, વિજયા અને અશનિ નામે પટ્ટરાણીઓ છે

આ પ્રમાણે ભવનપતિ, વ્યંતર, વાણુવ્યંતરની પટ્ટરાણીઓ માટે જાણવું પોતપોતાની સભામાં કેવળ મૈથુનકર્મનો ત્યાગ સમજવો

જ્યોતિષિક દેવોના ઇન્દ્ર સૂર્યને સૂર્યપ્રભા, આતપાભા, અર્ચિમાલી અને પ્રભકરા નામે રાણીઓ છે. ચન્દ્ર ઇન્દ્રને ચન્દ્ર પ્રભા, જ્યોત્સ્નાભા, અર્ચિપાલી અને પ્રભંકરા નામે રાણીઓ ચાર ચાર હજાર દેવીઓના પરિવાર સાથે છે

મંગળને ચાર ચાર હજાર દેવીઓ સાથે વિજયા, વૈજયંતી, જયંતી, અપરાજિતા નામે ચાર રાણીઓ છે.

આ પ્રમાણે અગારક, વિકાલક, લોહિતાક્ષ શનૈશ્વર, આધુ- નિક, પ્રાધુનિક, કણુ, કણુક, કણુંવેતાનક, આદિ ભાવકેતુ સુધીના ૮૮ ગ્રહોની વાતો પણ ઉપર પ્રમાણે જાણવી.

હવે દ્રશક્રને પદ્મા, શિવા, શ્વેતા, અજૂ, અમલા, અપ્સરા, નવયિકા અને રોહિણી આદિ આઠ પટ્ટરાણીઓ છે.

આવી રીતે બીજા ઇન્દ્રોની વાતો મૂળ સૂત્રથી જાણવી.

પાંચમો ઉદ્દેશક સમાપ્ત



# શતક દશમું : ઉદ્દેશક—૬

## શક્રેન્દ્રની સભા ક્યાં છે ?

ગૌતમ સ્વામીના પૂછવાથી પ્રભુએ કહ્યું કે:—જમ્બૂદ્વીપના સુમેરૂપર્વતની દક્ષિણ દિશામાં રત્નપ્રભા પૃથ્વીના બહુસમ અને રમણીયભૂમિ ભાગની ઉપર ચન્દ્ર, સૂર્ય, ગ્રહો, નક્ષત્રો અને તારાઓ છે, ત્યાંથી યાવત્ અનેક કોડાકોડી યોજન દૂર સૌધર્મ નામે દેવલોક છે. આ દેવલોકમાં પાંચ મોટા વિમાનો છે.

(૧) અશોકાવતંસક

(૨) સપ્તપર્ણાવતંસક

(૩) ચંપકાવતંસક

(૪) આમાવતંસક

(૫) સૌધર્માવતંસક

આ પાંચે વિમાનોની લંબાઈ અને પહોળાઈ સાડા બાર લાખ યોજનની છે. શેષ સુર્યાભિદેવની જેમ સમજવું.

આ શક્રેન્દ્ર મોટી ઋદ્ધિવાળો, યશવાળો આદિ મોટા પરિવાર ઉપર પોતાનું પ્રભુત્વ જમાવતાં સુખપૂર્વક વિહરે છે.

છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત



# શતક દશમું : ઉદ્દેશા—૭ થી ૩૪

ઉત્તર દિશામાં રહેલા એકોરૂક નામના યુગલિકોના એકોરૂક આદિ દ્વીપનું વર્ણન છે.

એક એક અન્તર્દ્વીપનો એક એક ઉદ્દેશો આમ ૨૮ ઉદ્દેશા સમજવા.

સૂત્રકારે અને ટીકાકારે જીવાભિગમ સૂત્રથી જાણી લેવા કહ્યું છે

૭ થી ૩૪ ઉદ્દેશા સમાપ્ત.

## સમાપ્તિ વચન

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના જ્ઞાતા, સ્યાદ્વાદના પ્રચારક અને પાલક, અહિંસા, સંયમ અને તપોધર્મના પૂર્ણ હિમાયતી, અનેક સ્થળે જીર્ણોદ્ધાર, તીર્થરક્ષા, ઉપધાન અને ઉદ્યાપનના કર્તા અને કારયિતા, નવયુગ પ્રવર્તક, શાસ્ત્ર વિશારદ, જૈનાચાર્ય, સ્વ ૧૦૦૮ શ્રી વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજના શિષ્ય, આગમ વ્યવહારના પૂર્ણજ્ઞાતા, શાસન દીપક, સ્વ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજના શિષ્યરત્ન, ન્યાય—વ્યાકરણ, કાવ્યતીર્થ, પન્યાસ શ્રી પૂર્ણાનંદવિજયજી (કુમારશ્રમણ) મહારાજે પોતાની અલ્પ મતિથી ભગવતીસૂત્રનું ૧૦મું શતક વિવેચિત કર્યું છે

शुभं भूयात् सर्वेषा जीवानाम् ॥
जीवाः सर्वे सम्यग्ज्ञान प्राप्नुयुः ॥

# શતક દશમું સમાપ્ત

# શતક અગ્યારમું : ઉદ્દેશક—૧

ગણધર શ્રી ગૌતમસ્વામી અને સુધર્માસ્વામીને દ્રવ્ય તથા ભાવથી નમસ્કાર કરીને તથા ટીકાકાર શ્રી અભયદેવસૂરીશ્વરજીનું સ્મરણ કરીને ભગવતીસૂત્રના અગ્યારમા શતકનો પ્રારંભ કરૂં છું.

આ શતકમાં નીચે પ્રમાણેના બાર ઉદ્દેશા છે : ૧ ઉત્પલ, ૨ શાલૂક, ૩ પલાશ, ૪ કુંભી, ૫ નાલિક, ૬ પદ્મ, ૭ કર્ણિકા, ૮ નલિન, ૯ શિવરાજર્ષિ, ૧૦ લોક, ૧૧ કાળ, ૧૨ આલંભિક.

અહીં ઉત્પલના કંદને શાલુક કહેવાય છે.

પલાશ એટલે ખાખરાનું વૃક્ષ,

કુભી એટલે વનસ્પતિ વિશેષ.

નાલિકને કમળની નાળ કહે છે.

કર્ણિકા અર્થાત્ કમળના મધ્યમાં કેશર રૂપ તંતુઓ હોય છે.

આલંભિકા નગરી છે.

ઉપર પ્રમાણેના બારે ઉદ્દેશાથી સમૃદ્ધ આ શતક છે.

પહેલા ઉદ્દેશામાં જે ઉત્પલ(કમળ)નું વર્ણન છે, તેને નીચે લખેલા ૩૩ દ્વારથી વિવેચિત કરવામાં આવ્યા છે, તે આ પ્રમાણે. ઉપપાત્, પરિમાણ, અપહાર, ઉચ્ચત્વ, બંધ, વેદન, ઉદય, ઉદીરણા, લેશ્યા, દષ્ટિ, જ્ઞાન, યોગ, ઉપયોગ, વર્ણ, રસાદિ, ઉચ્છ્વાસ, આહાર, વિરતિ, ક્રિયા, બન્ધક, સંસા, કષાય, સ્ત્રી-વેદાદિ, બંધ, સંજ્ઞી, ઇન્દ્રિય, અનુબંધ, સબંધ, આહાર, સ્થિતિ, સમુદ્ઘાત, ચ્યવન તથા સમસ્ત જીવોનો મૂળાદિકોમાં ઉપપાત.

આ પ્રમાણે ઉત્પલનો પ્રશ્ન ઉપરના ૩૩ દ્વારોથી નિર્ણીત કરવાનો છે.

તે કાળ અને તે સમયમાં મગધદેશની રાજધાની રાજગૃહી નામની નગરી હતી, જ્યા દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામી સમવસર્યા ધર્મોપદેશ સાંભળીને પરિષદા પોતપોતાના ઘેર ગઈ અને ગૌતમસ્વામીએ પૂછ્યું, હે પ્રભો! કમળ (ઉત્પલ) જ્યારે એક પાંદડાવાળું હોય, ત્યારે શું એક જીવવાળુ હોય છે? કે અનેક જીવવાળું હોય છે? (જેમાં એક જ જીવ હોય તે એક જીવવાળું અને અનેક જીવ હોય તે અનેક જીવવાળું કહેવાય છે)

જવાબમાં ભગવંતે કહ્યુ કે, હે ગૌતમ! એક પત્રાવસ્થામાં ઉત્પલ એક જીવવાળું હોય છે, પણ અનેક જીવવાળું હોતુ નથી અને જ્યારે ઉત્પલ અનેક પત્રોથી યુક્ત થાય છે ત્યારે અનેક જીવવાળું થાય છે, અથવા વધારાના પત્રોમાં જે બીજા જીવો ઉત્પન્ન થાય છે તે કારણે તે અનેક જીવવાળું કહેવાય છે

મોહવશ ઉપાર્જન કરેલા કર્મોના ભારથી અત્યંત ભારી બનેલા જીવાત્માઓને 'પ્લે ગ્રાઉન્ડ'ના ફૂટબોલની જેમ પ્રતિ-ક્ષણે ચોરાશી લાખ જીવયોનિમાં સ્થાનાન્તર કરવાનું સર્વથા અનિવાર્ય છે જે જીવાત્માએ જે પદ્ધતિથી બીજા જીવોની સાથે કર્માનુબંધન કર્યું છે, તે ઋણાનુબધને ભોગવવાને માટે ઋણાનુ-બધ કર્તાને પણ જન્મ ધાર્યા વિના છુટકારો નથી, ચાહે ચક્-વર્તી હોય, વાસુદેવ કે પ્રતિવાસુદેવ હોય, યા તીસમારખો હોય, સૌ કોઈ કર્મરાજાની બેડીમાં સપડાયેલા હોવાથી તે તે સ્થાને જન્મ લેવો પડે છે. જેમ એક તલાવમાં પ્રવિષ્ટ થયેલા મદોન્મત હાથી ત્યાં ઉગેલા કમળના એક ઝાડને પોતાની સૂંઢથી સમૂળ

ઉખેડીને પોતાના મોઢામાં મૂકી દે છે અને આંખના પલકારે કમળમાં રહેલા અનેક જીવો હાથીના મોઢામાં ચવાઈને સમાપ્ત થાય છે. સૌ કોઈને નજરે જોઈ શકાય તેવી આ ઘટનામાં રહસ્ય એટલુ જ છે કે ઉખેડાઈ ગયેલા અને ચવાઈ ગયેલા કમળના અનેક જીવો સાથે હાથીના જીવનો કોઈ ભવનો વૈરાનુબંધ મુખ્ય કારણ હતુ. જે કમળના જીવો સાથે હાથીનું વૈર હતુ તે જ કમળ હાથીની સૂંઢમાં આવ્યું અને નાશ પામ્યું જયારે તલાવમાં કમળો ઘણા હતા, છતા આ એક જ કમળને હાથીએ કેમ સ્પર્શ્યો ? બીજા કમળો કેમ અસ્પર્શ્ય રહ્યા ? જવાબ એક જ છે કે હાથી અને કમળના જીવોને પારસ્પરિક વૈર....

વૈરથી બંધાયેલા બે જીવોમાંથી એક જીવ વિંછુના અવતારને અને બીજો જીવ મનુષ્યના અવતારને પામ્યો છે. જે સમયે પૂર્વભવીય વૈર કર્મનો ઉદય આવે છે, અને બન્નેમાંથી જેનું વૈર જોરદાર નિકાચિત હોય છે તે પીડક બનશે. સમજો કે વિંછુના જીવનું વૈર વધારે છે, તો ભરબપોરે પણ તે વિંછુ એવી રીતે આવશે અને માણસને ડંખ મારશે જેની ખબર માણસને પણ પડતી નથી. તેવી રીતે માણસનું વૈર વધારે હશે તો ડખ મારવા માટે આવેલ વિંછુ માણસની નજરે ચડશે અને દેખતા દેખતા જ માણસ તેને મારી નાખશે અથવા પકડીને કે પકડાવીને દૂર દૂર ફેંકાવી દેશે.

"હું પણ તમને આવતા ભવમાં રોતા રોતા જિંદગી પૂરી કરાવીશ." આવા નિયાણામાં બંધાયેલા બન્ને જીવો દંપતીરૂપે અથવા બીજા ગમે તે રૂપે બને છે, અને પ્રેમ પ્યારના પારણે ઝુલતા તે દંપતીમાંથી સ્ત્રી પરલોકે પ્રયાણ કરે છે અને પુરૂષ તેની યાદમાં આજીવન ઝુરતો જ રહે છે, અથવા પુરૂષ પરલોકે

જાય છે અને વિધવા બનેલી વનવગડાના રોઝની જેમ અસહાય બનીને ઝુરી ઝુરી જીવન પૂરૂં કરે છે. આ અને આના જેવા આપણા જ જીવનના ઢગલાબંધ કારણ–કાર્યમાં પૂર્વભવીય રાગ દ્વેષના સંબંધો જ કામ કરી રહ્યાં હોય છે

ગૌતમસ્વામીએ પૂછ્યું કે હે પ્રભો ! તે ઉત્પલમાં જે અનેક જીવો છે તે ચારે ગતિમાથી આવેલા હશે ?

તેત્રીસ દ્વારમાં પહેલા ઉપપાત દ્વારનો આશ્રય કરીને આ પ્રશ્ન પૂછાયેલો છે. સારાંશ કે કઈ કઈ ગતિમાંથી જીવોનો તે ઉત્પલમા ઉપપાત થયો છે ?

ચરાચર સંસારને પોતાના કેવળજ્ઞાનથી પ્રત્યક્ષ કરનારા ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે, નરક ગતિને છોડીને શેષ ત્રણે ગતિઓમાથી ભ્રષ્ટ થઇને જીવો ઉત્પલ વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે

દંડક પ્રકરણની છત્રીસમી ગાથાથી પણ જાણીએ છીએ કે પોતપોતાના ભોગ્યકર્મોના કારણે નારકને છોડીને બાકીના બધાએ જીવો ઉત્પલ વનસ્પતિમાં અવતરિત થાય છે કહેવાયુ છે કે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરીન્દ્રિય અને પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો તથા ઈશાન દેવલોક સુધીના બધા દેવો પણ વનસ્પતિકાયમાં ઉત્પન્ન થાય છે

(ઉપપાત દ્વાર પૂર્ણ)

બીજો પરિમાણદ્વાર—એક સમયમાં કેટલા જીવો ઉત્પલમાં ઉત્પન્ન થાય છે ? જવાબમાં ઓછામાં ઓછા એક–બે કે ત્રણ જીવ અને વધારેમા વધારે સંખ્યાત તથા અસંખ્યાત જીવો ઉત્પન્ન થાય છે.

(પરિમાણ દ્વાર પૂર્ણ)

ત્રીજો અપહારદ્વાર—પ્રશ્ન-તે ઉત્પલમાંથી જીવોને એક સમયે એકએક કરીને બહાર કાઢવામાં આવે તો કેટલો સમય લાગે?

ઉત્તર-ઉત્પલમાંથી એક એક સમયે અસંખ્યાતના હિસાબે જો બહાર કાઢવામાં આવે તો અસંખ્યાત ઉત્સર્પિણી, અસંખ્યાત અવસર્પિણી કાળ પર્યંત ચાલુ રહે તો પણ તેમને બહાર કાઢી શકાતા નથી.

ચોથો અવગાહનદ્વાર (ઉંચાઇ)—પ્રભુએ કહ્યું કે કમળની શરીર અવગાહના જઘન્યથી આંગળીના અસંખ્યાતમા ભાગ જેટલી અને ઉત્કૃષ્ટથી અમુક સમુદ્ર, ગોતીર્થ આદિની અપેક્ષાએ એકહજાર યોજન કરતાં વધારે છે.

પાંચમો બંધદ્વાર— પ્રશ્ન-ઉત્પલ કમળના જીવો જ્ઞાનાવરણીય કર્મના બંધક હોય કે અબંધક?

પ્રભુએ કહ્યું કે, ઉત્પલનો એક જીવ જ્ઞાનાવરણીય કર્મનો બંધક હોય છે. પરંતુ જ્યારે અનેક જીવોવાળું ઉત્પલ હોય છે, ત્યારે સમસ્ત જીવો જ્ઞાનાવરણીય કર્મના બંધક હોય છે તેવી રીતે દર્શનાવરણીયથી અંતરાય કર્મ સુધી જાણવું કેવળ આયુષ્યકર્મને આશ્રયી એક જીવ અને અનેક જીવો પણ અબંધક હોય શકે છે, અથવા કોઈ એક જીવ બંધક અને અબંધક પણ હોય છે, અથવા એક જીવ બંધક અનેક જીવો અબંધક હોય છે, અથવા અનેક જીવ બંધક અબંધક હોય છે. ઈત્યાદિ ભાંગા જાણવા

છઠ્ઠો વેદનદ્વાર—પ્રશ્ન-ઉત્પલસ્થ જીવો શું જ્ઞાનાવરણીયાદિ કર્મોના વેદક હોય છે કે અવેદક?

જવાબ-એક પત્રાવસ્થાનો એક જીવ અને દ્વયાદિ પત્રાવસ્થાના

અનેક જીવ કર્મોના વેદક હોય છે પણ અવેદક હોતા નથી. તે સાતાના વેદક છે? કે અસાતાના વેદક?

એક અને અનેક જીવની અપેક્ષાએ જીવો સાતા અને અસાતાના પણ વેદક હોય છે.

ઉદયદ્વાર—ઉત્પલસ્થ જીવો જ્ઞાનાવરણીયાદિ કર્મોના ઉદયવાળા હોય છે? કે અનુદયવાળા?

જવાબ-કર્મોના ઉદયવાળા જ હોય છે. અહીં ઉદીર્ણકરણ વડે ઉદયમાં આવતાં કર્મોને લેવાના નથી, કેમકે તે દ્વાર આગળ કહેવાશે, માટે અનુક્રમે ઉદયમાં આવનારા કર્મો જ અહી લેવા.

આઠમો ઉદીર્ણાદ્વાર—ઉત્પલસ્થ એક કે અનેક જીવો કર્મોના ઉદીરક હોય છે, પરંતુ વેદનીય અને આયુષ્યકર્મને લઇ આઠ ભાંગા જાણવા.

નવમો લેશ્યાદ્વાર-આ જીવો શું કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા, કાપોત લેશ્યા અને તેજો લેશ્યાવાળા હોય છે?

એક અને અનેક જીવની અપેક્ષાએ ચારે લેશ્યા હોય છે. આમાં ૮૦ ભાંગા કલ્પવા.

દૃષ્ટિદ્વાર—ઉત્પલસ્થ જીવો સમ્યગ્ કે મિશ્ર દૃષ્ટિવાળા નથી હોતા પણ મિથ્યાદૃષ્ટિના માલિક જ હોય છે.

અગ્યારમો જ્ઞાનદ્વાર—આ જીવો બધાએ અજ્ઞાની જ હોય છે. અહીં મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાનની કલ્પનાએ અજ્ઞાની સમજવાં. પરંતુ જ્ઞાનનો સર્વથા અભાવ નહીં લેવો; એટલે કે 'નञ्'નો સર્વથા નિષેધ અર્થ નહીં લેતા કુત્સિત અર્થ લેવો.

બારમો કાયદ્વાર—આ જીવો કેવળ કાયયોગવાળા જ હોય છે.

તેરમો ઉપયોગદ્વાર—આ જીવો સાકારોપયોગ અને અનાકારોપયોગવાળા હોય છે.

ચૌદમો-પંદરમો વર્ણાદિદ્વાર—પ્રભુએ કહ્યું કે આ જીવોના શરીર પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ અને આઠ સ્પર્શવાળા હોય છે.

કાળુ, નીલું, સફેદ, લાલ, પીળો પાંચ વર્ણ છે.

તીખો, કડવો, તુરો, ખાટો, મીઠો પાંચ રસ હોય છે.

સુગંધ અને દુર્ગંધ બે ગંધ છે.

કર્કશ, મૃદુ, ગુરૂ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ આઠ સ્પર્શ છે

અહીં કર્માવરણને લઈને જીવાત્માને તે તે શરીર લેવાના હોય છે બાકી તો મૂળ સ્વરૂપે જીવાત્મા અમૂર્ત હોવાથી વર્ણ, ગંધ રસ અને સ્પર્શ વિનાનો છે.

સોળમો ઉચ્છ્વાસ નિશ્વાસદ્વાર—એક પત્રસ્થ અને અનેક પત્રસ્થ જીવો ઉચ્છ્વાસ અને નિશ્વાસવાળા પણ હોય છે, પરંતુ અપર્યાપ્ત અવસ્થામા ઉચ્છ્વાસ અને નિશ્વાસ વિનાના પણ હોય છે.

સત્તરમો આહારદ્વાર—ઉત્પલસ્થ કોઇ જીવ આહારક હોય છે. વિગ્રહ ગતિમાં અનાહારક હોય છે. બધા જીવો આહારક હોય છે, બધા જીવો અનાહારક હોય છે (એક યોગે ચાર ભાંગા) કોઈ એક જીવ આહારક, બીજો જીવ અનાહારક.

અનેક જીવો આહારક, કોઈ એક જીવ અનાહારક.

અનેક જીવો આહારક એક જીવ આહારક.

અનેક જીવો આહારક અને અનાહારક.

( દ્વિક સંયોગી ચાર ભાંગા )

અઢારમો વિરતિદ્વાર—આ જીવો અવિરત જ હોય છે.

ક્રિયાદ્વાર—આ જીવો સક્રિય જ હોય છે; અહિ સક્રિયનો અર્થ કામ કરવાપણું નહી પણ કાયિકીઆદિ ક્રિયાઓ સમજવી

વિશમો બંધ દ્વાર—આ જીવો સાત પ્રકારના અને આઠ પ્રકારના કર્મોને બાધનારા છે.

એકવિશમો સંજ્ઞાદ્વાર—ઉત્પલસ્થ જીવો આહાર, મૈથુન, ભય અને પરિગ્રહ નામે ચારે સંજ્ઞાવાલા હોય છે

કષાયદ્વાર—આ જીવો ૮૦ ભાંગે ચારે કષાયવાળા હોય છે.

તેવીશમો વેદાદિદ્વાર—ઉત્પલસ્થ જીવો નપુંસક વેદના જ માલિકો હોય છે.

ચોવીશમો સ્ત્રી વેદાદિ બધ દ્વાર—પ્રશ્ન-હે પ્રભો! ઉત્પલસ્થ જીવો એકેન્દ્રિયાદિ અવસ્થામા રહેલા હોવા છતાં પણ શું આવતા ભવને માટે સ્ત્રીવેદનો, પુરૂષ વેદનો કે નપુંસક વેદનો બધ કરી શકે છે?

જવાબમાં ભગવતે કહ્યુ કે, હે ગૌતમ! એક પત્રસ્થ ઉત્પલનો જીવ અને દ્વયાદિ પત્રોમાં રહેલા અનેક જીવો સ્ત્રીવેદને પણ બાંધે છે.

આ પ્રશ્નોત્તરમાં ૨૬ ભાંગા.

મતલબ કે મિથ્યાત્વના ગાઢ અંધકારમાં રહેલો જીવ માત્ર પોત પોતાના અધ્યવસાય પ્રમાણે કર્મોનું બંધન કરે છે.

ચારે સંજ્ઞામાં (આહાર, મૈથુન, ભય અને પરિગ્રહ) અત્યંત આસક્તિ હોવાના કારણે જીવ માત્રને આહાર પ્રત્યે, ભય પ્રત્યે, મૈથુન પ્રત્યે અને પરિગ્રહ પ્રત્યે સદૈવ વાસના બની રહે છે અને વાસનાના મૂળમા મોહ-માયાની તીવ્રતા કામ કરતી હોય છે, તેથી મોહ કર્મના તીવ્રોદયવાળો જીવ ફરી ફરીથી મોહ કર્મને જ બાંધે છે.

નપુંસક વેદના ઉદયવર્તી જીવો નપુંસક લિંગ (શરીર)માં રહે છે છતાં પણ પોતાના નપુંસક શરીર પ્રત્યે અત્યંત દુઃખની લાગણી જ અનુભવતા હોય છે. તેમ સ્ત્રી વેદનો માલિક પોતાના સ્ત્રી શરીર તરફ હંમેશાને માટે નફરત જ ધરાવતો હોય છે અને પુરૂષ વેદમાં રહ્યે છતે પણ જીવાત્મા અજ્ઞાનતાના ભયંકર નશા સાથે જ્યારે મોહ કર્મની પણ તીવ્રતમ ઉદીરણા કરે છે, ત્યારે પુરૂષ વેદનો ભોક્તા હોવા છતા પણ તેવાઓનુ મન સર્વથા મર્યાદા બહાર થાય છે, તે સમયે જેમ પોતાની સ્રીને ભોગવે છે તેમ બીજી સ્ત્રીઓ, વિધવાઓ, કુમારીઓ અને છેવટે વેશ્યાઓ સાથે પણ અત્યંત મોહાંધ બનવા પામે છે. આનાથી આગળ વધીને જો વિચારીએ તો તેવા જીવો પુરૂષો, છોકરાઓ અને છેવટે જાનવરો સાથે પણ પોતાની મૈથુન કર્મની ચેષ્ટાઓને કર્યા વિના રહી શકતા નથી. લાયકાત અને શક્તિના સર્વથા અભાવમાં તેમનો મૈથુન ભાવ કોઇ કાળે પણ ઓછો થતો નથી, જેમ કે નપુસક માણસ જનનેન્દ્રિયહીન હોવાથી ક્યારેય પણ નથી પુરૂષને ભોગવી શકવાનો કે નથી સ્ત્રીને ભોગવી શકવાનો છે, પણ ઉદીરિત કરેલી મૈથુન સંજ્ઞાનો ઉદયવર્તી જીવ ભોગ્ય બને ? કે ભોક્તા બનવાની નિરર્થક ચેષ્ટા કરે તો પણ વિષ્ટાના કીડાની જેમ તે નપુંસક પણ તેવી ગંદી ચેષ્ટાઓમાં જ રસ ધરાવતો હોય છે. તેવી રીતે સ્ત્રી હર હંમેશને

માટે ભોગ્ય જ છે, છતાં પણ જ્યારે મૈથુન સંજ્ઞાનો તીવ્ર નશો ચડે છે, ત્યારે તેમાં બેભાન બનીને છેવટે કૃત્રિમ સાધનોનો પણ ઉપયોગ કરશે. અથવા તે કર્મના સદ્ભાવમાં સર્વથા નિર્લજ્જ બનીને બીજી ચેષ્ટાઓથી પણ પોતાની વાસનાને તૃપ્ત કરનારી બનશે આવી રીતે અત્યંત બેશરમ બનીને મૈથુન કર્મની લાલસાને પૂર્ણ કરવાની ભાવનાવાળા પુરૂષોને તમે જોયા છે? અનુભવ્યા છે.

આમ પ્રત્યેક ભવમાં, પ્રત્યેક યોનિમાં જીવમાત્ર મોહકર્મનો ઉદયવર્તી હોવાથી આવતા ભવને માટે વેદકર્મનું બંધન કરે છે.

માટે ભગવંતે કહ્યું કે હે ગૌતમ! આ કર્મની તીવ્ર લાલસાના કારણે અત્યારે એકેન્દ્રિય જાતિમાં નપુંસક લિંગે રહેલા જીવો કદાચ પુરૂષવેદ સ્ત્રીવેદ કે નપુંસકવેદ પણ બાંધી શકે છે.

આવી પરિસ્થિતિમાં પ્રશ્ન એ થાય છે કે–ઉત્પલના જીવો એકેન્દ્રિય વનસ્પતિ કાયના હોવાથી નપુંસક લિંગમાં નપુંસક વેદોદય વાળા જ હોય છે. પ્રગાઢ મિથ્યાત્વ કર્મના ઉદયથી તેમને આ અવતાર મળ્યો હોય છે, જ્યા સમ્યક્ત્વનો સર્વથા અભાવ છે, એટલે કે પૂર્વ પ્રતિપન્ન સમ્યક્ત્વ અને પ્રતિપદ્યમાન સમ્યક્ત્વ પણ ત્યા નથી

જ્યારે નરક ગતિમાં તો પહેલાના સમ્યક્ત્વ પ્રાપ્ત (પૂર્વ પ્રતિપન્ન) જીવો પણ હોય છે, અને નિમિત્ત મળ્યે નવા સમ્યક્ત્વની પણ પ્રાપ્તિ શકય બને છે. અને વધારેમાં વધારે ૩૩ સાગરોપમ પછી પણ બહાર નીકળી શકે છે જ્યારે એકેન્દ્રિય અને ખાસ કરી વનસ્પતિકાયિક જીવો હરહાલતમાં પણ સમ્યક્ત્વ મેળવી શકતા નથી અને પૃથ્વી પડલ ઉપર કેટલીએ તીર્થંકર પરમાત્માઓની ચોવીસીઓ પૂર્ણ થઈ જાય

તો પણ બિચારા આ જીવો પોતાના ભવાવતારને પૂર્ણ કરી શકતા નથી માટે જ નરકાવતાર અને એકેન્દ્રિયાવતારમાંથી નરકાવતાર સારો પણ એકેન્દ્રિયાવતાર હરહાલતમાં સારો નથી કેમકે તીર્થંકર ગોત્ર બાંધેલો જીવ નરકમાં જઈ શકે છે પણ એકેન્દ્રિયમાં જઈ શકતો નથી. નરકગતિમાંથી મનુષ્ય અવતારને પામેલો જીવ તીર્થંકરપદને યાવત્ સમ્યક્ત્વને પણ મેળવી શકે છે, જ્યારે એકેન્દ્રિય જીવને માટે તીર્થંકરત્વ નથી

નરકમાં જનારા જીવો તો પોતાનુ સમ્યક્ત્વ સાથે પણ લઈને જઈ શકે છે, અથવા ત્યાં જઈને પણ ફરીથી સમ્યક્ત્વ મેળવી શકે છે જ્યારે એકેન્દ્રિયાવતારને ધારણ કરવા માટે સમ્યક્ત્વનું વમન કરવુ જ પડે છે, અને જ્યાં સુધી ત્યા છે ત્યા સુધી પુનઃ સમ્યક્ત્વને મેળવી શકતા નથી.

## વનસ્પતિકાયમાં જનારા કોણ ?

સૂક્ષ્મ નિગોદમાંથી અકામ નિર્જરા દ્વારા ઉત્ક્રાન્તિ કરીને જીવો કદાચ એકેન્દ્રિયત્વને પ્રાપ્ત કરે છે. અથવા ઠેઠ દેવલોક કે મનુષ્યલોક સુધી પહોચી ગયેલા ભાગ્યશાળીઓ અપક્રાન્તિકરણવડે બુદ્ધિપૂર્વક કરેલા કર્મોના ભારથી ઘણા જ વજનદાર બનેલા જીવો પણ વનસ્પતિત્વને પ્રાપ્ત કરનારા હોય છે જેમ કે દેવત્વ પ્રાપ્ત થયેલા સ્વર્ગીય દેવો પણ યદી વિષયવાસનાના કીડા બનીને પોતાનુ દેવત્વ હારે છે અને વનસ્પતિત્વને પ્રાપ્ત કરે છે. દેવદુર્લભ મનુષ્યાવતારને પામેલા જીવોને જ્યારે અજ્ઞાનતાનો નશો જોરદાર ચઢ્યો હોય છે, ત્યારે ૮૪ લાખ જીવાયોનિના જથ્થા કરતાં શ્રેષ્ઠતમ મનુષ્ય અવતાર, શરીરની સશક્તતા, ઇન્દ્રિયોની પટુતા, આદિ સામગ્રી મળેલી હોવા છતાં

પણ પાપોત્પાદક, પાપવર્ધક, પાપપોષક, પાપપરંપરક અને પાપફળક આહાર સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, ભય સંજ્ઞા અને પરિગ્રહ સંજ્ઞા નામે ચારે સંજ્ઞાઓમાં પૂર્ણ મસ્ત બને છે.

માણુસના જીવનમાં જ્યારે ધાર્મિકતા નથી ત્યારે જ ચારે સંજ્ઞાઓનું જોર વધવા લાગે છે. કેમ કે ધાર્મિકતા સાથે હાડ-વૈર રાખનારી આ ચારે સંજ્ઞા હોય છે.

ધર્મના અનુષ્ઠાનોને શરીર સાથે જ સંબંધ હોય છે, અને ધાર્મિકતાનો સબંધ આત્મા સાથે હોય છે.

અનાદિ કાળનો આત્મા ચારે સંજ્ઞાનો ગુલામ બનીને રહ્યો છે, માટે ધર્મના કથિત અનુષ્ઠાનો કરવા છતાં પણ ચારે સંજ્ઞાની ગુલામીના કારણે ધાર્મિકતા પ્રાપ્ત કરી શક્યો નથી, કદાચ કરી હશે તો ટકાવી શક્યો નથી, અને કોઈક સમયે ટકાવી શક્યો હશે તો ધાર્મિકતાને પચાવી શક્યો નથી.

આ પ્રમાણે ચારે સંજ્ઞાથી સંજ્ઞિત થયેલા જીવો પ્રાયઃ કરીને વનસ્પતિકાયમાં પણ અવતરે છે. જ્યાંથી અનંત ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓ પૂરી થયે છતે પણ બહાર આવવાનું અશક્ય છે.

ઉત્પલસ્થ જીવો પણ ઘણા લાંબા કાળ સુધી ત્યાં જ રહેલા હોવા છતાં પણ કોઈક સમયે પુરૂષાદિ વેદને બાધનારા હોઈ શકે છે, તે આ પ્રમાણે—

(૧) કોઇક સમયે અકામ નિર્જરાના કારણે પુણ્ય કર્મોનો ઉદય થયે છતે જીવો પુરૂષવેદ કે સ્રીવેદનું બંધન કરી શકે. છે

(૨) અપક્રાન્તિથી ઉત્પલસ્થ જીવો પોતાના પહેલા ભવોમાં કોઇક જીવાત્મા સાથે નિકાચિત નિયાણું બાંધેલું હોય ત્યારે તે નિયાણાને લઇ સામેવાળાના પુણ્યને વશ બનીને સ્ત્રીવેદ કે પુરૂષવેદ બાંધી શકે છે.

કર્મસત્તામાં અનંત વૈચિત્ર્ય ભરેલું હોવાથી જીવાત્માઓમાં પણ પ્રતિસમયે અધ્યવસાયોમાં પરિવર્તન બની જાય છે અને નિકૃષ્ટતમ પાપકર્મોનો ઉદય હોય તો નપુંસકપણું જ કાયમ રહે છે.

યદી ત્રણે વેદોના ભોગવટામા સમ્યક્ત્વનો પ્રકાશ ન મેળવી શકાયો તો મિથ્યાત્વના સહચારે પુરૂષ કે સ્ત્રીવેદને ભોગવતો તે જીવ ફરીથી પાપકર્મોને જ બાધશે અને છેવટે પાછો એકેન્દ્રિયાવતારને મેળવશે.

પચ્ચીસમો સંજ્ઞીદ્વાર-ઉત્પલસ્થ જીવો અસંજ્ઞી જ હોય છે.

છવ્વીસમો ઇન્દ્રિયદ્વાર-આ જીવો ઇન્દ્રિયો વિનાના હોતા નથી.

સતાવીશમો અનુબંધદ્વાર—ઉત્પલસ્થ જીવો ઉત્પલના જીવ રૂપે જઘન્યથી અંતર મુહૂર્ત સુધી અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત કાળ સુધી રહે છે.

અઠાવીશમો સંવેધદ્વાર—પ્રશ્ન-ઉત્પલનો જીવ ઉત્પલરૂપ પર્યાયને છોડીને પૃથ્વીકાયિક રૂપે ઉત્પન્ન થાય તો આ રીતે ભવાન્તર કરીને ફરાથા ઉત્પલરૂપ પર્યાયને ગ્રહણ કરવામાં કેટલો સમય લાગશે ?

જવાબ-ઉત્પલ પર્યાયને ત્યાગી તે જીવ પૃથ્વીકાયમાં આવશે

અને પાછો ઉત્પલમાં જશે. આ રીતે જઘન્યથી બે ભવ કરી મનુષ્યાદિ ગતિમાં જાય છે અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત ભવ સુધી રહે છે. કાળની અપેક્ષાએ જઘન્યથી બે અંતર્મુહૂર્ત સુધી અને વધારે અસખ્યાત કાળનું સેવન કરે છે.

આજ પ્રમાણે અપ્કાયિક, તેજસ્કાયિક અને વાયુકાયિકમાંથી ઉત્પલની પર્યાયમા ફરીથી આવનાર માટે જાણવું. વનસ્પતિકાયિક માટે જાણવાનું કે, ઉત્પલનો જીવ પહેલા ભવે અપ્કાયિક બને છે અને પછી પાછો ઉત્પલમાં જઇને મનુષ્યાદિ ગતિમાં આવે છે અને ઉત્કૃષ્ટથી અનંતભવ ગ્રહણ કરે છે.

કાળની અપેક્ષાએ એક અન્તર્મુહૂર્ત અપ્કાયમાં અને બીજું અન્તર્મુહૂર્ત ઉત્પલમાં અને ઊત્કૃષ્ટથી અનંતકાળ, આ પ્રમાણે દ્વીન્દ્રિયાદિ માટે પણ મૂળસૂત્રથી જાણવું.

ઓગણત્રીશમો આહારદ્વાર–ઉત્પલસ્થ જીવો દ્રવ્યની અપેક્ષાએ અનંત પ્રદેશોવાળા દ્રવ્યોનો આહાર કરે છે. ક્ષેત્રથી અસખ્ય પ્રદેશમાં રહેલનો આહાર કરે છે. પૃથ્વીકાયિકો સૂક્ષ્મ હોવાથી છએ દિશાઓમાંથી પણ આહાર ગ્રહણ કરે છે. પરંતુ ઉત્પલના જીવો બાદર હોવાથી સૂક્ષ્મત્વના અભાવે છએ દિશાઓમાંથી આહાર લે છે.

ત્રીશમો સ્થિતિદ્વાર—ઉત્પલસ્થ જીવો જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દશ હજાર વર્ષની સ્થિતિવાળા છે.

એકત્રીશમો સમુદ્ઘાતદ્વાર—આ જીવોને વેદના, કષાય અને મારણાંતિક સમુદ્ઘાત હોય છે.

બત્રીસમો ચ્યવનદ્વાર—આ જીવો મારણાંતિક સમુદ્‌ઘાતથી સમવહત થઈને પણ મરે છે, અને અસમવહત થઈને પણ મરે છે.

તેત્રીસમો મૂળાદિકોમાં ઉત્પત્તિરૂપ દ્વાર—ઉત્પલસ્થ જીવો પોતાનો ચાલુ ભવ છોડીને એટલે કે ત્યાંથી મરીને ક્યાં ઉત્પન્ન થાય છે ? શું તેઓ નરક ગતિમાં, તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય છે ?

જવાબમાં પ્રભુએ કહ્યું કે, તેઓ દેવગતિમાં કે નરક ગતિમાં ઉત્પન્ન થતા નથી, પરંતુ તિર્યંચ કે મનુષ્ય ગતિમાં જન્મ લે છે.

આ પ્રમાણે તેત્રીસ દ્વારોથી ઉત્પલનો નિર્ણય કર્યા પછી ગૌતમસ્વામી ભગવંતને પૂછે છે કે, હે પ્રભો ! સંસારવર્તી સમસ્ત પ્રાણીઓ, ભૂતો, જીવો અને સત્ત્વો ઉત્પલના મૂળરૂપે, કંદરૂપે, નાલરૂપે, પાનરૂપે, કેશરરૂપે, કર્ણિકારૂપે કે ફળ-ફૂલરૂપે પહેલા કદી પણ ઉત્પન્ન થઈ ચૂક્યા છે ખરા ?

જવાબમાં ભગવંતે કહ્યું, હે ગૌતમ ! સંસારના સમસ્ત જીવો ઉત્પલાદિરૂપે એક વાર બે વાર નહીં પણ અનંતવાર ઉત્પન્ન થઇ ચૂક્યા છે.

સારાંશ કે સંસાર અનંત છે, તેની માયા પણ અનંત છે, જીવ માત્રના ઉપાર્જિત કર્મો પણ અનંત છે, સાથો સાથ કર્મની સત્તા પણ અભેદ્ય તથા અકાટ્ય છે. આ કારણે જ હાથમાં હાથકડી, પગમા બેડી પડેલા મનુષ્યની જેમ જીવાત્મા પણ કર્મ-સત્તાને પરાધીન છે, સર્વથા પરાધીન છે. તેથી અનાદિ કાળના આ સંસારમાં જીવાત્માએ અત્યાર સુધીમાં અસંખ્યાત દ્વીપ અને અસંખ્યાત સમુદ્રનો એક પણ ખુણો (પ્રદેશ), નદી-નાળા કે

ડુંગરાઓનો એક પણ પ્રદેશ–સ્થાન, તથા અધોલોક, તિર્છાલોક કે દેવલોકનો એક ખુણો પણ છોડી શકયો નથી.

માટે હે ગૌતમ! ઉત્પલાદિમાં પણ આ જીવાત્માએ અનંતવાર મુસાફરી કરી છે.

ભગવંતની વાણીથી ગૌત્તમાદિક પ્રસન્ન થયા અને સંયમ સાધનામાં એકાગ્ર બન્યા.

પહેલો ઉદ્દેશો સમાપ્ત



# શતક અગ્યારમું : ઉદ્દેશક—૨

## શાલૂક વનસ્પતિની વક્તવ્યતા

જેમના જીવનનો અણુ અણુ જૈનત્વના રંગથી, અને મહાવ્રતોની આરાધનાથી વ્યાપક બનેલો છે, તે શ્રીમાન ગૌતમ સ્વામીજી, ભગવંતશ્રી મહાવીરસ્વામીને વંદન કરીને કહે છે કે, "હે પ્રભો! સંવર તત્ત્વદ્વારા નવા કર્મોના દ્વાર બંધ કરી, તથા નિર્જરા તત્ત્વ વડે જૂના કર્મોને સમૂળ સમાપ્ત કર્યા પછી કેવળજ્ઞાનના માલિક બનેલા તમે જ આ સંસારના દેવાધિદેવ પરમાત્મા શ્રી અરિહંતદેવ છો.

સદ્વિવેક અને સમ્યક્બુદ્ધિને ધરનારા દેવેન્દ્રો દ્વારા અરિહંતોના જ ચરણો પૂજાયેલા હોય છે. માટે તમે જ કેવળજ્ઞાન સ્વરૂપ બોધિતત્ત્વને પામેલા હોવાથી 'બુદ્ધ' છો

અનંત દુ:ખોથી મુક્ત કરાવી, અવ્યાબાધ સુખને આપનારા હોવાથી તમે જ 'શંકર' છો.

મોક્ષરૂપી મહેલમાં પહોચવા માટે અનન્ય કારણ સ્વરૂપ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપ મોક્ષમાર્ગ દેખાડનારા તમે જ સાચા વિધાતા (બ્રહ્મા) છો

આ કારણોને લઇ સ્પષ્ટ રીત્યા તમને છોડીને બીજો કોઈ પુરૂષોત્તમ નથી જ.

આ પ્રમાણે સ્તવીને ગૌતમસ્વામીએ પૂછ્યું કે, હે પ્રભો! વનસ્પતિ વિશેષ શાલૂક (કમળકંદ) માટેની વક્તવ્યતા શું છે?

જવાબમાં ભગવંતે કહ્યું, હે ગૌતમ! પહેલા ઉદ્દેશામાં ઉત્પલ વિષયક જે કહેવાયું છે તે રીતે સાલૂક માટે પણ જાણવું. વિશેષમાં શાલૂકના શરીરની ઉત્કૃષ્ટ અવગાહના બે ધનુષ્યથી લઈને નવ ધનુષ્ય સુધીની જાણવી. જ્યારે કમળની ઉત્કૃષ્ટ અવગાહના હજાર યોજનથી વધારે હતી. શેષ બધી હકીકત ઉત્પલની જેમ.

બીજો ઉદ્દેશો સમાપ્ત.



# શતક અગ્યારમું : ઉદ્દેશક-૩

## પલાશ માટેની વક્તવ્યતા :

સમવસરણમાં બિરાજિત થયેલા દેવાધિદેવ પ્રભુ મહાવીરસ્વામીને સવિનય વંદના કરી ગૌતમસ્વામીએ સ્તવના કરતાં કહ્યું કે, હે પ્રભો ! પૂરા બ્રહ્માંડના સૌ જીવોને માટે મનોજ, અનંગ, સંકલ્પજ એવો કામદેવ સર્વથા દુર્જેય રહ્યો છે માટે જ શંકર, બ્રહ્મા, વિષ્ણુ આદિ દેવતાઓ અરિહંત ન હોવાના કારણે કામવિજેતા નથી હોતા, કેમ કે-સાધારણ પુરૂષોમાં અને તે દેવોમાં કોઈ પણ જાતની ભેદરેખા દેખાતી નથી. કારણ આપતા કહ્યું કે, કામદેવની નિશાળમાં પ્રવિષ્ટ થયેલા પુરૂષોને જેવી રીતે સ્ત્રીઓનો સહવાસ છે તેવી રીતે તેમનાં જ શાસ્ત્રો પુરાણોમાં શંકર(મહાદેવ)ને પાર્વતી રાણી, બ્રહ્માજીને સાવિત્રી રાણી, વિષ્ણુની લક્ષ્મી રાણી, ઈન્દ્રને ઇન્દ્રાણી, સૂર્યનારાયણને રત્નાદેવી, ચંદ્રને દક્ષાને પુત્રી, બૃહસ્પતિ (બધા દેવોના ગુરુ)ને તારા રાણી, અગ્નિદેવને સ્વાહા રાણી, કામદેવને રતિ તથા શ્રાદ્ધદેવને ધૂમોર્ણાદેવી છે. બીજી રીતે શંકર ભગવાન એક ભીલડીની પાછળ, બ્રહ્માજી જેવા પોતાની પુત્રીની પાછળ, વિષ્ણુજી સત્યભામા, રૂક્મણી આદિની પાછળ, ઇન્દ્ર અહલ્યા તાપસીની પાછળ પાગલ બનીને કામદેવના નિશાળીઆરૂપે જ પ્રસિદ્ધ છે.

માટે હે મહાવીરસ્વામિન્ ! તેઓ કોઈ કાળે પણ ઇશ્વરપદ ધારણ કરવા માટે સમર્થ નથી, માટે સત્યાર્થમાં કામવિજેતા આપશ્રી હોવાથી આપ જ ઇશ્વર છો, પરમાત્મા છો, દેવાધિદેવ છો, સર્વજ્ઞ છો અને તીર્થંકર છો, કેમકે આખાએ સંસારને

ભસ્મસાત્ કરનારા અગ્નિદેવને સમુદ્રનું પાણી શાંત કરી દે છે. તથાપિ વડવાગ્નિ તે સમુદ્રને પણ સ્વાહા કરવાની તાકાત રાખે છે. તેવી રીતે સાધારણ માનવસમૂહના માન્ય દેવોને કામદેવે વશમા કર્યા છે અને કામદેવને આપે વશમાં કર્યો છે. આ પ્રમાણે સ્તવીને ગૌતમે પૂછ્યું કે હે પ્રભો! પલાશ નામની વનસ્પતિ એક જીવવાળી છે? કે અનેક જીવવાળી?

જવાબમાં ભગવતે કહ્યું કે હે કેવળજ્ઞાન કામિન! ગૌતમ! ઉત્પલની તેમ જ પલાશની વક્તવ્યતા સમજવી. વિશેષમાં પલાશની ઉત્કૃષ્ટ અવગાહના બે કોશથી નવ કોશ સુધી (ગવ્યૂતિ પૃથક્ત્વ)ની જાણવી તથા દેવયોનિના દેવોનો પલાશમાં ઉપપાત થતો નથી, યદ્યપિ ઉત્પલ અને પલાશમા વનસ્પતિત્વ એક સમાન હોવા છતા પણ, જાતિની અપેક્ષાએ ઉત્પલની જાતિ ઉત્તમ છે અને પલાશની હીનજાતિ છે. માટે દેવોનો ઉપપાત ઉત્પલાદિ ઉત્તમ વનસ્પતિમા શક્ય છે અને પલાશમાં શક્ય નથી.

કેટલીક વનસ્પતિઓમાં પુણ્યહીનતા હોવાથી ઉત્તમવર્ગના મનુષ્યોને ભોગ્ય નથી. જ્યારે ઉત્તમ વનસ્પતિઓ હીન જાતિવાળા મનુષ્યોને ભોગ્ય બનતી નથી. પુષ્પોમાં પણ હીન જાતિના અમુક પુષ્પો દેવાધિદેવ તીર્થંકરના ચરણોમાં ચડતા નથી અને ઉત્તમ પુષ્પો આસુરી શક્તિસમ્પન્ન દેવોને માટે પણ નથી હોતા.

જાનવરોમાં પણ કૂતરા, બીલાડા, કાગડા, ભુંડ, ગધેડા આદિ હીન જાતિના અર્થાત્ પુણ્યહીન છે અને કબુતરા, ગાય, ભેંસ, હાથી, પોપટ, મોર આદિ ઉત્તમ જાતિના મનાયા છે. માટે જ જૈન વાણી કહે છે કે દેવોના જીવો હીન જાતિના પલાશમાં ઉત્પન્ન થતા નથી.

આ જીવોમાં કૃષ્ણ નીલ અને કાપોત લેશ્યા હોય છે, પણ તેજો લેશ્યા હોતી નથી કારણ બતાવતા ભગવંતે કહ્યું કે તેજોલેશ્યા યુક્ત દેવો વનસ્પતિકાયમા ઉત્પન્ન થાય ત્યારે તેમનામાં તેજોલેશ્યાનો સદ્ભાવ હોય છે પણ પલાશમાં દેવો અવતરતા નથી. માટે જ આ જીવો તેજોલેશ્યાવાળા નથી. ચરાચર જીવોની ગતિ આગતિ પુણ્ય પાપ આદિને જાણનારા ભગવત મહાવીર સ્વામીની વાણી સાંભળીને પ્રસન્ન થયેલા ગૌતમસ્વામી આદિ પોતાના સંયમની સાધનામાં અપ્રમાદી બન્યા.

ત્રીજો ઉદ્દેશક સમાપ્ત

# શતક અગ્યારમું : ઉદ્દેશક–૪

## કુંભક વનસ્પતિની વકતવ્યતા

દયાના મહાસાગર, અહિંસાના પૂર્ણ આરાધક, જગતની શાંતિ માટે સ્યાદ્વાદ સિદ્ધાંતના પ્રચારક તથા કરોડ કરોડ દેવો, દેવેન્દ્રો, અસુરેન્દ્રોથી પૂજિત અને પરિવૃત ભગવંત મહાવીર સ્વામીને સ્તવતાં ગૌતમસ્વામીએ કહ્યું કે, ત્રૈલોકયખ્યાત આપશ્રીનો મહિમા હંમેશાને માટે સો જીવોને અચિંત્ય જ રહ્યો છે. અને મારા માટે તો વિશેષ પ્રકારે, કેમકે તમારો મારો અંતર ક્યારે પૂરાશે? કોણ પૂરશે? કેવી રીતે પૂરાશે? હે પ્રભો!

આપશ્રી પોતે નિર્ગુણ છો, જ્યારે હું સગુણ છું.

આપશ્રી નિષ્ક્રિય છો, જ્યારે હું સક્રિય છું.

આપ નિષ્કર્મા છો, અને હું સકર્મા છું.

તમે નિષ્કલંક છો, હું સકલંક છું.

આપ નિષ્કળ છો, જ્યારે હું સકળ છું.

આપ નિરૂપાધિક છો, જ્યારે હું સોપાધિક છું.

તમે રૂપ વિનાના છો, હું રૂપવાન છું.

તમે બ્રહ્મસ્વરૂપી છો, હું અબ્રહ્મ છું.

તમે વેદ વિનાના છો, હું વેદવાળો છું.

તમે અમલ છો, હું સમલ છું.

આટલા બધા અંતરને આપશ્રી ધ્યાનમાં લો અને હું પણ નિર્ગુણ બનું, નિષ્ક્રિય બનુ, નિષ્કલંક બનું, નિરૂપાધિકત્વ મેળવું, રૂપરહિત બનું, બ્રહ્મરૂપી થાઉં, અવેદી બનું અને કર્મોના મલોનો ક્ષય કરી અમલ બનવા પામું. આ પ્રમાણે ભગવંતની શ્લેષાત્મક સ્તુતિ કર્યા પછી પૂછ્યું કે, હે પ્રભો! કુંભિક વનસ્પતિ એક જીવવાળી છે? કે અનેક જીવવાળી?

જવાબમાં ભગવંતે કહ્યું કે, પલાશની જેમ જ કુંભિક વનસ્પતિ માટે જાણવું કેવળ એમની ઉત્કૃષ્ટ અવગાહના વર્ષ પૃથક્ત્વ એટલે બે વર્ષથી નવ વર્ષની સુધી છે. આ રીતે ભગવંતની વાણીને પ્રમાણભૂત માનીને પ્રસન્ન થયેલા ગૌતમસ્વામીજી ભગવંતની યથાર્થવાદિતા પ્રત્યે શ્રદ્ધાળુ બન્યા.

ચોથો ઉદ્દેશો સમાપ્ત



# શતક અગ્યારમું : ઉદ્દેશક–૫

## નાલિક જીવોની વક્તવ્યતા :

સમવસરણમાં બિરાજમાન, તીર્થંકરપદ શોભિત ભગવંત મહાવીરસ્વામીને વંદન કરી સ્તુતિ કરતાં ગૌતમસ્વામીએ કહ્યું કે, "આધિ–વ્યાધિ અને ઉપાધિરૂપ દાવાનળથી દગ્ધ થયેલા પ્રાણીઓને માટે મેઘના નીર જેવા દેવાધિદેવ ભગવંતને અમે નમીએ છીએ."

"સંસારની માયાને સેવનારા જીવાત્માની ચારે બાજુ ઉત્પન્ન થયેલી મોહકર્મરૂપી ધૂળને નાશ કરવામા પવનની જેવા આપશ્રીને અમે મન–વચન અને કાયાથી ભાવપૂર્વક સ્તવીએ છીએ."

"સંસારની માયારૂપી પૃથ્વીના પેટાલને ફોડવા માટે હળની જેવા, પતિતપાવન, ભગવંતને અમે અમારા શ્વાસોશ્વાસે લાખોવાર સ્મરીએ છીએ."

"કલ્પાંતકાળના વાવાઝોડાથી પણ ચલાયમાન નહીં થનારા માટે જ મેરૂપર્વતની જેવા ધીર-ગંભીર જિનેશ્વરદેવોને અમે ત્રિકાળ પ્રણમીએ છીએ."

સર્વશ્રેષ્ઠ ધ્યાનની પ્રક્રિયારૂપી તાપવડે સૂર્યની જેમ, અનંતકાળના ઉપાર્જન કરેલા કર્મોના વિપાકરૂપી કાદવને જે

વર્ધમાનસ્વામીએ મૂકવી દીધા છે, તે સર્વજ્ઞ સર્વદર્શી અરિહંત પરમાત્માઓ સૌ જીવોનું કલ્યાણ કરવા માટે થાઓ."

આ પ્રમાણે ભાવસ્તવના કરીને ગૌતમસ્વામીએ પૂછયું કે, હે પ્રભો! નાલિક નામની વનસ્પતિ શું એક જીવવાળી છે? અથવા અનેક જીવવાળી?

જવાબમાં ભગવતે કહ્યું કે, હે ગૌતમ! ચોથા ઉદ્દેશામાં કુંભિકસ્થ જીવોને માટે જે કહેવાયું છે, તે પ્રમાણે નાલિક વનસ્પતિ માટે પણ જાણવું. અને પર્ષદા પ્રસન્ન થઈ.

પાંચમો ઉદ્દેશો સમાપ્ત



# શતક અગિયારમું : ઉદ્દેશક-૬

## પદ્મ સંબંધી વક્તવ્યતા :

સમવસરણમાં બિરાજમાન થયેલા, ત્રિલોકીનાથ ભગવાન મહાવીરસ્વામીને દ્રવ્ય અને ભાવથી નમસ્કાર કરતાં ગૌતમ-સ્વામીએ નીચે પ્રમાણે સ્તવના કરી....

'હે પ્રભો! તમારા શરણને સ્વીકાર કરનારા જીવોનાં શુભ કર્મોને કરનારા હોવાથી તમે જ બ્રહ્મા છો. જન્મ-જરા અને મૃત્યુના ચક્રાવામાંથી સૌ જીવોને બચાવવામા વિષ્ણુ જેવા છો.'

તથા 'પાપી-કામી તથા લોભી માણસોનાં અશુભ કર્મોને ખંખેરી નખાવવામાં શંકર જેવા હે નાથ! તમે મારા કર્મોને પણ હણનારા થાઓ, જન્મ-જરા અને મૃત્યુથી ભયગ્રસ્ત બનેલા સંસારના પ્રાણી માત્રને દુઃખી જોઈને હે કરુણાસાગર! તમે રાજપાટનો ત્યાગ કર્યો, તથા જીવ માત્રને સુખી બનાવવાને માટે પરિષહોને સહન કર્યાં. ત્યાર પછી કેવળજ્ઞાનના માલિક બનેલા હે દયાળુદેવ! તમે અમને કેવળજ્ઞાન દેવાવાળા થાઓ."

નિષ્કારણ વૈરી બનેલો અધમાધમ સંગમદેવ જ્યારે આપ-શ્રીને અસહ્ય ઉપસર્ગો કરી રહ્યો હતો તે સમયે તમારા આત્માના પ્રદેશોમાં અનાદિકાળથી, સત્તાના સ્થાનને જમાવી બેઠેલો ક્રોધ પોતામા જ ધમધમી રહ્યો હતો, અને જાણે! કહેતો હોય છે કે, અનાદિકાળના મારા માલિક આ વર્ધમાનસ્વામી મને થોડા પણ ઈશારો કરે તો આંખના પલકારે આ અધમાધમ

દેવના હાડ કે હાડકા ખોખરા કરી નાખું; પરંતુ સંસારના અદ્વિતીય યોદ્ધા જેવા હે મહાવીર સ્વામિન્! તમે જીવલેણ હુમલા કરનાર સંગમદેવ પ્રત્યે દયાભાવ લાવનારા બન્યા, અને અંતરંગ શત્રુ એવા ક્રોધભૂતને મારી મારીને સમૂળ નાશ કર્યો. સમતાધર્મની ચરમ સીમાએ પહોચેલા એવા હે મારા નાથ! તમે મારા ભવોભવને માટે સાર્થવાહ જેવા બનીને એવી શક્તિ મને પણ આપો, એવી મારી સવિનય પ્રાર્થના છે.

અને પ્રશ્ન પૂછતાં કહ્યું કે હે પ્રભો! પદ્મનામક વનસ્પતિમાં એક જીવ છે કે અનેક?

જવાબમાં ભગવંતે કહ્યું કે હે ગૌતમ! ઉત્પલના વિષયની જેમ આ પદ્મ માટે પણ જાણવું. અને ગૌતમ આદિ પોતાના સંયમમાં સાવધાન બન્યા.

છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત



# શતક અગ્યારમું : ઉદ્દેશક–૭

## કર્ણિકા વનસ્પતિ માટેની વક્તવ્યતા

સિંહ લંછન લાંછિત, કેવળજ્ઞાનથી ઝળહળતા, સર્વ શ્રેષ્ઠ પરમાત્મા, યથાર્થવાદી, સંયમોપદેષ્ટા, સમવસરણસ્થ ભગવંત મહાવીરસ્વામીને વંદના કરીને, ગૌતમસ્વામીજીએ આ પ્રમાણે ભગવંતને સ્તવ્યા

'હે પ્રભો! ક્ષાત્રતેજે ઝળહળતા, ત્રિશલા મહારાણીના પુત્ર, સિદ્ધાર્થરાજાના નંદન, જ્ઞાતવંશ જેવા ઉત્તમોત્તમ ખાનદાનના રત્ન, સુવર્ણસમાન કંચનકાય, ઋષભનારાચ સંઘયણના ધારક, સમચતુરસ્રસંસ્થાનથી દેદીપ્યમાન, શરીરથી કોમળ અને આત્મશક્તિથી વજ્ર જેવા આપશ્રી મારા પ્રત્યેક શ્વાસોશ્વાસમાં સ્મૃતિરૂપે પધારો '

લોભીઓને લોભરૂપી રાક્ષસથી મૂકાવનારા, કામીઓને કામરૂપી ગુંડાથી બચાવનારા, ક્રોધીઓને ક્રોધરૂપી ચંડાલથી રક્ષણ આપનારા, માયારૂપી નાગણના ઝેરથી નાશ પામેલા માણસોને દેશનારૂપી અમૃત પીવડાવનારા, હે જગદુદ્ધારક! હે નાથ! તમે મારા કષાયો(અંતરંગ શત્રુઓ)ને દૂર કરાવનારાઓ થાઓ. હે યથાર્થવાદિન્! ભગવાન્! અમે તમારા યથાર્થવાદને સત્કારીએ છીએ અને શ્રદ્ધાપૂર્વક આત્મસાત્ કરીએ છીએ, તો પણ એટલું તો જરૂર કહીશું કે આપશ્રીના યથાર્થવાદને સમજવા માટે માયાવાદ, શૂન્યવાદ, પ્રકૃતિ, પુરૂષવાદ, જૈમિનીનો વૈદિક હિંસાવાદ, ચાર્વાકનો નાસ્તિકવાદ, તથા અનીશ્વરવાદીનો ઈશ્વર

નિરાકરણવાદ આદિ વાદોની પરંપરાને જાણ્યા પછી જ તમારા યથાર્થવાદનું સત્યાર્થરૂપે દર્શન અમે કરી શકયા છીએ.

આવી રીતે સ્તવના કરીને ગૌતમસ્વામીએ પૂછયુ કે, હે પ્રભો! કર્ણિકા વનસ્પતિ માટે આપશ્રી શું કહો છો?

જવાબમા ભગવંતે કહ્યું કે ઉત્પલસ્થ જીવોની જેમ આના માટે પણ સમજી લેવું.

એટલે કે ૩૩ દ્વારોથી જે પ્રમાણે ઉત્પલ માટે કહેવાયુ છે તે પ્રમાણે જ કર્ણિકા માટે જાણવું.

ભગવંતની વાણી સાંભળીને ગૌતમસ્વામીએ કહ્યું કે સત્ય છે; અરિહંતોની વાણી સર્વથા સત્ય છે, યથાર્થ છે.

સાતમો ઉદ્દેશો સમાપ્ત



# શતક અગ્યારમું : ઉદ્દેશક–૮

## નલિન વનસ્પતિ માટેની વક્તવ્યતા :

દેવાધિદેવત્વને પ્રાપ્ત થયેલા માટે જ સમવસરણમાં બિરાજમાન આ ચાલુ અવસર્પિણી કાળના ચરમ તીર્થંકર ભગવંત મહાવીરસ્વામીના અનન્ય અંતેવાસી ગૌતમસ્વામીએ દેવાર્ય મહાવીરસ્વામીને સાદર વંદના કરતાં કહ્યું કે, હે પ્રભો ! અનંત જ્ઞાન અને અનંત દર્શનને પામેલા આપ શ્રીમંતના મુખેથી પ્રસારિત થયેલી વાણી જ વિષય અને કષાયના તાપમાં તપાઈ ગયેલા જગત જીવોને સમાધિ અને શાંતિ આપનારી છે, આનંદ તથા મંગળ દેનારી છે, ઋદ્ધિ અને સમૃદ્ધિને કરાવનારી છે જેમ વૈશાખ અને જેઠ મહિનાના સૂર્યના તાપથી તપાઈ ગયેલા માનવોને અષાઢ મહિનાની મેઘધારાઓ શું ઠંડક નથી આપતી ? એજ પ્રમાણે પોતાના દુઃખોથી દુઃખિત થયેલા, અપરાધોથી અપરાધિત બનેલા, કષાયોથી કષાયિત થયેલા, અને વિષયોથી વિષણ્ણ થયેલા સંસારના જીવોને હે પ્રભો ! તમારી વાણી સિવાય બીજું એક પણ આલંબન નથી જ.

ત્યારે જ પ્રતિદિવસ સાત સાત માણસોની હત્યા કરનારો અર્જુનમાળી, ચાર મહાહત્યા કરનારો દઢપ્રહારી, વિષય વાસનામાં લંપટ બનીને લોહી લુહાણ થયેલ ચિલાતીપુત્ર, નરકભૂમિની યોગ્યતાવાળા ચંડકૌશિક આદિનું શમન, તથા પાપી, કામી, પતિત, દલિત આદિ અગણિત પ્રાણીઓનો ઉદ્ધાર કરનાર આપની વાણી જ છે.

હે પ્રભો ! તમારા શાસન પ્રત્યે દ્વેષ ઇર્ષા આદિને રાખનારા બીજા વાદીઓ પોતાના નામની પાછળ ગમે તેવા વિશેષણો ભલે લગાડી લેશે, તો પણ તમારી યથાર્થ વાદિતાનું ઉલ્લંઘન કરવાની શક્તિ કોઈની પાસે પણ નથી કેમકે યથા સ્વરૂપ પદાર્થનો યથાર્થ નિર્ણય તમે જે પ્રકારે કર્યો છે અને કરો છો, તે બીજે ક્યાંય પણ જોવા મળતો નથી.

આવી રીતે સ્તવના કરીને ગૌતમસ્વામીએ પૂછ્યું કે હે પ્રભો ! વનસ્પતિ વિશેષ 'નલિન' શું એક જીવ વાળી છે કે અનેક જીવવાળી ?

જવાબમા ભગવંતે કહ્યું કે ઉત્પલ માટે જે વક્તવ્યતા છે તે નલિન માટે પણ સમજવી. યાવત્ સંસારવર્તી જીવમાત્ર ત્યાં અનંતવાર ઉત્પન્ન થયો છે, અને ચ્યવ્યો છે. ભગવંતની વાણીથી પ્રસન્ન થયેલા ગૌતમસ્વામીએ વારવાર વંદના કરી અને સમાધિસ્થ થયાં

આઠમો ઉદ્દેશો સમાપ્ત.



# શતક અગિયારમું : ઉદ્દેશક-૯

## શિવરાજ ઋષિની વક્તવ્યતા

તે કાળે તે સમયે હસ્તિનાપુર નામનું નગર હતુ તેની બહાર ઈશાન દિશામાં સહસ્રામ્રવન નામે ઉદ્યાન હતું, જે વસંત, હેમન્ત, ગ્રીષ્મ આદિ ઋતુઓના ફૂલો અને ફળોથી સંપન્ન હતુ. માટે નંદનવન કરતા પણ વધારે સુંદર હતું. શીતલ અને સુગંધી હવાથી સૌના મન પ્રસન્ન કરતું, તે ઉદ્યાન કંટકાદિ ઉપદ્રવોથી સર્વથા રહિત હતું

તે નગરમાં હિમાચલ પર્વતની જેમ શિવરાજા નામે રાજા હતો, મલયાચલ અને સુમેરૂ પર્વતની જેવી તેની શક્તિ હતી, ધારિણી નામે પટ્ટરાણી હતી, હાથપગના કોમળ તળીયાવાળી તે રાણીને શિવભદ્ર નામે રાજકુંવર હતો, તે કુવર શરીરથી કોમળ. ઉત્તમ લક્ષણોથી યુક્ત હતો. જેમ જેમ ઉમર વધતી ગઈ તેમ તેમ તેનુ મન રાષ્ટ્રનું નિરીક્ષણ કરવામાં, પૂજાનુ ધ્યાન રાખવામાં દેશની આબાદી વધારવામા કેન્દ્રિત થતુ ગયુ, માટે પ્રજાને અતિપ્રિય તે કુમાર શાસ્ત્ર અને શસ્ત્રવિદ્યામાં પારંગત થયો.

એકદા શિવરાજાને રાત્રિના સમયમાં પોતાના રાજ્યની ચિંતા કરતાં એવા ભાવ જાગ્યા કે, મારા પૂર્વભવીય પુણ્ય કર્મોને લઈ મને રાજ્યઋદ્ધિ, પુત્રપરિવાર આદિ મળ્યા છે, તેમજ તેમાં વૃદ્ધિ પણ થતી રહી છે આ બધું જે ભોગવાઈ રહ્યું છે, તે પાપકર્મોની માફક વિજળીના ચમકારા જેવુ છે, યુવાવસ્થા નદીના પ્રવાહ જેવી છે, કુટુંબ કબીલા આખના પલકારાની જેમ

ક્ષણસ્થાયી છે, કાયા સંધ્યાના રંગ જેવી છે. માટે આ બધા ભૌતિક માટે જ ચંચલ પદાર્થો મારા પુણ્યની સાથે સમાપ્ત થાય તે શું ઇચ્છવાયોગ્ય છે? કે મળેલી પુણ્યસામગ્રી દ્વારા આત્મહિત સાધવુ વ્યાજબી છે? આ પ્રમાણે વિચાર કરતાં રાજાને એક જ વસ્તુ સમજાઈ કે આકાશના રંગ જેવા મારા પુણ્ય કર્મો, યુવાવસ્થા, પુત્રપરિવાર, મારા શરીરના રૂપરંગ, મારી સાથે વિશ્વાસઘાત કરીને મને રોવડાવે તે પહેલાં જ હું ધર્મધ્યાનમાં સ્થિર થઈને આત્મહિત સાધી લઉં તથા રાજકુમારનો રાજ્યાભિષેક કરીને શ્રમણોને યોગ્ય લોઢાની લોઢી, લોઢાની કડાઈઓ, ચમચા આદિ પાત્રોને તૈયાર કરાવી લઉ અને વાનપ્રસ્થ તાપસો જ્યાં રહે છે ત્યાં જઈને હુ પણ તાપસધર્મ સ્વીકારી ત્યા રહું.

તાપસોના ભેદો નીચે પ્રમાણે છે:—

होत्रिक–અગ્નિહોમ (હવન) કરનારા.

पोत्रिक–વસ્ત્રધારી તાપસો

कौत्रिक–ભુમિ પર શયન કરનારા તાપસો.

यज्ञकी—યજ્ઞ-યાગ કરી જીવન પાવન કરનારા.

श्राद्धकी–શ્રાદ્ધ ધર્મને શ્રેષ્ઠ માનનારા.

स्थलकी–ભોજનપાત્રને ધરનારા

कुंडिकाधारी–કમંડળને રાખનારા.

दंतोलूखलिक–દાંત વડે ચાવીને ફળોને ખાનારા.

उन्मज्जक–પાણી ઉપર તરીને સ્નાન કરનારા.

समज्जक–વારંવાર પાણી ઉપર તરીને સ્નાન કરનારા.

निमज्जक-પાણીમાં થોડીવાર ડુબકી મારી સ્નાન કરનારા.

सप्रक्षालक-પહેલા માટી ચોળે પછી સ્નાન કરનારા.

उर्ध्वकंडूयक-નાભી ઉપરના અંગોને ખજવાળનારા.

अध.कडूयक-નાભી નીચેના અંગોને ખજવાળનારા.

दक्षिणकूलक-પૂર્વ દિશા તરફ વહેતી ગંગા નદીના દક્ષિણ કિનારે રહેનારા.

उत्तरकूलक—ગંગા નદીના ઉત્તર કિનારે રહેનારા.

शखध्मायक-શંખ વગાડીને ભોજન કરનારા

कूलध्मायक-નદી કિનારે શબ્દ કરી ભોજન કરનારા.

मृगलुब्धक-મૃગના માસનું ભોજન કરનારા.

हस्तितापस-હાથીના માંસનું ભોજન કરનારા

जलक्लिन्नगात्र-જળ સ્નાન વડે સદૈવ ભીના કપડા પહેરનારા.

अबुवासस्-નગ્નાવસ્થામાં પાણીમાં બેસી રહેનારા.

वल्कलवासस्-વલ્કલ પહેરનારા

चलवासस्-કંથાને ધરનારા.

अ बुभक्षिणो-કેવળ પાણી જ પીનારા.

वायुभक्षी-માત્ર વાયુનો જ આહાર કરનારા.

शेवालभक्षी-શેવાલનો આહાર કરનારા

मूलाहारी-માત્ર મૂળનો જ આહાર કરનારા.

कदाहारी-સૂરણ-કંદને ખાનારા.

पत्ताहारी-પાંદડાનો જ આહાર કરનારા.

पुप्फाहारी-માત્ર પુષ્પોના ભોજક.

तयाहारी-છાલનો આહાર કરનારા.

फलाहारी-ફળોને ખાનારા

बीजाहारी-કેવળ બીજ ભોજક

જીર્ણભૂત થયેલા કંદ, ફળ, પત્ર, પુષ્પને ખાનારા, દંડને ઊંચો રાખી ચાલનારા, વૃક્ષોનાં મૂળમાં બેસનારા, મંડળાકારે નિવાસ કરનારા, જંગલમાં રહેનારા, પાણીથી દિશાઓનું સિંચન કરી ફળફળાદિનો આહાર કરનારા ઇત્યાદિક તાપસો ગંગા નદીના તટે રહેતા હતાં. તે બધા સુર્યના તડકામા પંચાગ્નિ આતાપના કરનારા હતાં. આ પ્રમાણે આતાપનાનું સેવન કરીને ચણા સેકવાનાં પાત્રમાં શેકાતા ચણાની જેમ તથા કાષ્ઠના અગ્નિમા પકાવવામાં આવતી વસ્તુની જેમ પોતાના શરીરને આતાપના-જન્ય પીડા આપનારા હતા.

આ બધા તાપસોમાંથી જે દિશાપ્રોક્ષી તાપસ છે, તેમની પાસે જઇને મુંડિત થાઉં અને દિશા પ્રોક્ષક તાપસ રૂપ પ્રવ્રજ્યાને અંગીકાર કરૂં અને પ્રવ્રજિત થઇ હું આવા પ્રકારનો અભિગ્રહ ધારણ કરીશ "મારે નિરંતર છઠ્ઠને પારણે છઠ્ઠની તપશ્ચર્યા કરવી અને પારણાના દિવસે પૂર્વાદિ કોઇપણ એક દિશામાથી જેટલાં ફળાદિક મળે તેનાથી પારણુ કરવુ" આ વ્રતને દિશ ચક્રવાલ કહે છે. એક પારણામાં પૂર્વ દિશા તરફથી, બીજા પારણામાં દક્ષિણ આદિ ગમે તે દિશામાંથી લાવેલા ફળોનું પારણું કરવુ. આ તપ કરનારે બંને હાથ ઉચા રાખીને ઉભા રહેવું પડે છે. આ પ્રમાણે શિવરાજાએ સંકલ્પ કર્યો.

બીજા દિવસના પ્રાત.કાળે તાપસધર્મને યોગ્ય પાત્રો, ચમચાઓ, તાંબાનું કમંડળ વગેરે તૈયાર કરાવ્યા પછી

પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું, હે દેવાનુપ્રિયો! તમે યથાશીઘ્ર હસ્તિનાપુર ગામને બધી રીતે સાફસૂફ કરાવો, શણગારો, આ પ્રમાણેની રાજાજીની આજ્ઞા મેળવ્યા પછી કૌટુંબિક પુરૂષોએ નગરના રસ્તાઓ પર પાણી છંટકાવ્યું અને ધ્વજા પતાકા આદિથી નગરને સારી રીતે શણગારી રાજાને ખબર આપ્યા.

રાજા તરફથી પુનઃ રાજસેવકોને આજ્ઞા આપવામાં આવી કે તમે રાજ્યાભિષેકને શોભે તેવા પ્રકારની બધી સામગ્રી ભેગી કરો, અને તત્કાળ બધી સામગ્રી એકત્ર કરવામાં આવી, ત્યારપછી શિવરાજાએ અનેક ગણનાયક, દંડનાયક, રાજેશ્વર, તલવર, માંડલિક, કૌટુંબિક, મંત્રી, મહામંત્રી, ગણક, દૌવારિક, અમાત્ય, ચેટ, પીઠમર્દક, શ્રેષ્ઠી, સેનાપતિ, દૂત, સન્ધિપાલ આદિથી પરિવૃત થઇને શિવભદ્રકુમારને પૂર્વાભિમુખે સિંહાસન પર બેસાડવામા આવ્યો. ત્યારપછી ઘણી જાતના સુવર્ણ કળશો વડે મોટા આડંબર યુક્ત સ્નાન કરાવ્યું. યાવત અમૂલ્ય આભૂષણોથી સુશોભિત કર્યો અને આશીર્વાદ આપ્યો. 'હે નન્દ! તું શત્રુપક્ષ પર વિજય મેળવજે. દેવોની વચ્ચે જેમ ઇન્દ્ર શોભે તેમ તુ સ્વજનોની વચ્ચે શોભાયમાન થજે.' 'તારાઓમાં ચંદ્રની જેમ, નાગોમાં ધરણની જેમ, મનુષ્યોમાં ભરતની જેમ, તું દેદીપ્યમાન બનજે અને અનેક વર્ષો સુધી રાજ્યસુખ સંસારસુખનો ભોક્તા બનીને દીર્ઘાયુ થજે' આવા મંગળ વચનોથી શોભતા શિવભદ્ર નામના રાજા હસ્તિનાપુર નગરની રાજગાદી પર રાજ્ય કરી રહ્યા છે.

ત્યારપછી તિથિ, નક્ષત્ર, કરણ, યોગ, લગ્ન અને નવમાંશનો અનુકૂળ સમય આવ્યો ત્યારે શિવરાજાએ પોતાના મિત્ર,

સ્વજન, જ્ઞાતિ, આદિના માનવોને આમંત્રણ આપે છે, અને વિપુલ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ આદિ પદાર્થો વડે તેમનું સ્વાગત કરે છે સ્વાગત કરીને પોતાના આત્મીયો પાસે તાપસધર્મ સ્વીકારવા માટેની અનુમતિ માંગે છે અને સ્વજનો અનુમતિ આપે છે અને તે રાજા પહેલાથી તૈયાર કરાવેલા કડાઈ, કડછી, તાંબાનું કમંડળ આદિ લઇને ગંગાતટ-વાસી વાનપ્રસ્થ તાપસો પાસે પહોચી ગયો. મુંડિત થઇને, દિશા પ્રોક્ષક તાપસ દીક્ષા અંગીકાર કરે છે અને આ પ્રમાણે અભિગ્રહ ધારણ કરે છે : "હું આજથી જીવનપર્યંત છઠ્ઠના પારણે છઠ્ઠની તપશ્ચર્યા દરમ્યાન બન્ને હાથ ઉંચા રાખીને આતાપના લઈશ અને પારણાના દિવસે અમુક દિશામાથી મળેલા ફળાદિકથી પારણું કરીશ."

આ રીતે શિવરાજર્ષિએ દિશાચક્રવાલ નામના તપનો પ્રારંભ કર્યો, અને પ્રથમ છઠ્ઠ (બે દિવસની તપશ્ચર્યા) પૂર્ણ થયે છતે આતાપના ભૂમિ પરથી નીચે ઉતર્યા, વલ્કલ વસ્ત્રનું પરિધાન કર્યું, અને પોતાની ઝૂંપડીમાં આવ્યા. આવીને વાંસની સળીયો-માથી બનાવેલુ 'કિઢિન' નામનું પાત્ર વિશેષ લીધું, તથા પૂર્વ દિશા તરફ ફળો શોધવા માટે નીકળી પડ્યા, અને તે દિશાના લોકપાલ સોમદેવને આ પ્રમાણે પ્રાર્થના કરી.

"પૂર્વ દિશાના અધિપતિ હે સોમ! ધર્મસાધનામા પ્રવૃત્ત થયેલા એવા આ શિવરાજર્ષિનું સંરક્ષણ કરજો"

"હે લોકપાલ! તમારાથી સુરક્ષિત આ પૂર્વ દિશામાથી જે કંઈ કંદ, મૂળ, છાલ, પાન, ફળ, બીજ અને લીલી વનસ્પતિ મળી શકે તે માટે આપ મને આજ્ઞા આપો."

આ પ્રમાણે પ્રાર્થના કરી તે ઋષિ પૂર્વ દિશા તરફ આગળ વધ્યા, અને જે કંઈ મળ્યું તે વાંસપાત્રમાં નાખી લીધા. ત્યાર પછી હવનને યોગ્ય દર્ભ, કુશ આદિ લીધા અને ઝુંપડીમાં આવ્યો, વાંસપાત્ર એક બાજુ મૂક્યું. ત્યાર પછી યજ્ઞવેદીને વાળી ઝુડીને સાફ કરી, તથા લીંપી પોતીને હવન કરવા યોગ્ય બનાવી. પછી ગંગા નદીના પ્રવાહમા ઉતર્યો, ડુબકી મારી, જલક્રીડા કરી આમ તેમ તર્યો, અને માથા ઉપર પાણી નાખ્યું, આચમન કર્યું દેવતાઓને તથા પિતૃઓને જલાંજલી આપી પાણીમાંથી બહાર નીકળ્યો અને યજ્ઞવેદિકામાં અગ્નિને પ્રજ્વલિત કર્યો, જેમા લાકડા, સમિધોને હોમ્યા. પછી અગ્નિની દક્ષિણ દિશા તરફ નીચેની સાત વસ્તુઓને મૂકી.

૧. સકથા-ઉપકરણ વિશેષ
૨. વલ્કલ-વૃક્ષની છાલના વસ્ત્રો.
૩. જ્યોતિસ્થાન-દીપપાત્ર
૪. શય્યાના ઉપકરણ
૫. કમંડળ
૬. કાષ્ઠનિર્મિત દંડ

ઉપર પ્રમાણેની છએ વસ્તુઓને ગોઠવીને સાતમો પોતે પણ બેસી ગયો. ત્યાર પછી મધ, ઘી અને તાંદુલની અગ્નિમાં આહુતિ આપી, અને હોમાઈ ગયેલી વસ્તુઓથી ચરૂ તૈયાર કર્યો. (ચરૂ એટલે પાત્ર વિશેષ) આ પાત્રમાં પકાવેલા દ્રવ્યને, વૈશ્વદેવને એટલે કાગડાદિને અન્નપ્રદાન કર્યું. પછી અતિથિને જમાડ્યા. ત્યારબાદ પોતે ભોજન કર્યું. આ પ્રમાણે આગળ વધતા

છઠ્ઠ તપશ્ચર્યાના પારણે જુદી જુદી દિશાઓમાં જાય છે. વિધિ ઉપર પ્રમાણે

આ પ્રમાણે દિશાચક્રવાલ તપની આરાધનામાં નિરંતર આતાપના લેતાં આરાધના કરે છે સ્વભાવમાં સરળતા, નમ્રતા આદિ ગુણો હોવાથી અવધિજ્ઞાનાવરણી કર્મનો ક્ષયોપશમ થયે છતે, ઈહા–આપોહ–માર્ગણ અને ગવેષણા કરતાં તે ઋષિને વિભંગજ્ઞાન ઉત્પન્ન થયું. જે સાત દ્વીપ અને સાત સમુદ્ર સુધીની મર્યાદાવાળુ હોવાથી ઋષિજીને ૧૪ રજ્જુ (પૂગબ્રહ્માંડ)માં સાત જ દ્વીપ છે અને સાત જ સમુદ્ર છે, એટલું જ વિભંગજ્ઞાન થવાથી પોતે સમજી બેઠા કે, સંસાર આટલો જ છે, જે મારા જ્ઞાનમા અવભાસિત છે. ત્યાર પછી આતપના ભૂમિથી નીચે ઉતરીને વલ્કલ પહેર્યો અને પોતાની ઝુંપડીમાં આવ્યા, આવીને પોતાના બધાએ ઉપકરણો લઈને હસ્તિનાપુર નગરમાં જ્યાં તાપસોના આશ્રય હતાં ત્યાં આવ્યા, અને ત્યાંના સૌની વચ્ચે શિવરાજર્ષિએ કહ્યું કે મને બ્રહ્મજ્ઞાન થયું છે, જેનાથી હું કહુ છું કે સાત દ્વીપ અને સાત સમુદ્ર જ સંસાર છે. તે સિવાય એકે દ્વીપ અને સમુદ્ર નથી જ. તે દ્વીપોને અને સમુદ્રોને હું પ્રત્યક્ષ જોઈ રહ્યો છું, અને તે જ્ઞાનનું વર્ણન હું બીજાને સંભળાવી શકું છું, આવી રીતનું અતિશય સમ્પન્ન જ્ઞાન અને દર્શન મને ઉત્પન્ન થયું છે.

શિવરાજર્ષીની આ વાત સાંભળીને હસ્તિનાપુરના લોકો પરસ્પર આ પ્રમાણે વાતો અને ચર્ચા કરતાં થયા કે "ઋષિજીનું આ કથન આપણે સત્ય શી રીતે માની શકીએ ? કેમકે કથનમાં કોઈ યુક્તિ નથી–પ્રયુક્તિ નથી." આવી રીતે ગામના લોકો જે સમયે ચર્ચા–વિચારણા કરી રહ્યાં હતાં તેવા સમયે જ "અનંત

સંસારમાં અસંખ્યાત દ્વીપસમુદ્રોને પોતાના અનંત જ્ઞાન વડે પ્રત્યક્ષ કરનારા દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામી પોતાના ૧૪ હજાર ઉત્કૃષ્ટ મુનિઓ, ૩૬ હજાર સાધ્વીઓથી પરિવૃત થયેલા અને ગ્રામાનુગ્રામ પરિભ્રમણ કરતા જગજ્જીવોના કલ્યાણાર્થે, હસ્તિનાપુર પધાર્યા અને ગામના લોકો ભગવંતને વંદના તથા ધર્મોપદેશ સાંભળવાને માટે સમવસરણમાં આવ્યા. તેવા સમયે મહાવીરસ્વામીના મોટા શિષ્ય ઈન્દ્રભૂતિ ગૌતમ ગણધર ભગવંતની આજ્ઞા લઇને ગોચરી માટે નીકળ્યા, અને ગામના લોકોથી શિવરાજર્ષિની વાતો સાંભળીને ગૌતમસ્વામીજી પણ સમવસરણમાં આવ્યા, અને શંકાનિવારણાર્થે ભગવંતને પૂછ્યું કે, હે પ્રભો! શિવરાજર્ષિ સંસારમાં સાત દ્વીપ અને સમુદ્રોની પ્રતિપાદના કરે છે. આ વિષયમા આપશ્રીનું મંતવ્ય શું છે? શું સાત જ દ્વીપો છે? અને સમુદ્રો પણ સાત જ છે?

જવાબમા ભગવતે કહ્યું કે હે ગૌતમ! શિવરાજર્ષિનું આ મંતવ્ય સત્ય નથી, પણ મિથ્યા છે આ વિષયમાં હું તો એમ કહું છું કે અસંખ્યાત દ્વીપો અને અસખ્યાત સમુદ્રો છે

હે ગૌતમ! આ લોકાકાશમા જમ્બૂદ્વીપ આદિ દ્વીપો અને લવણ સમુદ્રાદિ જે સમુદ્રો છે તે સંસ્થાન(આકાર)ની અપેક્ષાએ એક સરખા છે, અર્થાત્ ચુડીના આકારના છે પરંતુ વિસ્તારની અપેક્ષાએ અનેક પ્રકારના છે કેમકે સૌનો બમણો-બમણો વિસ્તાર છે, દ્વીપ કરતા સમુદ્ર, અને સમુદ્ર કરતાં દ્વીપ બમણા વિસ્તારવાળા હોય છે.

આ રીતે જીવાભિગમ સૂત્રમાં કહ્યું તે પ્રમાણે સ્વયંભૂરમણ સમુદ્ર સુધીમાં અસંખ્યાત દ્વીપ અને સમુદ્રનું અસ્તિત્વ છે.

હે પ્રભો ! જમ્બૂદ્વીપમાં વર્ણસહિત-વર્ણરહિત, ગંધસહિત-ગંધરહિત, રસસહિત-રસરહિત અને સ્પર્શસહિત-સ્પર્શરહિત દ્રવ્યો પણ પરસ્પર ગાઢ શ્લેષથી સંબદ્ધ થઇને તથા સ્પૃષ્ટ થઇને રહેલા હોય છે ? યાવત્ શબ્દથી અન્યોન્યાવગાઢાનિ, અન્યોન્ય સ્નેહપ્રતિબદ્ધાનિ, અને અન્યોન્ય સમભર શબ્દોનો સંગ્રહ સમજવો.

અન્યોન્યાવગાઢ-એટલે પરસ્પર ઐક્યભાવથીયુક્ત થઈને રહેવું. અન્યોન્ય સ્નેહ પ્રતિબદ્ધ-એટલે સ્નિગ્ધતા( ચિકાસ )ના ગુણોને લઇને પરસ્પર સંબદ્ધ થઇને રહેવું.

પ્રશ્નનો સારાંશ આ છે કે, જેમ ઘડામાં ભરેલું પાણી તે ઘડામા સંપૂર્ણરૂપે ભરેલુ રહે છે, પણ વિષમરૂપે ભરેલું રહેતું નથી. અર્થાત્ ઘડાના સર્વ દેશોમાં વ્યાપેલુ હોય છે, એ જ પ્રમાણે જીવ પુદ્ગલાદિક પદાર્થો પણ આ જંબુદ્વીપમાં સંપૂર્ણ-રૂપે ભરેલા હોય છે ?

જવાબમાં ભગવંતે કહ્યું કે હે ગૌતમ ! જંબૂદ્વીપમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા પૌદ્ગલિક પદાર્થો તથા તે વિનાના ધર્માસ્તિકાયિકાદિ પદાર્થો પરસ્પર સંબદ્ધ, સ્પૃષ્ટ અને સમભર ઘટરૂપે રહે છે. આ જ રીતે લવણ સમુદ્ર તથા ધાતકી ખંડથી લઈ ઠેઠ સ્વયંભૂરમણ સમુદ્ર સુધી આ બન્ને દ્રવ્યોની વિદ્યમાનતા જાણવી. અન્યોન્ય સ્પૃષ્ટ થઇને રહેલા હોવા છતા પણ તેઓ પોતપોતાનો સ્વભાવ છોડતા નથી.

આ પ્રમાણે ગૌતમસ્વામી અને મહાવીર પ્રભુની વચ્ચે જે પ્રશ્નોત્તરો થયા તે સમવસરણમાં બેઠેલી વિશાળ જનતાએ સાભળ્યા અને સંતોષ પામેલી પર્ષદા પ્રભુને વંદન-નમન કરીને જ્યાથી આવી હતી ત્યાં પાછી ફરી, અર્થાત્ પોતપોતાના ઘેર

ગઈ. તથા પરસ્પર વાતો કરતી થઈ કે શિવરાજર્ષિનું વચન અસત્ય છે. પરંતુ મહાવીરસ્વામીની પ્રરૂપણ સર્વથા યથાર્થ છે. કર્ણોપકર્ણ આ વાતને જ્યારે શિવરાજર્ષિએ સાંભળી ત્યારે તે ઋષિનું મન શંકા–આકાંક્ષા–વિચિકિત્સા તથા ભેદયુક્ત અને કલુષભાવવાળું થયું અને તરત જ મહેમાન તરીકે આવેલું વિભંગજ્ઞાન પણ ચાલ્યું ગયું. ત્યાર પછી તે ઋષિને આવો વિચાર આવ્યો કે–"ધર્મના આદિકર્તા, તીર્થંકર, સર્વજ્ઞ અને સર્વદર્શી, પ્રભુ મહાવીરસ્વામી અત્યારે હસ્તિનાપુરના સહસામ્રવનમાં બિરાજમાન છે, તેમનું ધર્મચક્ર આદિ આકાશમાં ચાલે છે, માટે તેવા પ્રકારના અરિહંતોના નામ ગોત્રનું સ્મરણ કરવા માત્રથી બહુફળની પ્રાપ્તિ થાય છે, તો પછી તેમનું પૂજન, વંદન, નમન, સ્મરણ, દર્શન અને આરાધન મહાફળવાળું હોય તેમાં શું આશ્ચર્ય ?" માટે મારે મહાવીરસ્વામી પાસે જવું જોઈએ, તથા તેમને વદન અને પર્યુપાસન પણ કરવું જોઈએ. જેથી આ ભવમાં અને પરભવમાં મારૂં કલ્યાણ થાય. એમ વિચારીને પોતાના તાપસ ઉપકરણો મૂકીને હસ્તિનાપુરગામની વચ્ચેથી જ્યાં સમવસરણ હતું ત્યાં આવ્યા અને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક ભગવંતને વંદન કર્યું, નમન કર્યું તથા બહુ દૂર નહીં તેમ બહુ નજદીક નહીં એવા ઉચિત સ્થાને બંને હાથ જોડીને શિવરાજર્ષિ ઉભા રહ્યા.

મિથ્યાત્વરૂપી અંધકારમાંથી સૌ જીવો સમ્યગ્દર્શનનો પ્રકાશ મેળવે, પ્રમાદ તથા મોહરૂપી મૃત્યુમાથી સમ્યગ્જ્ઞાનરૂપી અમૃતના પાન કરે, એવી વિશાળ અને ચરમ સીમાની ભાવદયાના માલિક ભગવંતે ધર્મકથા કરી અને શિવરાજર્ષિ પણ પોતાના કુલાભિમાન, ધર્માભિમાન, સંપ્રદાયાભિમાન આદિનો સંપૂર્ણ ત્યાગ કરી ભગવંતના ચરણોનો પરમોપાસક બન્યો. તથા

સ્કંદકની માફક પોતાના બધાએ ઉપકરણોનું વર્જન કરીને, પંચ મુષ્ટિએ લોચ કર્યો અને પ્રવ્રજ્યા અર્થાત્ સમિતિ ગુપ્તિરૂપ ભાગવતી દીક્ષા સ્વીકાર કરીને વિવિધ પ્રકારે તપશ્ચર્યારૂપી આગમાં કર્મોના કાષ્ઠોને બાળી નાખ્યા. ત્યારે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયો. શિવરાજર્ષિની કથા પૂર્ણ થઇ.

પ્રશ્ન-સિધ્યમાન જીવો કયા સંઘયણે મોક્ષમાં જાય? હે પ્રભો! આવું સંબોધન કરીને, ગણધર ગૌતમે પ્રભુ મહાવીર-સ્વામીને વંદન નમન કર્યું. વંદન નમન કરીને આ પ્રમાણે પૂછ્યું કે હે ભગવન! સિદ્ધગતિ( સિદ્ધશિલા )માં જતા જીવો કયા સંહનનમાંથી મોક્ષ મેળવશે?

જવાબમાં ભગવંતે કહ્યું, હે ગૌતમ! વજ્રઋષભનારાચ સંઘયણથી યુક્ત જીવો જ સિદ્ધશિલા મેળવવાને માટે ભાગ્યશાળી બને છે બીજા એકેય સંઘયણમાં મોક્ષ નથી. અહીં ઔપપાતિક સૂત્ર મુજબ જાણવું ત્યાં 'સંહનન, સંસ્થાન, ઉચ્ચત્વ, આયુષ્ય અને પરિવસના' આ પાંચ દ્વારોથી વિચાર કર્યો છે.

**સંહનન**—જે ભવમાં આ જીવ મોક્ષની પ્રાપ્તિ માટે લાયક બને છે ત્યારે છ પ્રકારના સંહનનમાથી કેવળ વજ્રઋષભનારાચ સંહનનથી જ મોક્ષમા જાય છે, બાકીના સંહનનોમા કર્મોનો સંપૂર્ણ ક્ષય કરવા જેટલી શક્તિ નહીં હોવાથી મોક્ષ મેળવી શકાતો નથી.

કર્મોને બાધવા માટે હાડકાંઓની તાકાત જેમ અનિવાર્ય છે, તેમ કર્મોને ખંખેરી નાખવા માટે પણ શરીરમાં રહેલા હાડકાં-ઓની તાકાત સર્વથા અનિવાર્ય છે.

સંસારમાં જૂદા જૂદા જીવો આ પ્રમાણે જોઈ શકાય છે કેઃ-

(૧) ઈર્ષ્યા અને દ્વેષમાં ધમધમતો માણુસ પગે લંગડો છે, માટે બીજા સાથે કેવળ બકવાટ કર્યા સિવાય બીજું કંઈ પણ કરી શકતો નથી

(૨) સર્વાંગે સુંદર છે, પણ મન-વચન અને કાયાથી તાકત વિનાનો છે, માટે આ ભાઈ પણ બીજા સાથે બકવાટ જ કરનારા રહેશે.

(૩) મન-વચન અને કાયાથી શક્ત છે, પણ બૌદ્ધિક જીવન હજી પણ મારકાટ માટે તૈયાર નથી. માટે ક્રોધ આવ્યે લાકડી કે સોટીને જ આમતેમ ફેરવવા સિવાય બીજું કંઈ પણ કરી શકે તેમ નથી.

(૪) ઘરમાં તલવાર. બંદુક કે ભાલો છે પણ પોતે અનઆવડત-વાળા હોવાથી, બીજાઓને તલવાર આદિ દેખાડીને ધમકી આપવા ઉપરાંત વધારે કઈ પણ કરી શકે તેમ નથી.

(૫) વચન અને કાયામા હિંસકવૃત્તિ છે. સામેવાળાને મોતના ઘાટે ઉતારવાની દાનત છે, તેમ હાથમાં તલવાર આદિ શસ્ત્રો પણ પકડવાની લાયકાત છે છતા પણ માનસિક કે બૌદ્ધિક જીવનમાં મારી જ નાખવાના પરિણામોની પાકટ અવસ્થા નહીં હોવાથી હાથમાં લીધેલા શસ્ત્રો પાછા મૂકી દેશે.

(૬) જ્યારે માનસિક-વાચિક જીવન સાથે શારીરિક શક્તિનો અણુ અણુ હિંસક ભાવથી ઓતપ્રોત થાય છે ત્યારે પોતાની અદૃશ્ય શક્તિવડે બીજાની હત્યા કરશે

ઈત્યાદિક પ્રસંગોમાં શરીરમાં રહેલા હાડકાઓની શક્તિ સર્વથા અનિવાર્ય છે કેમ કે "હાડકાઓની તાકત શરીરને તાકત આપે છે શરીરની તાકત વચનમાં તાકત લાવે છે, અને વચનની તાકત મનમાં અને બુદ્ધિમાં તાકત લાવનારી બને છે."

સંઘયણ–સંહનનનો અર્થ શાસ્ત્રકારોએ આ પ્રમાણે કર્યો છે : "अट्ठिनिचओ" એટલે કે બધાતા મકાનમાં થાંભલાઓની મજબુતાઈ સર્વથા આવશ્યક છે, તેમ શરીરની રચનામાં પણ હાડકાઓની મજબુત રચના આવશ્યક છે.

ગર્ભથી જન્મ લેનારા બધાએ જીવોના શરીરમાં હાડકાઓ હોય છે; પરંતુ સૌની મજબુતાઈ એક સરખી હોતી નથી. કેમ કે જીવ માત્રના સત્કર્મો તેમ જ અસત્કર્મો સર્વથા ભિન્ન ભિન્ન હોવાના કારણે હાડકાઓની રચનામાં પણ તારતમ્ય રહેવાનું જ છે.

માતાની કુક્ષિમાં શરીર પર્યાપ્તિ અને ઇન્દ્રિયપ્રાપ્તિવડે રચાયેલા શરીરથી પોતાના પૂર્વભવીય પુણ્યપાપને ભોગવવાને માટે જ સંહનન નામકર્મનો ઉદય થતાં, તેમ જ પ્રતિસમયે ઔદારિક વર્ગણાને ગ્રહણ કરતો જીવાત્મા જે આહાર લે છે, તેના રસ, રક્ત, માંસ, મેદ અને મેદમાથી હાડકાનું નિર્માણ થાય છે આ બધી ક્રિયાઓ જીવાત્માને ( જે સમયે જેવા જેવા કર્મોનો ઉદય વર્તતો હોય છે ) આધીન હોય છે. ઇશ્વરને આધીન નથી.

સંહનન (સંઘયણ) છ પ્રકારનું છે.

| | |
|---|---|
| ૧ વજ્રઋષભ નારાચ સંઘયણ | ૪. અર્ધ નારાચ સંઘયણ |
| ૨. ઋષભ નારાચ સંઘયણ | ૫. કિલિકા સંહનન |
| ૩. નારાચ સંઘયણ | ૬. સેવાર્ત સંહનન |

ઉપર્યુક્ત છએ સંસ્થાનોમાં રહેલા શબ્દોના અર્થો આ પ્રમાણે છે:—

વજ્ર એટલે હાડકાનો ખીલો.

ઋષભ એટલે હાડકાનો પાટો.

નારાચ એટલે મર્કટબંધ.

મહાપુણ્યકર્મે મેળવેલા મનુષ્યશરીરની સુખાકારી, હલન-ચલન, ખાવા–પીવા, ઉઠવા–બેસવા, તેમ જ બીજા પ્રકારે પણ પુણ્યકર્મના ભોગવટામાં શરીર નમી શકે, વળાંક લઈ શકે તે માટે પૂરા શરીરમાં હાડકાના સાંધાઓ રહેલા છે અને તે સાંધાઓની મજબુતાઈ કે કમજોરી માટે સંહનન નામકર્મ જવાબદાર છે.

શુભનામ કર્મે હાડકાની મજબુતાઇ સારી રહે છે.

અશુભનામ કર્મે હાડકાઓની કમજોરી રહે છે.

(૧) વજ્રઋષભનારાચ સંહનન

વાંદરીનું બચ્ચું વાંદરીને જેમ ચોંટી જાય છે, અને ગમે તેટલા કુદકા મારવા છતા પણ બચ્ચાને હરકત થતી નથી, તેમ આ કર્મના કારણે સાધાના હાડકાઓ પરસ્પર મર્કટબંધે બંધાયા પછી બને બાજુ હાડકાના ખીલા હોય છે અને વચ્ચે બને હાડકાઓને સારી રીતે કન્ટ્રોલમા રાખે તે માટે ચારે બજુ હાડકાનો પાટો હોય અને આરપાર ઉતરી જાય તેવો ખીલો હોય છે, તે આ પ્રથમ સઘયણ નામ કર્મના પ્રતાપે જ.

(૨) ઋષભનારાચ સંઘયણ—બધો પ્રકાર પ્રથમની જેમ જ કેવળ વચ્ચે આરપાર ખીલાનો અભાવ હોય છે.

(૩) નારાચ સંહનન—આમાં આરપાર ઉતરે તેવો ખીલો અને પાટો હોતો નથી. કેવળ મર્કટબંધ હોય છે.

(૪) અર્ધનારાચ સંહનન—મર્કટબંધમાં પણ એક બાજુ મર્કટબંધ અને બીજી બાજુ ખીલીથી ટકાવેલ હોય છે.

(૫) કિલિકા સંહનન—બને હાડકાઓ કેવળ ખીલીથી ટકાવેલ હોય.

(૬) સેવાર્ત સંહનનઃ—આમા કેવળ હાડકાના છેડાઓ જ પરસ્પર જોડાયેલા હોય છે, મજબુતી માટે બીજુ કંઈ પણ હોતું નથી.

આ પ્રમાણેના છએ સહનન સ્થાવર, દેવ અને નારકીને હોતા નથી; કેમકે તેમના શરીરમાં હાડકાનો અભાવ છે.

૨. સંસ્થાનનામ કર્મ :-

આ કર્મના કારણે શરીર પર્યાપ્તિ દ્વારા રચાયેલાં શરીરમાં સુંદરતા અને અસુદરતાનું નિર્માણ હોય છે. આ સસ્થાન પણ છ પ્રકારે છે.

(૧) સમચતુરસ્ર સંસ્થાનઃ—શરીરના ચારે ખુણા જેનાં બરાબર હોય, અવયવો યથાવસ્થિત હોય, આકાર, પ્રત્યાકાર સુંદર હોય અને ઉઠતાં, બેસતાં, ચાલતાં પણ સૌને ગમી જાય તેવું હોય છે, બેડોળપણું જરાએ હોતું નથી.

(૨) ન્યગ્રોધપરિમંડળ સસ્થાન :—વડનું ઝાડ જેમ ઉપર ઘટાદાર હોય છે, તેમ નાભીની ઉપરનું શરીર સુલક્ષણ હોય અર્થાત્ હાથ, નખ, મુખ, આંખ, કાન આદિ અવયવો બધાએ સારા હોય, તે આ સંસ્થાનના પરિણામે.

(૩) સાદિ સંસ્થાનઃ—નાભીથી નીચેનું શરીર સુલક્ષણ હોય છે, અહીં સાદિના બદલે સાચી શબ્દ પણ વપરાય છે અને તેનો અર્થ સાલ્મલીનું ઝાડ હોય છે. તેના થડ સારા હોય પણ ડાળ–પાંદડા વગેરે સારા હોતા નથી. તેમ આ સંસ્થાન-વાલાઓના પગ, જંઘા, ઘુંટણ, તેમ પગના આંગળા સારા હોય છે, પણ નાભીથી ઉપરના અંગો મનગમતા અને સામુદ્રિક દૃષ્ટિએ સુલક્ષણા હોતા નથી.

(૪) કુબ્જ સંસ્થાનઃ—મસ્તક, ડોક, હાથ પગ વગેરે સારા હોય છે અને છાતી, પેટ આદિના ભાગ બેડોળ હોય છે.

(૫) વામન સંસ્થાન—આ સંસ્થાનમાં ડોક–મસ્તક, હાથ–પગ આદિ લક્ષણ વિનાના હોય અને છાતી તથા પેટનો ભાગ ઠીક નથી હોતો.

(૬) હુંડક સંસ્થાન—શરીરના પ્રત્યેક અંગ ઉપાંગ બેડોળ હોય છે તે આ સંસ્થાનકર્મના કારણે

ગૌતમસ્વામીજી પૂછે છે કે હે ભગવન્ ! સિદ્ધશિલા પ્રાપ્ત કરનારો જીવ આ છએ સંસ્થાનમાથી કયા સંસ્થાનમાથી સિદ્ધ થાય છે?

જવાબમાં ભગવતે કહ્યું કે, છએ સંસ્થાનમાંથી ગમે તે સંસ્થાને મોક્ષ મેળવી શકાય છે.

સારાંશ કેઃ–શરીરની બાહ્ય રચના સુંદર હોય કે અસુદર, વર્ણ કાળો હોય કે ધોળો કે સુવર્ણસમો, પરસેવો સુંગધી હોય કે દુર્ગંધ મારતુ હોય, દાંત બે ચાર બહાર નીકળેલા હોય કે દાડમના દાણા જેવા દાંત હોય કે દાંત વિનાનો હોય, માથાના

વાળ અત્યંત મુલાયમ કે રીંછના જેવા જાડા હોય, ઉચ્ચ ગોત્રીય કે નીચ ગોત્રીય હોય, શાબ્દિક જ્ઞાનમાં મોટો પંડિત કે અનક્ષર હોય તો પણ કેવળજ્ઞાનને મેળવવા માટે શરીરનો કોઈપણ પ્રકાર કેવળજ્ઞાનને રોકી શકતો નથી. બેશક! શરીરની મજબુતાઈ હાડકાંઓની તાકત અને આત્મબળની આવશ્યકતા સર્વથા અવશ્યંભાવિની છે.

(૩) ઉચ્ચત્વ

મનુષ્ય શરીર પામેલા જીવોની શરીરની ઉંચાઈ પણ એક સરખી નથી હોતી; માટે મોક્ષ મેળવવા માટે કેટલી ઉંચાઈ જોઇએ છે?

જવાબમાં ભગવંતે કહ્યું કે ઓછામાં ઓછા સાતરત્ની પ્રમાણ અને વધારેમાં વધારે પાંચસો ધનુષ્યપ્રમાણ શરીરથી મોક્ષ મેળવાય છે.

રત્ની એટલે મુઠી વાળ્યા પછીનો હાથ.

(૪) આયુષ્ય

કમથી કમ આઠ વર્ષથી કંઈક વધારે અને વધારે પૂર્વ કોટી પ્રમાણવાળા જીવો સિદ્ધ થાય છે.

(૫) પરિવસના

મોક્ષના જીવો ક્યાં રહે છે?

ભગવંતે કહ્યું કે-રત્નપ્રભાદિ પૃથ્વી, સૌધર્માદિક વિમાનો કે ઇષત્પ્રાગ્ભારાન્ત ક્ષેત્ર વિશેષોના નીચે સિદ્ધના જીવો રહેતા નથી. પરંતુ સર્વાર્થસિદ્ધ વિમાનના ઉપરિતન સ્તૂપિકાગ્રથી બાર

યોજન ઉંચે આગળ જતાં ઈષત્પ્રાગ્ભારા નામની પૃથ્વી આવે છે જેની પહોળાઈ ૪૫ લાખ યોજનની છે. શ્વેત વર્ણની તથા રમણીય છે. તેના ઉપર એક યોજનના વિસ્તારમા લોકાન્ત છે. તે યોજનમાં ઉપરિતન કોશના છઠ્ઠા ભાગે સિદ્ધના જીવો રહે છે.

સિદ્ધશિલામાં બિરાજમાન જીવો કેવા છે?

જવાબમાં ભગવંતે કહ્યુ કે—

निच्छिन्न सव्वदुक्खा, जाइजरामरणबन्धविमुक्का :
अव्वाबाहं सोक्खं अणुहुन्ति सासयं सिद्धा ॥ १ ॥

( निस्तीर्ण सर्वदुःखाः जातिजरामरणबन्धनविमुक्ताः ।
शाश्वतं अव्याबाधं सौख्यमनुभवन्ति सिद्धाः )

जीवा मुत्ता ससारिणोय–જીવના મુક્ત અને સંસારીરૂપે બે ભેદ છે.

કર્મકલેશોનો સંપૂર્ણ ક્ષય કરી સિદ્ધશિલા પ્રાપ્ત કરેલા જીવો મુક્ત જીવો છે. અને નરક, તિર્યંચ, મનુષ્ય તથા દેવ ગતિમાં કર્મકલેશના કારણે ચક્રની જેમ પરિભ્રમણ કરનારા જીવો સંસારી છે. ચાર ગતિને જ સંસાર કહ્યો છે. અહીં તો સિદ્ધના જીવોનું જ વર્ણન કરવાનું છે, તે ઉપરની ગાથા પ્રમાણે કરીએ.

निच्छिन्न सव्वदुक्खा–દુઃખ માત્ર કર્મોના કલેશોથી થાય છે. અને સિદ્ધના જીવો કર્મોના અણુઓથી મુક્ત થયેલા હોવાથી નિસ્તીર્ણ દુઃખવાળા અર્થાત્ દુઃખોથી મુક્ત હોય છે. માટે જ અનંત સુખના માલિક છે. જ્યારે ચારે ગતિરૂપ સંસારમા પરિભ્રમણ કરનારા જીવમાત્રને દુઃખો ત્રણ પ્રકારના હોય છે.

૧. આધ્યાત્મિક દુ:ખ

૨. આધિભૌતિક દુ:ખ

૩. આધિ દૈવિક દુ:ખ

(૧) આધ્યાત્મિક દુ.ખ :—

શરીર અને મનથી ઉત્પન્ન થનારા દુઃખોને આધ્યાત્મિક દુ ખ કહેવાય છે, કેમકે તે બંને પૌદ્ગલિક હોવાથી ચિરસ્થાયી નથી પણ વિનશ્વર જ હોય છે. માટે પૌદ્ગલિક સુખો ગમે તેટલા મળે તો પણ તેનો વિરહ નિશ્ચિત હોવાથી અંતે દુઃખોને જ ઉત્પન્ન કરનારા હોય છે.

મોહવાસિત આત્મા જ્યારે ખાન-પાન કે વ્યાપાર વ્યવહારમા અતિરેક કરે છે ત્યારે શરીરમા રહેલા વાત-પિત અને કફમાં વિકાર ઉત્પન્ન થાય છે. પરિણામે તાવ, શરદી, સળેખમ, ટી. બી, બ્લડ પ્રેસર, શરીરની સ્થૂળતા, હાથપગમાં ભારીપણું, ઉઠવા બેસવામા આળસ, ઉધરસ, ચક્કર, પેટદર્દ આદિ રોગો ક્રમશઃ અથવા એકી સાથે બે ત્રણ, ચાર સાથે પણ થાય છે, જે શરીરના દુઃખો છે તથા જીવનમાં ઈશ્વરીય તત્ત્વના પ્રકાશનો અભાવ હોય છે ત્યારે માનસિક જીવનમાં કામ-ક્રોધ, અહંકાર, ઇર્ષ્યા, વૈરભાવ આદિ વિકારો ઉદ્ભવે છે. તેથી તેમનું મન સદૈવ દુઃખી બન્યું રહે છે જે અત્યંત દુસ્ત્યાજ્ય માનસિક દુઃખો છે

મનમા જ્યારે ખરાબ તત્ત્વ હોય, દ્વેષ અને માયા હોય, જાતિ, કુલ, લાભ, રૂપ, ઐશ્વર્ય તથા વિદ્વતાદિનો અહંકાર હોય; અસહિષ્ણુતા, અસમાધિ, અસંતોષ આદિ આસુરી વૃત્તિઓ હોય ત્યારે તેની અસર શરીર અને ઈન્દ્રિયો ઉપર અને છેવટે

શરીરમાં રહેલા લોહી, માંસ, હાડકા અને વીર્યધાતુ (શુક્ર) ઉપર પણ પડ્યા વિના રહેતી નથી. આ બધા ભંયકર દુઃખો છે અને આજીવન દુઃખી થવાના કારણ છે.

(૨) આધિભૌતિક દુઃખ :—

જેના કારણે જીવનમા ભયગ્રસ્તતા બની રહે છે. જેમ માણસને માણસનો ભય. જાણે! આ સામેવાળો માણસ મારો દુશ્મન હશે તો? મારી નાખશે તો? મારી નિંદા આદિ કરશે તો? અથવા આ જાનવરો, પંખીઓ, સાપ-વિંછુ, ઉંદર, કાનખજુરા, સિંહ, વાઘ આદિથી હંમેશા ભય જ બન્યો રહે છે, અને જીવનમાં ભય જેવું બીજું એકેય દુઃખ નથી.

(૩) આધિદૈવિક દુઃખ :

જેનાથી આકાશમાં રહેલા યક્ષ. રાક્ષસ, નક્ષત્ર સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, રાહુ, કેતુ અને શનિ મહારાજ આદિ ગ્રહોનો ભય બન્યો રહે છે હિન્દુસ્તાનમાં જન્મેલા આવા માણસોને તમે જાણો છો? જેઓ ચોવીશે ઘંટા (કલાક) પોતાની જન્મપત્રિકાઓને ગજવામાં જ લઇને ફરતા હોય છે, તથા દિવસમાં કેટલાય પંડિતોના ઘરના પગથીઆ જ ઘસતાં રહે છે, તથા મુંબઇ સમાચાર આદિ દૈનિક પત્રોમા નવા જ્યોતિષી મહારાજની જાહેરખબર જ ગોતતા હોય છે. ચાલતા ફરતા સૌની સામે એક જ વાતની રામાયણ માંડતા હોય છે કે ભાઈ! અત્યારે મારે શનિની પનોતી ચાલી રહી છે. મહાદશા પણ શનિની અને અન્તર્દશામા રાહુ છે. હાય! મારૂં શું થશે? અને ત્યારપછી થોડી જ વારમાં પાછા હસતા હસતા કહે છે કે રાહુની અન્તર્દશા પછી તરત જ ગુરૂની અન્તર્દશા આવશે. ત્યારે મને લાભ ઉપર

લાભ જ થવાનો છે. ગુરૂની અન્તર્દશા પણ આવે છે અને ચાલી જાય છે પણ ભાઈસાબને કંઈ પણ લાભ થયો નથી અને જે નુકશાનમાં હતા તેમાં કંઇ પણ ફરક પડ્યો નથી. ત્યારે પાછા પંડિતજીને ત્યાં જાય છે, અને પંડિતજી જવાબ આપે છે. ભાઇ ! ગુરૂની અન્તર્દશા ખરી, પણ જોતાં નથી આ આંકડા સ્પષ્ટ બતાવી રહ્યા છે કે ગુરૂની અન્તર્દશામાં પણ બગડી ગયેલા મંગળની પ્રત્યન્તર્દશા જ તમારૂં બધુંએ બગાડી રહી છે. દાન-પુણ્ય કરો અને મંગળના જાપ માટે એકસોને એક રૂપીઆ મૂકતા જાઓ. આવી રીતે આવા ભાગ્યશાળીઓનું જીવન આશાના મિનારે મિનારે આગળ વધે છે, પણ દુઃખના દિવસોને કોઇ મટાડી શક્યો નથી.

આ ત્રણે પ્રકારના દુઃખોથી સંસારી આત્મા પ્રતિક્ષણે આકુળતા અને વ્યાકુળતા જ ભોગવી રહ્યો છે. જ્યારે સિદ્ધના જીવોને એકેય દુઃખ નથી કેમ કે सिद्धाणं नत्थि देहो અર્થાત્ સિદ્ધ ભગવંતોને શરીર જ નથી તો પછી શરીરજન્ય અનંત દુઃખો પણ તેમને ક્યાંથી હોય ?

जातिजन्ममरणबन्धनविमुक्ताः

સિદ્ધ ગતિના જીવો જન્મ-જરા અને મરણના બંધનથી સર્વથા મુક્ત છે.

કર્મોનો એક પણ અણું જેના આત્મા ઉપર વિદ્યમાન હોય છે તેને જ જન્મ લેવો પડે છે અને જ્યાં જન્મ છે ત્યાં મરણ સ્વતઃ સિદ્ધ છે.

જ્યારે સિદ્ધાત્માને જન્મ લેવાનું એટલા માટે નથી કે-સંસારના બધાએ નિમિત્તો તેમને સમાપ્ત થઈ ગયા હોય છે.

બીજ નષ્ટ થઈ ગયું હોય તો અંકુરોત્પત્તિ પણ ક્યાંથી હોય ? એવી રીતે કર્મોના અંકુરાઓ મૂળમાંથી જ તપશ્ચર્યારૂપી આગમાં બળીને ખાખ થઈ ગયા હોય ત્યારે તેમને જન્મ લેવાપણું નથી હોતું.

अव्वावाहं सोक्खं अणुहुन्ति सासयं सिद्धा

સિદ્ધના જીવો અવ્યાબાધ અને શાશ્વત સુખના ભોક્તા છે.

## શરીર વિના સુખ કેવું ?

સમ્યગ્જ્ઞાનની માત્રા વિનાના માણસો સમજી બેઠા હોય છે કે "સંસારમાં જે કંઈ સુખ છે તે શરીર અને ઇન્દ્રિયોનું છે. પરંતુ સમજવું જોઈએ કે શરીર, ઈન્દ્રિયો અને મન પૌદ્ગલિક હોવાના કારણે તેમના માધ્યમથી ભોગવાતું સુખ વસ્તુતઃ સુખ નથી પણ સુખાભાસ છે." ભાડુતી પદાર્થ, દ્રવ્ય કે આભૂષણો થોડા સમય પૂરતા જ સુખાભાસ ભલે ઉત્પન્ન કરાવે, પરંતુ તેમનો વિયોગ તો મહાન દુઃખદાયી જ હોય છે. આ પ્રમાણે જ વિજળીના ચમકારા જેટલા સમયમાં પૌદ્ગલિક સુખો પણ વિયોગાન્તરે અત્યંત અને અસહ્ય દુઃખપ્રદ જ હોય છે. જેમ કે વિષયવાસના થઈ અને સ્ત્રી સંભોગ કર્યો, ભૂખ લાગી અને ભોજન કર્યું, તૃષા લાગી અને ઠંડા પાણી પીધા ઇત્યાદિક પ્રસંગોમા અજ્ઞાની, વિપરીત જ્ઞાની કે મિથ્યાજ્ઞાની સમજે છે કે—"હું સુખી છું." પરંતુ સમ્યગ્જ્ઞાની આત્મા વિષય વાસના આદિને ભયંકરમા ભયકર રોગ તથા મહા દુઃખ જ સમજે છે. સંસારમા પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ કે વિષયવાસનાના ગુલામો કરતાં તેના ત્યાગી મહાત્માઓ કરોડો ગણા વધારે સુખી છે. ખાવાપીવાના કર્મોમાં મસ્ત બનીને મહારોગી અને

બેહદ દુ:ખી બનેલાઓ કરતાં પણ આહારસંજ્ઞાને લાત મારનારા પુણ્યપવિત્ર માણસો એકવાર નહી પણ લાખો ગુણા વધારે સુખી છે. આ કારણે વિષયવાસના સુખ નથી પણ મહા દુ:ખ છે, મહારોગ છે.

અનંત પાપોને પોષનારૂં શરીર હોવાથી જ્યાં સુધી તેના ઉપર મોહ–માયાપૂર્વકની માલિકી છે ત્યા સુધી તે જીવાત્મા અનંત સુખોના ધામ સ્વરૂપ મોક્ષ મેળવી શકતા નથી.

સિદ્ધશિલામાં વસનારા સિદ્ધના જીવો અનંત સુખી એટલા માટે છે કે તેમને શરીર નથી, ઇન્દ્રિયો નથી, અને મન નથી. માટે જ શરીરધારી પ્રાણીના સુખ કરતા સિદ્ધોનું સ્વાભાવિક સુખ અનંત છે, અવ્યાબાધ છે, શાશ્વત છે તેમ જ તેઓ અનંતજ્ઞાની છે. અનતદર્શી છે કેમકે મુક્તિ જ્ઞાન વિનાની હોતી જ નથી. તેમ જ મુક્ત જીવોને અને અનંત સુખોને પરસ્પર કોઈ જાતનો પણ વિરોધ નથી તેવી રીતે અનત ચારિત્ર અનત વીર્યના માલિક પણ છે.

નવમો ઉદ્દેશો સમાપ્ત.



# શતક અગ્યારમું : ઉદ્દેશક–૧૦

આ દશમા ઉદ્દેશામાં આટલા વિષયો છે.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવલોકનું વર્ણન.

લોક અને અલોક સંસ્થાનનું વર્ણન.

લોક અને અલોક જીવરૂપ છે?

એક આકાકાશ પ્રદેશમાં જીવ રહે છે?

ઇત્યાદિક વિષયો આ ઉદ્દેશામાં ખૂબ વિસ્તારથી ચર્ચાયા છે.

મગધદેશની મુકુટાયમાન રાજગૃહી નગરીમાં એક દિવસે ૧૪ હજાર સાધુઓ, ૩૬ હજાર સાધ્વીઓની સાથે તથા કરોડ કરોડ દેવોથી પરિપૂજિત, સેવિત, આરાધિત તથા બહુમાનિત, ચરમ તીર્થંકર ભગવાન મહાવીરસ્વામી પધાર્યા છે પોતાને ધન્યવાદ સ્વરૂપે માનતી મગધદેશની જનતા, શ્રેણિક મહારાજા, ચેલ્લણા આદિ રાણીઓ, અભયકુમાર જેવા બુદ્ધિનિધાન મંત્રીઓ પણ સમવસરણમાં આવ્યા છે અને દ્રવ્યદેવ, નરદેવ, ધર્મદેવ તથા ભાવદેવથી પૂજાયેલા દેવાધિદેવ ભગવંત મહાવીરસ્વામીને દ્રવ્ય તથા ભાવથી વંદન નમન કરી યથાયોગ્ય સ્થાને પર્ષદા બેઠી છે. પરિષદ્‌ને ધર્મોપદેશ આપતા ભગવંતે કહ્યું કે હે ગૌતમ!

अत्थि लोए = લોક છે.

अत्थि अलोए = અલોક છે.

अत्थि जीवा = જીવો છે.

अत्थि अजीवा = અજીવો છે.

अत्थि पुण्णं = પુણ્ય છે.

अत्थि पावं = પાપ છે.

अत्थि बन्धो = કર્મબંધન છે.

अत्थि संवरो = સંવર તત્ત્વ છે.

अत्थि आश्रवो = આશ્રવ છે

अत्थि मोक्खो = મોક્ષ છે.

આ પ્રમાણે સર્વથા અભૂતપૂર્વ દેશના સાંભળીને ઘણા જીવો સમ્યગ્જ્ઞાનથી વાસિત થયા અને સમ્યક્ચારિત્ર ધર્મ સ્વીકાર કરે છે અને કેટલાક ભાવિતાત્માઓએ દેશધર્મને સ્વીકાર્યો છે, અને પ્રસન્ન થયેલી જનતા પોતપોતાના ઘેર ગઈ.

## લોક સંબંધી વક્તવ્યતા :

તે કાળે અને તે સમયે ગૌતમસ્વામીએ પૂછ્યું કે, હે પ્રભો ! આપ શ્રીમાને લોક કેટલા પ્રકારે કહ્યો છે ?

જવાબમાં ભગવતે કહ્યું કે, હે ગૌતમ! મારાથી પૂર્વવર્તીય તીર્થંકરોએ તથા હું પણ લોકને ચાર પ્રકારે કહું છું, તે આ પ્રમાણે :—

૧. દ્રવ્યલોક, ૨. ક્ષેત્રલોક, ૩ કાળલોક અને ૪ ભાવલોક.

આમા લોક શબ્દનો અર્થ "लोक्यते इति लोकः" એટલે કે સૌને સાફ સાફ દેખાય તે લોક છે. અથવા "जीवाजीवादि षड् द्रव्याणि यत्र सन्ति स लोकः" જેમાં જીવાજીવાદિ ષટ્ દ્રવ્યોની વિદ્યમાનતા છે, તે લોક છે.

દ્રવ્યલોક—આગમથી અને નો-આગમથી બે પ્રકારે છે. આગમથી દ્રવ્યલોક તેને કહેવાય છે કે જે સાધક લોક શબ્દના અર્થને જાણનારો હોય, પણ તેમાં ઉપયુક્ત-ઉપયોગ વિનાનો હોય માટે દ્રવ્ય કહેવાય છે. કેમ કે ઉપયોગ વિનાનું બધું એ દ્રવ્ય છે.

નો-આગમથી દ્રવ્યલોકના ત્રણ ભેદ છે:

૧ જ્ઞશરીર દ્રવ્યલોક, ૨. ભવ્ય શરીર દ્રવ્યલોક, ૩. તદ્‌વ્યતિરિક્ત દ્રવ્યલોક.

જ્ઞશરીર દ્રવ્યલોક—

એક સમયમાં જે વ્યક્તિ લોક શબ્દના અર્થને જાણતો હતો, પણ તેના મૃત્યુ પછી તે મૃત શરીરને જોઈને ભૂતકાલીન જ્ઞાનની અપેક્ષાએ લોકો કહે છે આ મૃત વ્યક્તિ લોક શબ્દના અર્થને સારી રીતે જાણતો હતો. જેમ જે ઘડામા પહેલાથી ઘી ભરાતું હતું, હવે નથી ભરાતું છતાં પણ લોકો તેને ઘીનો ઘડો જ કહે છે.

ભવ્યશરીર નો-આગમથી દ્રવ્યલોક—

આ બાળક અથવા નૂતન દીક્ષિત ભવિષ્યમાં લોક શબ્દના અર્થને જાણનારો થશે તે અપેક્ષાએ તે બાળકને ભવ્ય શરીર દ્રવ્યલોક કહેવાય છે. જેમ નવા ઘડાને જોઇને કહેવાય છે કે આ ઘડામાં મધ ભરાશે. આ બન્નેમાં 'નો' શબ્દ સર્વ નિષેધ અર્થમાં વપરાયો છે

તદ્‌વ્યતિરિક્ત દ્રવ્યલોક—

જેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય,

જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ આદિ દ્રવ્યો છે, તેને આગમથી જ્ઞ, ભવ્યશરીર, વ્યતિરિક્ત દ્રવ્યલોક કહેવાય છે જે:-

"जीवमजीवे, रूविमरूवि सपएसे अप्पएसे अ ।
जाणाहि दव्वलोयं निश्चमणिश्चं च जं दव्वं" ।।

એટલે કે છએ દ્રવ્યોમાં:—

જીવ દ્રવ્યો કેટલા અને અજીવ દ્રવ્યો કેટલા?

રૂપી અને અરૂપી દ્રવ્યો કેટલા?

સપ્રદેશ અને અપ્રદેશ દ્રવ્યો કેટલા?

નિત્ય અને અનિત્ય દ્રવ્યો કેટલા?

પરિણામી અને અપરિણામી કેટલા?

ક્ષેત્ર અને ક્ષેત્રી કેટલા?

સક્રિય અને નિષ્ક્રિય કેટલા?

કારણ અને કાર્ય કેટલા?

સર્વગત અને અસર્વગત કેટલા?

આ પ્રમાણે છએ દ્રવ્યો સંબંધીની વિચારણાને નો આગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્યલોક કહ્યો છે. અહીં પણ 'નો શબ્દ' સર્વ નિષેધમા સમજવો. કારણ કે તત્ત્વોની ચર્ચા વિચારણામાં પણ આત્મા ઉપયોગ વિનાનો હોવાથી તત્ત્વોની ચર્ચા કરવા છતાં પણ ભાવચર્ચા નથી: એટલે કે આગમ શબ્દથી વાચ્ય જે આગમ છે તેનો સર્વથા નિષેધ છે

ઉપયોગ વિનાની કોઈ પણ ચર્ચા, ક્રિયા, પૂજા આદિ વ્યવહારદ્રવ્ય છે.

ક્ષેત્રલોકઃ—હે પ્રભો! ક્ષેત્રલોક કેટલા પ્રકારનો છે?

ગૌતમ! તે ત્રણ પ્રકારનો છે.

૧. અધોલોક, ૨. તિરછાલોક, ૩. ઉર્ધ્વલોકરૂપ ક્ષેત્રલોક; કેમકે લોકાકાશના પ્રદેશો ઊંચે, નીચે અને તિરછા એમ સર્વત્ર હોય છે માટે જ્યાં જ્યાં આકાશના પ્રદેશો છે ત્યાં ત્યાં ક્ષેત્રલોક છે. માટે જ ઉપર પ્રમાણે તેના ત્રણ ભેદ છે.

કાલલોકઃ—જવાબમાં પ્રભુએ કહ્યું કે અવિભાજ્ય સમયથી લઈને કાળચક્ર સુધી જેમાં ગણત્રી થાય તે કાલલોક છે. જેમકેઃ—

समयावली मुहुत्ता दिवस अहोरत्त पक्ख मासाय ।
संवच्छर जुगपलिआ सागर उस्सप्पि परियट्टा ।।

અથવા

समयावली मुहुत्ता दीहा पक्खाय मास वरिसाय ।
मणिओ पलिआ सागर उस्सप्पिणि सप्पिणि कालो ।।

અર્થાત્ સમય–આવલી–મુહૂર્ત–દિવસ અહોરાત્ર પક્ષ માસ વર્ષ યુગ પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી, અવસર્પિણી અને કાળપરાવર્ત આદિ કાલલોક છે. આ બધાના કોઠકો પહેલા અપાઈ ગયા છે.

ભાવલોકઃ—આગમ અને નોઆગમથી ભાવલોક બે પ્રકારે છે. લોકશબ્દના અર્થનો જ્ઞાતા અને તેમાં ઉપયુક્ત એટલે ઉપયોગપૂર્ણ જીવાત્મા આગમથી ભાવલોક છે.

સારાંશ કે મન-વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક પૂર્ણ શ્રદ્ધાળુ બનેલો આત્મા લોકમાં રહેલા દ્રવ્યોની વિચારણામાં પૂર્ણ મસ્ત બન્યો હોવાથી તે ભાવલોકનો માલિક છે જ્યારે નો આગમથી ભાવલોક છ પ્રકારનો છે.

૧. ઔદયિક ભાવલોક

૨. ઔપશમિક ભાવલોક

૩. ક્ષાયિક ભાવલોક

૪. ક્ષાયોપશમિક ભાવલોક

૫. પારિણામિક ભાવલોક

૬. સન્નિપાત ભાવલોક

ઉપર પ્રમાણેના છએ ભાવલોકોને કેવળ આત્મા સાથે જ સંબંધ હોવાથી વિસ્તારપૂર્વક વિચારીએ છીએ.

જીવનું સ્વરૂપ (સ્વભાવ-સ્વતત્ત્વ)-સંસારભરના કોઈ પણ પદાર્થને જાણવાને માટે નામ નિર્દેશ, સ્વરૂપ અને લક્ષણ આ ત્રણેથી તેનો વિચાર કરવો પડે છે, તે વિના વસ્તુનો યથાર્થ નિર્ણય થતો નથી.

જીવાસ્તિકાય એ જીવનો નામ નિર્દેશ થયો તો પછી જીવનો સ્વભાવ કયો ? તેનું લક્ષણ શું ?

જવાબ આપતાં ભગવંતે કહ્યું કે, ઉપરના છએ ભાવો જ જીવનો સ્વભાવ છે, સ્વરૂપ છે. સ્વતત્ત્વ છે.

પ્રવાહ રૂપે અનાદિકાળથી જીવ અને કર્મોનું મિશ્રણ જ સંસાર છે, અને તેમનો સર્વથા વિયોગ મોક્ષ છે. સગડી કે પ્રાયમસની ગરમીના નિમિત્તે સ્વાભાવિક શીતલ પાણી પણ ગરમ બને છે, તેવી રીતે સંસારની મોહમાયાને લઈને જીવાત્માને પણ અધર્મ( સ્વતત્ત્વથી વિપરીત )ની ભાવના થાય છે અને અનંતકર્મોની માયાને પોતે ભેગી કરે છે; પરંતુ જ્યારે તેની મોહમાયા કમજોર બને છે તથા પુરૂષાર્થશક્તિનો વિકાસ વધતો જાય છે, ત્યારે જીવનો મૂળ સ્વભાવ જૂદા જૂદા રૂપે પ્રકટ થાય છે, એને જ ભાવો કહ્યાં છે જેની સંખ્યા ઉપર પ્રમાણે છે.

કરાયેલા પ્રારબ્ધ કર્મોનો જ્યારે ઉદય વર્તતો હોય ત્યારે આત્મા ઔદયિક ભાવવાળો કહેવાય છે. કર્મોનો ઉપશમ થયે ઔપશમિક ભાવ, ક્ષય થયે ક્ષાયિક ભાવ, ક્ષય અને ઉપશમના મિશ્રણથી ક્ષાયોપશમિક ભાવ અને જેઓ સ્વતઃ જીવની સાથે જ રહે છે તે પારિણામિક ભાવ છે અને છેલ્લો સન્નિપાત ભાવ છે

બીજા અસ્તિત્વ આદિ ભાવો જીવ અને અજીવમાં સામાન્ય હોય છે જ્યારે ઉપરના છ ભાવો જીવમાં જ હોય છે માટે આ ભાવો જીવનાં સ્વતત્ત્વ છે, સ્વભાવ છે કે સ્વરૂપ છે.

આયુષ્યકર્મની બેડીને સર્વથા તોડી નાખેલા સિદ્ધના જીવોમાં પણ ક્ષાયિક અને પારિણામિક ભાવની વિદ્યમાનતા હોવાથી અહીં જીવ શબ્દનો અર્થ 'આયુષ્યકર્મને લઈ જીવ ન ધારે તે નહીં કરતાં, પ્રાણોને ધારે તે અર્થ લેવાનો છે. અને આ અર્થમાં દ્રવ્ય પ્રાણોને ધરનારા સંસારી જીવો અને ભાવપ્રાણના ધારક સિદ્ધ જીવો પણ સમાવિષ્ટ થઈ જાય છે. દ્રવ્યપ્રાણોમાં કર્મોનું કારણ છે, જ્યારે ભાવપ્રાણોમાં તેની અપેક્ષા નથી જ માટે શાશ્વતક છે. જીવોના બે ભેદ છે. એક ભવ્ય અને બીજો અભવ્ય. ભવ્યને ઔપશમિક

અને ક્ષાયિક ભાવ હોય છે. જ્યારે અભવ્યને કોઇ કાળે પણ ઉપરના બે ભાવ હોતા નથી.

આ બંને ભાવોની નિર્મળતા લગભગ એક સરખી જ હોય છે. કેવળ ઔપશમિક ભાવમાં તેના અવરોધક કર્મોની સત્તા રહેલી છે, જયારે ક્ષાયિક ભાવમાં કોઈપણ જાતના અવરોધક કર્મો નથી. જેમ કે:–ડોળાઈ ગયેલા પાણીમા ફટકડી નાખવાથી ધૂલ, રાખ વગેરે નીચે બેસી જાય છે અને ઉપરનું પાણી સ્વચ્છ થાય છે અને ફરીથી ધક્કો લાગતા પાણી પાછું ડોળાઈ જાય છે, ઔપશમિક ભાવની પણ આ જ દશા છે; પરંતુ જ્યારે સ્વચ્છ પાણીને બીજા વાસણમાં નીતારી લેવામાં આવે તો ગમે તેટલો ધક્કો લાગવા છતાં પણ પાણીની સ્વચ્છતાને વાધો આવતો નથી. કેમકે, ધૂલ આદિ દ્રવ્યો તેમા છે જ નહીં. આવી રીતે ક્ષાયિક ભાવમાં અવરોધક તરીકે બનતી કર્મની સાતે પ્રકૃતિઓનો ક્ષય થઈ જવાથી નીતરેલા સ્વચ્છ પાણી જેવો આ ક્ષાયિક ભાવ છે.

જ્યારે ક્ષાયોપશમિક ભાવમા પ્રતિપક્ષી કર્મોની દેશઘાતી પ્રકૃતિઓનો વિપાકોદય વિદ્યમાન હોય છે. જેમ ડોળાયેલા પાણીમાં ફટકડી નાખવાથી કંઈક કચરો નીચે બેસે છે, અને કંઇક પાણી સાથે મિશ્રણ થયેલો હોય છે. ક્ષાયોપશમિક ભાવની પણ એ જ અવસ્થા છે. જ્યાં કર્મોની ક્ષીણ અને ઔદયિક ભાવ-કર્મોના ઉદયથી જ થાય છે. જ્યારે પારિણામિક ભાવમાં કર્મોની અપેક્ષા નથી.

અનંતાનંત કર્મોની રજકણના સંસ્કારોથી વાસિત થયેલા આત્માના વિચારો સમ્યક્ત્વની શક્તિ વિના કોઈ કાળે એક સરખા રહી શકતા નથી; તેથી આત્મામાં થતા જુદા જુદા ભાવો-વિચા-

તેના કારણે આત્મા પણ જુદા જુદા વિશેષણોથી વિશેષિત થાય છે, જેમ આ આત્મા ઔપશમિક ભાવનો માલિક છે, તો આ ક્ષાયિક ભાવનો માલિક છે. અને જે આત્માએ સમ્યક્ચારિત્રનો વિકાસ બરાબર નથી કર્યો, પણ જૈનત્વનો શ્રદ્ધાળુ છે તે આત્મા ક્ષાયોપશમિક કહેવાય છે. અને ત્રણે એટલે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર પ્રત્યે બેધ્યાન રહેનારો ઔદયિક ભાવનો માલિક બને છે.

ઔદયિક ભાવ—कर्मणां उदये भवतीति औदयिको भावः જે આત્મા ઉદયમાં આવતાં કર્મોનો ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમ કરી શકતો નથી. તે કર્મોના ઉદયમાં જ વર્તતો હોવાથી ઔદયિક ભાવવાળો કહેવાય છે. આના ૨૧ ભેદ છે.

૪ ગતિ–નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ

૪ કષાય-ક્રોધ, માન, માયા અને લોભ

૩ લિંગ–સ્ત્રીલિંગ, પુરૂષલિંગ અને નપુંસકલિંગ

૧ મિથ્યાદર્શન

૧ અજ્ઞાન

૧ અસંયત

૧ અસિદ્ધત્વ

૬ લેશ્યા

——

૨૧

આમ જોવા જઈએ તો બધે બધી પ્રકૃતિઓ ઉદયાવલિકામાં આવ્યા વિના રહેતી નથી. માટે જેટલી પ્રકૃતિઓ છે તેટલા જ ઔદયિક ભાવો હોવા જોઈએ.

શંકાનું સમાધાન કરતાં કહેવામાં આવ્યું કે–આયુષ્ય કર્મ, ગોત્ર કર્મ, જાતિનામ કર્મ, શરીર અને અંગોપાંગ નામ કર્મ આદિ બધીએ પ્રકૃતિઓનો સમાવેશ ગતિનામ કર્મની ગતિમાં કહેલો હોવાથી ઔદયિકભાવના ૨૧ ભેદો જ પાડ્યા છે અને તે શાસ્ત્રસંમત છે.

લેશ્યા—દ્રવ્ય અને ભાવરૂપે લેશ્યા બે પ્રકારની છે. શરીરમાં વર્ણ આદિને લઈ દ્રવ્ય લેશ્યા તથા આન્તર જીવનમાં પ્રતિસમયે થતા ભાવાન્તરોને ભાવલેશ્યા કહેવાય છે. બીજી રીતે પણ લેશ્યા બે પ્રકારની છે.

किण्हा नीला काऊ तिन्निय लेसाओ अपसत्थाओ : અને तेउ पम्हा तिन्निय लेसाओ सुप्पसत्थाओ ।।

(૨) ઔપશમિક ભાવલોક

પ્રારબ્ધ કર્મોને ભોગવતો જીવાત્મા કોઈક સમયે પોતાની પુરૂષાર્થશક્તિનો ખ્યાલ લાવે છે ત્યારે અત્યંત માઠા, નિકાચિત્ત, અનિકાચિત્ત આદિ કર્મોના જોર(શક્તિ)નું ઉપશમન કરવાની તૈયારી કરે છે; તે સમયે તેનામાં પરમાત્માની શક્તિનો (સમ્યગ્દર્શનનો) પ્રકાશ પથરાય છે અને અનંત શક્તિનો માલિક પોતાની અતૂટ શક્તિવડે મોહરાજાની અભેદ્ય શક્તિને તોડતો ફોડતો આગળ વધે છે, તે સમયે ઔપશમિક ભાવનો ઉદ્ભવ થતાં જ પરમાત્મા સાથે ઘનિષ્ઠ સંબંધ બાંધવાની લાય-

કાળવાળો થાય છે. અને તેમ થતાં આત્માની શક્તિ પણ પ્રતિ-સમયે દ્વિગુણિત થતી જાય છે. આ ઔપશામિક ભાવના બે પ્રકાર છે: ૧. સમ્યક્ત્વ, ૨. ચારિત્ર.

## સમ્યક્ત્વરૂપ ઔપશમિક ભાવ

આગળ ઉપર કહેવાશે તે ક્ષાયિક અને ક્ષાયોપશમિક ભાવના ભેદોમાં પણ સમ્યક્ત્વ અને ચારિત્રનો નંબર છે. છતાં અહીં કહેવાનો આશય એટલો જ છે કે ઔપશમિક ભાવના આ બે જ ભેદો છે. બીજો એકેય ભેદ નથી કારણ આપતાં કહ્યું કે ગ્રહોમાં સૂર્ય અને તારાઓમા ચંદ્ર જેમ રાજા છે તેમ આઠે કર્મોમા મોહકર્મ રાજાધિરાજના પદે અધિષ્ઠિત છે, જે પોતે એકલો જ જબ્બર શક્તિશાળી છે તથા અતૂટ પરાક્રમને ધારણ કરનારા તેમને સુભટો છે. તેમ છતા અનંત શક્તિનો માલિક આત્મા જ્યારે પોતાની શક્તિઓનો સંગ્રહ કરવા માંડે છે, ત્યારે મોહરાજાના કોટ–કિલ્લા તથા તેના સૈનિકોને પણ એક પછી એક તોડી મારે છે, કુટી મારે છે, ભેદી નાખે છે.

ત્યારે જ કર્મપ્રકૃતિઓની મૌલિક શક્તિને જાણનારા તીર્થંકર-દેવોએ કહ્યું કે:–

આઠે કર્મોમાં કેવળ મોહકર્મનો જ ઉપશમ થઈ શકે છે અર્થાત્ અત્યંત જોરદાર મોહકર્મને પણ આત્મા દબાવી દે છે, ઉપશમન કરી શકે છે. સારાંશ કે બીજા બધા કર્મોનો ક્ષય કે ક્ષયોપશમ જ થાય છે જ્યારે મોહકર્મનો ઉપશમ કરવા ધારે તો કરી શકાય છે.

આત્મામાં યદી સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ ઝગહળતો હશે તો, તોફાને ચડેલો ક્રોધ ભૂત પણ શમી શકે છે.

માન અજગરને પણ દમી શકાય છે.

માયા નાગણને કુટી શકાય છે.

લોભ રાક્ષસને પણ નાથી શકાય છે.

કામદેવને પણ મારી મારીને તેને ભગાડી શકાય છે. હોઠ ઉપર આવેલ હાસ્યને કંટ્રોલમા લઇ શકાય છે. વૈરાગ્ય હશે તો રતિ-અરતિને ભગાડતા કેટલી વાર ? તેમ જ શોક સંતાપ જુગુપ્સા અને ભયને પણ કુટી મારતા કેટલી વાર ?

સમ્યક્ત્વ-સમ્યગ્દર્શન-આત્મદર્શન થવામાં અવરોધ બનનાર અર્થાત્ સમ્યગ્દર્શનને ઉત્પન્ન નહી થવા દેવામાં તથા ઉત્પન્ન થયેલા દર્શનનો ઘાત કરનાર, દર્શનમોહનીય કર્મની ત્રણ પ્રકૃતિ સમ્યક્ત્વ મોહનીય, મિથ્યામોહનીય, મિશ્રમોહનીય તથા અનંતાનુબંધી કષાયની ચાર પ્રકૃતિ છે.

| | |
|---|---|
| ૧. અનંતાનુંબંધી ક્રોધ | ૩. અનંતાનુબંધી માયા |
| ૨. અનંતાનુબંધી માન | ૪. અનંતાનુબંધી લોભ |

મોહરાજાના અભેદ્ય સાતે સૈનિકોની માયાજાળમાં ફસાયેલો આત્મા જ્યાં સુધી આ સાતે સૈનિકો સાથે ધમસાણ યુદ્ધ રમીને વિજયપતાકા ગ્રહણ કરે નહીં ત્યાં સુધી કોઈ પણ આત્મા સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવા સમર્થ બનતો નથી અને કદાચ મેળવ્યું હોય તો પણ આ પ્રકૃતિઓના અભિશાપે સમ્યગ્દર્શનનું વમન થયા વિના રહેતું નથી. માટે જ સમ્યક્ત્વ સાથે ઉપરની સાતે પ્રકૃતિઓને કટ્ટર વૈર છે.

ભૂતકાળના કોઈપણ ભવભવાંતરમાં જે ભાગ્યશાળીએ મેળવેલું સમ્યક્ત્વ વમી નાખ્યું હશે તેને જ ફરીથી સમ્યક્ત્વ મેળવવાને

માટે સાતે પ્રકૃતિઓના ઉપશમની આવશ્યકતા છે. અન્યથા અનાદિકાળના મિથ્યાદૃષ્ટિ જીવને પાંચે પ્રકૃતિઓના ઉપશમનની જરૂર રહેશે, કેમકે અત્યાર સુધી સમ્યક્ત્વ મેળવ્યું જ નથી તેમને માટે સમ્યક્ત્વ અને મિશ્ર મોહનીયનો પ્રશ્ન જ રહેતો નથી તો પછી ઉપશમનની વાત જ ક્યાં રહી?

સમ્યક્ ચારિત્ર:

આ પ્રમાણે સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં જેમ સાતે કે પાંચે પ્રકૃતિઓનો ઉપશમ અનિવાર્ય છે તેમ સમ્યક્ચારિત્ર માટે ચારિત્ર મોહનીયના ઉપશમની અનિવાર્યતા રહેલી છે, અને જ્યારે ચારિત્રમોહનીય કર્મનો ઉપશમ થાય છે ત્યારે અનાદિકાળથી શુભાશુભ પ્રવૃત્તિઓ કરવાની આદતવાળા જીવની બધી પ્રવૃત્તિઓની નિવૃત્તિ થાય છે.

આ ઔપશમિક સમ્યક્ત્વ ચોથે ગુણસ્થાનકે સંભવિત છે, અને ચારિત્ર અગ્યારમે ગુણસ્થાનકે પૂર્ણ થાય છે. કેમકે ચારિત્ર-મોહનીયની શેષ રહેલી ૨૧ પ્રકૃતિઓનું ઉપશમન આ ગુણ-સ્થાનકે જ થાય છે. એટલે કે દશમા ગુણસ્થાનક સુધી મોહનીય પ્રકૃતિઓ રહે છે અને અગ્યારમે ઉપશમિત થાય છે. પરંતુ અન્તર્મુહૂર્ત સમાપ્ત થયે જ ઉપશમિત થયેલી પ્રકૃતિઓ પાછી ઉદયમા આવીને તોફાન મચાવવાની તૈયારી કરવા માટેની રાહ જોઇ રહી છે. સાધકમાં યદી અપ્રમત્તતા હશે તો આખના પલકારે પતન પામીને પાછો કર્મરાજા સાથે જબ્બરદસ્ત મોરચો માંડીને કર્મોના ભુક્કે ભુક્કા ઉડાવી મારશે. અન્યથા રતિ માત્ર સમય પૂરતો જો પ્રમાદ નડી ગયા તો સાધકને યાવત્ પહેલા ગુણસ્થાનકે પણ આવવાનું રહેશે.

(૩) ક્ષાયિકભાવ :

આ ભાવના નવ ભેદ છે.

જ્ઞાન, દર્શન, સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્ર, દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય ક્ષાયિકભાવ છે.

અનંત શક્તિસંપન્ન, નિરંજન નિરાકાર, પરમાત્મ સ્વરૂપ, શુદ્ધ, બુદ્ધ આદિ વિશેષણો આત્માના છે. તેને આપણે સાંભળતા અને વાચતા આવ્યા છીએ, પરંતુ પ્રતિપક્ષી કર્મનો સર્વથા(સમૂળ) ક્ષય થયા વિના આ વિશેષણો કોઈ કાળે પણ સાર્થક બનતા નથી માટે ક્ષાયિકભાવ પ્રકટ થતા પહેલા આત્મા પોતાની મોક્ષાભિલાષિણી પુરૂષાર્થશક્ત વડે બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યાના માધ્યમથી કર્મોના કાષ્ઠને બાળી ખાખ કરે છે, તે આ પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થયા પછી કેવળજ્ઞાન (અનંતજ્ઞાન) દર્શનાવરણીય કર્મનો સમૂળ ક્ષય થયા પછી કેવળ-દર્શન (અનંતદર્શન) મિથ્યાત્વ મોહનીયનો નાશ થયે ક્ષાયિક સમ્યક્ત્વ ચારિત્ર મોહનીયનો ક્ષય થયે, ક્ષાયિક ચારિત્ર, અને અંતરાયકર્મ નાશ થયે છતે, દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યની અનંતતા પ્રાપ્ત થાય છે.

આમાથી ક્ષાયિક સમ્યક્ત્વ ચોથા ગુણસ્થાનકથી લઈ સાતમા ગુણસ્થાનક સુધી થાય છે. ક્ષાયિક ચારિત્ર બારમે ગુણસ્થાનકે થાય છે શેષ રહેલા અનંત જ્ઞાનાદિક ભાવો તેરમા ગુણસ્થાનકે ઉત્પન્ન થાય છે અને આઠે કર્મોનો નાશ થયે સિદ્ધ અવસ્થામાં "સિદ્ધત્વ"ભાવ ઉત્પન્ન થાય છે; માટે આના નિર્દેશ નવમાં કર્યો નથી.

(૪) ક્ષાયોપશમિકભાવ :

આ ભાવના ૧૮ ભેદ છે.

૪ જ્ઞાન–મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન.

૩ અજ્ઞાન–મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન, મિથ્યાદર્શન સહ ચરિતજ્ઞાન તે અજ્ઞાન.

૩ દર્શન–ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન

૫ લબ્ધિ–દાનલબ્ધિ, લાભલબ્ધિ, ભોગલબ્ધિ, ઉપભોગ લબ્ધિ અને વીર્યલબ્ધિ

૧ સમ્યક્ત્વ

૧ ચારિત્ર

૧ શ્રાવકધર્મ (સંયમાસંયમ, વિરતાવિરત)

૧૮

પ્રારબ્ધ કર્મો બે પ્રકારના છે, તેમની શક્તિ બે પ્રકારે છે. આત્માની સંપૂર્ણ શક્તિને અવરોધી લે તે સર્વઘાતી કર્મ અને અમુક શક્તિને અવરોધે તેને દેશઘાતી કર્મ કહેવાય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અંતરાય અને મોહકર્મ આ ચારે ઘાતી કર્મ છે અને બીજા ચારે અઘાતી કર્મ છે. ઘાતી કર્મોના ઉદય સમયે આત્માની શક્તિઓ ઉપર પડદો પડે છે જેથી કેવળજ્ઞાન મેળવી શકાતું નથી અને અઘાતીકર્મો કેવળજ્ઞાનને અવરોધી શકતા નથી. કેમકે આ કર્મ કેવળ શરીરને જ હાનિ કરનારા છે.

ઘાતી કર્મની પ્રકૃતિઓમાંથી અમુક પ્રકૃતિઓ સર્વઘાતી અને અમુક દેશઘાતીની હોય છે, જે નીચે પ્રમાણે જાણવી.

૪ જ્ઞાનાવરણીય કર્મની ચાર પ્રકૃતિ

મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય અને મનઃપર્યવજ્ઞાનાવરણીય, જ્યારે કેવળજ્ઞાનાવરણીય સર્વઘાતી પ્રકૃતિ છે.

૩ દર્શનાવરણીય કર્મની ત્રણ પ્રકૃતિ

ચક્ષુદર્શનાવરણીય, અચક્ષુદર્શનાવરણીય અને અવધિદર્શનાવરણીય, જ્યારે કેવળદર્શનાવરણીય સર્વઘાતી છે.

૧ સમ્યક્ત્વ પ્રકૃતિ

૪ સંજ્વલનકષાય

૫ અંતરાય કર્મની પ્રકૃતિ

૯ નો કષાય

૨૬

કર્મ પ્રકૃતિ દેશઘાતીની છે. જેમાં પ્રતિપક્ષી કર્મનો ઉદય પણ અવશ્યંભાવી હોય તે દેશઘાતી છે.

જેમકે:-જ્યાં મતિજ્ઞાનનો ઉદય છે ત્યાં મતિજ્ઞાનાવરણીય કર્મના પણ ઉદય હોઈ શકે છે.

ચક્ષુદર્શનના ઉદયમાં ચક્ષુદર્શનાવરણીયનો ઉદય હોય છે. સમ્યક્ત્વના ઉદયમાં મિથ્યાત્વ પણ સત્તામાં રહેલું છે. દાનાદિ

લબ્ધિઓ મળેલી હોવા છતાં દાનાંતરાયાદિ કર્મોનો પણ ઉદય સંભાવિત છે.

(૫) પારિણામિક ભાવ :

આ ભાવના જીવત્વ, ભવ્યત્વ, અભવ્યત્વ આદિ ત્રણ ભેદ છે. જ્યાં જીવ છે ત્યાં જીવત્વ હોય જ છે અને જે જીવ છે ત્યાં ભવ્યત્વ કે અભવ્યત્વ પણ હોય છે. આ ભાવો સ્વતઃસિદ્ધ હોવાથી કર્મનિરપેક્ષ છે.

અસ્તિત્વ, અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્વ, અસર્વગતત્વ, અનાદિકર્મ સંતાન બદ્ધત્વ, પ્રદેશત્વ, અરુપત્વ, નિત્યત્વ આદિ ભાવો પારિણામિક જ છે; તો પણ આ ભાવો જેમ જીવાસ્તિકાયમાં હોય છે, તેમ ધર્માસ્તિકાયાદિમા પણ હોઈ શકે છે.

આ રીતેનો આગમભેદથી ભાવલોક માટેનું વક્તવ્ય પૂર્ણ થયું.

હે પ્રભો ! અધોલોક કેટલા પ્રકારે કહ્યો છે ? ભગવંતે કહ્યું કે, નીચે લખ્યા પ્રમાણે સાત પ્રકારે છે.

૧. રત્નપ્રભા પૃથ્વી અધોલોક

૨. શર્કરાપ્રભા પૃથ્વી અધોલોક

૩. વાલુકાપ્રભા પૃથ્વી અધોલોક

૪. પંકપ્રભા પૃથ્વી અધોલોક

૫ ધૂમપ્રભા પૃથ્વી અધોલોક

૬. તમઃપ્રભા પૃથ્વી અધોલોક

૭. તમસ્તમપ્રભા (અધઃ સપ્તમી) પૃથ્વી અધોલોક

ઉપર પ્રમાણે સાતરજ્જુથી સહજ અધિક, આઠ રૂચક પ્રદેશના નીચે ૯૦૦ યોજન પર્યંતમાં તિર્યગ્લોક છે, તેની નીચે આ અધોલોક આવેલો છે.

તિર્યગ્લોકના કથન માટે પ્રભુએ કહ્યું કે, આ તિર્યગ્લોકના અસંખ્યાત પ્રકાર છે, જે રૂચક પ્રદેશના નીચે ઉપર ૯૦૦ યોજનના વિસ્તારમાં આ લોક પથરાયેલો છે. જમ્બૂદ્વીપથી ઠેઠ સ્વયભૂરમણ સમુદ્ર સુધીના અસંખ્યાત દ્વીપ અને સમુદ્રરૂપે આ લોક છે. જ્યારે ઉર્ધ્વલોક ઉર્ધ્વ ભાગમાં આવ્યો છે, અથવા દ્રવ્યોનો સ્વાભાવિક પરિણામ જ્યાં અશુભ વર્તતો હોય તે અધોલોક છે. મધ્યમ પ્રકારે દ્રવ્યોનું પરિણામ હોય તે મધ્યલોક અને શુભ પ્રકારે દ્રવ્યોનું પરિણમન જ્યાં હોય તે ઉર્ધ્વલોક છે. ઉર્ધ્વલોક ૧૫ પ્રકારે છે.

૧ સૌધર્મકલ્પ ઉર્ધ્વલોકરૂપ ક્ષેત્રલોક, ૨ ઇશાનકલ્પ ઉર્ધ્વલોક ક્ષેત્રલોક, આ પ્રમાણે ૩ સનત્કુમાર, ૪ માહેન્દ્ર, ૫ બ્રહ્મ લોક, ૬ લાંતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્રાર, ૯ આનત, ૧૦ પ્રાણુત, ૧૧ આરણ, ૧૨ અચ્યુત ઉર્ધ્વલોક (૧૨ વૈમાનિક), ૧૩ ગ્રૈવેયક વિમાન ઉર્ધ્વલોકરૂપ ક્ષેત્રલોક, ૧૪ અનુત્તર વિમાન, ૧૫ ઇષત્પ્રાગ્ભાર પૃથ્વી ઉર્ધ્વલોક.

ક્ષેત્રલોકના સંસ્થાનની વાત કરતાં ભગવંતે કહ્યું કે,

અધોલોક–તપ્ર એટલે નાની નાવડી જેવો હોય છે,

સંસ્થાન-ઉંધા પાડેલા શકોરા જેવું છે.

તિર્યગ્લોક-ઝલ્લરી (ઝાલર) જેવો છે, ઝાલર ઘણી જાડી નથી હોતી પણ તેનો વિસ્તાર ઘણો હોય છે.

ઉર્ધ્વલોક-મૃદંગ જેવો છે.

લોકનું સ્વરૂપ :

લોકનું સંસ્થાન (આકાર) કેવું કહ્યું છે?

જવાબમાં ભગવંતે કહ્યું કે, હે ગૌતમ! લોક સુપ્રતિષ્ઠિત આકાર જેવો છે, સુપ્રતિષ્ઠિત એટલે લાકડાની ઘોડી ઉપર ઘડો મૂકવામાં આવે છે, તેને સુપ્રતિષ્ઠિત કહે છે. જે નીચેથી વિસ્તૃત, મધ્યમાં સંકીર્ણ અને ઉપરથી વિસ્તૃત હોય છે.

અથવા દમનો રોગી ઉધરસ ખાતી વખતે બે પગ પહોળા કરી ઊભો રહે છે અને કમર ઉપર પોતાના બન્ને હાથોને મૂકે છે, તેના જેવો આકાર લોકનો છે, જે નીચેથી વિસ્તીર્ણ છે અને ઉપર ઉપર સાંકડો થતો મધ્ય ભાગ અર્થાત્ કમરના ભાગ જેવા તિર્છાલોકમા સંક્ષિપ્ત થાય છે અને પાછો ફરીથી પહોળો થતો જાય છે.

અથવા અધોમુખે રહેલા એક મોટા શરાવના પૃષ્ઠ ભાગ ઉપર એક નાનું શરાવ સંપુટ મૂક્યું હોય તે પ્રમાણે લોક છે.

ગૌતમ! આ લોક સદૈવ શાશ્વત છે. કોઇએ અર્થાત્ શેષનાગે કે કાચબાએ આ લોકને ધારી રાખ્યો નથી કોઇએ તેને બનાવ્યો નથી, એ સ્વયંસિદ્ધ; વિના આશ્રયે આકાશ પ્રદેશોમાં સ્થિત છે,

તથા ઉત્પત્તિ સ્થિતિ અને નાશ રૂપ ત્રિગુણાત્મક એવા છ દ્રવ્યોથી પરિપૂર્ણ છે. પોતાના માથા ઉપર સિદ્ધ ભગવંતો રહેલા હોવાથી, જાણે ! ખૂબ જ આનંદ વિભોર થયો છતાં નૃત્ય કરવા માટે પોતાના પગ પહોળા કરીને ઉભો હોય તેવો લાગે છે આના ચૌદ વિભાગ કલ્પેલા છે અને પ્રત્યેક વિભાગ એક 'રજ્જૂ' પ્રમાણે છે. સર્વથા નીચેના લોકાંતથી સાતમી નારકીના ઉપરના તલપર્યંત એક 'રજ્જૂ', આવી રીતે સાતે નરકભૂમિના ઉપરના તલપર્યંત સાત રજ્જૂ થયા. રત્નપ્રભાના ઉપરના તલથી પહેલા દેવલોક બે વિમાનો આવીને રહે ત્યાં સુધી આઠમી રજ્જૂ તથા મહેન્દ્ર દેવલોકના અંત સુધી નવમી રજ્જૂ, લાંતક વિમાન સુધીમાં દશમી રજ્જૂ.

સહસ્રાર (આઠમા) દેવલોકની સીમા સુધી અગ્યારમી રજ્જૂ, અચ્યુત સુધીની બારમી રજ્જૂ, ગ્રૈવેયક સુધીમાં તેરમી, અને લોકના અંતે ચૌદમી રજ્જૂ પૂર્ણ થાય છે

અનાદિકાળથી અનંતકાળ સુધીના સદૈવ શાશ્વત આ લોકમાં, ઉત્પન્ન થયેલા અનંતજ્ઞાન-દર્શનધારી અર્હતો, જિનેશ્વરો, કેવળી ભગવંતો જીવોને પણ જાણતા હતાં, અજીવોને પણ જાણતા હતાં, આવા પ્રકારના કેવળી ભગવંતો આલોકમાથી જ સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થઇને સિદ્ધગતિમાં જાય છે, તથા સમસ્ત સાંસારિક પરિતાપોથી દુઃખોથી રહિત થઈ અનંત સુખોના ભોક્તા બને છે.

જીવ, અજીવના તથા તેમના દેશ પ્રદેશના પ્રશ્નમાં ભગવંતે કહ્યું કે, હે ગૌતમ ! અધોલોક રૂપ ક્ષેત્રલોકમાં જીવો પણ છે, અજીવો પણ છે, તથા તેમના દેશો અને પ્રદેશો પણ છે. આ જ પ્રમાણે તિર્યગ્લોક અને ઊર્ધ્વલોકમાં પણ જીવો, અજીવો તથા તેમના દેશ અને પ્રદેશો પણ છે.

ઉર્ધ્વલોક માટે વિશેષ એટલુ જાણવાનું કે ત્યાં કાળ દ્રવ્ય નહીં હોવાથી કાળ વિનાના અરૂપી દ્રવ્યોનું અસ્તિત્વ છે જ્યારે અધોલોક અને તિરછાલોકમાં કાળદ્રવ્ય સાથે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય સદેશ અને સપ્રદેશ હોવાથી સાત અરૂપી દ્રવ્યો છે. કેમકે અધોલોકમાં પણ સૂર્યના પ્રકાશ દ્વારા અભિવ્યંગ્ય કાળને સદ્‌ભાવ છે, જ્યારે ઉર્ધ્વલોકમાં તેને સદ્‌ભાવ નથી.

લોક અને અલોકનું પરિમાણ :

હે પ્રભો ! લોક કેટલો મોટો કહ્યો છે ?

જવાબમાં પ્રભુએ કહ્યું કે અસંખ્ય કોડાકોડી યોજન પ્રમાણ લોકમાં રહેલા સમસ્ત દ્વીપ અને સમુદ્રની વચ્ચે જમ્બુદ્વીપ આવેલો છે, જે સૌ કરતાં નાનો છે ગોળ થાળી જેવા આકારવાળો અને વિસ્તારમાં એક લાખ યોજન તથા પરિધિમાં ત્રણ લાખ, સોળ હજાર, બસો સત્તાવીશ યોજન, ત્રણ કોશ, ૧૨૮ ધનુષ્ય અને ૧૩ાા આંગળથી પણ સહજ વધારે છે. ધારો કે અત્યારે જ મહા બુદ્ધિવાળા, મહા દ્યુતિવાળા, મહા યશવાળા અને મહા પરાક્રમી છ દેવતાઓ જમ્બુદ્વીપમાં રહેલા મેરૂપર્વતની ટોચે છએ દિશાઓમાં ઊભા રહે તેની નીચે ચાર દિશાકુમારીઓ જમ્બુદ્વીપના છેડે રહેલી જગતી ઉપર ઉભા રહીને ચારે દિશાઓ તરફ મુખ રાખીને પોતપોતાની દિશામાં બહુ જોરથી બલિ પિંડોને લવણસમુદ્ર તરફ ફેંકે, હે ગૌતમ ! તે છએ દેવોમાંનો પ્રત્યેક દેવ તે બલિપિંડોને જમીન ઉપર પડે તે પહેલા જ વચ્ચેથી ઘણી જ ઝડપથી ગ્રહણ કરી શકવાને માટે સમર્થ હોય છે. તવી રીતે ઉતાવળી ગતિથી તે દેવો લોકાંત એટલે કે લોકનો અંત ભાગ જોવા માટે ઇચ્છાતુર થઈને વટેમાર્ગુની જેમ છએ

દિશામાં ચાલવા માંડે તે જ સમયે કોઈ ગૃહસ્થને ત્યાં એક હજાર વર્ષના આયુષ્યવાળો બાળક જન્મે, વચ્ચે તે બાળકના માતા–પિતા મરણ પામે અને આયુ પૂર્ણ કરી બાળક પણ મૃત્યુ પામે તો પણ હે ગૌતમ! તે દેવો લોકના અંત સુધી પહોંચી શકતા નથી. સ્મશાનમાં રહેલા તે બાળકના હાડકા પણ નાશ પામે યાવત્ તે બાળકની સાત પેઢી પણ નાશ પામે તો પણ તે દેવો લોકના અંત સુધી પહોંચી શકતા નથી.

આના અનુસંધાનમાં કોઇ એમ પૂછે કે તે બાળકની સાત પેઢી સુધી એક સમાન ગતિથી ચાલનારા દેવોએ અત્યાર સુધી કેટલો રસ્તો કાપ્યો? અને કેટલો રસ્તો કાપવાનો બાકી છે?

જવાબમાં ભગવંતે કહ્યું કે તે દેવોએ ઘણો માર્ગ કાપ્યો છે અને કાપેલા ભાગથી અસંખ્યાતમા ભાગનો રસ્તો હવે શેષ છે.

લોકનું સ્વરૂપ ચોખંડા ઘનરૂપ કરેલા લોકનું છે, તેના અધો-લોકમા ભવનપતિ દેવો અને નારકો રહે છે.

તિરછાલોકમાં વ્યંતર દેવો, મનુષ્યો, સમુદ્રો, દ્વીપો અને જ્યોતિષ દેવો રહે છે. ઉર્ધ્વલોકમાં વૈમાનિક દેવો અને સિદ્ધોનો વાસ છે.

અતિ લાંબા કાળ સુધી ગતિ કરનારા દેવો યદી લોકાંત ન પામી શકે? તો પછી જિનેશ્વરદેવોના જન્મ કલ્યાણકમાં અચ્યુત ઈન્દ્ર અને દેવો પાંચ રજ્જૂ પ્રમાણ માર્ગને આખના પલકારે જ કેવી રીતે કાપી લેતા હશે?

જવાબમાં પ્રભુએ ફરમાવ્યું કે 'પોતાની સામાન્ય ગતિ કરતા પણ અતિ શીઘ્ર ગતિથી તે દેવો જન્મકલ્યાણક ઉત્સવ

માટે ઝડપથી આવે છે ' વ્યવહારમાં પણ આપણે જાણીએ છીએ કે સર્વસામાન્ય કાર્યમાં માણુસ માત્ર પોતાની સ્વાભાવિક ગતિને છોડી શકતો નથી. જ્યારે સ્વાર્થભર્યા કામ માટે ગતિ તેજ હોય છે અને વધારે પડતા સ્વાર્થિક કાર્ય માટે પોતાની ગતિને વધારે તેજ કરવી પડે છે.

કલ્યાણકોમાં આવવાનું કામ સમ્યગ્દૃષ્ટિ દેવોને મન અત્યંત ઝડપનું છે, માટે પોતાની ગતિને વધારે ઝડપવાળી કરીને, તથા અત્યંત પવિત્ર એકાન્તિક કલ્યાણકારી જિનજન્મોત્સવમાં વિઘ્ન ન આવે, અથવા બીજો કોઇ ચાન્સ ઝડપી ન લે તેવા પવિત્ર હેતુથી જ દેવો શીઘ્રતાથી આવી શકે છે. જ્યારે મિથ્યાદૃષ્ટિઓને મન અર્થ અને કામદેવના કાર્યો ઝડપથી કરવાના હોય છે માટે તેમને તે કાર્યોમાં રસ છે તેથી ઈન્દ્રોની આજ્ઞા, કુતૂહલ આદિથી તે દેવો ધર્મના કાર્યોમાં રસ વિનાના હોવાથી ઉત્સાહવંત હોતા નથી.

અને સમ્યગ્વંતા દેવોને સ્વાભાવિક વિવેક, વિનય આદિ આત્મિક ધર્મની માયા હોવાથી તેમને મન અરિહંતોની ભક્તિ, તેમના કલ્યાણકોને ઉજવવાની પ્રાથમિકતા હોય છે. માટે હે ગૌતમ ! તીર્થંકર ભગવંતોના કલ્યાણકમાં બહુ જ શીઘ્રતાવાળા તે દેવો બારમા દેવલોકથી આવતા પણ તેમને વાર લાગતી નથી.

આ પ્રમાણે અલોક માટે પણ કાલ્પનિક ઉદાહરણ જાણવું. તે આ પ્રમાણે : દશ સંખ્યામાં દેવો જંબુદ્વીપના મેરૂની ચૂલિકા ઉપર દશે દિશાઓ તરફ મુખ રાખીને ઊભા રહે જ્યારે માનુષોત્તર પર્વત ઉપર આઠ દિશાકુમારિઓ ઊભી રહીને પોતપોતાની દિશામાં બલિપિંડને ફેંકે છે. તે જ સમયે એક ગૃહસ્થને ત્યાં લાખ વર્ષની ઉમરવાળો એક બાળક જનમ્યો છે. બાકી બધું પૂર્વવત્ જાણવું. તો પણ હે ગૌતમ ! તે દેવો અલોકના અંતને મેળવી શકતા નથી.

## લોકના એક પ્રદેશનું કથન :

હે પ્રભો ! લોકના એક આકાશ પ્રદેશમાં એકેન્દ્રિય જીવોના પ્રદેશો યાવત્ અતીન્દ્રિય જીવોના પ્રદેશો બધા એકી સાથે અન્યોન્ય બદ્ધ, અન્યોન્ય સ્પૃષ્ટ, અન્યોન્યાવગાઢ, તથા અન્યોન્ય સ્નેહપ્રતિબદ્ધ થઈને સમભર ઘટની જેમ રહે છે, તો તેઓ એક બીજાને બાધા (પીડા) વ્યાબાધા (વિશેષ પીડા) પહોંચાડી શકે છે ? અથવા એકબીજાની આકૃતિનો ભંગ કરી શકે છે ?

જવાબમાં ભગવંતે 'ના' કહી છે. કારણ આપતા ભગવંતે કહ્યું કે, એક નર્તકી (નાચનારી) છે જે સાક્ષાત શૃંગારની મૂર્તિ જેવી, સુંદરમાં સુંદર વેષ પરિધાન કરનારી છે, અને સંગત, હસિત, ભણિત, સ્થિત, વિલાસ, સંગીત તથા સલાવમાં અતિ નિપુણ છે તથા પોતાની રંગશાળામાં ૩૨ પ્રકારની નાટ્ય વિધિમાંથી એક નાટકની રજૂઆત કરી રહી છે. ચારે બાજુથી હજારો પ્રેક્ષકો આંખનો પલકારો માર્યા વિના જ તેને જોઈ રહ્યા છે. ખીચોખીચ ભરાયેલી રંગશાળા ( નાટક થિએટર )માં બેઠેલા અસંખ્ય માણસોની દૃષ્ટિઓ એકી સાથે જ નર્તકી ઉપર પડી રહી છે, અને તે બધી દૃષ્ટિઓ તે નર્તકીને કોઈ જાતની બાધા-વ્યાબાધા કરતી નથી. અથવા તે નર્તકી પોતે તે દૃષ્ટિઓને કોઈપણ જાતની બાધા વ્યાબાધા કરી શકતી નથી અથવા તે હજારો લાખો માણસોની દૃષ્ટિઓ પરસ્પરમાં એક બીજાને બાધા-વ્યાબાધા પહોંચાડતી નથી તે જ રીતે લોકાકાશના એક પ્રદેશમાં ગમે તેટલા જીવોના પ્રદેશો પણ એક બીજાને બાધા-વ્યાબાધા કરી શકવાને માટે સમર્થ નથી.

આ ઉપરાંત બીજી બધી વાતો મૂળ સૂત્રથી જાણવી.

**દશમો ઉદ્દેશો સમાપ્ત.**

# શતક અગ્યારમું : ઉદ્દેશક—૧૧

આ ઉદ્દેશામાં વાણિજ્યગ્રામનું વર્ણન, દુતિપલાશક ચૈત્યનું વર્ણન, કાળદ્રવ્યના પ્રકાર, પ્રમાણકાળનું પ્રરૂપણ, હસ્તિનાપુર નગરનુ વર્ણન, બલરાજ તથા પ્રભાવતી રાણીનું વર્ણનવાસ, સ્વપ્નાવલોકન આદિનું વર્ણન, મહાબલકુમાર ધર્મઘોષ આચાર્યનું આગમન, વૈરાગ્ય, દીક્ષાનુ વર્ણન, બ્રહ્મદેવલોકમાં જવુ, ત્યાથી સુદર્શનરૂપે જન્મ, જાતિસ્મરણ અને દીક્ષાનું વર્ણન વિસ્તૃત છે.

## સુદર્શનશેઠનું વર્ણન

તે કાળે અને તે સમયે 'વાણિજ્યગ્રામ' નામે નગર હતું. તેમા દ્દુતિપલાશ નામે ચૈત્યોદ્યાન હતો, પૃથ્વીશિલા પટ્ટક હતું, ત્યાં સુદર્શન નામે એક શેઠ હતાં જે ધનવાન, દેદીપ્યમાન, તેજસ્વી હતાં. તમની પાસે ઘણી હાટ હવેલીઓ, શયનો, આસનો, ગાડીઘોડા આદિ હતા. વિપુલ ધન, વૈભવ, સુવર્ણ, ચાંદી હીરા મોતી માણેક આદિથી યુક્ત હતા તે શેઠ આયોગ (લાભ માટે વ્યાપાર આદી કરવામાં) પ્રયોગ (કાર્યના પ્રારંભમા તેના પરીણામનો વિચાર કરવો)મા નિપુણ હતો, તેને ત્યાં ઘણા પ્રકારે ખાદ્યસામગ્રી, અનેક દાસ–દાસી, ગાય–ભેસ–ઘેટા આદિનો સમુદાય હતો. પોતે પ્રભાવશાળી હોવાથી સર્વથા અપરાજિત હતા, કોઇનાથી ગાંજ્યો જાય તેવો ન હતો શ્રમણોપાસક હોવાથી જીવ–અજીવ આદિ તત્ત્વોનો, પુણ્યપાપ આદિના ભેદોનો, આશ્રવ–સંવર તત્ત્વના માર્ગનો જાણકાર હતો, માટે જ તે શેઠ સંસારમાં રહ્યો છતાં પણ મોક્ષનો અભિલાષુક હતો.

તે કાળે અને તે સમયે ચરમ તીર્થંકર ભગવંત મહાવીર-

સ્વામી ચતુર્વિધ સંઘની સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતા તે ગામમાં પધાર્યા ગામના લોકો સમવસરણમાં ગયા અને વંદન નમન કરીને પ્રભુની ઉપાસના કરી.

તે સમયે ભગવંતનું આવાગમન સાંભળીને સુદર્શનશેઠ ઘણા જ રાજી થયા અને તેમનુ મન આનંદથી નાચી ઊઠ્યુ, રોમરોમ પ્રસન્ન થયા, મુખકમળ વિકસિત થયું. કાન, ભગવતની વાણી સાંભળવા માટે ઉત્સુક થયાં અને આંખલડીમાં નવું ઓજ આવ્યું.

જાણે કાનને લલકાર કરતી કહેતી હતી કે! અત્યારસુધી ભગવતની વાણી એકલા કાન જ સાંભળી રહ્યા હતા પણ હવે તો મને પણ દેવાધિદેવને નજરોનજર જોવાનો અવસર આવી ગયો છે. આવી રીતે પ્રસન્ન થયેલા શેઠે સ્નાન કર્યું, બલિકર્મ કર્યું. કૌતુક–મંગળ તથા પ્રાયશ્ચિતવિધિ પતાવી અને સભાને યોગ્ય વસ્ત્રોનુ પરિધાન કર્યું. યથોચિત સ્થાને થોડા પણ કિંમતી આભૂષણો પહેર્યા તથા સારા શુકન જોઈને પરમાત્મા શ્રી અરહંતદેવને વાંદવા માટે ઘેરથી નીકળ્યો. મસ્તક પર કોરટેક પુષ્પોની માળાથી યુક્ત છત્ર ધાર્યું હતું. ઘણા પુરૂષોની સાથે પગપાળો તે શેઠ આગળ વધ્યો, અને ગામથી બહાર જ્યાં ચૈત્યોદ્યાન હતો, સમવસરણ હતુ ત્યાં આવ્યો અને દેવાધિદેવ ભગવંત મહાવીરસ્વામીને વંદના કરીને મન–વચન–કાયાથી પર્યુપાસના કરી. યથોચિત આસને બેઠેલા સુદર્શનશેઠને ઉપલક્ષ્ય કરી ભગવંતે ઉપદેશ કર્યો તે આ પ્રમાણેઃ–

અનાદિકાળથી અવિચ્છિન્ન આ સંસારમાં જીવો અને અજીવો પણ અનાદિકાળના છે, જીવ ચૈતન્ય છે, અજીવ જડ છે પણ ખાણમાં રહેલા સુવર્ણ અને માટીની જેમ અનાદિકાળથી મિશ્રિત

રૂપે રહેલા છે. કોઇનાથી પણ અનુત્પાદિત જીવ કર્મવશ બનીને પોતે પોતાની મેળે જ ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે.

કોઈક સમયે દુર્ગતિ અને બીજા સમયે સદ્દગતિને ભોગવતો જીવ પોતાના પુરૂષાર્થ બળે જ મનુષ્ય અવતાર, માનવતા, આર્યખાનદાન, આર્યભાષા અને આર્યધર્મને પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ બને છે, ત્યારે કર્મોનું જોર ઘટતુ જાય છે અને પોતાની અનંત શક્તિ તરફ આગળ વધતો આત્મા 'જૈનત્વ'ને પ્રાપ્ત કરવા શક્તિસમ્પન્ન બને છે તથા પ્રાપ્ત થયેલા 'જૈનત્વ'ને ચિરસ્થાયી બનાવવા માટે આશ્રવોના દ્વાર બંધ કરે છે.

તે આ પ્રમાણે:-જે વસ્તુ ભોગવી શકાતી નથી તેનો ત્યાગ કરે છે, જે ભોગની આશા નથી તેની આશાને છોડી દે છે, જે વસ્તુ ખાઈ શકાતી નથી, અથવા જે ખાનદાનીમાં જે વસ્તુ ખાવાની મનાઈ છે, અથવા જે વસ્તુ ખાવાથી ખાનારનું લોહી યાવત શુક્ર(વીર્ય)માં તામસિકતા ઉત્પન્ન થાય છે તે પદાર્થો જાણી બુઝીને છોડી દે છે, જે વનસ્પતિ ખાવાથી ઘણું પાપ લાગે તેને છોડી દે છે બેમર્યાદ ભોગ વિલાસો, ચેષ્ટાઓ, મશ્કરીઓ, અસંબદ્ધ ભાષાઓને પણ છોડી દેવા માટે પ્રયત્ન કરે છે અને તેમ કરીને ભોગ્ય તથા ઉપભોગ્ય પદાર્થોને મર્યાદિત કરે છે, તથા જે સર્વથા ત્યાજ્ય છે તેનો સમૂળ ત્યાગ કરે છે.

"ગઈ કાલે જીવાત્મા મિથ્યાત્વી હતો, મોહકર્મી હતો, માયાવી હતો, પણ આજે સમ્યક્ત્વી બન્યો છે માટે ગઈ કાલના જીવનનો ત્યાગ કરીને આજે મર્યાદિત થાય છે." "જાનવરોના ભોગવિલાસો બેશરમ હોય છે, અને મિથ્યાત્વીઓના અમર્યાદિત હોય છે; માટે જૈનત્વને ટકાવવા માટે બેશરમ કાર્યો અને અમર્યાદિત

ચેષ્ટાઓને ત્યાગીને શુદ્ધ થાય છે જેથી પ્રાપ્ત થયેલું સમ્યક્ત્વ શુદ્ધ બનશે અને ક્ષાયિક સમ્યક્ત્વ તરફ તેનું પ્રયાણ થશે.

આ પ્રમાણે ભગવંત મહાવીરસ્વામીની વાણીથી પ્રભાવિત થયેલા સુદર્શન શેઠ જૈનત્વના આરાધક થવા માટે પાપોના પરિહારરૂપ શ્રાવક ધર્મનો સ્વીકાર કરે છે. સારાંશ કે તીર્થંકરદેવોની વાણી સાંભળીને મિથ્યાત્વીઓ સમ્યક્ત્વધારી બને છે, વ્રતભ્રષ્ટ જીવો વ્રતધારી બને છે અને જૈનત્વના વિરાધકો સત્યાર્થમાં આરાધક બને છે, એ જ પ્રમાણે સુદર્શન શેઠ પણ સમ્યક્ત્વી, વ્રતધારી અને જૈનત્વના આરાધક બન્યા. ત્યાર બાદ પોતાની ઉત્થાનશક્તિ વડે ઉભા થઈને મહાવીરસ્વામી પાસે આવ્યા અને પ્રભુની સન્મુખ ઉભા રહીને આ પ્રમાણે પૂછ્યું કે—

હે પ્રભો ! તમારા શાસનમાં 'કાળ' કેટલા પ્રકારે કહ્યો છે ? જવાબમાં ભગવંતે કહ્યું કે હે સુદર્શન ! મારા શાસનમાં 'કાળ' ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

૧. પ્રમાણ કાળ
૨. યથાયુનિવૃત્તિ કાળ
૩. મરણ કાળ
૪. અદ્ધા કાળ

જે કાળથી ૨-૪-૧૦-૨૦-૧૦૦ વર્ષ આદિનું પ્રમાણ અથવા વર્ષ માસ આદિનો નિર્ણય કરી શકાય તેને પ્રમાણકાળ કહે છે. સામાન્ય કાળ કરતાં આ પ્રમાણકાળમાં દિવસ અને રાત્રિના ભેદનો ખ્યાલ આવે છે કે ચાર ચાર પૌરિષીનો દિવસ અને ચાર પૌરિષીની રાત્રિ હોય છે.

આયુષ્યનો બંધ જે પ્રકારે હોય છે, તે નારકાદિરૂપ આયુષ્યને યથાયુનિવૃત્તિ કાળ કહેવાય છે. સામાન્ય આયુષ્યકાળનો અનુભવ

તો માત્ર તમામ સંસારી જીવને હોય છે, પણ અહીં નારકાદિ જીવોનું ગ્રહણ છે, જ્યાં તેમનું આયુષ્ય નિયત છે. મરણકાળ જે મરણથી યુક્ત છે અને અદ્ધાકાળ સમય–આવલી આદિને કહે છે.

(૧) પ્રમાણકાળ :

ભગવંતે કહ્યું કે આ કાળના બે ભેદ છે.

(૧) દિવસ પ્રમાણકાળ અને (૨) રાત્રિ પ્રમાણકાળ.

આપણે સૌ પ્રત્યક્ષરૂપે જોઈએ છીએ કે વર્ષના ૩૬૦ દિવસમાં દિવસ અને રાત્રિઓનું પ્રમાણ એક સરખું રહેતું નથી. ગ્રીષ્મ-ઋતુમાં દિવસ મોટો હોય છે, અને રાત્રિ ટૂંકી હોય છે. જ્યારે ઠંડીની મોસમમાં દિવસ ટૂંકો અને રાત્રિ મોટી હોય છે ટૂંકો દિવસ કે ટૂંકી રાત્રિ અથવા મોટો દિવસ કે મોટી રાત્રિ એક જ દિવસમા કે એક જ મિનિટમાં થતા નથી, પણ ઋતુના ફેરફારથી તેમાં દિનપ્રતિદિન થોડો થોડો વધારો ઘટાડો થતાં થતાં એક દિવસ પાછો દિવસ અને રાત્રી એકસમાન થતાં ૧૨ કલાકનો દિવસ અને ૧૨ કલાકની રાત્રી થઈ જાય છે. આવા પ્રકારના ફેરફારમાં સૂર્યની ગતિ જ મુખ્ય કારણરૂપ હોય છે. જેમ સૂર્ય પૂર્વ દિશામા ઉદય પામે છે, ત્યાથી અમુક મોસમમા દક્ષિણ તરફના આકાશમાર્ગે રસ્તો કાપે છે અને અસ્ત થવાના સમયે બરાબર પશ્ચિમ દિશામાં આવીને અસ્ત થાય છે. આને સૂર્યની દક્ષિણાયન ગતિ કહેવાય છે, અને જ્યારે ઉત્તર બાજુનો આકાશ-માર્ગ કાપે છે ત્યારે તેની ઉત્તરાયણ ગતિ કહેવાય છે.

આકાશમાં કરોડોની સંખ્યામાં રહેલા તારાઓમાં ૨૮ નક્ષત્ર છે, અને ૧૨ રાશિ છે. ૩૦ દિવસના એક મહિનામાં સૂર્ય

સવાએ નક્ષત્રને અર્થાત્ એક રાશિને ભોગવતો લગભગ ૩૬૦ દિવસમાં બારે રાશિને પૂર્ણરૂપે ભોગવી લે છે. એટલે મેષરાશિના પ્રથમ અંશથી ચાલુ થઈને બાર મહિને સૂર્ય પાછો મેષ રાશિ ઉપર આવીને સવાર થાય છે ત્યારે નવું વર્ષ ચાલુ થાય છે.

પરંતુ પ્રત્યેક પ્રદેશોમા નવું વર્ષ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે ચાલુ થાય છે. જેમ કે ગુજરાત પ્રાન્તમાં વ્યાપારી ધોરણે કાર્તિક સુદિ ૧ થી જ્યારે બીજે અષાઢ સુદિ ૧ થી અને મોટા ભાગે ચૈત્ર સુદિ ૧થી વર્ષ ચાલુ થાય છે.

અમુક રાશિના કળા–વિકળા ઉપર સૂર્ય અને ચન્દ્રમા જ્યારે ભેગા થાય છે તેને અમાવાસ્યા કહે છે "अमा वै सूर्य–चन्द्रमसौ सह वसत इति अमावास्या" પરંતુ જ્યારે સૂર્યની કળા-વિકળાથી ચન્દ્રની કળા–વિકળા અમુક સંખ્યામાં આગળ વધે ત્યારે પ્રતિપદાદિ તિથિઓનું નિર્માણ થાય છે. આવો ક્રમ અનાદિકાળથી વણથંભ્યે ચાલુ છે આમા કદી પણ વિક્ષેપ પડતો નથી, કોઈ પાડનાર નથી અને ભવિષ્યમા પણ વિક્ષેપ પડવાનો નથી.

સમ્યગ્જ્ઞાનપૂર્વક સમ્યક્ચારિત્રનો આરાધક જ્યારે નિર્વ્યાજ તથા સાત્ત્વિક તપશ્ચર્યાધર્મની આચરણા કરે છે ત્યારે તે પુણ્ય-શાલીઓના મોઢે પોરસી સાઢપોરસી આદિ શબ્દોનું ઉચ્ચારણ રહ્યા કરે છે. આવી રીતની પોરસી–પહોર–પ્રહર–પોરિસી અને પૌરૂષી જે એક જ અર્થના વાચક શબ્દો છે તેની સમય મર્યાદા એક સમાન હોતી નથી. તેથી ભગવતે કહ્યું કે હે ગૌતમ! વધારેમા વધારે પોરસીનો સમય ૪॥ મુહૂર્તનો હોય છે.

૨૪ મિનિટ=૧ ઘડી

૨ ઘડી, (૪૮ મિનિટ)=૧ મુહૂર્ત હોય છે.

૪૮×૪॥=૨૧૬ મિનિટ=૩ કલાક ૩૬ મિનિટ.

જ્યારે ૧૮ મુહૂર્ત એટલે ૧૪ કલાક અને ૨૪ મિનિટ પ્રમાણેનો દિવસ કે રાત્રી હોય છે ત્યારે પોરસીનું પ્રમાણ દિન માનના ચોથા ભાગે અર્થાત્ ૩ કલાક અને ૩૬ મિનિટની પોરસી હોય છે, તથા જઘન્યથી ૧૨ મુહૂર્ત એટલે ૯ કલાક અને ૩૬ મિનિટનું દિનમાન હોય છે ત્યારે પોરસી ૩ મુહૂર્તની એટલે ૨ કલાક ૨૪ મિનિટની પોરસી સમજવી.

જ્યારે ૪॥ મુહૂર્તની પોરસી હોય ત્યારે તેમાંથી એક મુહૂર્તના ૧૨૨મા ભાગ પ્રમાણે ઘટાડો કરતાં કરતાં પોરસીનું પ્રમાણ ૩ મુહૂર્તનો આવી જશે. અને પોરસી પ્રમાણ જ્યારે ૩ મુહૂર્તનું હોય છે ત્યારે ૧૨૨મો ભાગ વધારતા ૪॥ મુહૂર્તનું માન આવી જશે. વચ્ચમાં રહેલા ૧૮૩ દિવસમાં ક્રમશઃ ઘટવધ થાય છે.

પ્રશ્ન—હે પ્રભો ! દિવસ અને રાત્રિનો પહોર ૪॥ મુહૂર્તનો ક્યારે થાય છે ?

ભગવંતે કહ્યું કે, જ્યારે ૧૮ મુહૂર્તનો દિવસ અને ૧૨ મુહૂર્તની રાત્રી થાય છે ત્યારે દિવસનો પહોર ૪॥ મુહૂર્તનો થાય છે અને વિપરીતે ૩ મુહૂર્તનો પહોર થશે.

૧૮ મુહૂર્તનો દિવસ ક્યારે થાય છે ?

જવાબમાં ભગવંતે કહ્યુ કે પાંચ વર્ષના યુગના છેલ્લા વર્ષની આષાઢી પૂર્ણિમાએ ૧૮ મુહૂર્તનો દિવસ અને ૧૨ મુહૂર્તની રાત્રી અને પૌષી પૂર્ણિમાએ ૧૮ મુહૂર્તની રાત્રિ તથા ૧૨ મુહૂર્તનો દિવસ હોય છે તથા ચૈત્ર અને આસો માસની પૂર્ણિમાએ રાત્રી દિવસ સરખા આવે છે.

જ્યારે નિશ્ચય નયે કર્ક અને મકરસંક્રાંતિ પછી ૯૨મા દિવસે રાત દિવસ સમાન હોય છે ત્યારે ૩ કલાકની પોરસી સમજવી.

(૨) યથાયુર્નિવૃત્તિકાળ :

જે કોઈ જીવે નરક, તિર્યંચ, મનુષ્ય કે દેવગતિનુ આયુષ્ય જે પ્રકારે અન્તમુહૂર્તાદિરૂપે બાંધ્યું હોય તેને તે પ્રકારે ભોગવવું તે યથાયુર્નિવૃત્તિ કાળ છે.

(૩) મરણકાળ :

જે કાળે જીવનો શરીરથી વિયોગ થાય અથવા શરીરનો જીવથી વિયોગ થાય તે મરણકાળ છે.

(૪) અદ્ધા કાળ :

સમય-આવલિકા યાવત્ પલ્યોપમ, સાગરોપમ વગેરે સમજવું જે પહેલા ભાગમાં સ્પષ્ટ થયું છે.

આ પલ્યોપમ અને સાગરોપમથી નરક ગતિના તથા દેવ ગતિના જીવોનું તથા મનુષ્યો અને તિર્યંચોનું માપ નીકળે છે.

નારક અને દેવોનું જઘન્ય આયુષ્ય ૧૦ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમનું નિશ્ચિત છે.

સુદર્શન શેઠે પૂછ્યું કે હે પ્રભો ! ચાર યોજન લાંબા-ચોડા અને ઊંડા ખાડામા નાખેલા યુગલિક મનુષ્યોના વાળોના એકેક ટૂકડાને સોસો વર્ષે કાઢવામા આવે તો પલ્યોપમ અને ૧૦ કોડાકોડી પલ્યોપમના એક સાગરોપમ શી રીતે પૂરા થાય? કોઈના થયા છે ? આપણા જીવાત્માએ ભવભવાંતરમાં શું આવી રીતના પલ્યોપમ અને સાગરોપમ પૂર્ણ કર્યા હશે ?

જવાબમાં ભગવંતે કહ્યું કે, હે સુદર્શન! તારા પોતાના જીવે જ અનંત સંસારમાં કેટલાએ સાગરોપમો કેટલીએ વાર પૂરા કર્યા છે એમ કહીને ભગવંતે સમવસરણમાં સુદર્શન શેઠની કથાનો આ પ્રમાણે પ્રારંભ કર્યો :

## શેઠનું પૂર્વભવીય વૃત્તાંત :

હસ્તિનાપુર નગરમાં 'બલ' નામે રાજા હતો, તેને પ્રભાવતી રાણી હતી, જે બધાએ અંગો-પ્રત્યંગોથી પૂર્ણ હતી, પાંચે ઈન્દ્રિયોની પટુતા હોવાથી સુંદર હતી, મહાસુંદર હતી. એક દિવસે અત્યંત રમણીય-અકલ્પનીય પલંગ ઉપર સૂતેલા રાણીએ અર્ધજાગૃત અવસ્થામાં, અગમ્ય સ્વરૂપ, ઉદાર કલ્યાણરૂપ-શિવ કરનારા, મંગળ દેનાર, ધનધાન્ય, રાજપાટ, ઈજ્જત આબરૂ માન-સન્માનને આપનાર તથા વધારનાર, આકાશમાંથી ઉતરતા સિંહને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો અને પ્રભાવતી રાણીજી જાગી ગયા, શેષ વર્ણન કલ્પસૂત્રથી જાણવું. સ્વપ્ન જોઈને ખૂશ થયેલા રાણીજી પોતાના પતિની શય્યા પાસે આવ્યા અને તેવા પ્રકારની મિષ્ટ, ઉદાર, સ્પષ્ટ, અહિંસક અને આનંદપ્રદ વાણીથી પોતાના પતિને આવેલું સ્વપ્ન કહ્યું.

સ્વપ્ન સાંભળીને ખૂશ થયેલા રાજાએ સ્વપ્નલક્ષણ પંડિતોને બોલાવ્યાં. પંડિતો આવ્યા રાજાજીએ સત્કારપૂર્વક પંડિતોને સ્વપ્નના ફળવિશેષ માટે પૃચ્છા કરી. પંડિતોએ સ્વપ્નલક્ષણ શાસ્ત્રની પદ્ધતિએ ફળો કહ્યાં, રાજારાણી ખૂશ થયા. ગર્ભનું પોષણ થાય તવી રીતે આહાર-વ્યવહાર વગેરે કરતાં રાણીએ ગર્ભનું રક્ષણ કર્યું. ઈત્યાદિ વાતો કલ્પસૂત્રથી શબ્દશઃ જાણી લેવી. ગર્ભધારણના દિવસથી નવ મહિના સાડાસાત દિવસે રાણી પ્રભાવતીએ પુત્રરત્નને જન્મ આપ્યો. જે પુત્રના હાથપગના

તળીઆ સુકુમાર હતા, તલ–મષા અને રેખાઓથી દેદીપ્યમાન શરીર હતું, માથાના વાળ કાળા કાજળ જેવા, આંખો કમળના પાંદડા જેવી, દાંત દાડમના દાણા જેવા, નાક પોપટની ચાંચ જેવું, મુખકમળ પૂર્ણિમાના ચંદ્ર જેવું, હનુ (હડપચી) ખૂબ મજબુત, હાથ ભુંગલ જેવા લાંબા, તથા ઢીંચણ સુધી સુખપૂર્વક પહોંચી જતા હતા. જંઘા હાથીની સૂંઢ જેવી, નાભી ગંભીર–ગુપ્ત અને રમણીય હતી. પેટમાં પણ રેખા સ્પષ્ટ–દેખાતી હતી. બળદ અને હંસ જેવી ચાલ હતી, પગમાં મહાપુરુષોને શોભે તેવી રેખાઓ હતી, કપાલ અષ્ટમીના ચંદ્ર જેવું, શરીરની ઉંચાઈ ૧૦૮ આંગળની હતી, કુખ ઉંચી હતી, છાતી વિશાળ હતી, કમર પાતળી અને નખ લાલ અને પાતળાં હતા. વિનયની મૂર્તિ, વિવેકનું ઘર, અતિથિદાનમા પ્રેમી, બોલવામાં મિષ્ટ અને મિતભાષી હતો, તથા દીનદુઃખીઓનો સંરક્ષણકર્તા હતો.

પૂર્વભવની સંયમ આરાધના લઈને અવતરેલો આ રાજકુમાર માતા પિતાનો લાડકો, કાકા કાકીઓનો પ્રેમપાત્ર, મામા માસીઓને માટે સ્નેહાળ તથા માસા માસીઓની આખને ઠંડક આપનારો હતો.

રાજાજીએ પાંચ ધાઈ માતાઓ રાખીને પુત્રનું પોષણ કરાવ્યું અને યોગ્ય ઉંમરે સારા, સભ્ય, સજ્જન, સદાચારી, શિયળ-સંપન્ન પંડિતો પાસે વિદ્યાભ્યાસ માટે મૂક્યો, ત્યાં શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રવિદ્યામાં મહાબળ રાજકુમાર ત્વરાથી પારંગત થયો, સાથોસાથ રાજનીતિમાં કૌશલ્ય, સંધિવિગ્રહમાં પ્રાવીણ્ય, પ્રજાપાલનમાં દાક્ષ્ય, યુદ્ધકળામાં શૌર્ય, ધનુવિદ્યામાં નૈપુણ્ય, સંગીત કળામાં પાંડિત્ય, તથા દીન દુઃખીઓ પ્રત્યે કારૂણ્યભાવ કેળવી શકયો હતો.

ભોગ્યયોગ્ય ઉંમરમાં આવેલા મહાબળ રાજકુમારને જોઇને બળરાજાએ વિચાર્યું કે રાજકુમાર હવે પર્યાપ્ત રૂપે ભોગ ભોગવવાને માટે સમર્થ થયો છે. તેથી સારા કારીગરો પાસેથી આઠની સંખ્યામાં ઉત્તમ મહેલો બંધાવ્યા, જે ગગનચુંબી, અતિ શુભ્ર અને મનોહર હતા, આ મહેલોની વચ્ચે એક ભવન અત્યંત વિશાળ ચણાવ્યું જે સેંકડો સ્તંભોથી સુશોભિત હતું. ત્યાર પછી યથાયોગ્ય સમયે બળરાજાએ શુભ તિથિ, દિવસ, નક્ષત્ર, કરણ તથા સારા મુહૂર્તે મહાબળ રાજકુમારના વિધિવિધાનપૂર્વક આઠ રાજકન્યાઓ સાથે લગ્ન કર્યા. જે કન્યાઓ કુમારને માટે સર્વથા અનુકૂળ હતી, સમાન રૂપવાળી હતી, શરીર આદિને કારણે બધી એક સરખી હતી, વિવાહના નિમિત્તે કુમારના માતપિતાએ નીચે પ્રમાણે પ્રીતિદાન આપ્યું.

૮ કરોડ ચાંદીના સીક્કા, ૮ કરોડ સોનાના સીક્કા, ૮ મુગટો, ૮ કુંડળની જોડીઓ, આઠ હાર, અર્ધ હાર, એક સરા હાર, મુક્તાવલી હાર, કનકાવલી હાર, રત્નાવલી હાર, આદિ આઠ કડાઓ, ઉત્તમ વસ્ત્રોની આઠ જોડીઓ, શ્રી દેવી, હ્રી દેવી, કીર્તિ દેવી, બુદ્ધિદેવી, લક્ષ્મીદેવી, ધૃતિદેવીની આઠ આઠ પુતળીઓ, આઠ શય્યાઓ, પલંગો, આઠ ગોકુલો (૧૦-૧૦ હજારની સંખ્યા=૧ ગોકુલ), આઠ નાટક મંડળીઓ, લક્ષ્મીના ભંડાર જેવા આઠ ઘોડાઓ, આઠ પાલખીઓ, આઠ રથો, આદિ સંપૂર્ણ સામગ્રી આપી, અને રાજકુમારે પ્રત્યેક સામગ્રીને સરખે ભાગે પોતાની પત્નીઓને આપી આ પ્રમાણે જમાલીની જેમ ઉત્તમ સંસાર ભોગોને ભોગવતા રાજકુમારે સંસારમાં ઘણા વર્ષો પૂરા કર્યા.

તે કાળે તે સમયે આ અવસર્પિણીના તેરમા તીર્થંકર વિમલનાથ ભગવંતના શિષ્ય-પ્રશિષ્ય ધર્મઘોષ નામના મુનિરાજ

વિચરતા હતાં. એક દિવસે પોતાના ૫૦૦ મુનિઓની સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં હસ્તિનાપુરના સહસ્રામ્રવનના ઉદ્યાનમાં પધાર્યા છે વનપાલકની આજ્ઞા (અવગ્રહ–યાચના) લઈને પોતાના આત્માને તપ સંયમમાં ભાવિત કરતા હતાં

ગામમાં ખબર પડતા જ લોકો તેમનો ધર્મોપદેશ સાંભળવા માટે આવ્યા, અને પોતપોતાને સ્થાને ગયા.

મુનિશ્વરને વંદન કરવા માટે જતી આવતી જનતાના કોલાહલને સાંભળીને મહાબલકુમારે આશ્ચર્યમાં આવીને પોતાના એક દાસને પૂછ્યું કે : 'આ કોલાહલ શા માટે છે?' જવાબમાં દાસે કહ્યું : 'ઉદ્યાનમાં ધર્મઘોષ નામના અણગાર પધાર્યા છે.' આ સાંભળીને જમાલીની જેમ મહાબલકુમાર પણ રથમાં બેસીને ઉદ્યાનમાં આવ્યો અને ધર્મઘોષ નામના મુનીશ્વરને વંદન–નમસ્કાર કરી ઉપદેશ સાંભળવા માટે યથોચિત સ્થાને બેઠો. જનતા સમક્ષ સમ્યગ્ ધર્મોપદેશને આપતા ધર્માચાર્યે કહ્યું કે, ઓ માનવ! પૂર્વભવના ઉત્કૃષ્ટ તપ પુણ્યયોગથી મેળવેલા આર્યધર્મ અને આર્ય ખાનદાનમાં જો ધર્મ્ય–ન્યાય્ય આચરણ ન કરી શક્યા તો અધર્મ તરફ પ્રસ્થાન કરતો જીવાત્મા હિંસા–જૂઠ, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહમાં મસ્તાન બનીને આવનારા સેંકડો હજારો કે લાખો ભવાવતારોને બગાડનાર બનશે, માટે પુરૂષાર્થબળ કેળવીને મોક્ષાભિનંદી બનવા માટે જ આગ્રહ રાખશો.

અનંતસુખોથી પૂર્ણ મોક્ષ મેળવવાને માટે ઉર્ધ્વરેતા (વીર્યશક્તિનું ઉર્ધ્વગમન) સર્વથા અનિવાર્ય છે અને ઉર્ધ્વરેતા થવાને માટે આત્મિક સંયમ દ્વારા વીર્યના અધોગમનને રોકવા માટે સંયમ સ્વીકારવા સિવાય બીજો એકેય માર્ગ નથી. આ કારણે જ તીર્થંકર પરમાત્માઓ, ચક્રવર્તીઓ, બળદેવો, તથા રાજા

મહારાજાઓ પણ રાજ્યપાટ તથા વાડી-ગાડી અને લાડીનો ત્યાગ કરીને સંયમ સ્વીકારે છે, અને પોતાની બધીએ શક્તિઓનુ ઉર્ધ્વગમન કરીને કેવળજ્ઞાનના માલિક બની લાખો કરોડો જીવાત્માઓના તારણહાર બને છે.

સંયમથી મૈથુન કર્મનો મનસા–વચસા ત્યાગ કરાશે, પૌદ્ગલિક પદાર્થો તથા સાંસારિક માયાના જાળાને છેદાશે ત્યારે જ આત્મા પોતે જ પરમાત્મા બનવા પામશે.

આ રીતે ધર્મોપદેશ સાંભળીને રાજકુમારે સંયમ લેવાની ભાવના કરી, અને ઘેર આવીને માતા-પિતાની દીક્ષા લેવા માટેની આજ્ઞા માગી. શેષ સંવાદ જમાલીકુમારની જેમ શબ્દશઃ જાણી લેવો. વિશેષમાં પિતાના તથા માતાના આગ્રહને વશ થઈ દબદબાભર્યા આડંબરપૂર્વક મહાબલકુમારનો રાજ્યાભિષેક થયો ત્યાર પછી એક દિવસે તે કુમારના માતાપિતાએ પૂછ્યું કે "હે પુત્ર! તારા માટે અમે શું ઈષ્ટ કરીએ." જવાબમાં મહાબલ-રાજકુમારે કહ્યું કે, 'હે માતાજી તથા હે પિતાજી! આપશ્રી મારા આત્માનું ઈષ્ટ જ ઇચ્છતા હો તો, કુત્રિકાપણ દુકાનમાંથી એક રજોહરણ અને પાત્ર મંગાવી આપો, તથા ગાજાને બોલાવી લાવવાની વ્યવસ્થા કરાવી આપો' ત્યાર પછી દીક્ષા આદિના પ્રસંગોનુ વર્ણન જમાલીની જેમ જાણવું. ચઢતે પરિણામે દીક્ષિત થયેલા મહાબલમુનિએ ૧૪ પૂર્વોનું અધ્યયન કર્યું. છઠ્ઠ અઠ્ઠમ આદિ તપશ્ચર્યાઓથી શ્રમણપર્યાયનું પાલન કરીને છેવટે એક માસની સંલેખના કરી, પ્રતિક્રમણ કર્યું. સમાધિભાવમાં લીન થઈને ઉર્ધ્વલોકમા ચંદ્ર-સૂર્ય-ગ્રહગણ નક્ષત્રો અને તારાઓથી પણ અનેક યોજન પછી વૈમાનિક દેવના પાંચમા દેવલોકે (બ્રહ્મ દેવલોકમા) દેવની પર્યાયે ઉત્પન્ન થયા, જયા દશ સાગરોપમની

આયુષ્ય મર્યાદા છે. આ પ્રમાણે કથાનો ઉપસંહાર કરતાં ભગવતે કહ્યું કે, હે સુદર્શન શેઠ ! તમે પોતે જ દેવપર્યાયમાં દશ સાગરોપમની આયુષ્ય મર્યાદા પૂર્ણ કરીને વાણિજ્ય ગ્રામ નગરમાં શ્રેષ્ઠીકુળમાં પુત્રરૂપે જન્મ્યા છો.

## સુદર્શન શેઠની સિદ્ધિગમનની વક્તવ્યતા :

ભગવતે કહ્યુ કે, હે સુદર્શન ! યુવાવસ્થાને પ્રાપ્ત થયેલા તમે એક દિવસે કોઈ મુનિરાજને જોયા, પર્યુપાસ્યા અને ધર્મનું શ્રવણ કર્યું. તે ધર્મ તમને રૂચિકર થયો હતો અને અત્યારે પણ તે ધર્મની આરાધના તમે કરી રહ્યા છો આ કારણે મેં તમને કહ્યું હતુ કે પલ્યોપમ અને સાગરોપમનો પણ ક્ષય થાય છે.

ભગવાન મહાવીરસ્વામીની આ વાત સાંભળીને સુદર્શન શેઠના પરિણામો ઘણા જ શુદ્ધ થયા, ભાવ લેશ્યાઓ પણ શુદ્ધ થઈ અને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. ભગવતના શ્રીમુખે પોતાનું પૂર્વભવીય વૃત્તાત અત્યંત શ્રધ્ધેય લાગ્યુ અને ધર્મ પ્રત્યેની શ્રદ્ધા, સદનુષ્ઠાનો પ્રત્યેનો ભાવ, સંસારનો ભય, તથા મોક્ષાભિલાષ જે પહેલા હતો તેના કરતા હવે દ્વિગુણિત (બમણો) થયો. અરિહંતોના ધર્મ પ્રત્યે એટલો બધો આનંદ આવ્યો કે સુદર્શન શેઠને હર્ષના આંસુ આવી ગયા અને નીચે પ્રમાણેના ભાવ જાગ્યા : “આવો શ્રમણધર્મ મને ક્યારે પ્રાપ્ત થશે ? ફરીથી મારે જન્મ લેવો ન પડે એવો ભાગ્યોદય ક્યારે જાગશે ?” ઈત્યાદિ ભાવનાઓમાં ઊભા થઈને શેઠ સુદર્શને પરમાત્મા શ્રી મહાવીરસ્વામીને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને કહ્યુ કે, ‘હે પ્રભો ! આપ દ્વારા પ્રકાશિત ધર્મ જ સર્વથા સત્ય છે, આદરણીય છે.’

એમ કહીને શેઠ ઈશાન દિશા તરફ ગયા અને દીક્ષા અંગીકાર કરી. તે બધી વાત ઋષભદત્તની જેમ સમજવી.

દીક્ષિત થઈને ચઢતે પરિણામે તપશ્ચર્યાઓ કરી, સમિતિ-ગુપ્તિ ધર્મ પ્રત્યે સર્વથા અપ્રમત્ત રહ્યા, ભવભવાંતરના કરેલા કર્મોને નાશ કરવા માટે વિશેષ પ્રકારે તપશ્ચર્યાઓ કરીને ઘાતી-કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાનના માલિક બન્યા પછી તે સિદ્ધ થયા, બુદ્ધ થયા, મુક્ત થયા અને સર્વ દુઃખોથી રહિત થયા. આ પ્રમાણે ભગવતના શ્રીમુખે સુદર્શનશેઠનું જીવનકવન સાંભળીને ગૌતમસ્વામી આદિ પર્ષદા પ્રભાવિત થયા છતાં કહ્યું કે, હે પ્રભો!

સત્ય છે. સર્વથા સત્ય છે. આપશ્રીની વાણી સર્વથા સત્ય છે.

**અગ્યારમો ઉદ્દેશો સમાપ્ત.**



# શતક અગ્યારમું : ઉદ્દેશક–૧૨

આ ઉદ્દેશામાં આલંભિકા નગરીનું વર્ણન, ઋષભદત્ત આદિ શ્રમણોપાસકોનું વર્ણન, ઋષિભદ્રપુત્ર મુનિધર્મ સ્વીકારવા માટે સમર્થ છે કે નહીં ? દેવલોકમાથી ચ્યવીને ક્યાં જશે ? ઈત્યાદિ કથનોનો સંગ્રહ આ ઉદ્દેશામાં સંગ્રહવામાં આવ્યો છે.

તે કાળે તે સમયે ઔપપાતિક સૂત્રમાં વર્ણવેલી ચંપાનગરી જેવી વિશાળ, આલંભિકા નામે નગરી હતી. ત્યાં શંખવન નામનું ચૈત્યોદ્યાન હતું તથા શ્રમણોપાસક ગૃહસ્થોના ઘરની સંખ્યા ઘણી વધારે હતી. તે સૌમાં ઋષિભદ્રપુત્ર શેઠ મુખ્ય હતાં, અગ્રણી હતા.

શ્રમણોપાસક એટલે ?

उपासते इति उपासका:, श्रमणानामुपासका इति श्रमणोपासका: अथवा श्रमणा उपास्यन्ते यैस्ते श्रमणोपास्या, અર્થાત્ શ્રમણોની ઉપાસના કરનાર, શ્રમણોના ઉપાસક અથવા જેમના વડે શ્રમણો ઉપાસ્ય બને તે શ્રમણોપાસક કહેવાય છે પંચ મહાવ્રતોને ધારણ કરવા પૂર્વક જેઓ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિઓના ધારક હોય, અહિંસા-સંયમ અને તપોધર્મના પાલક હોય, આહાર, શરીર અને આત્માની શુદ્ધિ માટે પ્રતિક્ષણ જાગૃત હોય, બોલવામાં–ચાલવામાં તથા ઊઠવા–બેસવામાં અહિંસકભાવ રાખનારા હોય, ગૃહસ્થાશ્રમીઓની કોઈપણ પ્રપંચમાં રતિમાત્ર પણ ભાગ લેનારા ન હોય, સમાજમાં ભાગલા પડે અને તેવા કલેશોની ઉદીર્ણા મુદ્દલ કરનારા ન હોય, તથા લોકૈષણા, ભોગૈષણા અને વિત્તૈષણાના સંપૂર્ણ ત્યાગી હોય, મિત–

પથ્ય અને ધર્મ્ય ભાષા બોલનારા હોય, તેમજ શારીરિક બધી ક્રિયાઓમાં ઉપયોગપૂર્ણ જીવન જીવી શકતા હોય તે શ્રમણો છે. તેવા શ્રમણોની મન-વચન અને કાયાથી સેવા-ઉપાસના કરે, તેમના આહાર-પાણી અને ઔષધ માટેની યથાશક્તિ ભક્તિ કરે, શ્રમણોના સમ્યગ્દર્શનની શુદ્ધિ માટે પવિત્ર અને સ્વચ્છ વ્યવહાર રાખે, તેમની સબહુમાન ભક્તિ કરે, તેમનું મન ચારિત્રમાં સ્થિર રહેવા પામે તેવું વાતાવરણ ઉત્પન્ન કરે અને ઉપાશ્રયમાં કોઈ જાતનો કલેશ કંકાસ ન કરે, તથા સમ્યગ્જ્ઞાનના વિકાસ માટે શ્રમણો સાથે શ્રુતજ્ઞાનની ચર્ચા કરે, આવશ્યક ક્રિયાઓ કરે, તે સબંધનું જ્ઞાન મેળવે, સાધુ-સાધ્વીઓને ભણાવવા માટે દ્રવ્ય ખર્ચે, તથા સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ થાય તે માટે ઉપાશ્રયમાં આવે, એકાદ સામાયિક કરે, સાંજનું પ્રતિક્રમણ શ્રમણો સાથે કરે, તેમના ગોચરી-પાણી-વસ્ત્ર-પાત્ર-ઔષધ આદિની વ્યવસ્થા કરે, શ્રમણો ગામમાં સ્થિર રહે ત્યાં સુધી વ્રત-નિયમ તથા પચ્ચક્ખાણ કરે. આ પ્રમાણે શ્રમણોના દર્શન જ્ઞાન અને ચારિત્રની આરાધના કરનારને શ્રમણોપાસક કહ્યાં છે.

તે આલંભિકા નગરીના શ્રમણોપાસકો ધનાઢ્ય. દીપ્ત, મહા પરાક્રમી અને મોટા યશને પ્રાપ્ત થયેલા હતા. જબ્બર પ્રભાવ શાળી હોવાથી તેઓ અપરાભવનીય હતાં, જીવ-અજીવાદિ તત્ત્વોને જાણનારા હતા, શ્રાવકધર્મના બાર વ્રતોને પોતપોતાની મર્યાદાપૂર્વક પાલન કરનારા હતા, પુણ્ય તથા પાપના પ્રકારોને જાણવાવાળા હોવા છતાં પણ પોતાના શ્રાવક ધર્મના, અહિંસા ધર્મના, જૈન ધર્મના કે મહાવીર પ્રભુની વાણીના ગમે તે ભોગે પણ સંરક્ષક હતાં ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાના કર્મોના ઋણાનુબંધને ભોગવવા છતાં પણ સંયમધર્મના અનુરાગી હતાં. પોતાના ગામમાં પધારેલા સાધુ-સાધ્વીજીની ભક્તિ ઊભે પગે

કરનારા હતા, શ્રમણોના ચારિત્ર દીપી ઉઠે તેવી કામનાવાળા હતા, અને રાત દિવસ જૈન શાસનની કીર્તિપતાકા લહેરાતી રહે તેવી ભાવનાવાળા હતાં.

એક દિવસે તે બધા શ્રમણોપાસકો પોતપોતાના ઘેરથી બહાર નીકળીને એક સ્થાને ભેગા થયા, અને યથોચિત આસને બેસીને અંદરો અંદર આ પ્રમાણે ચર્ચા કરવા લાગ્યા, કેમ કે સૌને નવું નવું જાણવાની ભાવના હતી, તત્ત્વજ્ઞાનને પુષ્ટ કરવા માટેની ઈચ્છા હતી. માટે ઘણીવાર આ શ્રાવકો ભેગા મળીને-બેસીને ધર્મચર્ચા કરતા રહેતા હતાં. આવી રીતની ચર્ચામાં તેઓ વિવેકવાળા પણ હતાં, જેથી વડીલોનુ અપમાન અને નાનાઓનો તિરસ્કાર તેમજ વિકથા, ઈર્ષ્યા, અદેખાઈ અને સાંસારિક વાતોનો ત્યાગ થઇ જતો હતો, કેમ કે ચર્ચા માત્ર પોતાના મતિજ્ઞાન કે શ્રુતજ્ઞાનને પુષ્ટ કરવા માટે જ હોય છે. નહીં કે વિતંડાવાદ, સામાજિક ક્લેશ તેમજ પરસ્પર વૈર-વિરોધ કરીને એક બીજાને ઉતારી પાડવા માટે હોય છે. આટલું ધ્યાન રાખીને જ તેઓ પ્રશ્નોના ગમે તેવા જવાબોમાં પણ ઉશ્કેરાઈ જનારા નહીં હતાં, તેઓ એટલું પણ સમજતા હતા કે :—"વિવેક જૈન ધર્મનો પ્રાણ છે, દયા ધર્મની માતા છે, વિનય સંયમધર્મનો ભાઈ છે, મૈત્રીભાવના જૈનત્વની બહેન છે અને ક્ષમા-સમતા વિવેકરાજાની પુત્રી છે."

આ કારણે જ તેમની ચર્ચામાંથી અમૃત તત્ત્વની પ્રાપ્તિ થતી હતી, સંતોષ હતો, સૌ ખુશી હતા, અને બીજા દિવસની ચર્ચાનો વિષય પસંદ કરીને ઉઠતાં હતાં. રસ્તામાં પણ જૈન શાસનનો મહિમા ગાતાં ગાતાં પોતપોતાના ઘરે જતા હતાં.

એક દિવસે તે બધા શ્રમણોપાસકો એક સ્થળે બેસીને

પરસ્પર આ પ્રમાણે વાતચિત કરતા થયા કે હે આર્યો! દેવલોકમાં રહેલા દેવોની આયુષ્ય મર્યાદા કેટલી કહી છે?

જવાબમાં ઋષિભદ્રપુત્ર શ્રમણોપાસકે કહ્યું કે "આર્યો! દેવોની જઘન્ય (ઓછામાં ઓછી) સ્થિતિ દસ હજાર વર્ષની કહેવામાં આવી છે. તેનાથી આગળ કોઇ દેવની એક સમય અધિક, કોઈની બે સમય અધિક, કોઈની ત્રણ–ચાર, પાંચ, છ, સાત, આઠ નવ અને દસ સમય અધિક સંખ્યાત-અસંખ્યાત સમય અધિક વધતાં વધતાં ઉત્કૃષ્ટ (વધારેમાં વધારે) ૩૩ સાગરોપમની છે. આનાથી વધારે કોઈપણ દેવની આયુષ્ય મર્યાદા નથી"

આ પ્રમાણેની યથાતથ્ય વાણી સાંભળીને બીજા શ્રમણોપાસકોને ઉપરની વાત ઉપર શ્રદ્ધા ન થવાથી પરસ્પર આ પ્રમાણે કહેતા થયા કે 'ઋષિભદ્રપુત્ર શ્રમણોપાસકની આ વાત સાચી શી રીતે માની શકીએ કે દેવો જઘન્યથી ૧૦ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટથી ૩૩ સાગરોપમની આયુષ્ય સ્થિતિવાળા હોય છે.

તે સમયે જીવમાત્રના માનસિક પર્યાયોના જ્ઞાતા ભગવાન મહાવીરસ્વામી ચતુર્વિધ સંઘની સાથે વિહાર કરતાં આલંભિકા નગરીના શંખવન નામના ઉદ્યાનમા પધાર્યા છે દેવાધિદેવ ભગવતનું આવાગમન સાંભળીને ખૂશ ખૂશ થયેલી જનતા સમવસરણ તરફ આવે છે અને વંદન-નમન કરીને વિનયપૂર્વક ઋષિભદ્રપુત્રને પૂછેલો પ્રશ્ન અને ઉત્તર ભગવંતને કહી સભળાવે છે સાથોસાથ શ્રમણોપાસકોએ કહ્યુ કે હે પ્રભો! ઋષિભદ્રપુત્રે આપેલા જવાબના વિષયમાં આપશ્રી શુ કહો છો? ત્યારે ભગવંતે કહ્યું કે હે આર્યો! ઋષિભદ્રપુત્રે તમને જે જવાબો આપ્યા છે તે સર્વથા બરાબર છે, કેમકે મેં તથા બીજા તીર્થંકર

પરમાત્માઓ પણ દેવગતિના દેવોનું જઘન્ય આયુષ્ય ૧૦ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમનું કહ્યું છે.

ભગવંત પાસેથી આ નિર્ણય સાભળીને પર્ષદા ખુશ થઈ હતી. વંદન-નમન કરીને જ્યાં ઋષિભદ્રપુત્ર શ્રમણોપાસક હતા ત્યાં જઈને વંદન-નમનપૂર્વક પોતાના દોષોની (તેમની સાચી વાતને નહીં માનવા રૂપ દોષને) સવિનય માફી માગે છે. ત્યાર પછી પરસ્પર ઘણા પ્રશ્નોત્તરો થયા અને પોતપોતાના ઘરે ગયા.

એક દિવસે સમવસરણમાં બિરાજિત ભગવાન મહાવીરસ્વામીને ગૌતમસ્વામીએ પૂછ્યું કે હે પ્રભો! ઋષિભદ્રપુત્ર શ્રમણોપાસક આપશ્રીનાં ચરણોમાં મુડિત થઈને મુનિધર્મને સ્વીકારવા માટે સમર્થ છે ખરો? જવાબમા ભગવંતે કહ્યું કે હે ગૌતમ! તે શ્રમણોપાસક દીક્ષા લેવા માટે સમર્થ નથી, પરંતુ ગૃહસ્થાશ્રમમા રહીને શીલવ્રત, ગુણવ્રત, વિરમણવ્રત તથા બીજા પ્રકારના પણ પ્રત્યાખ્યાતપૂર્વક નિયમાનુસાર પૌષધોપવાસ આદિ તપશ્ચર્યા એથી આત્માને ભાવિત કરતો દેવલોકનો માલિક બનવા પામશે. ત્યાથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈને દીક્ષિત થશે. તથા બધાએ કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન મેળવી મોક્ષને મેળવશે.

## મહાવિદેહાદિ ક્ષેત્રો :

આપણે જ્યાં છીએ, તે જમ્બૂદ્વીપમાં આવેલું ભરતક્ષેત્ર કહેવાય છે, જે થાળીના જેવું ગોળ અને લાખ યોજન પ્રમાણ છે આ દ્વીપમાં રહેલા અન્યાન્ય પર્વત અને બીજા ક્ષેત્રો કરતાં ભરતક્ષેત્ર અને ઐરાવત ક્ષેત્રનુ પ્રમાણ સૌથી થોડુ છે, અર્થાત્ ૫૨૬ યોજન જેટલું જ છે. જયારે સૌથી મોટું અને વચ્ચે

રહેલું મહાવિદેહ ક્ષેત્ર છે. બહુ જ મોટા પર્વતો અને નદીઓના કારણે ૩૨ ટુકડા (વિજયો) તેના છે. જે એક બીજાથી સર્વથા જુદા છે. આ પ્રમાણે મહાવિદેહ ક્ષેત્રમાં ૩૨ વિજયો થયા જેના એક એક વિજયમાં તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ કે પ્રતિવાસુદેવ પણ બીજા વિજયના તીર્થંકરાદિથી સર્વથા જુદાં હોય છે એટલે કે:-એક વિજયમાં એક તીર્થંકર, એક ચક્રવર્તી એક બળદેવ, એક વાસુદેવાદિ હોવાથી ૩૨ વિજયોમાં ઉદયકાળ પ્રમાણે ૩૨ તીર્થંકરો આદિ હોય છે.

જે વિજયમાં તીર્થંકરાદિ હોય છે, તે યદ્યપિ અનંત શક્તિના સ્વામી હોય છે, તો પણ પોતાના વિજયથી બહાર નીકળીને બીજા વિજયમાં જઈ શકતા નથી. મહાવિદેહ ક્ષેત્રની સંખ્યા નીચે પ્રમાણે પાંચ છે

| | | |
|---|---|---|
| જમ્બૂદ્વીપમાં | ૧ મહાવિદેહ | ૩૨ વિજય |
| ધાતકીખંડમાં | ૨ મહાવિદેહ | ૬૪ વિજય |
| પુષ્કરાર્દ્ધમાં | ૨ મહાવિદેહ | ૬૪ વિજય |
| | | ૧૬૦ |

સારાંશ કે અઢી દ્વીપ પ્રમાણના મનુષ્યક્ષેત્રમાં પાંચ મહાવિદેહ, પાંચ ભરત અને પાંચ ઐરાવત ક્ષેત્ર છે, જે કર્મભૂમિના નામે ઓળખાય છે. જ્યારે બીજા ક્ષેત્રો યુગલિક માનવોના હોવાથી તે અકર્મભૂમિ કહેવાય છે.

પ્રત્યેક ચોવીશીમાં પણ તિર્થંકરોની ઉત્કૃષ્ટ સંખ્યા ૧૭૦ની અને જઘન્ય સંખ્યા ૨૦ની હોય છે. મહાવિદેહ ક્ષેત્રમાં સદૈવ ચોથો આરો વિદ્યમાન હોય છે. અને ભરત ઐરાવત ક્ષેત્રમાં છ

છ આરા પ્રમાણમાં ત્રીજા અને ચોથા આરામાં જ તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવો આદિ વિદ્યમાન હોય છે.

જે સમયે આ જમ્બૂદ્વીપના ભરતક્ષેત્રમાં બીજા તીર્થંકર અજીતનાથ ભગવાન વિદ્યમાન હતાં ત્યારે—

પાંચ ભરતમાં-પાંચ તીર્થંકર

પાંચ ઐરાવતક્ષેત્રમાં-પાંચ તીર્થંકર

અને પાંચે મહાવિદેહના ૧૬૦ વિજયમાં તેટલા પ્રમાણના તીર્થં· કરો હતાં એટલે સૌની ઉત્કૃષ્ટ સંખ્યા ૧૭૦ની હતી.

ભૂત-ભવિષ્ય અને વર્તમાનકાળમાં થનારા બધાએ તીર્થંકરો કેવળજ્ઞાનના માલિકો છે. ચરમ સીમાના પુણ્યવતા છે. ૩૪ અતિશયોથી યુક્ત છે, તેવા તીર્થંકર, દેવો દ્વારા રચિત સમવ-સરણમાં બિરાજમાન થઈને દેશના આપે છે. સૌ તીર્થંકર ભગવંતોની દેશના આર્થિક રૂપે એક જ હોય છે.

અત્યારે ભરતક્ષેત્ર અને ઐરાવતક્ષેત્રમાં પાંચમો આરો વિદ્ય-માન હોવાથી એકેય તીર્થંકરદેવની હાજરી નથી અને મહાવિદેહ ક્ષેત્રમા ૨૦ તિર્થંકરો વિદ્યમાન છે.

ઉત્કૃષ્ટ તપ-સંયમનો આરાધક જીવાત્મા જ્યારે મહાવિદેહ ક્ષેત્રમા જન્મ ધારણ કરે છે ત્યારે કમથી કમ આઠ વર્ષની ઉમરે તીર્થંકરોના સમવસરણમા નિમિત્ત મળતાં અને ભવિતવ્યતાનો પરિપાક થતા દીક્ષા ધારણ કરે છે તથા ઘાતી કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાન મેળવે છે. આયુષ્યના અંતમાં શેષ અઘાતી કર્મોને પણ ખપાવે છે અને સિદ્ધ થાય છે. યાવત્ સિદ્ધશિલામાં જ્યોતિમાં જ્યોત મેળવી લે છે.

ઋષિભદ્રપુત્ર હજી ત્રીજા ભવે મોક્ષમાં જશે, તે પહેલા અત્યારના શ્રાવકવ્રતોના માધ્યમથી શ્રાવકધર્મની આરાધના કરી રહ્યા છે, તે વ્રતો અને તેની મહત્તા નીચે પ્રમાણે છે.

## સાધુધર્મ અને ગૃહસ્થધર્મ :

કૃત કર્મો સૌ જીવોના જૂદા જૂદા હોવાથી તેમની જાતિ ગુણ–સ્વભાવ અને ઉપાદાન પણ જૂદા જૂદા હોય છે તેથી ભવ્યતાના પરિપાકમાં પણ ફરક પડ્યા વિના રહેતો નથી. આ જ કારણે ભવ્ય જીવોનું કે આસન્ન ભવ્યોનું પણ વર્ગીકરણ એક સમાન નથી; જેમકે....કોઇ જીવને દર્શનમોહનીય કર્મનો ઉપશમ વધારે હોય છે. તો કોઇને તે કર્મોનો ઉદય તીવ્રતર કે તીવ્રતમ હોય છે. જ્યારે બીજા જીવને ચારિત્રમોહનીય કર્મનો ઉપશમ વધારે હોય કે ઓછો હોય છે. તો બીજા ભાગ્યશાળીને તે કર્મનો ઉદય તીવ્રતર કે તીવ્રતમ હોય છે. ચારિત્ર મોહનીય કર્મના ઉદયમાં પણ કોઇને જીવનની અનંત શક્તિઓને બરબાદ કરાવનારૂં અનંતાનુબંધી ક્રોધ મોહનીય, માન મોહનીય, માયા મોહનીય, લોભ મોહનીય, વેદ મોહનીય તીવ્રતમ હોય છે. જ્યારે બીજા જીવાત્માએ પોતાની અનંત શક્તિઓનો વિકાસ કરીને અનંતાનુબંધી મોહકર્મને મારી–કુટી ઘણું જ પાતળું કરેલું હોવાથી ચારિત્રમોહનો ઉપશમ પણ વધતો જાય છે

આ બધી પરિસ્થિતિઓમાં જે જીવોને દર્શન કે ચારિત્ર-મોહનીય અનંતાનુબંધક હશે, તેઓ સમ્યગ્દર્શનનો પ્રકાશ મેળવી નહિ શકવાના કારણે તેમના જીવનમાં કોઈ કાળે પણ પાપોનો ત્યાગ, પાપી ભાવનાઓનો ત્યાગ, દુરાચાર તથા ભોગ–ઉપભોગોના વિલાસોનો ત્યાગ આત્મકલ્યાણને માટે હોઈ શકે જ

નહીં; તો પછી મોક્ષ મેળવવાને માટે પુરૂષાર્થની પ્રાપ્તિ પણ શક્ય બની શકે જ નહીં

માટે જ ધર્મના આરાધકો બે પ્રકારના હોય છે: જેમને અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાની મોહકર્મનો ક્ષયોપશમ કે ઉપશમ થયો હોય, અથવા ગુરુકુલવાસ, સ્વાધ્યાય, તપ તથા જપ આદિના સદનુષ્ઠાનો દ્વારા પોતાના ભડકેલા મોહકર્મનો ઉપશમ કરવા કે વધારવા માટે જે ભાગ્યશાળી બન્યા છે તે સાધુધર્મના આરાધક બનીને મોક્ષ તત્ત્વના સાધક બને છે અને જે અનંતાનુબંધી તથા અપ્રત્યાખ્યાની મોહકર્મી છે તે સાધુધર્મ સ્વીકારી શકતા નથી.

ચરાચર સંસારના પ્રત્યેક જીવોના આત્મદલિકોની તારતમ્યતા જોયા પછી જ તીર્થંકર પરમાત્માઓએ સાધુધર્મ અને ગૃહસ્થધર્મની સ્થાપના કરી છે, જે ચતુર્વિધ સંઘને માન્ય છે. યદ્યપિ સાધુધર્મ સર્વશ્રેષ્ઠ છે. આરાધ્ય અને હર હાલતમાં પણ ઉપાદેય છે, તથા તેવા સાધુધર્મને સ્વીકારનારા ભાગ્યશાળીઓ દેવેન્દ્રોને પણ નમસ્કરણીય છે. પરંતુ પ્રત્યેક માનવ સંપૂર્ણ પાપોના ત્યાગપૂર્વકનો સાધુધર્મ સ્વીકારી શકવા માટે સમર્થ બની શકતા નથી કેમકે:—આત્મદર્શનના સર્વથા અભાવમાં આત્મશુદ્ધિનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી

## ગૃહસ્થ ધર્મ :

જે ગૃહસ્થો સાધુધર્મ સ્વીકારવા માટે સમર્થ નથી તેઓ શ્રાવકધર્મ(ગૃહસ્થધર્મ)ની મર્યાદામાં સ્થિર થઈને પોતાનુ જીવન ઘડશે, તો તેમનો ગૃહસ્થાશ્રમ પણ ધર્મ્ય બનવા પામશે, કેમ કે:—તીર્થંકર પરમાત્માઓએ અલ્પાંશે પણ વ્રતોને શ્રદ્ધા-

યુક્ત થઇ સ્વીકારનાર, પાળનાર ગૃહસ્થને વખાણ્યો છે. સમવસરણમાં તે પ્રશંસિત બન્યો છે, ત્યારે જ આગમોમાં સ્થળે સ્થળે કહેવાયું છે કે ધર્મના બે પ્રકારો છે.

૧. સાધુધર્મ ૨. ગૃહસ્થધર્મ

માન્યું કે મુનિરાજોના મહાવ્રતો હાથીના શરીર જેવા મોટા હોય છે. કેમકેઃ-તેમાં હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ જેવા મોટામાં મોટા પાપોનો સર્વથા ત્યાગ હોવાથી મુનિના ધર્મને મુનિધર્મ કહી શકીએ પરંતુ ગૃહસ્થોના વ્રતો અણુ જેવા સર્વથા નાના હોવાથી ગૃહસ્થાશ્રમીઓને ગૃહસ્થધર્મના માલિક શા માટે કહેવા ?

જવાબમાં કહેવાયું છે કે પાપોને-પાપ-ભાવનાઓને પાપ જ સમજીને સમ્યગ્જ્ઞાનપૂર્વક જો છોડી દેવામાં આવે તો, તે ગૃહસ્થ અલ્પાંશે પણ ધર્મની મર્યાદામા આવી જાય છે, કેમકે ઇન્દ્રિયોની ગુલામીપૂર્વક કષાયભાવથી કરાયેલું પૌદ્ગલિક વાસનાઓનું સેવન પાપ છે, જેનો ભોગવટો ગૃહસ્થને અનિવાર્ય છે, અને જ્યાં સુધી જીવાત્મા મિથ્યાત્વના અંધકારમાં હોય છે અથવા જરાયુમાં ફસાયેલા જીવાત્માની જેમ કષાયોથી લપટાયેલો હોય છે, ત્યાંસુધી તે ગૃહસ્થ એકેય પાપને કે પાપી ભાવનાને છોડી શકતો નથી. સંસારમાં નિયાણાબદ્ધ ઘણા જીવોને આપણે પ્રત્યક્ષ કહી શકીએ છીએ કે, તેઓ પોતાના પાપોને, પાપદ્વારોને, તેમજ પાપી ભાવનાઓને કન્ટ્રોલ કરવા માટે સમર્થ થતા જ નથી. માટે તેઓ પૈસો ટકો છોડી શકે છે પણ ભોગવિલાસો છોડી શકતા નથી. દૂકાન પર બાર વાગ્યા સુધી ભૂખ્યા રહી શકે છે પણ ખાવા બેઠા પછી અમૂક-વસ્તુઓનું મમત્વ છોડી શકતા નથી. વ્યવહારથી દયા-દાનનું

સેવન કરી શકે છે પણ પોતાના આત્મા પર દયા કરીને પરિગ્રહના પાપને મર્યાદિત કરી શકતા નથી. અને છેવટે તથાપ્રકારની પરિસ્થિતિમાં દીક્ષિત થઈ શકે છે, પણ માયાશલ્ય, નિદાનશલ્ય કે મિથ્યાત્વશલ્યને છોડવા માટે હરગીજ તૈયાર નથી. માટે જ જૈન સૂત્રકારોએ કહ્યું કે મિથ્યાત્વથી ઘેરાયેલા જીવોને માટે પાપ અને પાપ ભાવનાનો ત્યાગ અતિ દુષ્કર છે.

સંસારની આવી પરિસ્થિતિ હોવા છતાં પણ કોઇક સમયે તથાપ્રકારની ભવ્યતાની પ્રાપ્તિ થતા તે જીવાત્માઓના મનમાં અનંતાનંત પાપોમાથી થોડાક પાપોના ત્યાગની ભાવના થાય છે, અને પોતાની પરિસ્થિતિ તથા શક્તિનો ખ્યાલ કરીને નિરર્થક-સર્વથા નિરર્થક તે તે પાપોને છોડે છે, જાણી બુઝીને છોડે છે, અને તેમ કરીને તે ભાગ્યશાળી ધર્મના દ્વારે આવવાની તૈયારી કરે છે, અને આજે બે ત્રણ પાપોને છોડે છે તો આવતી કાલે પાચ પચ્ચીસ પાપોને છોડીને એક દિવસે અથવા બીજા કોઇ ભવે સંપૂર્ણ પાપોને પણ છોડવા માટે સમર્થ બનશે

આ કારણે જ આવા પ્રકારના ગૃહસ્થો ધાર્મિકતાની મર્યાદામાં આવતા હોઇને તેમના અલ્પાંશ વ્રતમર્યાદાપૂર્વકના ધર્મને ગૃહસ્થધર્મ કહ્યો છે, અને તે યથાર્થ છે.

## સાધુધર્મની પૂર્વ ભૂમિકા :

કોલેજમાં પ્રવેશ કરવા માટે મેટ્રીકની પરીક્ષા પૂર્વભૂમિકા રૂપે છે, અને મેટ્રીક પાસ થવા માટેની પૂર્વભૂમિકા પહેલી-બીજી આદિ કલાસો છે, તેવી રીતે આજે કાલે કે ભાવી કાળમાં સાધુ ધર્મને સ્વીકારનાર ભાગ્યશાળીને માટે પોતાનો ગૃહસ્થાશ્રમ જ પૂર્વભૂમિકા રૂપે સ્વીકાર્ય છે. જેમકે માતાના જીવનમાં રહેલી સુદ-

રતા, પવિત્રતા, શિયળસંપન્નતાની અસર પુત્ર પર અચૂક પડે છે તેમ ગૃહસ્થાશ્રમ જીવનમાં યદી સચ્ચાઈ, પ્રામાણિકતા, ન્યાય સંપંન્નતા અને શિયળ સંસ્કારિતા છે, તો તેની દીક્ષિત અવસ્થામાં પણ તે તે ગુણો તેના જીવનમાં ઉતરતા તે દીક્ષિત સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અને બીજાઓને કરાવવા માટે સમર્થ બનશે, અન્યથ તેનાં વિપરીત ફળો પણ આપણે જોઈ રહ્યાં છીએ

માટે જ પૂર્વભવના સંયમ–આરાધકો તથા આ ભવના પ્રબળ પુરૂષાર્થીઓ પોતાના જીવનમાં કદાચ આવનારા દિવસોમાં મારે સંયમી થવું પડશે અથવા હું સંયમધર્મનો સ્વીકાર કરીશ તે માટે પોતાના ચાલુ જીવનમા જૂઠ, પ્રપંચ, શેતાની, ધોખાબાજી, છેતરપીંડી, પરસ્ત્રીગમન, થાપણ મોસો, ખોટા તોલ માપ આદિ પાપોને જીવનમાંથી વીણી વીણીને દૂર કરવા જ જોઇએ, અથવા જીવન તત્વના ઘાતક દૂષણોને દૂર કરવાની ટ્રેનિંગ લેવી જ રહેશે. એમ કરતાં ભવિષ્યમાં જો સંયમમાર્ગ ભાગ્યમાં ઉદિત થાય તો તેનું સંયમી જીવન પણ સુંદર, સ્વચ્છ અને ઉદાત બની પોતાનું તથા સમાજનું હિત સાધવામાં સફળ બનશે.

અનાદિ કાળથી મિથ્યાત્વની ઉપાસનામાં જ મસ્ત બનેલો જીવાત્મા મોહકર્મના ઘેનમાં અત્યાર સુધી ક્ષુદ્ર, મિથ્યાભિમાની, લંપટ, લોભી, ક્રોધી, તુચ્છ, વક્ર, ઈર્ષાળુ, રાગાંધ, દ્વેષાંધ આદિ આત્મઘાતક દૂષણોનો સ્વામી બનેલો હોવાથી, ગૃહસ્થાશ્રમ દીપાવી શકયો નથી, જીવનધન શોભાવી શકયો નથી. આત્મિક અને આધ્યાત્મિક જીવનમા સત્ય અને સદાચાર વસાવી શકયો નથી, માટે જ દયાના સાગર ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું કે માનવ ! અનાદિ કાળના ફેરા ટાળવા હોય, સંસારને ટૂંકો કરવો હોય અને ભાવલબ્ધિનો પરિપાક તત્કાળ કરવો હોય તો સૌથી

પ્રથમ શ્રાવકધર્મના ૨૧ ગુણોને, તથા માર્ગાનુસારીના ૩૫ ગુણોને કેળવવા માટે જ પ્રયત્ન કરજો. જેથી મિથ્યાત્વનો જૂનો રંગ, કષાયનો મેલ તથા મોહનો કાદવ સાફ થશે અને જીવન-પટ ઉજળું બનશે. ત્યાર પછી સમ્યક્ત્વના રંગ આત્માને લાગતાં જીવનધન પવિત્ર, સરળ તથા સ્વચ્છ બનશે, અને તેમ થતાં અનંતાનંત નિરર્થક પાપોને તથા પાપદ્વારોને કન્ટ્રોલમાં લેવા માટે શ્રાવકધર્મના પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતોને સ્વીકાર કરશે, ત્યાર પછી સર્વથા અશિક્ષિત આત્માને આધ્યાત્મિક જીવનનું શિક્ષણ દેવા માટે ચાર શિક્ષાવ્રતોથી યુક્ત પોતાનું જીવન બનાવશે માટે જ કહેવાયું છે કે ગૃહસ્થજીવન સંયમ-ધર્મની પૂર્વભૂમિકારૂપે છે.

લગામ વિનાનો ઘોડો અને બ્રેક વિનાની સાયકલ, મોટર કે રેલગાડી એકવાર નહીં પણ હજારોવાર ભયજનક બની શકે છે, તેમ સત્ય અને સદાચારના પોષક વ્રત–નિયમ–ઉપનિયમ વિનાનો માનવ પોતાના જીવનને સુંદર ન જ બનાવી શકે પરંતુ બીજા માનવને કે બીજા જીવોને પોતાના એકસીડન્ટમાં લઈને આસુરી શક્તિનો માલિક બનશે અને 'तामसा नरा अधोगच्छन्ति' આ નિયમાનુસાર અધોગતિનો સ્વામી બનશે.

ત્રણે આશ્રમોનો જીવનદાતા ગૃહસ્થાશ્રમ :

(૧) બ્રહ્મચર્યાશ્રમ :

બ્રહ્મચર્યાશ્રમ એટલે પોતાના, ભાઈના, કાકાના કે કુટુંબમાં નાના મોટા, ગર્ભગત કે સંસારની સ્ટેજ પર આવેલા, પરણેલા કે પરણવાની યોગ્યતાવાળા પુત્રો કે પુત્રીઓનો સમાવેશ બ્રહ્મચર્યાશ્રમમાં થાય છે.

(૨) વાનપ્રસ્થાશ્રમ :

વાનપ્રસ્થાશ્રમ એટલે ઘરમાં કે કુટુંબમાં, પ્રૌઢાવસ્થામાં રહેલા કાકા-કાકી, માતા-પિતા, વિધવા બનેલી ભાભીઓ, પુત્રીઓ, બહેનો, ફોઈબાઓ અને વૃદ્ધાવસ્થામાં આવેલા કુટુંબીઓ વાનપ્રસ્થાશ્રમી છે

(૩) સંન્યાસાશ્રમ :

સાધુ-સાધ્વી, જોગી-જતી, ત્યાગી-તપસ્વી આદિનો સમાવેશ આ આશ્રમમાં થશે.

ઉપર્યુક્ત ત્રણે આશ્રમોમાં વસનારા વ્યક્તિઓનું ભરણ-પોષણ-શિક્ષણ-વસ્ત્ર અને ઔષધ આદિનો ભાર કેવળ ગૃહસ્થાશ્રમ ઉપર જ રહેલો હોવાથી, તેમનો પોતાનો વ્યવહાર, વ્યાપાર, રહેણી કરણી, ખાનપાન અને વસ્ત્રપરિધાન આદિ ક્રિયાઓમાં કે જીવનમાં સત્યતા, પ્રામાણિકતા, વિવેકિતા, દયાળુતા, ધાર્મિકતા, શિયળ સમ્પન્નતા આદિ સદ્ગુણોની વિદ્યમાનતા સર્વથા અનિવાર્ય છે. કેમકે ગૃહસ્થાશ્રમની ખોટી ખરી અસરો પ્રચ્છન્ન કે સ્પષ્ટરૂપે પણ ત્રણે આશ્રમો ઉપર પડ્યા વિના રહેવાની નથી.

માતા-પિતા યદિ દુરાચારી, અસત્યવાદી અને ગર્ભધારણ થયા પછી પણ વ્યભિચારકર્મી, ગંદી ચેષ્ટા, ગંદો વ્યવહાર રાખનારા હોય તથા સર્વથા નાની ઉમ્રમાં રહેલા બાલુડાઓની હાજરીમાં પણ માતા પિતાઓ ગંદી મશ્કરી, દુરાચારી ચેષ્ટા અને ભોગવિલાસો માટે નિર્ણીત થયેલા સાંકેતિક શબ્દોનો વ્યવહાર છોડી શકતા નથી તો તેમના ઘરે જમ્બૂસ્વામી,

વજ્રકુમાર, વસ્તુપાલ, તેજપાલ, પુણીયાશ્રાવક, ચંદનબાળા, રાજીમતી કે અનૂપમાદેવી જેવા જીવો ક્યાંથી આવવાના હતાં ? જ્યારે શેષ રહેલા રાવણ-દુર્યોધન, કંસ, શૂર્પણખા, મમ્મણ શેઠ કે ધવલ શેઠ જેવા અસત્કર્મી જીવોથી તેમના ઘરો ભરાઇ જશે ફળ સ્વરૂપે તેવાઓના ગૃહસ્થાશ્રમો પોતાને માટે, કુટુંબને માટે, ગામ કે સમાજને માટે; છેવટે દેશને માટે પણ અત્યંત નાશક અને ખતરનાક બનવા પામશે અને ત્યાં રહેલા વાનપ્રસ્થીઓ ભયંકર કલેશ કંકાસ, પારસ્પરિક વૈર-વિરોધ, દંતયુદ્ધ, તેમ જ આર્તધ્યાન કે રૌદ્રધ્યાનમાં જ રીબાઈ રીબાઈને જીવન પૂર્ણ કરશે. અને તેમનાં ઘરનો અનાજ, વસ્ત્ર, ઔષધનો ઉપયોગ કરનાર સાધુ-સાધ્વીઓ પણ સદ્બુદ્ધિ તથા સદ્વિવેકના સ્વામી પ્રાયઃ કરીને બની શકવાના નથી.

આ બધી વાતોનુ ધ્યાન રાખીને જ ધર્માચાર્યોએ તેમને હિતશિક્ષા આપતા કહ્યું કે "તારી પુત્રી, બહેન કે માતા યદિ અપેક્ષાકૃત યુવાન અવસ્થામાં છે, તો તેમની સાથે પણ એક આસન, સોફા કે ગાદી ઉપર બેસીશ નહી તે પ્રમાણે સતીત્વપ્રિય સ્ત્રીઓને પણ કહ્યું કે યદિ તારી કુખનું સંતાન પાંચ વર્ષની ઉંમરનો થઇ ગયો હોય તો તેની સાથે સુવાનું પણ રાખીશ નહીં"

કારણ આપતાં કહ્યું કે, અનંતભવોમાં ગૃહસ્થાશ્રમને ભોગવતા આપણે આ ભવ પૂરતા ભલે ખાનદાન કુટુંબમા જન્મ્યા કે શાસ્ત્રોના જ્ઞાતા બન્યા હોઇએ તો પણ આપણા શરીર સાથે લાગેલી પાંચે ઇંદ્રિયો અને મન ખાનદાન નથી જ માટે ગમે ત્યારે પણ ઇન્દ્રિયોમાં વિકૃતિ આવતા વાર લાગવાની નથી અને એમ થયું તો આપણા ગૃહસ્થાશ્રમમાં હોળીના ભડકા જ શેષ રહેશે આ વાતને સાક્ષી આપતા ઘણા દૃષ્ટાંતો શાસ્ત્રોના પાને

ટ કાયેલા છે. વધારે આગળ ન જઈએ તો ય પ્રતિવર્ષે કલ્પ-સૂત્રને સાંભળી વૃદ્ધ થયેલા આપણે જાણીએ છીએ કે 'પોતાની જ પુત્રી જ્યારે યુવાવસ્થાના આંગણે આવી છે, ત્યારે એક દિવસે સ્નાન કર્યા પછી વેષ પરિધાન કરતી પુત્રીને જોઈને તેના બાપ રાજાની દાનત બગડે છે અને પુત્રીને જ પત્ની તરીકે બનાવી દે છે, અને આવી રીતના બગડેલા કે બગાડેલા ગૃહસ્થાશ્રમમાં મહાવીરસ્વામી પોતાના ૧૮માં ભવે જન્મ લે છે અને ત્યાંથી નરકના અતિથિ બને છે.' આવી રીતના હજારો કથાનકો આપણી જીભ ઉપર રમી રહ્યાં છે.

આ કારણે જ આપણા ગંદા વ્યવહારથી ત્રણે આશ્રમોને બગાડવાનું પાપ માથા ઉપર ન લેવું હોય તો માંડેલા ગૃહસ્થાશ્રમને સુંદર, પવિત્ર અને વ્રત-નિયમમય બનાવ્યા વિના છૂટકારો નથી.

એક સમયે ભારતદેશ આધ્યાત્મિકતાનો જનક હતો, રક્ષક હતો, પાલક હતો, અને પૂરા બ્રહ્માંડને પણ સંયમ અને આધ્યાત્મિકતાને માટે આદર્શરૂપ હતો. તેના મૂળમાં :—

અહિંસા ધર્મની યથાશકય સાધના હતી.

સત્યવ્રતને જ પરમાત્મરૂપે માનનાર હતા

ચોરી, લુંટ આદિથી રહિતતા હતી.

સંયમ, શિયળ અને એક પત્નીવ્રત ધર્મથી દેદીપ્યમાન હતો.

પરિગ્રહમાં પણ ન્યાયસંપન્નતા, એક તોલ, એક ભાવ આદિનો વ્યવહાર હતો.

મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને ઉપેક્ષાભાવથી ઓતપ્રોત હતો.

દયા, દાન, પુણ્ય અને સત્કર્મો જ ખજાનારૂપે હતાં.

નીતિ, ન્યાય અને પ્રમાણિકતા રોમેરોમ હતાં.

પતિધર્મ, પત્નીધર્મ, માતૃધર્મ, પિતૃધર્મ અને પડોસી-ધર્મથી દેદીપ્યમાન જીવન હતું

કામ, ક્રોધ, મોહ, માયા આદિ દુર્ગુણો ઉપર કંટ્રોલ હતો.

સંત સમાગમ સૌને પ્રાણપ્યારો હતો.

ઉપર પ્રમાણેના સુકૃત્યો ભારતના ખૂણે ખૂણે અઢારે આલમમાં પળાતાં હતાં.

જ્યારે આજના ભારતનો નકશો સર્વથા વિપરીત છે માટે જ આજના ભારતનો શ્રીમંત દુઃખી છે, સત્તાધારી મહાદુઃખી છે. સાધુનો આત્મા પ્રેમશૂન્ય છે, ગૃહસ્થોનું જીવન ભક્તિશૂન્ય છે. પિતા પોતાના સ્વાર્થમા છે. જ્યારે બેટો પોતાના સ્વાર્થના છક્કા પંજા રમી રહ્યો છે મીલમાલિક અને મજદુરોના સ્વાર્થ જૂદા છે, શેઠ અને નોકરોના સ્વાર્થમાં ભલું તત્ત્વ નથી માટે જ આપસમાં ભયંકર સંઘર્ષ છે, મારકાટ છે અને એક બીજો એક બીજાને ઉથલાવી મારવાની દાનતવાળો છે. સૌ પોતપોતાની ગઠબંધીમા એક બીજા સામે કાવાદાવા રમવા માટેની અનુકૂળતા જોઈ રહ્યા છે. આ કારણે જ સત્ય, અહિંસા, પ્રેમ, સભ્યતા આદિ શબ્દો કેવળ બોલવા પૂરતા જ શેષ રહ્યા છે અને જીવન કોરુધાકોર જેવું રહ્યું છે

ઋષિભદ્રપુત્ર શ્રમણોપાસકે શ્રાવકધર્મના બાર વ્રતો સ્વીકાર્યા અને તેની રૂડી આરાધના કરી દેવલોકનો સ્વામી બનશે અને પછીથી મોક્ષમા જનારો થશે.

## પુદ્ગલ પરિવ્રાજકની સિદ્ધિ વક્તવ્યતા :

કોઈક સમયે ભગવાન મહાવીર સ્વામીએ આલંભિકા નગરીથી વિહાર કર્યો. પૌદ્ગલિક વિષયવાસનાનાં સુખોની ચરમ સીમા પ્રાપ્ત કરેલા કરોડ સંખ્યામાં દેવ અને દેવીઓ પણ વિહારમાં સાથે હતા. જેમાનાં કેટલાક દેવો પ્રભુની આગળ રસ્તાઓ સાફ કરતા હતાં, કેટલાક પત્થર, કાંટા અને કાંકરાઓને દૂર કરનારા હતાં, કેટલાક સુગંધી જળનો છંટકાવ કરતા હતાં, જ્યારે બીજા દેવો ચામર, દર્પણ અને કળશાઓ લઈને ચાલતા હતાં દેવ દુદુંભીના જયનાદપૂર્વક કેટલાક દેવતાઓ મોહનિદ્રામાં સૂતેલી જનતાને જાગૃત કરવા માટે ઉદ્ઘોષણા કરી રહ્યા હતાં કે, "હે ભાગ્યશાળીઓ ! મોહનિદ્રા, પ્રમાદ, આળસ્ય અને તન્દ્રા એ મૃત્યુ છે અને જિનેશ્વરદેવની વાણી અમૃત છે. કામ–ક્રોધ-લોભ અને માયા ઝેર છે, અને નિષ્કામ સમતા, સંતોષ અને સરળતા અમૃત-પાન છે. માટે અનંત સંસારમા રખડપટ્ટી કરનારા તમે સૌ જાગૃત થઈ જિનેશ્વરદેવના ચરણોમાં આવીને નતમસ્તક થાઓ, જેથી સંસારનો છેદ થશે, અનત દુઃખોની પરંપરા નાશ પામશે તથા અનંત સુખોનું સ્થાન 'મોક્ષ' તમને મળશે."

ભગવંતની સાથે કેવળજ્ઞાનીઓ હતા. આવતી ચોવીસી કે બીજે કયાય થનારા તીર્થંકરોના જીવો પણ સાથે હતાં, ચાર જ્ઞાનધારી યોગીઓ–મહાયોગીઓ પણ સાથે હતા, મુનિઓ–મહામુનિઓ અને તૃણમાત્રનો પણ સ્પર્શ ન કરે તેવા ત્યાગીઓ હતાં અને શિયળધર્મની દેદીપ્યમાન મૂર્તિઓ જેવી ચદનબાળા, મૃગાવતી જેવી અગણિત સાધ્વીઓ હતી મોક્ષાભિલાષી શ્રાવકો અને શ્રાવિકાઓ પણ સાથે હતી.

આવી રીતના ચતુર્વિધ સંઘની સાથે વિહાર કરતા દયાના

સાગર, જીવ માત્રના ઉદ્ધારક, પતિત પાવન ભગવાન મહાવીર સ્વામી ગ્રામાનુગ્રામ વિહાર કરતાં હતા.

તે સમયે ભગવંતના સમવસરણથી વધારે દૂર નહીં અને વધારે નજદીક નહીં, એવા સ્થાને 'પુદ્ગલનામક' પરિવ્રાજક વસતો હતો. તે વેદ વેદાંતનો પારગામી, છંદ–ઈતિહાસ–નિઘંટુનો અદ્ભુત અભ્યાસી હતો. બ્રાહ્મણોના ક્રિયાકાંડમાં પૂર્ણ રાગી હતો, અને હંમેશને માટે છઠ્ઠને પારણે છઠ્ઠ કરતો, તે હાથને ઉંચા રાખીને સૂર્યની આતાપના લેતો હતો. પ્રકૃતિથી ભદ્ર હતો. વિકૃતિઓનું દમન કરનારો હતો અને સંસ્કૃતિનો રક્ષક હતો. તેના કામ–ક્રોધ શાંત હતાં, માન–માયા પ્રશાંત હતાં, જ્યારે લોભ અકિંચિત્કર હતો તેમ કરતાં તે પરિવ્રાજકને શિવરાજર્ષિની જેમ વિભંગજ્ઞાન ઉત્પન્ન થયું હતું. જેને લઈ બ્રહ્મદેવલોકના દેવોની આયુષ્ય સ્થિતિને જાણનારો અને દેખનારો હતો

### વિભંગજ્ઞાન :

વિભંગજ્ઞાન એટલે જે જ્ઞાનમાં સમ્યક્ત્વનો અભાવ અને વિપરીતતાનો સદ્ભાવ હોય તેને વિભંગજ્ઞાન કહે છે. ત્યારે જ તો અસંખ્યાત દેવો છે, દેવીઓ છે અને દેવ વિમાનો છે છતાં પણ આ ઋષિજીને કેવળ બ્રહ્મલોક(પાંચમો દેવલોક)ના દેવોની આયુષ્યસ્થિતિનું જ જ્ઞાન થયું છે, અને દેવલોકના બીજા બધા વિદ્યમાન પ્રકારોનું તેમને અજ્ઞાન છે માટે જ કહેવાયુ છે કે–સમ્યગ્દર્શનની પ્રાપ્તિ વિના સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ પણ થતી નથી અને તે બંનેના અભાવમા સમ્યક્ચારિત્ર પણ પ્રાય: અશકય છે.

### તાપસ અને તપસ્વી

પુદ્ગલ પરિવ્રાજક તાપસ હતો પણ તપસ્વી ન હતો. તપસ્વી શબ્દનો વ્યુત્પતિ અર્થ આ પ્રમાણે છે:–

"प्रकृष्टं रागद्वेषादि तामस राजस भावरहितं तपः अस्ति यस्य स तपस्वी ।" એટલે કે જેના તપમાં કોઈ જાતનો રાગ નથી, દ્વેષ નથી, બદલાની ચાહના નથી, નિયાણું નથી, તામસિક કે રાજસિક ભાવ નથી, કેવળ પોતાના આત્મા ઉપર ભવભવાંતરની લાગેલી કર્મ રજને નાશ કરવા અર્થે કરાતી તપશ્ચર્યાનો માલિક જ તપસ્વી કહેવાય છે. જે સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્રનો જ માલિક હોવાથી તેમને શુદ્ધ, મર્યાદિત અવધિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

પુદ્ગલ પરિવ્રાજક તપ કરતો હતો પણ તેના તપમાં આત્માની સુંદરતાનો ખ્યાલ નહીં હોવાથી આત્માના પ્રદેશો સાથે ચોંટેલી કર્મરજ જેટલી અને જે રીતે નિર્મૂલ થવી જોઈએ તેટલી થતી નથી; માટે હજારો પ્રકારમાંથી કદાચ એક પ્રકારનું સાચું જ્ઞાન મેળવી શકાય તો પણ બીજા પ્રકારો સર્વથા અસ્પષ્ટ હોવાથી તેટલા પ્રમાણમાં તે વિષયનું અજ્ઞાન હોય છે. વિભંગજ્ઞાન પણ અજ્ઞાન જ છે. માટે પરિવ્રાજકને કેવળ એટલો જ આભાસ થયો કે બ્રહ્મલોકનાં દેવોનું જઘન્ય આયુષ્ય ૧૦ હજાર વર્ષનું છે અને એક સમયાદિથી વધતું તે ૧૦ સાગરોપમમાં સમાપ્ત થાય છે અને ત્યારપછી દેવો પણ હોતા નથી અને ૧૦ સાગરોપમથી વધારે કોઈની આયુષ્ય મર્યાદા પણ હોતી નથી.

આવી રીતનો તે પરિવ્રાજક પોતાને થયેલું જ્ઞાન જ સાચું અને છેવટનું છે તેમ માનીને પોતાના આસન પરથી ઉભો થયો અને ઉપકરણોને પોતાના આશ્રમમાં મૂકીને આલંભિકા નગરીમાં એકત્ર થયેલી જનતાને પોતાના જ્ઞાન માટેની વાત કરી.

પરિવ્રાજકની આ પ્રરૂપણા જનતાને રૂચિકર તેમજ સત્ય પણ લાગી નહીં.

તે સમયે દેવાધિદેવ ભગવંત આલંભિકા નગરીમાં પધાર્યા અને સમવસરણમાં બિરાજમાન થયાં.

જનતા પાસેથી સાંભળેલી વાતને નિઃશંક થવા માટે ગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યું. જવાબમાં પ્રભુએ કહ્યુ કે ગૌતમ ! દેવોની જઘન્ય સ્થિતિ ૧૦ હજાર વર્ષની છે અને ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમની છે. ત્યારપછી કોઇપણ જીવનની તદ્દ્ભવ પૂરતી આયુષ્ય મર્યાદા નથી અને દેવો પણ નથી.

ત્યાર પછી ભગવંતે કહ્યું કે સૌધર્મકલ્પથી લઈ ઇષત્ પ્રાગ્ભાર પૃથ્વી( સિદ્ધશિલા )માં વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ રહિત અને સહિત દ્રવ્યો પણ છે. આ પ્રમાણે ભગવંતનો ઉપદેશ સાંભળીને પર્ષદા વિખરાઈ અને પુદ્‌ગલ પરિવ્રાજકે પોતાના ઉપકરણો ધારણ કર્યા; સાથોસાથ પ્રાપ્ત વિભંગજ્ઞાન પણ નાશ પામ્યુ

ત્યાર પછી પ્રભુના ચરણોમાં પ્રવ્રજ્યા સ્વીકારીને કર્મોથી મુક્ત થયો. યાવત્ સમસ્ત દુઃખોનો નાશ કર્યો.

ભગવાનની વાત સાંભળીને ગૌતમસ્વામી પ્રસન્ન થયા અને સૌ પોતપોતાના ઘરે ગયાં.

બારમો ઉદ્દેશો સમાપ્ત

## સમાપ્તિ વચન

અજ્ઞાનીઓના અજ્ઞાનાંધકારને ભેદવામાં ઝળહળતા સૂર્ય જેવા સંયમ અને બ્રહ્મચર્યની સાધના વડે ચમકતા શુક્રના તારા જેવા, ઉપદેશામૃત વડે જીવોના કષાયને શાંત કરવામાં ચન્દ્ર જેવા, જર્મન, ફ્રાન્સ, ઈટાલી, અમેરિકા, યુરોપ આદિ પાશ્ચાત્ય વિદ્વાનોને જૈન ધર્મનો પરિચય કરાવવામાં બ્રહ્મા જેવા, સ્યાદ્વાદ, નયાદિ તત્ત્વજ્ઞાન દ્વારા ભારતીય વિદ્વાનોની ધાર્મિક રક્ષા કરવામાં વિષ્ણુ જેવા, અજ્ઞાન, મિથ્યાભ્રમ અને રૂઢિવાદને દફનાવવામાં શંકર જેવા, શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ ભગવાન મહાવીર સ્વામીની ૭૪ની પાટ પરંપરાને દેદીપ્યમાન કરીને જગતમાં અમર થયા છે તેમના અંતેવાસી, શાસનદીપક, સ્વ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી પોતાની સાહિત્ય રચના, વક્તૃત્વકળા આદિ સદ્ગુણો દ્વારા, જૈન જૈનેતરોમાં પ્રસિદ્ધિને પ્રાપ્ત થયેલા હતા. તેમના શિષ્ય, ન્યાય-વ્યાકરણ-કાવ્યતીર્થ, પન્યાસશ્રી પૂર્ણાનંદવિજયજીએ(કુમારશ્રમણે)પોતાના શ્રુતજ્ઞાનના અભ્યાસ માટે સ્વાધ્યાયની વૃદ્ધિ થાય તે અર્થે ભગવતીસૂત્ર (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ) જેવા ગ્રંથ ઉપર પોતાની મતિના અનુસારે વિવેચના કરી છે

શુભં ભૂયાત् सर्वे जीवानाम् ।
सर्वे जीवाः जैनशासनं प्राप्नुयुः ॥

## શતક અગ્યારમું સમાપ્ત

卐

# ભગવતીસૂત્ર સાર-સંગ્રહ ભાગ-૧ વિષે

# કેટલાક અભિપ્રાયો

"આપનો પત્ર તેમજ સ્વયંસેવકો સાથે મોકલાવેલ પાંચ ચોપડીઓ 'ભગવતી સાર' નામની અમને મળી છે. તેનુ વિવેચન રોચક શૈલીમાં ઘણું જ સુંદર થયું છે. આ પુસ્તક સામાન્ય બોધવાળાને અત્યંત ઉપયોગી થઈ પડશે તેવો પ્રયત્ન કર્યો છે"

આચાર્યશ્રી વિજયસમુદ્રસૂરિની આજ્ઞાથી

—ઇન્દ્રદિન્નસૂરિ

× × ×

"'શ્રી ભગવતીસૂત્ર સાર-સંગ્રહ' ગ્રંથની નકલ-૩ તમોએ મોકલી તે મળી ગઇ છે.... તમારા પૂજ્ય ગુરુદેવ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ લખેલ આ ગ્રંથ અને તમોએ તેની ઉપર વિસ્તૃત વિવેચન કરેલ છે એટલે ઘણો જ સુંદર હોઇ સાધુ-સાધ્વીજી મહારાજને ખૂબ ઉપયોગી નીવડશે ..."

—આચાર્યશ્રી સૂર્યોદયસૂરિ

× × ×

"'શ્રી ભગવતી સૂત્ર'ના વિવેચનની પુસ્તક મળી. પરમ પૂજ્ય પં. શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ સાહેબે ખૂબ શ્રમ લઇને તેને લોકભોગ્ય બનાવી છે. તત્ત્વની ગંભીરતાને તેમણે સરળતમ ભાષામાં ઉતારી છે.

આ અપૂર્વ ગ્રંથરત્નના માધ્યમથી વીતરાગના પરમ સત્યનો દિવ્ય પ્રકાશ જનમાનસ સુધી પહોંચે એ જ મારી શુભ કામના"

—વિજયપદ્મસાગરસૂરિ

× × ×

"પુસ્તક ઘણું જ સુંદર અને મનમોહક છે. તત્ત્વોની ગહન વાત પણ સરલતાથી સમજાવેલી હોવાથી બાળ જીવોને ખૂબ જ ઉપકારક બનશે. આપશ્રીએ સંપાદનમાં જે શ્રમ લીધો તે પ્રશંસનીય છે...."

—મુનિરાજ શ્રી જિનચંદ્રવિજયજી મહારાજ

× × ×

"શ્રી ભગવતીસૂત્ર સાર સંગ્રહ" નામના આ ગ્રંથમાં પૂ. પંન્યાસજી પૂર્ણાનંદવિજયજી મહારાજે ભગવતીસૂત્રના પાંચ શતકો ઉપર જે વિસ્તૃત વિવેચન કરેલ છે તેથી વાચક વર્ગને કઠિન બાબતો પણ સરળ અને સહેલી થશે. આપશ્રી અપ્રમત્ત-પણે, અથાગ પરિશ્રમ વડે આ ગ્રંથનું પ્રકાશન કરી ભવિજીવોના કલ્યાણ અર્થે જ્ઞાનનો પ્રકાશ પાથરી રહ્યા છો. આપ સાહેબનો જ્ઞાન આરાધનાનો પ્રયત્ન બહુ જ સ્તુત્ય છે અને તે ધર્માર્થી જીવોના કલ્યાણાર્થે ઘણો જ ઉપયોગી થશે, તે જાણી આનંદ સાથે ખૂબ અનુમોદના.

—આચાર્ય વિજયઅશોકચંદ્રસૂરિ મહારાજ
(ડહેલાવાળા)

× × ×

"જૈન દર્શન"માં આગમ–ગ્રંથો (દ્વાદશાંગી) સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અત્યંત ઉત્કૃષ્ટ સ્થાન ધરાવે છે એમાં પણ 'ભગવતી સૂત્ર'નું મહત્વ અતિ ઘણું છે આવા મહામૂલા ગ્રંથનું આપના ગુરુદેવે નિચોડ કાઢી અવતરણ કર્યું અને આપશ્રીએ (શિષ્યે) એને સુંદર સરળ ને લોકભોગ્ય ભાષામાં વિસ્તૃત કરી સંસ્કરણ કર્યું અને જૈનસમાજને ચરણે આવો અમૂલ્ય ગ્રંથ ધર્યો એ જૈન સંઘ પર મહાન્ ઉપકાર છે. કહ્યું છે કે–'ગુરુ–શિષ્યે' જૈન સમાજને ઋણી બનાવ્યો છે. આવા ઉપયોગી અને

ઉપકારક ગ્રંથની એક નકલ મોકલી મને જ્ઞાન–પ્રસાદીનો આસ્વાદ કરાવ્યો છે, એ માટે ખૂબ જ ઉપકૃત છું.

'ભગવતી સૂત્ર' એક માર્મિક, સાત્વિક ને તાત્ત્વિક ગ્રથ છે. જેને આપશ્રીએ અનેકવાર ચાતુર્માસ દરમ્યાન વ્યાખ્યાન–પ્રવચન દ્વારા સરળ રીતે શ્રોતાઓને સંભળાવ્યો–સમજાવ્યો છે. એ અનુભવનો નિચોડ આપશ્રીએ પ્રસ્તુત ગ્રંથમાં ઠાલવી એને સુંદર રીતે સુસજ્જ બનાવ્યો છે, જે જૈન સમાજ માટે એક સુઅવસર બની ગયો છે. 'ગૌતમ–મહાવીર'ના પ્રશ્નોત્તરો અને એ દ્વારા આશ્રવ–સંવર–નિર્જરા, જીવ, અજીવ આદિ તત્ત્વોનું નિરુપણ કરી વાચકોને આગમોનું માર્મિક જ્ઞાન સરળ રીતે ઉપલબ્ધ કરવા–કરાવવા બદલ આપશ્રીને અનેકાનેક ધન્યવાદ આપવાનું નિવારી શકતો નથી–ક્ષમશો.

પ્રસ્તુત પુસ્તકનું વાંચન શરૂ કર્યું છે. શૈલીસત્ત્વ ને વિષય રસપ્રદ–જ્ઞાનપ્રદ જણાય છે. વિશેષ વાંચન–મનનથી આત્મા રસ-તરબોળ (જ્ઞાનથી) થશે એમ જણાય છે ........"

—ડૉ. ભાઈલાલ એમ. બાવીશી
એમ. બી. બી. એસ. (મુંબઈ)
એફ. સી. જી. પી. (ઇંડિયા)

× × ×

'શ્રી ભગવતી સૂત્ર સાર–સગ્રહ' નામના પુસ્તકની એક નકલ જેના સંપાદક અને વિવેચક પૂ પં. શ્રીપૂર્ણાનંદવિજયજી મ૦ સાહેબ છે. તેમણે મારા ઉપર મોકલી મોટો અનુગ્રહ કર્યો છે. આ પુસ્તકની માગ વધવાથી તેની બીજી આવૃત્તિ છપાઈ રહી છે, એમ જાણવા મળે છે.

પૂ પં. શ્રી પૂર્ણાનંદવિજયજી મ. સા. શ્રુતજ્ઞાનના સારા અભ્યાસી હોવા ઉપરાંત વેધક પ્રકાશ પાડનાર એક વક્તા પણ છે. આવા વિદ્વાન સંત પુરૂષે ભગવતી સૂત્ર જેવા ઉચ્ચ કોટિના ગ્રંથ ઉપર વિવેચન કરેલું હોઈ તેના ઉપર મારા જેવા પ્રાથમિક અભ્યાસીએ બે બોલ લખવા તે બાલચેષ્ટા લાગે છે હીરાની કિંમત ઝવેરી આંકી શકે. તરકારી ( શાક ) વેચનારને તેની ગતાગમ ન હોય.

કોઈ પણ પુસ્તક કેટલા દરજ્જે પ્રમાણભૂત ગણાય તેનો આધાર તેના રચયિતા કોણ છે? તેનો શાસ્ત્રાભ્યાસ કેટલો? ચારિત્ર્ય કેટલું ઉજ્જવલ? અને આત્માનુભૂતિ કેટલા પ્રમાણમા થયેલી જોવાય છે? તેના ઉપર અવલબે છે. પુસ્તક લખવાનો હેતુ તો સત્ય( આત્મ )ધર્મના પ્રચારાર્થે હોય છે.

સત્ય(આત્મ)ધર્મ એ કોઇ બાહ્યાડંબર કે બજારુ વસ્તુ નથી અંતરના અતલ ઊંડાણમાં ઉતરવાનું એક વિજ્ઞાન છે. જે પૂર્ણતા તરફ લઈ જાય છે. માનવમાત્ર પૂર્ણતા ઝંખે છે. પછી તે ભૌતિક પૂર્ણતા હોય કે અધ્યાત્મિક પૂર્ણતા હોય જગતનો વિશાળ સમુદાય ભૌતિક પૂર્ણતા ઝખે છે આત્મિક પૂર્ણતાને ઝંખનારની સંખ્યા અલ્પ હોય છે.

આત્મિક પૂર્ણતા માત્ર શાસ્ત્રના અભ્યાસથી આવી નથી જતી. આત્માના બીજા આવશ્યક ગુણો જેવા કે-નિઃસ્પૃહતા, નિર્ભયતા, નિડરતા અને મનની નિર્મળતા વગેરે મુખ્ય ભાગ ભજવે છે.

જ્યારે જ્યારે પૂજ્ય પં શ્રી પૂર્ણાનદવિજયજી મહારાજ સાહેબનું નામ યાદ કરૂં છું, ત્યારે ત્યારે પૂર્ણતા શબ્દ મને ચેતનવતો બનાવે છે. કેમ કે ઉપરોક્ત આત્મિક ગુણોનું મને તેમનામા બીજના ચંદ્રમા જેવું દર્શન થાય છે. બીજનો ચંદ્રમા

જ પૂર્ણિમાના ચંદ્ર જેવો ખીલી ઉઠે છે. એટલે આ સંત પુરૂષમાં વિદ્વત્તા સાથે અન્ય આત્મિક ગુણો સવિશેષ હોવાનો પરિચય થયો છે. તેઓશ્રીને સંપ્રદાયની કોઈ પકડ નથી, પ્રસિદ્ધિની કોઈ પરવા નથી, અહંની કોઈ આળ-પંપાળ નથી, સંસારીઓની સાથે ઝાઝો અંતરંગ સબંધ નથી માત્ર નામી કે અનામીપણે રહી ઉપકારના ઢગ ઠાલવવા એ જીવન-મંત્ર છે બાલ બ્રહ્મચારી છે શિવપુરી-ગુરુકુળમાં ગુરુની સાન્નિધ્યમાં રહી શાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરેલ છે. હાલ તેમના દીક્ષા પર્યાયને ઓગણચાલીસ વરસ પૂરા થયા છે ઘણું કરી દર સાલ પર્યુષણા પર્વમાં અઠ્ઠાઇની તપશ્ચર્યા કરી વ્યાખ્યાન વાંચે છે. આ બધી યોગ્યતાને લીધે તેઓ ભગવતી સૂત્ર જેવા ઊંચા ગ્રંથ ઉપર ઉત્તમ વિવેચન કરી શકે એ સ્વાભાવિક છે. એટલે આ વિવેચન ઉપર મારે બે શબ્દ લખવા એ બાલચેષ્ટા કરવા બરાબર છે. વળી શાસનના તેઓ સાચા સૈનિક છે. કોઇની શરમ કે શેહમાં તણાયા સિવાય શાસનમા સંગઠન અને ઐકયતા ઉપર સચોટ પ્રકાશ પાડવામા અડીખમ છે.

મને તેઓશ્રી પ્રત્યે જે અનહદ આદરભાવ છે, તે માત્ર કલ્પિત નથી પણ પ્રત્યક્ષ કારણોને આભારી છે

—હરિલાલ ડી. શાહ, બી એ.
(દહેગામકર)

× × ×

આપે કૃપા કરી મને 'શ્રી ભગવતીસૂત્ર સાર-સંગ્રહ' ભાગ-૧ ભેટ મોકલ્યો તે માટે આભારી આપે તેમાં 'સમાલોચનાર્થે'

જણાવ્યું છે. પણ મારું ભણતર ઘણું થોડું છે અને સમાલોચના કરવાની આવડત મારામાં નથી. જેથી ક્ષમા કરશો.

—કસ્તુરભાઇ લાલભાઈના ૧૦૦૮ વાર
વંદણા અવધારશોજી.

× × ×

પૂ. પં. શ્રી પૂર્ણાનંદવિજયજી ગણિવર્ય તરફથી "શ્રીભગવતી સૂત્ર સાર-સંગ્રહ" પ્રથમ ભાગ પુસ્તક સાદર મળ્યું. અવલોકન કર્યું. ટુંક પણ મુદ્દાસર શ્રી પંચમાંગભગવતિનુ સાર બહુ જ પરિશ્રમપૂર્વક તૈયાર કર્યો છે; તે માટે ધન્યવાદ! જિજ્ઞાસુ આત્માઓ માટે ખૂબ ઉપયોગી થશે આપ આવી રીતે ગુજરાતીમાં આ સૂત્ર સંપૂર્ણપણે કરી ભાવિક આત્માઓ માટે ઉપયોગી કરશો એવી મારી આપશ્રીને વિનમ્રભાવે વિનંતી છે. શાસનદેવ આ કાર્ય વહેલી તકે પૂર્ણ કરવા શક્તિ અને પ્રેરણા આપે એવી શુભેચ્છા રાખું છું.

શ્રી નેમિ-અમૃત-ખાંતિ ચરણોપાસક
પ્રવર્તક મુનિ નિરંજનવિજય
ના વંદન.